લેખક



જન્મ-સંવત ૧૯૨૨ ચૈત્ર શુદિ ૬ સ્કંદષષ્ઠી

ગીતાતત્ત્વવિહારિ ભાષાંતર, સંગીતગીતાપુષ્પાંજલિ,
ગીતાપુષ્પાંજલિ, ગીતાપંચામૃત ઇ
જુદીજુદી ફૂલગુંથણીએ
ગીતાને ગુંથનાર

ચિતારી



SWAMI VIVEKANANDA.

## મંગલ ધ્યાન

ॐ सच्चित्सुखरूपकोऽमृतमयो ब्रह्मस्वरूपात्मक-
योऽस्योत्पत्तिविनाशसंस्थितिकरः श्रेष्ठाग्रणीयः सुरैः ।
साक्षी प्रेरयति प्रभुः प्रणयिनो यो नो धियो वृत्तय-
स्तं ज्योतिर्मयमद्वितीयमजरं ध्येयाक्षरं धीमहि ॥

ૐ સચ્ચિત સુખ શ્રેય આશ્રયીય જે દિવ્ય સ્વયંજ્યોતિ જે,
વિશ્વોત્પત્તિ સ્થિતિ વિનાશકર જે બ્રહ્માદિ દેવો પ્રિય,
બુદ્ધિ વૃત્તિ અમારી મંગળ પથે પ્રેરે પ્રભુ સાક્ષી જે,
તે ધ્યેયાક્ષર જ્યોતિ અદ્વિતીયને ધ્યાને અમે ધારીએ.

## ગીતામાહાત્મ્ય

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥

गीता सुगीता कर्तव्या किमन्यैःशास्त्रविस्तरैः ।
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥

વસંતતિલકા

સર્વોપનિષદ સુગોધન દુગ્ધ સુધા,
ગોપાલનંદન પ્રભુજી પ્રીતિથી દોતા,
પાયું ધનુર્ધર ધનંજય આદિ પીતા,
કર્માનુમુક્તિપદ પ્રેરક ગૂઢ ગીતા.

ગાયા કરો ફરી ફરી વળી એક ગીતા,
વિસ્તારશાસ્ત્ર બહુનાથી વળ્યું શું બીજાં,
શ્રીમુખપંકજથી ગળ ઝરી સરિતા,
કર્માનુમુક્તિપદ પ્રેરક ગૂઢ ગીતા.

## અર્પણના શ્રુતિસ્મૃતિસૂત્રાર્થ

(* ચિહ્નવાળાં શ્રુતિસ્મૃતિસૂત્રો લેખકના પિતાશ્રીના હસ્તાક્ષરનાં છે)

(विद्यागमार्थम् ઇ૦ શુક્રનીતિ.) જે પ્રીતિ રાખનાર પિતા પુત્રને વિદ્યાભ્યાસ કરાવવા તથા ધંધો શિખવવા યત્ન કરે અને સદા સારી શિખામણ આપે, તે પુત્ર ઋણથી મુક્ત થાયછે.

(यतो-ઇ૦ શ્રુતિ) જેનાથી આ સર્વ ભૂત ઉત્પન્ન થાયછે, તે ઉત્પન્ન થઇને જેનાથી જીવેછે અને પ્રલયકાળે જેના પ્રતિ ગમન કરી જેમાં પ્રવેશ કરેછે, તેને તું જાણ, તે જ બ્રહ્મ છે.

(जन्मा-ઇ૦ વેદાંતસૂત્ર.) જેનાથી આ સર્વ જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાયછે, તે પરમાત્મા છે.

(सर्वं-ઇ૦ ગીતા.) પૃષ્ઠ ૧૯૨મે અ. ૬-૨૯

(न तस्य-ઇ૦ શ્રુતિ.) બ્રહ્મવેત્તા પુરુષના પ્રાણ (બીજા શરીરમાં) ઉત્ક્રમણ કરતા નથી, તે તત્ત્વવેત્તા પુરુષ બ્રહ્મરૂપ જ થઇને બ્રહ્મભાવને પામેછે.

(मातृ-ઇ૦ શ્રુતિ.) માતા, પિતા, વિદ્યાગુરુ તથા અતિથિને દેવ માનનાર થા.

(आत्मा-ઇ૦ શ્રુતિ.) પુત્ર નામે પિતાનો જ આત્મા છે.

(नेतरः ઇ૦ વેદાંતસૂત્ર.) ઇશ્વર વિના અન્ય સંસારી જીવની અનુપપત્તિ છે.

(आत्मेति ઇ૦ વે. સૂત્ર.) આત્મા જ પરમેશ્વર છે, એમ જાણવું જાબાલાદિ આત્મભાવે ઇશ્વરને જાણેછે, અને વેદાંતવાક્યો તેમ ગ્રહણ કરાવેછે.

(ब्रह्मा-ઇ૦ ગીતા.) પૃષ્ઠ ૧૩૬મે અ. ૪-૨૪

* (बहु-ઇ૦ સાંખ્યસૂત્ર.) જેમ ભ્રમર કંટકનો ત્યાગ કરીને પુષ્પમાંથી સુગંધ માત્ર ગ્રહણ કરેછે, તેમ બહુ શાસ્ત્રો અને ગુરુની ઉપાસના કરતાં છતાં પણ તેનો સારમાત્ર ગ્રહણ કરવો યોગ્ય છે.

* (ॐ ઇ૦ ગાયત્રીમંત્ર.) જે ઇશ્વર ૐકારસ્વરૂપ છે, જે સર્વ જગતના હેતુ અને પ્રાણથી પણ પ્રિય સન્માત્રરૂપ, મુમુક્ષુ આદિને સર્વદા સુખમાં રાખનાર ચિદ્રૂપ અને વ્યાપક નિયામક હોઇ સુખસ્વરૂપ છે; તે સ્વતઃસિદ્ધ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયના અધિષ્ઠાન, અખંડ એકરસ પ્રકાશક, નિરતિશય સ્વપ્રકાશ, અવિદ્યાદિદાહક વિજ્ઞાન સ્વરૂપ પ્રભુજ્યોતિનું અમે ધ્યાન કરીએછીએ, જે પ્રભુ અમારી બુદ્ધિ વૃત્તિઓને કૃપા કરી ઉત્તમ કામોમાં પ્રેરે-પ્રવૃત્ત કરે.

# નિવાપાંજલિ

पिता ब्रह्मा पिता विष्णुः पिता शिवो हि सर्वदा ।
पितृदेव प्रशास्ता मे पिता देवोऽस्तु जन्मनि ॥ १
सुजाता गोमतीकुक्षौ पुरुषोत्तममन्दिरे ।
वृद्धिमंदिरवर्यांस्तु जन्मना योऽविभूषयत् ॥ २
स्वधर्मकर्मवृत्तिना रक्षणं कुर्वता कुले ।
विदुषा विस्मृता येन मन्त्रविद्यापरंपरा ॥ ३
सप्रारब्धानि कर्माणि भुक्तमानुकृत न किम् ।
ज्ञानाग्निर्गति संचित देहो येन विसर्जित ॥ ४

"ભિક્ષનામી પિતા થાના જેહ પેખાટ સર્વને,"
"ગુમાવ્યા એક વર્ષની વેદાંતઅનુયાયીએ," ૫
'ઉત્તમ માનવનીતિના રાજ્યનીતિના પુરુષ,'
"વ્યાપારી સંઘે નેક શ્રેષ્ઠ પણ પ્રજાજને." ૬
'પ્રામાણિકત્વ ગાંભીર્ય આવિષ્ઠે યાદ નિકટતા.'
સદ્વૃત્તિને સ્મરી સ્નેહે શોક સામેલ સૌ થતા. ૭

પાષાણ સમ આ પૂતળે અશ્રુ જરા ય ઝર્યાં નથી,
દાઝ્યાં દઝ્યાં વ્યવહારનાં આ કાળજાં ટેવ્યાં નથી,
દિલ ડાઘની અશ્રુભરી નિધની મટી પીયૂષની,
આજે ઉરે લો અંજલિ આ આછી પંચામૃતતણી. ૮

આપું હું પ્રણયી પ્રણય અગ્નિમાં પ્રણયની આહુતિ,
કરે પ્રણય અર્પણ પ્રણય તર્પણ પ્રણય કર્મ સમાધિથી,
પહોંચે પ્રણયને પ્રણયીને સદ્‌ભાગિની મુજ ભાવની,
આજે ઉરે લો અંજલિ આ આછી પંચામૃતતણી. ૯

દ્વૈતે ય અદ્વિતીય એક જ દ્વૈત શાં અદ્વૈતમાં,
મૃત્યુ જીવન એ એક રથનાં ચક્ર ન પડે જુજવાં,
તર્પણ કરે અર્પણ કરે આ આપનો આપનુ ગણી,
આજે ઉરે લો અંજલિ આ આછી પંચામૃતતણી. ૧૦

---

*૫ થી ૭ એક સદ્‌ગૃહસ્થના પત્ર ઉપરથી.

કીધું વેદાંતવિનોદે આત્મ અનાત્મ ચિંતન,
વિશુદ્ધ વાસનાભાવે કીધું ચિત્ત પ્રસાદન. ૧૧
વાંચ્યું તે તે વિચાર્યું ને ધ્યાન ધારી અનુભવ્યું,
શ્રવણ મનને ધારી નિદિધ્યાસન સૌ કર્યું. ૧૨
પ્રસ્થાનત્રયી–વેદાંત સૂત્રો ઉપનિષદ્ ગીતા,
કંઠ પ્રાણ સમાં કીધાં સુપ્રિય શ્રુતિ સંહિતા. ૧૩
સાંખ્ય ન્યાયકીધાં સ્હાયે જ્ઞાને ને વ્યવહારમાં,
યોગયોગાંગ જ્ઞાને ને ચિત્તવૃત્તિનિરોધમાં. ૧૪
जन्माद्यस्य यतः । અર્થ અહીં વાર્તિક ભાષ્યનો,
કલશ જ્ઞાનમંદિરે મુક્યો ગાયત્રી મંત્રનો. ૧૫
तत्त्वमसि । મહાવાક્ય પિતાએ શ્વેતકેતુને,
દીધું દીધાં મહાવાક્યો ચાર આપે પિતા મને. ૧૬

सन्मूलाः सदवस्थितास्तु सदिमाः सर्वाः प्रजाः सत्श्रयाः
सोम्यास्यैमनुपुरुषस्य वाङ्मनसि तत्प्राणेऽभिसंपद्यते ।
स प्राणः प्रयतोऽस्य तेजसि परे तेजः सति ब्रह्मणि
ह्यात्मा सर्वमिदं तु तत्त्वमसि श्वेतकेतो खलु ॥ १७
वृक्षस्यास्य रसोऽस्म्यहं न हि रसाः कोषे मधूनां तथा
सम्पद्यामहदेवमेव न विदुः सम्पद्य सर्वाः सति ।
सिंहव्याघ्रवृकादयस्त इह वा यद्भवन्तीत्यपि
भूयो येन भवन्ति तत्त्वमसि श्वेतकेतो खलु ॥ १८
आगच्छामहदेवमेव न विदुर्नद्यः समुद्रं यथा-
ऽऽगत्येमाः सत एव तत्त्वमसि श्वेतकेतो खलु ।
जीवो नो म्रियतेऽपि जीवरहितं शरीरं मृत्युं त्विदं
यात्यात्मैक्यवदेव तत्त्वमसि श्वेतकेतो खलु ॥ १९
धानानामणुनामनिम दृश्यमानाच्चादर्यस्तिष्ठति
न्यग्रोधस्य इवास्य तत्त्वमसि श्वेतकेतो खलु ।

---

૧૭ થી ૨૨ છાંદોગ્ય ઉપનિષદના ષષ્ઠ પ્રપાઠકના ખંડ ૮થી૧૬ ઉપરથી.

सोम्यैतल्लवणं विलीनमुदके सवाते ८. ..
शश्वल्लीनमिवात्र तत्त्वमसि सयच्छ्वेतकेतो खलु ॥ २०
मेघावी पिहिताक्ष एव गुरुवान्यावद्विमोक्ष्ये न हि
सम्पत्स्येऽथ स वेद तत्त्वमसि सयच्छ्वेतकेतो खलु ।
प्राणस्तेजसि यावदात्मनि परे तेजोऽभिसंपद्यते
सर्वांस्तान्स य वेद तत्त्वमसि सयच्छ्वेतकेतो खलु ॥ २१
दह्यते स्तेयदाही न सत्यासक्तोऽथ मुच्यते ।
तथाऽऽत्मा श्वेतकेतो स सत्यं तत्त्वमसि त्विदम् ॥ २२
જેથી આને જુએ જાણે સુંઘે વાણી વળી વદે,
સ્વાદુ અસ્વાદુને જાણે કહ્યું પ્રજ્ઞાન તે જ છે. ૨૩
બ્રહ્મા ઈંદ્રાદિ દેવોમાં જનો ગૌ અશ્વઆદિમાં,
ચૈતન્ય એક તે બ્રહ્મ પ્રજ્ઞાન બ્રહ્મ મુજમાં. ૨૪
પરમાત્મા પરિપૂર્ણ દેહે વિદ્યાધિકારી આ,
બુદ્ધિ સાક્ષી થઇ રે'તાં કહેવાયેછે હું સ્ફુરતાં. ૨૫
પરમાત્મા સ્વતઃપૂર્ણ વર્ણવ્યા બ્રહ્મ શબ્દથી,
ઐક્ય વિચાર છું એમ માટે હું બ્રહ્મ છું અહીં. ૨૬
એક જ સત્ અદ્વિતીય નામરૂપ રહિત જે,
સૃષ્ટિ પ્હેલાં હજી જેની તાદૃશતા જણાય તે. ૨૭
દેહેંદ્રિયાતીત વસ્તુ શ્રોતાને કહી તું પદે,
એકતા અહીં છે શબ્દે તે અનુભવ ઐક્યને. ૨૮
સ્વીકાર્યું સ્વપ્રકાશત્વ અપરોક્ષત્વ આ પદે,
અહંકારથી દેહાંતે અંતરૂ આત્મા ગવાયછે. ૨૯
દશ્યમાન જગત્ સૌનું તત્ત્વ બ્રહ્મપદે કહે,
સચ્ચિદાનંદ તે બ્રહ્મ સ્વપ્રકાશ સ્વરૂપ છે. ૩૦

૨૩ થી ૩૦ પંચદશી પ્ર. ૫ નું મહાવાક્યવિવેકનું ભાષાંતર. ૨૩-૨૪ प्रज्ञानं ब्रह्म । ઋગ્વેદ-ઐતરેય. ૨૫-૨૬ अहं ब्रह्मास्मि । યજુર્વેદ-બૃહદારણ્યક. ૨૭-૨૮ तत्त्वमसि । સામવેદ-છાંદોગ્ય. ૨૯-૩૦ अयमात्मा ब्रह्म । અથર્વણ-માંડુક્ય.

## પ્રસ્તાવના

(વૃત્તવિહારિભાષાંતર આવૃત્તિ ૧ લીની)

૧. આ ભાષાંતર

શ્રીમદ્ભગવદ્ગીતાનાં હિંદુસ્તાનની સર્વ પ્રાકૃત ભાષા ઉપરાંત ગ્રીક, લેટીન, જર્મન, ફ્રેન્ચ, અંગ્રેજી વગેરે ભાષાઓમાં અનેક ભાષાંતરો ટીકાઓ અને નિરૂપણો થયાં છે, થાય છે; તે જ તેની મહત્તા સિદ્ધ કરવા પૂરતાં છે, છતાં યે સર્વકાલમાં સામાન્ય ઉપદેશ કરનાર ગીતા જેવો સર્વમાન્ય થઇ પડેલો ગ્રંથ વધારે ને વધારે વંચાતો જાય તે ઇચ્છવા યોગ્ય છે; કેમકે તેનું વાચન કે શ્રવણ જેમ જેમ વધારે થતું જાય, તેમ તેમ તેમાં રહેલા રહસ્યનું મનન શુદ્ધ ચિત્તે થવા સંભવ છે, અને એકાંતમાં તેના અર્થમાં જ વિચાર માત્રને તલ્લીન કરી તદાકારતા કે કાલભેદ પ્રમાણે નવનવાં સ્ફુરણો પ્રાપ્ત કરવાનો વિશેષ અવકાશ રહેછે આથી તેનાં ગદ્ય પદ્યમાં થયેલાં અનેક ગુજરાતી ભાષાંતરોમાં આ એક વળી ઉમેરો થાયછે. જીજ્ઞાસુઓ, અભ્યાસકો તેમ જ મુખપાઠીઓ સારી રીતે ગાઇ અને સ્મરણમાં રાખી શકે એવાં કાવ્યનાં વૃત્ત કે અક્ષરમેળ છંદોમાં આ ભાષાંતર પ્રથમ જ છે, એટલી આમાં નવીનતા છે. ગીતાના સર્વ વિષયને ૧૦૮ ભાગમાં ગોઠવી તેને અનુક્રમણિકાને બદલે અનુક્રમમાળામાં મણકા તરીકે ગોઠવ્યા છે, જેથી પાઠપૂજાના ક્રમમાં કે કોઇ વિષય કે તે સંબધના શ્લોક શોધવામાં અનુકૂળતા સચવાય છે.

લેખકનો ગીતાનો અભ્યાસ તેમના સદ્ગત બ્રહ્મનિષ્ઠ પિતાશ્રીને તથા અનુભવ વેદાંતસૂત્રોથી માંડી શાંકરભાષ્ય અને બીજી સંસ્કૃત ટીકાઓને આભારી છે; તેમ જ આ ભાષાંતરની ઉત્પત્તિની આકાંક્ષા સર્વકર્મ સ્વદેશાર્પણ કરનાર કર્મયોગી તિલકની ગીતાને, અર્થની સામાન્યતા શ્રીધરી ટીકાને, અર્થની યથાર્થતા સાધ્વી એની બિસેંટની ગીતાને, કોઇ કોઇ સ્થળે બરાબર બંધ બેસતા શબ્દનું શોધન તોલન અન્ય વિદ્વદ્વિરલ ગુર્જર ભાષાંતરકારોને અને ગ્રંથ મુદ્રિત થયા પહેલાં જ તેની પ્રસિદ્ધિ ને પ્રિયતા

પંકાયેલ ગુજરાતી ચિત્રમય જગતને આભારી છે.

સંસ્કૃત અને ગુજરાતી ભાષાની ગ્રંથીમાં અતિ અંતર હોવાથી સમશ્લોકી ભાષાંતરમાં ક્લિષ્ટતા, અપૂર્ણતા કે અશુદ્ધતા આદિ દોષ રહી જાય એ સ્વાભાવિક છે. સમશ્લોક-ઘણે ભાગે અનુષ્ટુપને બદલે ઇચ્છાનુસાર બીજાં વૃત્તની પસંદગી થતાં, વૃત્તની કૃતિની દુષ્કરતા હોવા છતાં યે બીજા પદ્ય ભાષાંતરો કરતાં આમાં શુદ્ધિ, સ્પષ્ટતા, સાદાઇ અને મૂળનો ભાવ વિશેષ સચવાયાં છે, એમ ચિત્રમય જગતના વિદ્વાન વાચકો વગેરે તરફથી જણાતાં અમારા પૂજ્ય પિતા વિહારીશ્રીએ કરેલું આ ભાષાંતર પ્રસિદ્ધ કરતાં અમને સગર્વ વિશેષ આનંદ થાયછે. કોઇ કોઇ શ્લોક અનુભવ, ભાવ અને વિચાર પૂર્વક લખાયેલા હોવાથી સસ્કૃતની પેઠે જ ભાષણો, લેખો, વાતચિત વગેરેમાં અવતરણ યોગ્ય હોઇ સચોટ અસર કરે તેવા છે.

***　　***　　***

૨. ગીતાનુ મૂળ

રાજ્યની વહેંચણીમાંથી તકરારનો ઉદ્ભવ થતાં શ્રીકૃષ્ણની પોતાની વિષ્ટિનો થયેલો અનાદર ભીષ્મ પિતામહ જેવા વૃદ્ધ અનુભવીને જણાવતાં તેમણે તરત જ કહ્યું કે कालपक्वमिदं मन्ये सर्वं क्षत्र जनार्दन। સર્વ ક્ષત્રિયકુળ કાળથી પાકી ગયેલું છે એટલે તે હવે પડવું જ જોઇએ-તેનો ક્ષય થવો જ જોઇએ, અને પરિણામે રાષ્ટ્રનો ઉદ્ધાર થવો જ જોઇએ. આ વિષ્ટિના અનાદર પછી કૌરવો અને પાંડવો યુદ્ધથી જ પોતાના રાજ્યનો હક્ક નક્કી કરવા તત્પર થયા અને ધર્મ અધર્મ કે ન્યાય અન્યાયનો છેવટનો નિર્ણય આપનાર ધર્મક્ષેત્રરૂપી કુરુક્ષેત્રમાં બંને પક્ષોએ પડાવ નાંખ્યો. આ રીતે મહાભારત યુદ્ધનું મંડાણ થાય છે. તેની સંપૂર્ણ ઉદ્ધતાવસ્થામાં જ અર્જુનને મોહથી વિષાદ થયો કે રાજ્યની પ્રાપ્તિ માટે પૂજ્યપાદ ગુરુઓ, પિતામહો અને સગા સંબંધીઓને કેમ હણવા? અર્જુનનો આ વિષાદ યુક્તિ પ્રયુક્તિથી કાર્યકારણદર્શક પ્રમાણભૂત આધાર વડે સંવાદાત્મક શૈલીથી સમજાવીને ટાળતાં ગીતામાં શ્રીકૃષ્ણભગવાન વારવાર ... કે આવે વિષમ સમયે ક્ષત્રીના ધર્માને ન છાજે તેવી

હૈડાની અધમ દીનતા છોડીને હે અર્જુન તું ઉઠ, અને શુદ્ધ બુદ્ધિથી નિષ્કામ કર્તવ્ય કરતાં પાપીઓને પડખે ચડનાર ગમે તેવી મહાન, પવિત્ર કે પૂજ્ય ગણાતી વ્યક્તિને યે તું વિના સંકોચે લોકોના પ્રતિપાલનાર્થે ઠાર કર; કેમકે ફક્ત પેટ ભરવા માટે જ કરેલ જે તૃણવત્ સહાર કે હત્યાથી દોષ લાગેછે તેવી અનત મહાન હત્યાઓ પરોપકાર દૃષ્ટિએ સમાજ કે રાષ્ટ્રનું ભલું કરતાં થાય તો તેમાં લેશમાત્ર પણ પાપ નથી જ. વળી જન્મથી હુકની રૂઈએ પ્રાપ્ત થયેલો રાજ્યભાગ પારકું પચાવી પાડનાર પ્રપંચીઓ પાસેથી ક્ષાત્રધર્મ પ્રમાણે લોકસંગ્રહ માટે યુદ્ધથી સપાદન કરવાનો અવસર જે ટાણે સહજ રીતે પ્રાપ્ત થયો છે, તે ટાણે પૂછડેલ ગળીઓ બળદ થઇ બેસી રહીને, અધર્મમા રચ્યા પચ્યા રહી પારકે રાજ્યે પરમાનંદ કરનાર દુષ્ટ પાપીઓ પાસે ભિક્ષા માગવી કે પછી વેવલા થઈને મૂછ નીચી કરવી એ કંઈ માણસાઇ નથી; એટલે કે ખરે વખતે અર્જુનને જે અઘટિત વિષાદ થયો હતો તે ટાળી પ્રાપ્ત થયેલ જગમાં હારજીતની પરવા કર્યા વિના ફક્ત નિષ્કામ ભાવે ચાહોમ કરી ઝંપલાવવાનો ગીતાનો આદેશ છે.

ગીતાનો કાલનિર્ણય કે યુદ્ધભૂમિ ઉપર ગીતાજ્ઞાનના સભવાસભવ વિષે કઇક ઉહાપોહ વિદ્વાનોએ કરેલ છે, અને તે સબધમાં શાસ્ત્રીય દૃષ્ટિએ વિશેષ ઉહાપોહ કરવાનું કોઇ સમર્થ સંસ્કારીનું કર્તવ્ય સમજી, અહીં એટલું જ સ્પષ્ટ કરવાની જરૂર છે કે પરમેશ્વરને સર્વ કર્મ સમર્પણ કરી ધર્મભાવે પ્રાપ્ત થયેલું કર્તવ્ય કર, એવો અર્જુનને યુદ્ધ કરવાનો જે ઉપદેશ ગીતામાં કરેલો છે તે તો ફક્ત તાત્કાલિક પ્રસગને જ અનુસરીને છે; પણ તે ઉપરથી અર્જુનની પેઠે સર્વ મનુષ્યે પોતાના અધિકાર પ્રમાણે પોતપોતાનો વ્યવહાર ઇશ્વરાર્પણ બુદ્ધિથી પ્રાણીમાત્રના હિતને માટે કરતા રહેવો, એ જ ગીતાનું સામાન્ય રહસ્ય છે.

આર્યધર્મનું મૂળ વેદ છે, અને તે વેદના કર્મ, ઉપાસના અને જ્ઞાન એમ ત્રણ વિભાગ છે તે વિભાગમાના જ્ઞાનકાડનો કે વૈદિક ધર્મના ગૂઢ તત્ત્વોનો

૩ ગીતા ને ધર્મ

ઉપનિષદોમાં સંગ્રહ કરેલો છે. ઉપનિષદોમાંહિનાં કેટલાંક વચનોમાં સ્થૂલ દૃષ્ટિએ અભ્યાસકોને પરસ્પર વિરોધ ભાસતો હોઇને તે કાઢી નાખી સર્વ ઉપનિષદોની એકવાક્યતા ઉત્તરમીમાંસા કે વેદાંતસૂત્રમાં સ્વીકારી છે. ઉપનિષદોમાંનું જ્ઞાન મુખ્યત્વે કરીને નિવૃત્તિ પર હોવાથી તેમ જ વેદાંતસૂત્રો ઉપનિષદોની અંદરનો પરસ્પર વિરોધ કાઢી નાંખવા પૂરતાં હોવાથી પ્રવૃત્તિમાર્ગનું પ્રતિપાદન કરવા કે સનાતન ધર્મના તત્ત્વજ્ઞાનની ઊણપ પૂરવા માટે ગીતા રચાયેલી કહેવાયછે.

જ્ઞાન અને કર્મ વચ્ચે ભ્રમમાં પડેલાને જે વિરોધ ભાસે છે તે વસ્તુતઃ સત્ય નથી, એમ વિસ્તારથી ગીતામાં સિદ્ધ કરેલ છે, અને વાસના ક્ષય થયા પછી પણ જ્ઞાની પુરુષે બ્રહ્માર્પણ બુદ્ધિથી કેવળ લોકના કલ્યાણ કાજે સર્વ કર્મ શુદ્ધ ચિત્તે કરતાં રહેવાં એમ પ્રતિપાદન કરેલું છે. આ રીતે ગીતામાં સ્થળે સ્થળે ધર્મનું જ ગુંથન છે, એમાં બે મત છે જ નહિ, અને તેથી જ આ ગ્રંથ સર્વ શાસ્ત્રના સારરૂપ, સર્વ ધર્મના તત્ત્વરૂપ, સર્વમાન્ય અને સર્વપૂજ્ય ગણાય છે. વેદ, ઉપનિષદ, ન્યાય-યોગ-મીમાંસાશાસ્ત્ર, તંત્ર, મંત્ર કે કોઇપણ ધર્મશાસ્ત્રનું એક પણ તત્ત્વ-રહસ્ય એવું નથી કે જે ગીતામાંથી નીકળે નહિ; અને તેટલા જ માટે દ્વૈત, અદ્વૈત, સાકાર, નિરાકાર, કર્મ, ઉપાસના, જ્ઞાન આદિ વિરૂદ્ધ વિરૂદ્ધ સંપ્રદાયવાળા સર્વેને ય તે માન્ય છે. વિદેશી ધર્મના તત્ત્વચિંતકોએ પણ આ ગ્રંથને પોતાનો ગણવામાં જ મહત્તા માની છે અને તેથી તેનું સર્વદેશીપણું નિષ્પક્ષપાતપણે સ્વતઃસિદ્ધ ક્યારનું યે થઇ ચૂકયું છે.

નરી આંખે જોઇ શકાતા જગતની પેલીપાર દિવ્ય ચક્ષુથી જોવાનું કયું તત્ત્વ રહેલું છે, એ સૂક્ષ્મ તત્ત્વ અને સ્થૂળ સૃષ્ટિમાંહેના "હું"ની વચ્ચે કેવા પ્રકારનો સંબંધ છે, એ દૈવી સંબંધ અનુસાર આ દુનિયામાં મારૂં સાધ્ય શું હોવું જોઇએ અને તે સાધ્ય સાધવા સારૂ અહીં મારે કેવું જીવન ગાળવું જોઇએ વગેરે અતિ ગહન પણ વ્યવહાર પ્રશ્નોનો આ વેદાંતશાસ્ત્રોમાં દેશકાળ પ્રમાણે યોગ્ય વિચાર કરેલો છે. આ પ્રમાણે પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ બંને

મહત્વના માર્ગોનું પદ્ધતિપૂર સર તાત્ત્વિક દૃષ્ટિએ વિવેચન કરનાર વૈદિક ધર્મના આધારભૂત આ ત્રણે ગ્રથો એક બીજાની ઉણપો પૂરી કરી પરિણામે પ્રસ્થાનત્રયરૂપે પરિપૂર્ણ થઇ પ્રમાણભૂત બનેછે.

૪. ગીતા ને વ્યવહાર

સાંસારિક કર્મને તદ્દન ત્યાજ્ય ગણીને કેવળ જ્ઞાન કે ભક્તિને જ પ્રાધાન્ય આપી ગીતામાં નિવૃત્તિમાર્ગનું જ નિરૂપણ કઇ કરેલ નથી, તેમ જ સ્વાર્થ પરાયણ વૃત્તિથી સંસારમાં રચ્યા પચ્યા રહીને છેવટે થાકયા પાકયા વિશ્રાંતિ અર્થે સસાર છોડી દેવાનું પણ ગીતામાં કહેલું નથી. એ તો, બાહ્ય દૃષ્ટિએ સુખ દુ ખથી ભરેલો ચિત્ર વિચિત્ર સસાર જ ઉચ્ચ ભાવનાથી કે પછી મોક્ષ દૃષ્ટિએ સમસ્ત માનવ જાતિના કલ્યાણ માટે કઇ રીતે નીડરતાથી ખેડવો જોઇએ તેનું વિવેચન કરનાર સસારનું પ્રાચીન શાસ્ત્ર છે. વ્યવહારમાં જે જે સુખ કે દુ:ખ આવી પડે તે તે સામ્ય બુદ્ધિથી એક ખરા માણસ તરીકે જીરવી કે સહન કરીને પ્રાણીમાત્રના પરિપાલનાર્થે પોતપોતાના અધિકાર અનુસાર જે કાળે જે જે ધર્મ કર્મ પ્રાપ્ત થાય તે નિષ્કામભાવે સત્યાગ્રહથી કરતાં રહેવું એવો બોધ કરી સંસારના કોલાહલથી ભડકી ગયેલા માનવબધુને કયું કર્મ ધર્મ્ય કે હિતકર છે અને કયું કર્મ અધર્મ્ય કે અહિતકર છે તેનું સરલતાથી સચોટ સમજાવનાર ગીતા જેવું બીજુ વ્યવહારશાસ્ત્ર કયું છે? એમાં ભક્તિ અને જ્ઞાનની વચ્ચે દેખાતો વિરોધ કે જ્ઞાન અને કર્મની વચ્ચે જણાતો ભેદ ખોટો ઠરાવીને સિદ્ધ કર્યું છે કે જ્ઞાન અને ભક્તિના જે મૂળ સિદ્ધાંતો છે, તે જ સત્કર્મના બીજ રૂપ છે. આ રીતે અધ્યાત્મશાસ્ત્રના આધારે કર્મયોગનું પ્રતિપાદન કરીને પરસ્પર વિરોધ જણાતા સિદ્ધાંતોનો સમન્વય કરવાની અપૂર્વ શૈલીથી ભક્તિનો જ્ઞાન જોડે અને તે બનેનો વ્યવહાર કે કર્મ જોડે ગીતામાં ઠીક યોગ કરવામાં આવ્યો છે. આથી કરીને પ્રવૃત્તિપરાયણને પ્રવૃત્તિ, નિવૃત્તિપરાયણને નિવૃત્તિ, જ્ઞાનીઓને જ્ઞાન, અભેદવાદીઓને અભેદ, ભક્તજનોને ભક્તિ, કર્મયોગીઓને કર્મ, સંસારીઓને વ્યવહાર અને રાજનીતિજ્ઞોને રાજનીતિ સિવાય

તેમાં કોઇ બીજું પ્રધાન તત્ત્વ ભાસતું જ નથી; પણ વસ્તુતઃ ગીતા 'જ્ઞાનમૂલક-ભક્તિપ્રધાન-કર્મયોગ' નો નિર્દેશ કરવા ઉદ્દ્ભવેલી હઇ તેમાંથી પાત્રાનુસાર ભિન્ન ભિન્ન વ્યાવહારિક પારમાર્થિક પ્રધાન ઉચ્ચ તત્ત્વ નીકળે તેમાં સંશય શો છે?

આત્મજ્ઞાનના ગહન સિદ્ધાંતો ઉપરાંત કર્મ અકર્મની અનેક પ્રકારની ગુંચો ઉકેલનાર કે સંસારશાસ્ત્રના સિદ્ધાંતો સંક્ષેપમાં પણ સંદેહ ન રહે તેવી રીતે સરલતાથી સમજાવનાર અને પામર જીજ્ઞાસુથી પણ સહજ સમજી શકાય તેવો ગીતા જેવો બીજો કોઈ ગ્રંથ મહાત્મા તિલક વચનાનુસાર માત્ર સંસ્કૃત વાઙ્મયમાં તો શું પણ દુનિયાપરની પ્રચલિત બીજી કોઇપણ વાઙ્મયમાં નથી જ.

૫. ગીતા ને રાજ્ય

ગીતામાં ક્યું ઉંચું તત્ત્વ નથી તે શોધવું દુષ્કર છે, તો પછી તેમાં ઇશ્વરતત્ત્વવિષયક ધર્મ સિવાય બીજું કઇ પ્રાધાન્ય નથી એ તો કેમ જ કહી શકાય? ઉપર દર્શાવ્યા મુજબ આ મહાભારત યુદ્ધનું મંડાણ રાજ્યને માટે જ છે, અને એ યુદ્ધ મહાણને પ્રારંભે ઉદ્દ્ભવતા ગીતાગ્રંથનો પ્રથમ શબ્દ ધર્મક્ષેત્ર છે. કુરૂક્ષેત્રની ધર્મક્ષેત્ર તરીકેની યોગ્યતા માટે ટીકાકારોમાં મતભેદ પડતાં આ ધર્મક્ષેત્ર શબ્દ વિવાદિત થઇ પડ્યો છે. ધર્મ ઘણા અર્થે ભાષામાં પ્રચલિત છે; જેમાં ન્યાય, હક્ક, સત્તા, અધિકાર એ પણ હોઇ તેનો ન્યાય અથવા સત્તા વિષયક રાજ્ય અર્થ કરવામાં કાંઇ બાધ નથી, અને તેથી ધર્મક્ષેત્રનો અર્થ રાજ્યક્ષેત્ર એટલે ન્યાયનિર્ણય થઇ રાજ્ય બદલાવાનું ક્ષેત્ર કોઇ રીતે અઘટિત નથી, એટલું જ નહિ પણ અત્યાર સુધીની ઐતિહાસિક દૃષ્ટિએ તે જ અર્થ વિશેષ દૃઢ કર્યો છે. ગીતામાં બીજા પણ કેટલાક શ્લોક એવા છે કે તેમાંના ધર્મશબ્દનો અર્થ કર્મ જ્ઞાન ઉપાસના કે વર્ણાશ્રમ ધર્મ પરત્વે લેવા કરતાં ન્યાય કે રાજ્ય અર્થ લેવાથી વધારે બધ બેસતા થાયછે. ધૃતરાષ્ટ્રના હૃદયમાં કુરૂક્ષેત્રનું રાજ્યક્ષેત્રત્વ સ્ફુર્યા કરવાથી જ પોતાના પુત્રોનું રાજ્ય ટકવા સંબંધમાં શંકા થતાં ભાર દઇને એ પ્રથમ પ્રશ્નનો પ્રારંભ કરેછે, અને તેથી જ ભાષાંતરમાં લેખકે વિસ્મય સાથે

આકાંક્ષાસૂચક હું ! શબ્દનો પ્રયોગ યોજેલો છે. સંજયના ઉપસંહારનો ગીતાનો છેલ્લો શ્લોક પણ ફલાભિનધિરહિત કર્તવ્ય–કર્મમાં મચ્યા રહેનાર પુરુષ સાથે કર્મયોગનું ફળ આપવામાં સમર્થ ઇશ્વર હોય, ત્યાં જ રાજ્યશ્રી, વિજય ઇત્યાદિ જણાવી યુદ્ધના પ્રારભ પહેલા જ ભવિષ્યવેત્તા તરીકે સામા પક્ષનો જ વિજય એટલે રાજ્ય પ્રાપ્તિ દર્શાવે છે. એ રીતે રાજ્યવિષયક શ્લોકથી ગીતાની પૂર્ણાહૂતિ થાયછે; એટલે ગીતામાં આદિથી અત સુધી રાજ્યતત્ત્વ છે એમ કહેવામાં પણ બાધ નથી. ટુકામાં કહીએ તો ધર્મ એ ગીતાનું હૃદય છે, અને રાજ્ય એ ગીતાનુ અંગ છે.

૬. ગીતાની સર્વમાન્યતા

શ્રીકૃષ્ણચદ્ર કહેછે કે गीता मे हृदय पार्थ। ગીતા તો મારૂં હૃદય છે. મનુષ્યને હૃદય વસતા ઇશ્વરનું હૃદય કયા આર્યહૃદયનું શુદ્ધ ન હોવું જોઇએ ? માટે ગીતા શક્તિ અનુસાર પ્રત્યેક આર્યને હૃદયસ્થ, કંઠસ્થ અને તેમ નહિ તો પાઠપૂજાથી વદનમાં અથવા દર્શન પૂજાર્થ ગૃહમા તો હોવી જ જોઇએ. ગીતા પશ્ચિમમાં પણ એવી જ રીતે પ્રચલિત થઈ પડેલી છે તુલનાત્મક દૃષ્ટિએ પૂર્વ અને પશ્ચિમના તત્ત્વજ્ઞાનનું વિવેચન કરનાર સમર્થ શોધકો કે અભ્યાસકોના શ્રમથી આપણે જાણી શકીએ છીએ કે તત્ત્વજ્ઞાનમાં મસ્ત બની સંન્યાસી થવું સારૂ કે ઘડમથલવાળી અવડચટ્ટી રાજકીય ધમાલોમાં પડીને રાજનીતિજ્ઞ તરીકે પકાવું તે સારૂં, તેનો ઍરિસ્ટોટલે કરેલો નિર્ણય ગીતામાં પણ છે. મનુષ્ય જે કઇ પાપ કરેછે તે અજ્ઞાનને જ આભારી છે એવો જે સોક્રેટિસનો મત છે તેનો પણ ગીતામાં સમાવેશ થયેલ છે. પરમજ્ઞાનીની દશાએ પહોચેલા પુરુષનું વર્તન સર્વને માટે પ્રમાણભૂત હોયછે એવો એપીક્યુરિયન અને સ્ટૉઇક પથોના ગ્રીક પડિતોનો મત પણ ગીતાને માન્ય છે. દરેક મનુષ્યે માનવજાતિના શ્રેય માટે શ્રમ લેવો જ જોઇએ, એવી મિલ, સ્પેન્સર, કૅન્ટ વગેરે આધિભૌતિકવાદીઓની જે નીતિ છે, તેનો ય ગીતામા યોગ્ય રીતે સગ્રહ થયોછે. કૅન્ટ ને ગ્રીન જેવા નીતિજ્ઞોના ઇચ્છાસ્વાતત્ર્યના સિદ્ધાતો પણ ગીતામાં

આવેલા છે. વાસનાક્ષય કરવો એ જ મનુષ્યમાત્રનું કર્તવ્ય છે એવો શોપનહૌએરનો સિદ્ધાંત પણ ગીતાને ગ્રાહ્ય છે, અને વાસનાની નિષ્કામતા તે જ સદાચાર કે નીતિનું મૂળ છે એવી ડાયસનની માન્યતાનું યે ગીતામાં પ્રતિપાદન થયેલું છે. આ રીતે ગીતા પાશ્ચિમાત્ય પંડિતોમાં પણ સર્વમાન્ય થઇ પડી છે.

એ પ્રમાણે ગીતા સર્વદેશી તત્ત્વ ચર્ચતો ધાર્મિક, વ્યાવહારિક અને રાજકીય ઉન્નતિ સધાવનાર એક ગૂઢ ગ્રંથ છે. ગીતા કોઇપણ ધર્મની અવજ્ઞા કરતી નથી, એટલું જ નહિ પણ કોઇ યે ધર્મની અવજ્ઞા કરવાને ના કહેછે.

૭. ગીતાનો આદેશ

ઇશ્વર અમુકનો જ હોવાની ઇશ્વર પોતે ના કહેછે એમ ગીતા દર્શાવે છે. શુદ્ધ ચિત્તથી આચરાતો કોઇપણ ધર્મ ટુંકે કે લાંબે રસ્તે શ્રેય-મોક્ષને માર્ગે જ દોરેછે. ગમે તે મત કે સંપ્રદાય માનો પણ ચિત્તની વિશુદ્ધિ અને નરમાશની આવશ્યકતા છે, અને એવા શુદ્ધ મૃદુ ચિત્તથી આચરાતો નૃયજ્ઞ-પરોપકાર કે દેશયજ્ઞ, નિષ્કામ કર્મ, સાત્વિક ભક્તિ, નિર્વિકલ્પ સમાધિ, અપરોક્ષ જ્ઞાન, ગમે તે મોક્ષ સ્વરૂપ જ છે, અથવા મોક્ષમાર્ગ પ્રતિ પ્રયાણ કરાવનાર છે; એ લક્ષ્યબિંદુથી પુરુષાર્થ, પુરુષાર્થ અને પુરુષાર્થ એ જ ગીતાનો આશય છે, તે જ પરમ આદેશ છે. *** ધર્મ કે કર્તવ્યથી વિમુખ થતાં જ્યારે પ્રજા કે રાષ્ટ્રનો હ્રાસ કે અધઃપતન થાયછે ત્યારે તેનો પુનરુદ્ધાર કરવા માટે પ્રભુ પોતે પણ પૃથ્વીપર અવતાર ધારણ કરીને સંતનો ઉદ્ધાર કરેછે અને દુષ્ટનું નિકંદન કાઢેછે, તે જ સિદ્ધાંતને અનુસરી પરમાત્મસ્વરૂપ મનુષ્યમાત્રે ધર્મના પરિપાલનાર્થે, દેશના ઉદ્ધારકાજે, પ્રજાના પુનરુદ્ધાર અર્થે, સંતના રક્ષણમાટે અને દુષ્ટના દમનકાજે પરમાર્થરૂપી મહાયજ્ઞમાં પોતાના પ્રાણની પણ આહૂતિ અર્પવા પ્રસંગ પ્રાપ્ત થયે તત્પર રહેતાં હૃદયમાં તૈત્તિરીય શ્રુતિનું આ ગુંજન નિરંતર રાખ્યા જ કરવું જોઇએ કે सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्याम् न प्रमदितव्यम्। તથાસ્તુ.

ચંદુલાલ

# નિવેદન

આ પુસ્તકમાં શ્રીભગવદ્ગીતા મૂળ, તેમાંનાં પદોને છૂટાં પાડી ગદ્યને ક્રમે પદાન્વય, તે જ પદોનું શુદ્ધ અને સ્પષ્ટ ગુજરાતી ભાષાંતર, તેનું જ તદ્દન સાદુ પણ વ્યાકરણ નિયમનપૂર્વક શુદ્ધ હિંદી ભાષાંતર, અને તે જ પદોનું સારી રીતે ગવાઇ શકે એવા વૃત્તોમાં વૃત્તવિહારિ ભાષાંતર આપેલું છે, નીચે શ્લોકનું કે તેમાંના કોઇ વિચારનું કે પદનુ જરૂર જોગુ વિવરણ આપેલું છે, એમ આ પચામૃતનો ઉદ્ભવ છે.

શાંકરભાષ્ય, શકરાનંદી, મધુસૂદનીઇત્યાદિ અનેક સંસ્કૃત ટીકાઓ ચિદ્ઘનાનંદી વગેરે હિંદી ટીકાઓ, થોડી અંગ્રેજી ટીકા, જ્ઞાનેશ્વરી વગેરે બીજી ભાષાની ટીકાના ભાષાંતરો, લોકમાન્ય તિલકનુ ગીતારહસ્ય વગેરે ગીતા ઉપરથી ઉદ્ભવતા તત્ત્વગ્રંથો ઇત્યાદિ આશરે બસોક ગીતાગ્રંથના દોહનરૂપ આ વિવરણ છે. શકા કે વિવાદના ખુલાસારૂપ મુશ્કેલીનુ ટાળક કે કાંઇ ખાસ રહસ્યરૂપ જે જે જણાયુ, તે ઉપરના ગ્રંથોમાંથી લઇ સંવત ૧૯૪૦થી અત્યાર સુધીમાં કરેલી સેંકડો પૃષ્ઠોની મારી નોંધ પરથી સ્થળના પ્રમાણમાં સંક્ષેપ કે વિસ્તારથી જેટલુ વિવરણ લઇ શકાય તેટલું આમાં લીધુ છે. પાછળ સંગીતમાં ઉતારેલા ગીતાના અમુક પ્રસંગો છે; અને છેવટ તત્ત્વજ્ઞાનના પારિભાષિક શબ્દો (*Technical words of philosophy*) કોષરૂપે આપ્યા છે, જે તત્ત્વજ્ઞાનનુ કોઇપણ પુસ્તક વાંચવામાં ઉપયોગી થાયછે.

શ્રીકૃષ્ણચદ્રના મુખપંકજથી નીકળતા અખૂટ મકરદમાંથી ગીતાગુંજન કરનાર રસભોગી મધુર દૈવી મધુકરોએ લીધેલા મકરંદનું દિવ્ય મધુ આ પચામૃતમાં ભળ્યું છે. કોઇ શંકા કે મુશ્કેલીના પ્રતિકારરૂપ આ મધુ થશે, તો તે દિવ્ય ભ્રમરોના સદાવિકસિત આત્મારવિંદના સતત મદહાસ્યમાં કંઇક અટ્ટહાસ્યની સુરભિ આવી જતાં તે સર્વેનુ શુભ કરશે.

પ્રભુપુનિત હૃદયોનુ કેન્દ્રસ્થાન ગીતા બનાવે, એ જ ગીતાભિયોગી હૃદયની અભિવાંચ્છા, એ જ ગીતાભિલષિત હૃદયની અભિવાંછા, વિશેષ શું?

૧૯૮૪ વિજ્યાદશમી — વિહારી

# શ્રીમદ્ભગવદ્ગીતા

## અનુક્રમમાળા

## અનુક્રમણિકા

### અધ્યાય ૮ અક્ષરબ્રહ્મયોગ



### અધ્યાય ૯ રાજવિદ્યારાજગુહ્યયોગ



### અધ્યાય ૧૦ વિભૂતિયોગ



### અધ્યાય ૧૧ વિશ્વરૂપદર્શનયોગ



### અધ્યાય ૧૨ ભક્તિયોગ

## અધ્યાય ૧૩ ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ



## અધ્યાય ૧૪ ગુણત્રયવિભાગયોગ



## અધ્યાય ૧૫ પુરુષોત્તમયોગ



## અધ્યાય ૧૬ દૈવાસુરસંપદ્વિભાગયોગ



## અધ્યાય ૧૭ શ્રદ્ધાત્રયવિભાગયોગ

# મંગલાચરણ

(मंगलाचरणं शिष्टाचारात्फलदर्शनात् श्रुतितश्चेति। सांख्यसूत्र ५-१)

શાર્દૂલવિક્રીડિત

જન્માદિબીજ અન્વયાદિથી વિભુ અર્થજ્ઞ આ વિશ્વનો,
વિસ્તાર્યો વિધિમાટ વેદ હૃદયે મુંઝાય જ્યાં પંડિતો,
દીપ્તિ મૃદ્ જલ પેક વિનિમય જ્યાં ત્રિસૃષ્ટિ સત્યે નહિ,
માયાહીન સદા સ્વજ્યોતિસ્વરૂપે सत्यं परं धीमहि।

જેને વેદ વદે અદ્વિતીય કરે પુનીત જે વિશ્વને,
જેથી વ્યાપ્ત ત્રિલોક લોક સરવે નિત્યે નમે જેહને,
જેથી સર્વ વિબુધવૃંદ પ્રકટી જેની કૃપા યાચતું,
જ્યાં વિલાસતું વિશ્વ થાય લય તે વિશુદ્ધ તત્ત્વે નમું.

ઉક્તિ પંક્તિ ઉછાળતો મકર શા આધાર મુનીંદ્રને,
ક્ષાંતિ શાંતિ ધૃતિ દયાદિ સરિતા જ્યાં નિત્ય વિશ્રાંતિ લે,
મુક્તોના પ્રિય સ્તુત્ય ભાસિત વડા વિજ્ઞાનરત્ને ભર્યો,
શ્રીમદ્વ્યાસ પયોનિધિ નિધિ સદા કલ્યાણ સૌનું કરો.

ગંગા મંગલદાયિની બચપણે ગુંજાવતી અંકમાં,
ગીતા સાધી સ્વધર્મ મધ્યમ વયે ઝુઝાવતી જંગમાં,
ગાયત્રી દઇ શક્તિ પાકટપણે ચૈતન્ય શ્રીમંહિતા,
અંબા પાતી પીયૂષ તું વયવયે ગાયત્રી ગંગા ગીતા.

વસ્તુ મંગલ ગ્રંથ મંગલમહીં વ્યાસે ગુંથેલે રમું,
મૂર્તિ મંગલ ધ્યાન મંગલ ધરી ઐક્યસ્વરૂપે નમું,
ધ્યાતા મંગલ ધ્યાન મંગલ મળે ધ્યેયૈકમાં મંગલે,
સૌનું મંગલ મંગલાચરણ આ અદ્વૈત ભાવે કરે.



મંદાક્રાંતા

શ્રીશૃંગારે સુગત વ્રજના વાસી પ્રદ્યુમ્નપિતા,
યોગ જ્ઞાને ઉપનિષદની પાર્થને પાઠ ગીતા,
દેશોદ્ધારે કુળ ન ગણતાં કૈક અક્ષૌહિણી મારી,
વંદે નીતિ શ્રી વિજયદ શ્રીકૃષ્ણચંદ્રે વિહારી.

श्रीमद्

# ભગવદ્ગીતા

## અધ્યાય ૧ લો

## અર્જુનવિષાદયોગ

धृतराष्ट्र उवाच।

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः।
मामकाः पाण्डवाश्चैव किमकुर्वत सञ्जय ॥ १ ॥

धृतराष्ट्रः उवाच। सञ्जय धर्मक्षेत्रे कुरुक्षेत्रे युयुत्सवः मामकाः पाण्डवाः च एव समवेताः किम् अकुर्वत ॥

ધૃતરાષ્ટ્રે કહ્યું–હે સંજય, ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્રમાં યુદ્ધ કરવાની ઇચ્છાવાળા મારા પુત્રો અને પાંડવોએ એકઠા થઇને શું કર્યું?

धृतराष्ट्रने कहा–हे सञ्जय, धर्मक्षेत्ररूप कुरुक्षेत्रमें युद्ध चाहनेवाले मेरे पुत्र और पाण्डवोंने एकत्रित होकर क्या किया?

શાર્દૂલ– ધર્મક્ષેત્ર જ કુરુક્ષેત્ર રણમાં યુદ્ધેચ્છુઓ સૌ મળી,
હો! હે સંજય! શું કર્યું મુજ જને ને પાંડવોએ વળી?

---

૧–૧ પ્રારંભે મંગળકર ધર્મ શબ્દથી શ્રેય સૂચવે છે. મંગળાચરણ ત્રણ પ્રકારનાં છે, નમસ્કારાત્મક, વસ્તુનિર્દેશાત્મક અને આશીર્વાદાત્મક. ધર્મ શબ્દથી વસ્તુનિર્દેશાત્મક મંગળાચરણનો ભાસ થાયછે.

મહાભારતનાં ૧૮ પર્વ છે, તેમાંના ભીષ્મપર્વમાં ૨૫ થી ૪૨ અધ્યાય, એ શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૮ અધ્યાય છે.

સંજય ધૃતરાષ્ટ્રનો મુખ્ય સારથી હતો. એને વ્યાસજીએ દિવ્ય ચક્ષુ

सञ्जय उवाच।

दृष्ट्वा तु पाण्डवानीकं व्यूढं दुर्योधनस्तदा।
आचार्यमुपसङ्गम्य राजा वचनमब्रवीत्॥ २॥

सञ्जयः उवाच। व्यूढम् पाण्डवानीकम् दृष्ट्वा तु तदा राजा दुर्योधनः आचार्यम् उपसङ्गम्य वचनम् अब्रवीत्।

સંજયે કહ્યું– વ્યૂહ રચનાથી ગોઠવાયેલું પાંડવનું સૈન્ય જોઈને તે સમયે દુર્યોધન રાજા દ્રોણાચાર્યની પાસે જઈને આ વચન બોલ્યો.

संजयने कहा–व्यूहरचनायुक्त पांडवोंकी सेनाको देखकर उस समय राजा दुर्योधन द्रोणाचार्यके पास जाकर यह वचन बोले.

જોઈ પાંડવસૈન્ય વ્યૂહ રચના સૌ ગોઠવાઈ ગયું,
રાયે દ્રોણ ગુરુ સમીપ જઈને દુર્યોધને ત્યાં કહ્યું.

---

આપ્યાં હતાં, તેથી તે યુદ્ધમાં બનતી સર્વ હકીકત ધૃતરાષ્ટ્રને કહેતો હતો. યુદ્ધને આરંભે વ્યાસજી ધૃતરાષ્ટ્ર પાસે ગયા અને તેને યુદ્ધ જોવાની ઇચ્છા હોય, તો દૃષ્ટિ આપવા કહ્યું. પરંતુ કુલક્ષય જોવાની પોતાની ઇચ્છા નથી, એમ કહેતાં સંજય નામના સૂતને જ્યાં ને ત્યાં બેઠા બેઠા બધું જ્ઞાન થાય એવી દિવ્ય દૃષ્ટિ આપી યુદ્ધની બધી હકીકત ધૃતરાષ્ટ્રને કહેવાની વ્યવસ્થા કરી વ્યાસજી ચાલ્યા ગયા હતા. વ્યાસજીની એ આજ્ઞા મુજબ સંજયે ધૃતરાષ્ટ્રને ગીતા કહી હતી.

કુરુક્ષેત્ર હસ્તિનાપુરની આસપાસનું મેદાન છે. હાલનું દિલ્હી શહેર આ મેદાન ઉપર છે. કૌરવ પાંડવોના કોઈ પૂર્વજ કુરુ નામના રાજા આ ક્ષેત્રના મેદાનમાં હળથી ખેતી કરતા હતા. ત્યારપછી એ કુરુ રાજાને ઇંદ્રે વરદાન આપ્યું કે એ ક્ષેત્રમાં જે તપ કરશે કે યુદ્ધમાં મરશે તેને સ્વર્ગ મળશે. ઇંદ્રના આ વરદાનને લીધે જ આ ક્ષેત્ર ધર્મક્ષેત્ર કહેવાયું. વળી કહેવાય છે કે ભગવાન પરશુરામે એકવીશ વાર પૃથ્વીને નિઃક્ષત્રિય

दुर्योधन उवाच ।

पश्यैतां पाण्डुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥

दुर्योधनः उवाच । आचार्य तव धीमता शिष्येण द्रुपदपुत्रेण व्यूढाम् पाण्डुपुत्राणाम् एताम् महतीम् चमूम् पश्य ॥

દુર્યોધને કહ્યું–હે ગુરુરાજ, આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદના પુત્રે (સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ને) વ્યૂહ રચના કરેલી પાંડવોની આ મોટી સેના જુઓ.

दुर्योधनने कहा–हे आचार्य, आपके बुद्धिमान शिष्य द्रुपदके पुत्र (सेनापति धृष्टद्युम्न) द्वारा व्यूहबद्ध पांडवोंकी इस भारी सेनाको देखिये.

જુઓ આ ગુરુરાજ! પાંડવતણી સેના મહા, આપને
શિષ્યે ગોઠવી વ્યૂહ દ્રુપદસુતે જેને ધીમતે રણે.

---

કરી આ મેદાનમાં પિતૃતર્પણ કર્યું હતું. તેમણે ક્ષત્રિયના લોહીવડે ત્યાં પાંચ ધરા કર્યા હતા, ત્યારથી એ ક્ષેત્ર સમન્તપંચક નામે કહેવાય છે. તેથી કરીને ત્યાં લડતા ક્ષત્રિયોને શરીર વિસર્જનથી અતિ પુણ્યને લીધે વૈકુંઠપ્રાપ્તિ થાયછે. અર્વાચીન કાળમાં પણ આ મેદાન ઉપર મોટી લડાઇઓ થઇ છે, જેથી આ ક્ષેત્ર અત્યારે રાજ્ય સંબંધે ન્યાય નિર્ણય કરનારૂં ( રાજ્ય બદલાવનારૂં ) ક્ષેત્ર થઇ પડ્યું છે.

ધર્મ-ધારણ કરનાર, પરમ માર્ગે દોરનાર; ઇશ્વરને સમજવાની બુદ્ધિ–અનંત અવિકૃત પરમાનંદપ્રાપ્તિ માટે મનુષ્યબુદ્ધિમાં જે સ્વાભાવિક પ્રેરણા છે, તેને સંતોષવાનો માર્ગ; ઇશ્વરભક્તિ; પથ; કર્તવ્ય, કર્મ, સ્વધર્મ, સેવા; ન્યાય, પવિત્રતા. विहितकर्मजन्यो धर्मः। निषिद्धकर्मजन्यस्त्वधर्मः । तर्कसंग्रह. ક્ષેત્ર–ખેતર, પવિત્ર ધરતી, પુણ્યભૂમિ.

ધર્મક્ષેત્ર–પૂર્વ અવિદ્યમાન ધર્મની ઉત્પત્તિનું કારણ તથા પૂર્વ વિદ્યમાન ધર્મની વૃદ્ધિનું કારણ જે ક્ષેત્ર, અથવા ધર્મના ક્ષયથી જે રક્ષણ કરનાર

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥

अत्र युधि शूराः महेष्वासाः भीमार्जुनसमाः युयुधानः विराटः च महारथः द्रुपदः च ॥

આ સેનામાં શૂરવીર, મોટાં ધનુષ્યને ધારણ કરનાર, તથા ભીમ અને અર્જુનની જેવા લડનાર યુયુધાન (સાત્યકિ), વિરાટ, ને મહારથી દ્રુપદ રાજા,

इस सेनामें वीर, बडे धनुष्यधारी, भीम और अर्जुनके समान योद्धा युयुधान (सात्यकि), विराट, और महारथी द्रुपद,

એમાં વીર મહા ધનુષ્ય ધરતા છે ભીમ અર્જુન શા,
યુયુધાન મહારથી દ્રુપદ ને વિરાટ છે યુદ્ધમાં,

---

ક્ષેત્ર તે. એ રીતે નિવાસ માત્ર કરવાથી ધર્મની તથા ધર્મના ફળની પ્રાપ્તિ કરાવનાર જે ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્ર તે. यदनु कुरुक्षेत्रं देवानां देवयजनं सर्वेषां भूतानां ब्रह्मसदनम्. શ્રુતિ. જે કુરુક્ષેત્ર સર્વ દેવતાઓને દેવયજનરૂપ છે, તથા સર્વ ભૂત પ્રાણીઓને બ્રહ્મરૂપ મોક્ષની પ્રાપ્તિનું સ્થાન છે.

કુરુક્ષેત્ર ધર્મક્ષેત્ર છે. જયપરાજયનો નિર્ણય ધર્મ ઉપર અવલંબતો હઇ પોતાના પુત્ર દુર્યોધનને ધર્મવિમુખ અને પાંડવોને ધર્મપરાયણ જાણી પોતાના પુત્રના પરાજયનું અને પાંડવોના વિજયનું સ્ફુરણ કે શંકા થવાથી ધૃતરાષ્ટ્ર સ્વાર્થભરી જિજ્ઞાસા કે આશંકાથી વિસ્મયપૂર્વક પ્રશ્ન કરેછે.

ભાષ્યકાર ભગવાન કહેછે કે જગતમાં લોકોના કામને વશ થવાથી વિવેક જ્ઞાનનાશક અધર્મની વૃદ્ધિ થઇ ત્યારે જગતના પાલનની ઇચ્છા કરીને આદિ કર્તા નારાયણ, બ્રાહ્મણ અને વેદવિહિત ધર્મની રક્ષાને નિમિત્ત દેવકીના ગર્ભમાં પ્રગટ થયા. સદા જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બળ, વીર્ય, તેજથી સંપન્ન ભગવાન પોતાની વૈષ્ણવી ત્રિગુણી માયાને પોતાને વશ [illegible]ને અને પોતે મુક્તરૂપ છતાં પણ, પોતાને કાંઇ પ્રયોજન વિના લોકો

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान्।
पुरुजित्कुन्तिभोजश्च शैब्यश्च नरपुङ्गव:॥ ५॥

धृष्टकेतु चेकितान वीर्यवान् काशिराज: च पुरुजित् कुन्तिभोज च नरपुङ्गव शैब्य च ॥

ધૃષ્ટકેતુ, ચેકિતાન, પરાક્રમી કાશીરાજ, પુરુજીત, કુંતિભોજ, નરશ્રેષ્ઠ શૈબ્ય,

धृष्टकेतु, चेकितान, वीर्यवान काशीराज, पुरुजीत, कुंतिभोज, नरोंमें श्रेष्ठ शैब्य,

ચેકિતાન પ્રશક્ત કાશીનૃપતિ ને ધૃષ્ટકેતુ વળી,
કુન્તિભોજ અને પુરુજીત તથા છે શૈબ્ય નૃકેસરી,

---

ઉપર અનુગ્રહ કરીને માયાદ્વારા દેહધારી જન્મેલા જેવા દેખાયછે. ભોગના આચરેલા ધર્મને બધા લોક ગ્રહણ કરે એમ વિચારીને સંગ્રામમાં શોકસાગરમા ડૂબેલા અર્જુનને શ્રીકૃષ્ણે વેદોક્ત પ્રવૃત્તિ નિવૃત્તિ બને પ્રકારના ધર્મનો ઉપદેશ કર્યો હતો તે ભગવાને કરેલો ઉપદેશ સર્વજ્ઞ ભગવાન વેદ વ્યાસજીએ સાતમો શ્લોકથી આ ગીતામા ગુંથ્યો છે અભ્યુદયને અર્થે પણ પ્રવૃત્તિ લક્ષણરૂપ ધર્મ વર્ણાશ્રમને ઉદ્દેશીને વિહિત છે.

સર્વ વેદના અર્થના સાર સંગ્રહરૂપ આ ગીતાનો તાત્પર્યાર્થ લોકોને દુર્વિજ્ઞેય છે, તેથી ઘણા પુરુષોએ ગીતાનો અર્થ પ્રકાશ કર્યા છતાં પણ સાધારણ લોક એના ઉલટા સુલટા અર્થભાન ગ્રહણ કરી ન લે, એમ ધારીને વિવેકથી અર્થનુ નિર્ધારણ કરવાને ભાષ્યો રચાયા છે.

१-६ યુધામન્યુ અને ઉત્તમૌજા એ બે પાંચાલ વંશના હતા, અને યુદ્ધમા અર્જુનના રથના ચક્રના રક્ષક હતા.

મહારથી વગેરેના લક્ષણ–

एको दशसहस्राणि योधयेद्यस्तु धन्विनाम्।
शस्त्रशास्त्रप्रवीणश्च महारथ इति स्मृतः॥

युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यवान ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥ ६॥

विक्रान्तः युधामन्युः च वीर्यवान् उत्तमौजाः च सौभद्रः द्रौपदेयाः च सर्वे एव महारथाः ॥

પરાક્રમી યુધામન્યુ, વીર્યવાન ઉત્તમૌજા, સુભદ્રાનો પુત્ર અભિમન્યુ તથા દ્રૌપદીના (પાંચ) પુત્રો એ સર્વે યે મહારથીઓ છે.

पराक्रमी युधामन्यु, वीर्यवान उत्तमौजा, सुभद्रापुत्र ( अभिमन्यु ) और द्रौपदीके ( पांचें ) पुत्र ये सब ही महारथी हैं

યુધામન્યુ પરાક્રમી વીર વળી છે ઉત્તમૌજા તહીં,
ને ત્યાં છે અભિમન્યુ દ્રૌપદીસુતો સર્વે ય છે મ્હારથી.

---

अमितान्योधयेयस्तु संप्रोक्तोऽतिरथस्तु सः ।
रथी चैकेन यो योद्धा तन्यूनोऽर्धरथः स्मृतः ॥

જે પુરુષ એકલો જ ધનુષ્યવાળા દશ હજાર શસ્ત્રવીરોની સાથે યુદ્ધ કરેછે તથા શસ્ત્રાસ્ત્ર વિષે અત્યત કુશળ હોયછે, તે પુરુષને મહારથી કહેછે. જે પુરુષ એકલો જ અસંખ્ય શસ્ત્રવીરોની સાથે યુદ્ધ કરેછે તથા શસ્ત્રાસ્ત્ર વિષે અત્યત કુશળ હોયછે, તે પુરુષને અતિરથી કહેછે; અને જે પુરુષ એક શસ્ત્રવીરની સાથે જ યુદ્ધ કરેછે તેને રથી કહે છે, તથા જે પુરુષ તે રથી કરતાં પણ ન્યૂન બળવાળો હોય છે તેને અર્ધરથી કહેછે.

૧-૮ થી ૧૦ સૌમદત્તિ–સોમદત્તનો પુત્ર, ભૂરિશ્રવા. (૧-૮)

નાના શસ્ત્ર ધારણ કરનાર આવા યોદ્ધાને લીધે જ શસ્ત્રવિદ્યા જગતમાં પ્રસિદ્ધિ પામી છે.

આપણી સેનામાં મારે માટે પૂર્ણ સ્વામીભક્તિને લીધે પ્રાણની પણ પરવા ન કરે એવા સૈનિકો છે. (૧-૯)

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य सञ्ज्ञार्थं तान्ब्रवीमि ते ॥ ७॥
भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिञ्जयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिर्जयद्रथः ॥ ८ ॥

द्विजोत्तम मम सैन्यस्य तु विशिष्टाः ये अस्माकं नायका. तान् ते संज्ञार्थम् ब्रवीमि तान् निबोध ॥

भवान् भीष्म च कर्ण च समीतिञ्जय कृप. च अश्वत्थामा विकर्ण. सौमदत्तिः जयद्रथ च ॥

હે દ્વિજશ્રેષ્ઠ, હવે મારી સેનામાં રહેલા જે આપણા મુખ્ય મુખ્ય સેનાપતિ છે, તેઓના નામ આપને જાણવા માટે કહુંછુ, તે સાંભળો

આપ, ભીષ્મ, કર્ણ, રણમાં વિજય કરનાર કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, ભૂરિશ્રવા અને જયદ્રથ;

हे द्विजोत्तम, अब मेरी सेनामें जो हमारे प्रधान सेनापति हैं, उनके नाम आपके जाननेके लिये में कहता हू, सुनिये.

आप, भीष्म, कर्ण, संग्राम विजयी कृपाचार्य, अश्वत्थामा, विकर्ण, भूरिश्रवा और जयद्रथ,

જુઓની વળી આપણા ય ગુરુ આ જે મુખ્ય છે તેહને,
સંજ્ઞાર્થે મુજ સૈન્યના પણ કહુ હું નાયકો આપને.
છો આ આપ જ ભીષ્મ કર્ણ પણ છે ને આપનો પુત્ર આ,
કૃપાચાર્ય રણે જયી, જયદ્રથે વિકર્ણ ભૂરિશ્રવા.

---

અપર્યાપ્ત-અપૂરતુ, જોઇએ તેથી ઓછા બળવાળુ, અસમર્થ. (૨) અમર્યાદિત, અમાપ, અગણિત.

પર્યાપ્ત-પૂરતું, જોઇએ તેટલા બળવાળુ, સમર્થ. (૨) મર્યાદિત, માપવાળું, થોડું.

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ॥
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥
अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ॥
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥ १० ॥

मदर्थे च त्यक्तजीविताः अन्ये बहवः शूराः सर्वे नानाशस्त्रप्रहरणाः युद्धविशारदाः ॥

तत् भीष्माभिरक्षितम् अस्माकम् बलम् अपर्याप्तम् इदम् भीमाभिरक्षितम् एतेषाम् बलम् तु पर्याप्तम् ॥

વળી મારે માટે પોતાના પ્રાણ તજવા તૈયાર થયેલા બીજા પણ ઘણા શૂરવીર છે, જે સર્વે નાના પ્રકારનાં શસ્ત્રાસ્ત્ર ધારણ કરનારા અને યુદ્ધકળામાં પ્રવીણ છે.

•એવી ભીષ્મપિતામહથી રક્ષણ કરાયેલી આપણી સેના અપરિમિત છે, અને આ ભીમથી રક્ષણ કરાયેલી તેઓની સેના તો પરિમિત છે.

और मेरे लिये अपने प्राण तजनेका निश्चय किये हुए दूसरे भी बहुत शूरवीर है, जो सब नाना प्रकारके शस्त्रास्त्र धरनेवाले और युद्धकलामें कुशल है.

एसी भीष्मपितामहसे रक्षित हमारी सेना अपरिमित है, और यह भीमसे रक्षित इनकी सेना तो परिमित है.

દેનારા મુજ માટ પ્રાણ પણ આ બીજા ય વીરો બહુ,
નાના શસ્ત્ર અનેક અસ્ત્ર ધરતા નિપુણ યુદ્ધે સહુ.
રક્ષ્યું ભીષ્મપિતામહે અપૂરતું તે સૈન્ય છે આપણું,
રક્ષ્યું સૈન્ય ભીમે જણાય પૂરતું આ તો અરે! એમનું.

---

• આપણી સેના ૧૧ અક્ષૌહિણી અને તેઓની ૭ અક્ષૌહિણી છે. પૂર્ણ સૈન્યને અક્ષૌહિણી કહેછે. જેમાં ૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથ, ૬૫૬૧૦ ઘોડેસ્વાર અને ૧૦૯૩૫૦ પાયદળની ગણના થાયછે. (૧-૧૦)

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः।
भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि ॥ ११ ॥

सञ्जय उवाच ।

तस्य सञ्जनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शङ्खं दध्मौ प्रतापवान् ॥ १२ ॥

सर्वेषु च अयनेषु यथाभागम् अवस्थिताः भवन्तः सर्वे एव हि भीष्मम् एव अभिरक्षन्तु ॥

सञ्जयः उवाच । तस्य हर्षम् सञ्जनयन् कुरुवृद्धः प्रतापवान् पितामहः सिंहनादम् विनद्य उच्चैः शङ्खम् दध्मौ ॥

તો હવે સર્વ સ્થળે પોતપોતાની ઉચિત જગાએ (વ્યૂહમાં પ્રવેશ કરવાના દ્વાર ઉપર) ઉભા રહીને તમારે સૌએ ભીષ્મપિતામહનું જ રક્ષણ કરવું.

પછી તેને આનંદ આપતાં કુરુકુળમાંના વૃદ્ધ પ્રતાપી ભીષ્મપિતામહે સિંહની પેઠે ગર્જના કરી પ્રચંડ અવાજે શંખ વગાડ્યો.

अब सब स्थानोंमें अपने अपने उचित भागोमें (व्यूहमें प्रवेश करनेके द्वारो पर) स्थित रहके आप सब लोग भीष्मपितामहकी ही रक्षा कीजिये.

आगे उनको आनंद उपजाकर कुरुओंमें वृद्ध प्रतापी पितामह भीष्मने सिंहकी सी गर्जना करके प्रचंड शब्दसे शंख बजाया.

સર્વે વ્યૂહવિષે ઉભા રહી વળી જ્યાં જ્યાં ઘટે તે સ્થળે,
રક્ષા ભીષ્મ પિતાતણી જ કરજો ચોમેરથી સૌ તમે.
કુરુવૃદ્ધ પ્રતાપીએ હરખ ત્યાં દેતાં ઉરે એહને,
ઉંચેથી કરી સિંહનાદ ગજવ્યો ત્યાં શંખ પિતામહે.

---

૧-૧૧ ભીષ્મપિતામહ ઉપર જ આપણા સૈન્યનો આધાર છે તેથી તેનું રક્ષણ કરવું. પિતામહ પોતે પરાક્રમી અને અજીત છતાં પણ તેનું

ततः शङ्खाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥
ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ ।
माधवः पाण्डवश्चैव दिव्यौ शङ्खौ प्रदध्मतुः ॥ १४ ॥

ततः शङ्खाः च भेर्यः च पणवानकगोमुखाः सहसा एव अभ्यहन्यन्त स शब्दः तुमुलः अभवत् ॥

ततः श्वेतैः हयैः युक्ते महति स्यन्दने स्थितौ माधवः पाण्डवः च एव दिव्यौ शङ्खौ प्रदध्मतुः ॥

તેની સાથે જ શંખ, નોબત, મૃદંગ, દુંદુભિ, રણશિંગાં વગેરે એકદમ વાગવા મંડ્યાં અને તેનો પ્રચંડ ધ્વનિ ઉત્પન્ન થયો.

ત્યારપછી ધોળા ઘોડા જોડેલા મહાન રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ અને અર્જુને પોતપોતાના દિવ્ય શંખ વગાડ્યા.

तब शंख, नौबदे, मृदंग, ढोल, ढफ आदि एकायक बज उठे; वह ध्वनि बडा भारी हुआ.

उस समय सफेद अश्वोंसे युक्त बडे रथ पर बैठे हुए श्रीकृष्ण और अर्जुनने अपने अपने दिव्य शंख बजाये.

શંખો ભેરી અનેક ઝાંઝ પછી ત્યાં દુંદુભિ ને શીંગીઓ,
એકાએક જ વાગતાં ગગડતાં તે ઘોર ઘોષે થયો
ધોળા અશ્વતણા વિશાળ રથમાં બેઠેલ શ્રીકૃષ્ણ ને,
અર્જુને પણ દિવ્ય શંખ ગજવ્યા દૈવી પછી ત્યાં રણે.

---

રક્ષણ કરવા કહેવાનું કારણ એ કે શિખંડી સામે પોતે શસ્ત્ર લેવાના નથી, એવો તેમનો નિશ્ચય હોવાથી શિખંડીથી તેમના ઘાતનો સંભવ હતો, એટલે સાવચેતી રાખવી જોઇએ.

૧–૧૩,૧૪ વિવિધ પ્રકારનાં વાદ્યોનો ધ્વનિ અતિ કર્કશ હોઇ મહાપ્ર-

पाञ्चजन्यं हृषीकेशो देवदत्तं धनञ्जयः ।
पौण्ड्रं दध्मौ महाशङ्खं भीमकर्मा वृकोदरः ॥ १५ ॥
अनन्तविजयं राजा कुन्तीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

हृषीकेशः पाञ्चजन्यम् धनञ्जयः देवदत्तम् भीमकर्मा वृकोदरः महाशङ्खम् पौण्ड्रम् दध्मौ ॥

कुन्तीपुत्रः राजा युधिष्ठिरः अनन्तविजयम् नकुलः सहदेवः च सुघोषमणिपुष्पकौ ॥

શ્રી કૃષ્ણે પાંચજન્ય નામનો, અર્જુને દેવદત્ત નામનો અને ભયાનક કર્મ કરનાર ભીમસેને પૌંડ્ર નામનો શંખ વગાડ્યો.

કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરે અનંતવિજય નામનો, નકુલે સુઘોષ નામનો અને સહદેવે મણિપુષ્પક નામનો શંખ વગાડ્યો.

श्री कृष्णने पाचजन्य नामका, अर्जुनने देवदत्त नामका और भयानक कर्म करनेवाले भीमसेनने पौण्ड्र नामका बड़ा शंख बजाया.

कुंतीके पुत्र राजा युधिष्ठिरने अनंतविजय नामका, नकुलने सुघोष नामका और सहदेवने मणिपुष्पक नामका शंख बजाया.

અર્જુને નિજ દેવદત્ત પ્રભુએ ત્યાં પાંચજન્યે અને,
નામે પૌંડ્ર મહાન શંખ બજવ્યો ત્યાં ભીમકર્મા ભીમે.
કુન્તીપુત્ર વળી અનંતવિજયે ભૂપાળ યુધિષ્ઠિરે,
સુઘોષે મણિપુષ્પકે ઉભય બે, ભ્રાતા નકુલાદિકે.

---

લયના જેવો તે સમય લાગવા માંડ્યો.

અર્જુનનો રથ અગ્નિએ આપેલો હતો તેની મહત્તા દર્શાવી છે. શ્રીકૃષ્ણ અર્જુનના રથના સારથી હતા. પ્રભુની કૃપા અને અદ્ભુતપણું અપાર છે. મોટા ભૂપતિઓ વગેરેની સમક્ષ પોતાના ભક્તનું સારથીપણું કરતાં

काश्यश्च परमेष्वासः शिखण्डी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥ १७ ॥
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शङ्खान्दध्मुः पृथक्पृथक् ॥ १८ ॥

परमेष्वास काश्य च महारथ शिखण्डी च धृष्टद्युम्न, विराट च अपराजित सात्यकि च ॥

पृथिवीपते द्रुपद द्रौपदेया च महाबाहु सौभद्र च पृथक्पृथक् शङ्खान् सर्वशः दध्मु ॥

મહાધનુષ્યધારી કાશીરાજ, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, અને અજીત સાત્યકિ,

અને હે પૃથ્વીપતિ, ધૃતરાષ્ટ્ર, દ્રૌપદીના પાંચે પુત્રો તથા મહાબાહુ અભિમન્યુ એ સૌએ પણ પોત પોતાના જુદા જુદા શંખો સર્વ બાજુથી વગાડ્યા.

बडे धनुष्यधारी काशीनरेश, महारथी शिखंडी, धृष्टद्युम्न, विराट, अजित सात्यकि,

और हे पृथ्वीनाथ, धृतराष्ट्र, द्रुपद, द्रौपदीके पांचो पुत्र और बडी भुजावाला सुभद्रासुत ( अभिमन्यु ) इन सबोंने अपने अपने अलग अलग शंख सब ओरसे बजाये

કાશીરાજ મહાધનુર્ધર અને શિખંડીએ મ્હારથી,
ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, સાત્યકિ રણે ના હારતા અન્યથી,
મ્હાબાહુ અભિમન્યુ, દ્રૌપદીસુતો, ને દ્રુપદે યે વળી,
સૌએ શંખ વિવિધ નિજ ગજવ્યા હે ભૂપ! સૌ દિશથી.

---

પણ તેને જરા ય સંકોચ થયો નહિ.

૧-૨૦ થી ૨૩ રથ માનો છે, તે ઓળખવા માટે પ્રત્યેક રથ ઉપર એક પોતપોતાની ખાસ ધજા ચડાવવામાં આવતી. અર્જુનની ધજા ઉપર સાક્ષાત્ હનુમાન બેસતા હતા, એમ કહેવાય છે.

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥
अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसम्पाते धनुरुद्यम्य पाण्डवः ॥ २० ॥

नभः च पृथिवीम् च एव व्यनुनादयन् सः तुमुलः घोषः धार्तराष्ट्राणाम् हृदयानि व्यदारयत् ॥

अथ कपिध्वजः पाण्डवः व्यवस्थितान् धार्तराष्ट्रान् दृष्ट्वा शस्त्रसंपाते प्रवृत्ते धनुः उद्यम्य ॥

આકાશ અને પૃથ્વીમાં પ્રતિધ્વનિ કરતા તે ભારે ઘોષે સર્વ કૌરવોનાં હૃદયને ચીરી નાંખ્યાં.

પછી જેના ધ્વજ ઉપર હનુમાન છે એવા અર્જુને યુદ્ધને માટે વ્યવસ્થાપૂર્વક ઉભેલા કૌરવોને જોઇને શસ્ત્ર પ્રહાર ચાલુ થતે સમય ધનુષ ઉપાડીને,

आकाश और पृथ्वीमें प्रतिध्वनि कर कर उस भारी शब्दने धृतराष्ट्रके सब पुत्रों(कौरवों)के हृदय फाड दिये.

इसनेमें कौरवोंको युद्धके लिये व्यवस्थित देखकर शस्त्रोंका चलना आरंभ होनेपर कपिध्वज अर्जुन धनुष उठाके,

નાદે ઘોર ગજાવતા અવની ને આકાશ ગર્જાવતા,
ઘોષે કૌરવ સર્વનાં હૃદયને નાંખ્યાં ચીરી ગાજતા.
જોઇને રણમાં વ્યવસ્થિત પછી એ કૌરવો સર્વને,
મંડાતાં રણજંગ ત્યાં ધનુષ્યને ઉપાડીને અર્જુને.

---

અર્જુન શ્રીકૃષ્ણનો ભક્ત છતાં પણ ભગવાનને આજ્ઞા કરેછે, તે પ્રભુની ભક્તવત્સલતા બતાવેછે.

યુદ્ધ કરીને કલ્યાણ ઇચ્છનારા, એટલે તેની દુષ્ટ બુદ્ધિ મટાડીને તેનું

हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।
अर्जुन उवाच ।
सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥
यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥ २२ ॥

तदा महीपते हृषीकेशम् इदम् वाक्यम् आह । अर्जुनः उवाच । अच्युत मे रथम् उभयोः सेनयोः मध्ये स्थापय ॥

यावत् योद्धुकामान् अवस्थितान् एतान् अहम् निरीक्षे अस्मिन् रणसमुद्यमे मया कैः सह योद्धव्यम् ॥

તે વખતે હે રાજન્, શ્રીકૃષ્ણને આ વચન કહ્યાં. અર્જુને કહ્યું- હે કૃષ્ણ, મારો રથ બને સેનાઓની વચમાં ઉભો રાખો;

એટલે હું યુદ્ધ કરવાની ઇચ્છાથી તૈયાર થઇને ઉભેલા આ સર્વને જોઇ લઉં કે આ રણસંગ્રામમાં મારે કોની સાથે લડવું?

तिस कालविषे हे महीपते श्रीकृष्णसे यह वचन बोले अर्जुनने कहा, हे अच्युत, तुम दोनों सेनाओंके बिचमें मेरा रथ रखो,

जबतक में युद्धके लिये ठहरे हुए इन सबकों देखू, कि इस रणसंग्राममें किस किसके साथ मुझे लडना होगा ?

આવાં આ વચનો કહ્યાં સમય તે, શ્રીકૃષ્ણને ભૂપતિ!
રાખો આ રથ સૈન્ય બેની વચમાં મારો હવે શ્રીપતિ!
જેથી હું નીરખી શકું સરવ આ ઉભેલ યુદ્ધેચ્છુને,
ને મારે પણ કોની સાથ લડવું આ યુદ્ધ ભૂમિ વિષે.

કલ્યાણ કરનારા નહિ, પણ તેની જ દુર્બુદ્ધિને ઉત્તેજીત કરી યુદ્ધમાં પ્રવર્તનાર-અહિતકારી.

૧-૨૪ એ રથની ઉત્કૃષ્ટતા વિષે આ હેતુ છે. તે ૨૫ અગ્નિદેવતાએ

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥
सञ्जय उवाच ।
एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥

दुर्बुद्धे धार्तराष्ट्रस्य युद्धे प्रियचिकीर्षव ये एते अत्र समागता योत्स्यमानान् अहम् अवेक्षे ॥

सञ्जय उवाच । भारत एवम् गुडाकेशेन उक्त हृषीकेश उभयो सेनयो मध्ये रथोत्तमम् स्थापयित्वा ॥

અને દુર્બુદ્ધિ દુર્યોધનનું યુદ્ધ કરી ભલું કરવાની ઇચ્છાવાળા થઇને જેઓ યુદ્ધ કરવાને તૈયાર થઇને અત્રે એકઠા થયેલા છે, તેમને હું જોઇ લઉં.

સંજયે કહ્યુ–હે ધૃતરાષ્ટ્ર, આ પ્રમાણે અર્જુને શ્રીકૃષ્ણને કહેતા, તેણે બન્ને સેનાઓની વચમાં ઉત્તમ રથને ઉભો રાખીને,

और युद्ध करके दुर्बुद्धिवाले दुर्योधनका हित चाहनेवाले बनकर युद्धकी चाह रखनेवाले जो लोग यहा जमा हुए है, उन सबको मैं देखू

सजयने कहा–हे धृतराष्ट्र, अर्जुनसे इस प्रकार कहे गये हुए श्रीकृष्ण दोनों सेनाओंके बीच श्रेष्ठ रथको रखकर,

એ દુર્યોધન દુષ્ટબુદ્ધિનું રણે કલ્યાણ જે ઇચ્છતા,
જોઉં હું લડનાર આ સહુ થયા જેઓ અહીં એકઠા.
શ્રીકૃષ્ણે પછી વેણ એહ સુણીને હે ભૂપ! અર્જુનના,
સ્થાપીને રથ શ્રેષ્ઠ લક્ષ્મીપતિએ બે સૈન્યની મધ્યમા,

---

આપેલો છે. સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન તે રથ હાંકનાર સારથી છે, અર્જુન જે રથવિષે બેસે છે અને હનુમાન જે રથની ધજા ઉપર સ્થિત છે. આ હેતુથી તે રથ સર્વશ્રેષ્ઠ છે.

હષિકેશ–ઇંદ્રિયના સ્વામી; હર્ષથી ઉભરાતા, પ્રશસ્ત કેશવાળા–શ્રમ-

भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५ ॥

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥ २६ ॥

श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।

सर्वेषाम् च महीक्षिताम् भीष्मद्रोणप्रमुखत उवाच पार्थ समवेतान् एतान् कुरून् पश्य इति ॥

अथ पार्थ तत्र उभयो अपि सेनयो पितॄन् पितामहान् आचार्यान् मातुलान् भ्रातॄन् पुत्रान् पौत्रान् सखीन् तथा श्वशुरान् सुहृदः च एव स्थितान् अपश्यत्॥

ભીષ્મ, દ્રોણ અને સર્વે રાજાઓની સામે કહ્યું કે હે અર્જુન, એકઠા થયેલા આ કુરુઓને જો.

પછી અર્જુને ત્યાં બને સૈન્યમાં પિત્રાઇઓ, દાદા, આચાર્યો મામા, ભાઇઓ, પુત્રો, પૌત્રો, મિત્રો, સસરા તેમ જ સ્નેહીઓને ઉભા રહેલા જોયા.

भीष्म, द्रोणाचार्य और सब राजाओंके सामने बोले, कि हे पार्थ, एकत्रित कौरवोंको देखो.

तब अर्जुनने वहांपर स्थित दोनो सेनाओंमें चचाओं, पितामहों, आचार्यो, मातुलों, भ्राताओं, पुत्रों, पौत्रों, मित्रो, श्वसुरों और सुहृदोंको देखा

સન્મુખે સહુ તેહ પૃથ્વીપતિની ને ભીષ્મ ને દ્રોણની,
બોલ્યા અચ્યુત પાર્થ! જો મળી ઉભા આ કૌરવો સૌ અહીં.
ત્યાં પિત્રાઇ, પિતામહો, ગુરૂ, સખા, મામા ય બને બલે,
પુત્રો, પૌત્ર, હિતેચ્છુ, ભ્રાત, સસરા જોયા ઉભા અર્જુને.

---

કેશ-નિદ્રાને જીતનાર; જાડા કેશવાળા.

૧-૨૭, ૨૮ અર્જુને રણમા ઉભેલા પોતાના સગા, આપ્તવર્ગ, સ્નેહીઓ, સંબંધીઓ વગેરેને જોયા. જેમના ઉપર તેને પ્રેમ હતો, વાત્સલ્યભાવ હતો, પૂજ્યભાવ હતો, એવા સૌ ત્યા ઉભા હતા; જેમાંના ઘણાએ તેના ઉપર ઉપકાર કર્યા હતા અને અનેક સંકટ સમયે રક્ષણ કર્યું હતું.

तान्समीक्ष्य स कौन्तेयः सर्वान्बन्धूनवस्थितान् ॥ २७ ॥
कृपया परयाऽऽविष्टो विषीदन्निदमब्रवित् ।

अर्जुन उवाच ।

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥

अवस्थितान् तान् सर्वान् बन्धून् समीक्ष्य स. कौन्तेय परया कृपया आविष्टः विषीदन् इदम् अब्रवीत् ।

अर्जुन. उवाच । कृष्ण युयुत्सुम् समुपस्थितम् इमम् स्वजनम् दृष्ट्वा–

त्यां उभेला ते सर्व बधुओने जोइने ते अर्जुने बहु ज करुणाथी व्याप्त थइने खिन्नतापूर्वक आ प्रमाणे कह्युं.

अर्जुने कह्यु–हे कृष्ण, युद्ध करवानी इच्छाथी सामे उभेला आ स्वजनोने जोइने–

युद्धस्थलमें स्थित उन सब बधुओंको देखके वह अर्जुन बहुत करुणासे युक्त और खेदयुक्त होकर यह वचन बोले.

अर्जुनने कहा–हे कृष्ण, युद्ध चाहनेवाले इन स्वजनोंको सामने स्थित देखके–

सर्वे बधु उभेल ए नीरखीने तेणे थता खेदथी,
अर्जुने कह्युं आम त्यां उपजतां भारे करुणा पछी.

वैतालीय–स्वजनो अहीं देखी कृष्ण! आ, सहु उभा रण युद्ध इच्छता,

टीका–आ समये अर्जुनना मनमां गभराट उत्पन्न थयो, करुणानो उद्‌भव थयो, वीरवृत्ति तेने छोडीने चाली गइ. जेम उत्तम कुलोत्पन्न लावण्यवती स्त्री पोतानी तेजस्विताने लीधे अन्य स्त्रीनुं खोटुं तेज सहन करी शकती नथी, जेम नवीन स्त्रीना प्रेममां लुब्ध पुरुष पोतानी पत्नीने विसारी भ्रमित मनुष्यनी पेठे आचरण करेछे, जेम तपश्चर्याना प्रभावथी रिद्धिसिद्धि प्राप्त थतां ज वैराग्यवान पुरुषनी बुद्धि भ्रमिष्ट थवाथी वैराग्यनी स्मृति रहेती नथी, तेम अर्जुनना हृदयमां करुणानो उद्‌भव

सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥
गाण्डीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥ ३० ॥

मम गात्राणि सीदन्ति मुखम् च परिशुष्यति मे च शरीरे वेपथुः रोमहर्षः च जायते ॥

गाण्डीवम् हस्तात् स्रंसते त्वक् च एव परिदह्यते अवस्थातुम् च न शक्नोमि मे च मनः भ्रमति इव ॥

મારાં ગાત્રો ગળી જાય છે અને મુખ સુકાઇ જાય છે, મારા શરીરમાં કંપારી છુટેછે અને રૂવાડાં ઉભાં થઇ જાયછે.

ગાંડીવ ધનુષ્ય હાથમાંથી સરી જાયછે અને ત્વચા તો બળી જાયછે, મારાથી ઉભા રહી શકાતુ નથી અને મારૂ મન તો જાણ્યે ભમી જાયછે.

मेरे गात्र बहुत शिथिल हो रहे है, और मुख सुखा जाता है, मेरे शरीरमे कंपकपी हो रही है, और रोमांच हो रहा है

गांडीव धनुष्य हाथसे गीरा जाता है, और चमडा जला जाता है, मैं खडा नहीं रह सक्ता हूं, और मेरा मन मानों भ्रमण कर रहा है.

ગળી આ મુજ ગાત્ર જાયછે, મુખ મારૂં ય સુકાઇ જાયછે,
મુજ કાય શી કંપી જાયછે, વળી રોમાવળી ઉભી થાયછે,
સરી ગાંડીવ જાય હાથથી, બળી જાયે જ વળી ત્વચા બધી,
ન ઉભો રહી હું અહીં શકું, મન જાણ્યે શું ભમી ભમી જતું.

---

થતાં તે ભ્રમિત થયો અને તેનું ધૈર્ય અને વીરવૃત્તિ લુપ્તપ્રાય થઇ ગયાં. જેમ મંત્રજ્ઞાતા મંત્રના ઉચ્ચારમાં ચૂક કરવાથી ભ્રષ્ટ કે ભ્રમિષ્ટ થાયછે, તે પ્રમાણે અર્જુન મોહથી વ્યાકુળ થયો, તેના હૃદયમાં રહેલી સ્વાભાવિક ક્ષત્રિયની ધીરતા પણ નાશ પામી અને તેને દયાનાં ઝરણ છુટ્યાં. ચંદ્રકિરણના સ્પર્શથી ચંદ્રકાંતમણિ દ્રવવા માંડે તેમ અર્જુન કરુણાથી અત્યંત આર્દ્ર થયો.

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ ३१॥
न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा ॥ ३२॥

केशव निमित्तानि च विपरीतानि पश्यामि आहवे च स्वजनम् हत्वा श्रेय
। अनुपश्यामि ॥

कृष्ण विजयम् न काङ्क्षे राज्यम् च सुखानि च न गोविन्द न राज्येन किम्
ोगै वा जिवितेन किम् ॥

વળી હે કેશવ, મને સર્વ નિમિત્તો અવળાં ને અવળાં જ લાગે છે, અને
યુદ્ધમાં સ્વજનોને મારવાથી હું શ્રેય કે કલ્યાણ જોતો નથી

હે કૃષ્ણ, મને વિજયની આકાંક્ષા નથી રાજ્ય અને સુખની પણ
અપેક્ષા નથી, હે ગોવિંદ, અમારે રાજ્યને શું કરવું છે, ભોગોને કે
જીવિતને પણ શું કરવું છે?

हे केशव, मैं विपरीत लक्षणोंको देख रहा हूं, और युद्धमे स्वजनोंका
वध करनेसे कुछ श्रेयको मैं नहीं देखता हू

हे कृष्ण, मैं विजय नहीं चाहता तथा राज्य और सुख भी नहीं चाहता,
हे गोविंद, राज्यसे, भोगोसे और जीवितसे हमको क्या फल होगा?

વળી કૃષ્ણ! નિમિત્ત સર્વ હું, અવળાં ને અવળાં જ જોઉં છું,
અહીં અંતિમ શ્રેય હૈ રણે નથી જોતો સ્વજનો મારુ હણે
નથી વિજય કૃષ્ણ! વાંછતો, નથી હું રાજ્ય સુખો ય ઇચ્છતો,
અમને પ્રભુ! રાજ્યથીય શું, અથવા ભોગ જીવિતથી ય શું?

૧-૩૧ અર્જુનનું હૃદય વજ્ર કરતાં યે કઠણ હતું, પણ મોહ તો
તેના કરતાં યે વધુ કઠણ છે એમ દર્શાવે છે

જે અર્જુને યુદ્ધમાં મહાદેવને પણ જીત્યા હતા, મોટા મોટા રાક્ષસો
વગેરેને જડમૂળથી ઉખેડી નાખ્યા હતા, તે સહેજમાં મોહથી વ્યાપ્ત થઇ

येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥ ३३ ॥
आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः सम्बन्धिनस्तथा ॥३४॥

येषाम् अर्थे न. राज्यम् काङ्क्षितम् भोगा. सुखानि च ते इमे प्राणान् धनानि च त्यक्त्वा युद्धे अवस्थिता. ॥

आचार्याः पितरः पुत्राः तथा एव पितामहा. च मातुलाः श्वशुराः पौत्राः श्यालाः तथा सबन्धिनः ॥

જેમને માટે અમારે રાજ્ય, ભોગ અને સુખની ઇચ્છા છે, તે આ સર્વ પોતપોતાના પ્રાણ અને સંપત્તિ છોડીને યુદ્ધમાં ઉભા છે.

આચાર્યો, વડીલો, પુત્રો તેમજ પિતામહો, મામા, સસરા, પૌત્રો સાળા અને બીજા સંબંધીઓ;

जिनके लिये हमको राज्य, भोग और सुखकी आकांक्षा है, वे सब अपने अपने प्राण और संपत्ति त्यागके युद्धमें सज्ज होकर स्थित हैं.

आचार्यो, वडीलो, पुत्रों, पितामहो, मातुलों, श्वसुरों, पौत्रों, साले और दुसरे संबधियों;

ભૂમિરાજ્ય જ ઇચ્છીએ અમે, સુખ ભોગો પણ કાજ જેહને,
થઇને સજ આ ઉભા રણે, સહુ તે તો તજી પ્રાણ ને ધને.
વડીલો વળી ગુરુઓ અહો, સહુ મામા ય તથા-પિતામહો,
સુત ને સહુ સુતના સુતો, વળી સાળા સસરા સંબધીઓ;

---

જાયછે. ભ્રમર સૂકા કાષ્ટમાં છેદ પાડેછે, પણ સુકોમળ કુસુમમાં છેદ પાડી ન શકતાં બંદીવાન બની જાયછે. પ્રાણત્યાગ કરે તો ભલે, પણ તેને છેદીને બહાર નીકળવાની કલ્પના સરખી યે તેને થતી નથી. આ રીતે સ્નેહીઓનો સ્નેહ અને સ્વજનનો મોહમમતા છોડાવાં કઠણ છે.

एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥ ३५ ॥

घ्नतः अपि मधुसूदन त्रैलोक्यराज्यस्य हेतोः अपि एतान् हन्तुम् न
छामि किम् नु महीकृते ॥

મારો વધ કરે છતાં યે હે મધુસૂદન, હું ત્રિલોકના રાજ્યને માટે પણ
મને મારવાને ઇચ્છતો નથી, તો પૃથ્વીના રાજ્યને માટે તો કેમ ઇચ્છું?

मेरा वध करते हुए भी, हे मधुसूदन, मैं तीनों भुवनके राज्यके अर्थ भी
हें मारना नहीं चाहता, तो पृथ्वीमात्रका राज्यके लिये कैसे चाहूं?

મધુસૂદન! એ હણે મને, પણ ઇચ્છું હણવા ન એમને,
કદિ રાજ્ય મળે ત્રિલોકનું, નહિ તો યે પછી પૃથ્વીકાજ શું?

---

૧-૩૬ અર્જુન કહેછે કે આતતાયીને હણવામાં દોષ નથી એમ
સ્ત્રો કહેછે, પણ તેમને હણવાથી અમને અવશ્ય પાપ લાગશે એમ
માનુંછું. શાસ્ત્રો નીચે પ્રમાણે છ આતતાયી ગણાવેછે.

अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः ।
क्षेत्रदारापहारी च षडेते आततायिनः ॥

ઘર બાળવા આવનાર, વિષ આપનાર, હાથમાં શસ્ત્ર લઇ મારવા
આવનાર, ધન લૂટી જનાર તથા ક્ષેત્ર અને સ્ત્રીનું હરણ કરી જનાર,
છ આતતાયી કહેવાયછે.

अहिंसा परमो धर्मः । અહિંસા પરમ ધર્મ છે, એ વચનનું સ્મરણ
ીને આંખ મીચી ઉપેક્ષા કરવી, કે એ દુષ્ટ જો સામ વગેરે ઉપાયથી ચે
માને તો, તેનુ યથાશક્તિ શાસન કરવું? આ દુષ્ટોને મારવામાં પાપ
ી એમ મનુસ્મૃતિ કહેછે.

आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ।
नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ॥

अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम्।
सम्भावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥३४॥

भयाद्रणादुपरतं मंस्यन्ते त्वां महारथाः।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥३५॥

भूतानि च अपि ते अव्ययाम् अकीर्तिम् कथयिष्यन्ति संभावितस्य च अकीर्तिः मरणात् अतिरिच्यते ॥

महारथाः त्वाम् भयात् रणात् उपरतम् मंस्यन्ते येषाम् च बहुमतः त्वम् भूत्वा लाघवम् यास्यसि ॥

વળી લોકો તારી નિરંતર અપકીર્તિ–નિંદા કરશે અને સંભાવિત પુરુષને તો અપકીર્તિ મરણ કરતાં પણ વધારે છે.

(કર્ણ ભીષ્મ આદિ) મહારથીઓ તને ભયને લીધે યુદ્ધમાંથી પાછો હઠેલો સમજશે, અને તે સર્વમાં બહુ માન્ય થયેલો તું હલકો પડી જઇશ.

और लोग तुम्हारी अक्षय अकीर्ति (निंदा) उडावेंगे, और संभावित (नामवर) पुरुषको अकीर्ति मृत्युसे भी ज्यादा होती है

(कर्ण भीष्म आदि) महारथी लोग समझेंगे, कि तुम (अर्जुन) युद्धमेंसे डरके हठ गया, और जो तुमको बहुत मान्य (आदरणीय) समझते थे, उनके सामने तुम छोटे बनोगे.

ને ભૂતો યે તુજ અકીરતિ ના મટે એવી કહેશે,
સંભાવિતે મરણથકી યે એ અકીર્તિ વધુ છે.
વિરામેલો ભયથી રણમાં માનશે મ્હારથીઓ,
સત્કારેલો થઇ થઇશ તુ તુચ્છ તેઓજથી તો.

---

સત્પુરુષોને દૈવયોગે આવેલા મરણના દુઃખ કરતાં વધારે છે, માટે દુષ્કીર્તિ કરતાં મરણ ઠીક.

સંભાવિત–આ પુરુષ અત્યંત ધર્માત્મા છે, અત્યંત શૂરવીર છે,

अवाच्यवादांश्च बहून्वदिष्यन्ति तवाहिताः ।
निन्दन्तस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥३६॥
हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥३७॥

तव सामर्थ्यम् च निन्दन्तः तव अहिताः बहून् अवाच्यवादान् वदिष्यन्ति ततः दुःखतरम् नु किम् ॥

हतः वा स्वर्गम् प्राप्स्यसि जित्वा वा महीम् भोक्ष्यसे तस्मात् कौन्तेय युद्धाय कृतनिश्चयः उत्तिष्ठ ॥

વળી તારા સામર્થ્યની નિંદા કરી તારા શત્રુઓ ન બોલવાના ઘણા બોલ બોલશે, એના કરતાં બીજું વધારે દુઃખકારક શું છે?

જો તું યુદ્ધમાં માર્યો જઈશ તો સ્વર્ગને પામીશ, અને જીતીશ તો પૃથ્વીનું રાજ્ય ભોગવીશ; માટે હે અર્જુન, યુદ્ધ કરવાનો નિશ્ચય કરીને ઉભો થઈ જા.

और तुम्हारे सामर्थ्यको निंदते हुए तुम्हारे अहितकारी नहीं कहने योग्य अनेक प्रकारके वचन कहेंगे, इससे ज्यादा दुःखदाई ओर क्या होगा?

अगर तुम युद्धमें मारे जाओगे तो स्वर्ग पाओगे, या जीतोगे तो पृथ्वीको भोगोगे; इस लिये हे अर्जुन, युद्धका निश्चय करके खडे हो जाओ.

ના બોલ્યાનાં વચન બહુ એ બોલશે તુજ શત્રુ,
નિંદતા એ તુજ બલ પછી દુઃખદાયી વધુ શું?
માર્યો જાતાં સ્વરગ મળશે પૃથ્વી માણીશ જીત્યે,
તેથી નિશ્ચે કરી સમરમાં ઉઠ કૌંતેય ! યુદ્ધે.

---

ઇત્યાદિ અનેક ગુણોને લીધે જે પુરુષને લોકોએ શ્રેષ્ઠ માન્યો છે તે પુરુષ. તું પણ ધર્મનિષ્ઠાને લીધે તથા મહાદેવ આદિ સમર્થોની સાથે યુદ્ધ કરીને લોકમાં બહુ સંભાવિત છે.

૨-૩૭ જીવ જાય તોપણ કીર્તિનું રક્ષણ તો કરવું જ જોઇએ. વળી

**सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥३८॥**

सुखदुःखे लाभालाभौ जयाजयौ समे कृत्वा ततः युद्धाय युज्यस्व एवम् पापम् न अवाप्स्यसि ॥

સુખ અને દુઃખ, લાભ અને અલાભ, જય અને પરાજય એ સર્વને સરખાં ગણીને પછી યુદ્ધ કરવાને લાગી જા, એ પ્રમાણે કરવાથી તને પાપ લાગશે નહિ.

सुखदुःख, लाभहानि और जीतहारको समान समझके युद्ध करनेका उद्योग करो, ऐसा करनेसे तुमको पाप नहीं लगेगा.

શાર્દૂલ– લાભાલાભ સુખોદુઃખો સમ ગણી આ જીત ને હારને,
જોડા યુદ્ધવિષે પછી નહિ જ તું પામીશ એ પાપને.

---

મરીશ તો સ્વર્ગે જઈશ અને જીતીશ તો પૃથ્વી ભોગવીશ, ઇત્યાદિ ક્ષાત્રધર્મ અથવા સ્વધર્મમાં મૃત્યુ થાય તે પણ સારૂ, એ સિદ્ધાંત આ જ તત્ત્વનું અવલંબન કરીને રહેલો છે,

'देहं पातयामि किंवा अर्थं साधयामि । દેહ પાડું અથવા તો ધારેલું કામ સાધું, એવો દૃઢ નિશ્ચય કરી શત્રુઓ સામે લડવા ઉભો થઇ જા.

૨–૩૮ ઇષ્ટ અનિષ્ટને સરખાં ગણી સ્વધર્મ અનુસાર વર્તતાં જે ઇષ્ટ અનિષ્ટની પ્રાપ્તિ થાય, તે સહન કરવાથી દોષાપત્તિ થતી નથી.

જેમ જ્યોતિષ્ટોમ સ્વર્ગની ઇચ્છાથી કર્યો હોય, તો સ્વર્ગના હેતુરૂપ અને ઇચ્છા રહિત કર્યો હોય, તો ચિત્તશુદ્ધિના હેતુરૂપ છે; તેમ જ યુદ્ધ પ્રજાપાલન અને દાન ઇચ્છાથી કે ઇચ્છા રહિત થઇ કર્યાં હોય તે પ્રમાણે સ્વર્ગાદિ ફળ અથવા ચિત્તશુદ્ધિ થાયછે. તને જો શ્રેયની ઇચ્છા હોય તો ઇચ્છા રહિત થઇને યુદ્ધ કર એમ કહેછે.

અહીં યુદ્ધ એ એક જ કર્મની જે જે યુક્તિપ્રયુક્તિથી કર્તવ્યતા બતાવી ને નિષ્કામ કર્મનો ઉપયોગ કહ્યો, તે સર્વ કર્મને લાગુ છે. એનો

**एषा तेऽभिहिता साङ्ख्ये बुद्धिर्योगे त्विमां शृणु।**
**बुद्ध्या युक्तो यया पार्थ कर्मबन्धं प्रहास्यसि ॥३९॥**

पार्थ साङ्ख्ये एषा बुद्धिः ते अभिहिता योगे तु इमाम् शृणु यया बुद्ध्या युक्तः कर्मबन्धम् प्रहास्यसि ॥

હે પાર્થ, સાંખ્ય એટલે તત્ત્વવિચાર ઉપર આ સમજણ તને કહી. હવે કર્મયોગ ઉપર આ સમજણ સાંભળ; કે જે સમજવડે યુક્ત થવાથી તું તારાં કર્મબંધનને ત્યજી શકીશ

हे पार्थ, साख्य(आत्मतत्त्व)का यह ज्ञान तुमसे कहा, अब कर्मयोगका यह ज्ञान सुनो, जिस ज्ञानसे युक्त होनेसे तुम कर्मके बंधनको काट सकोगे

સાંખ્યે આ કહી બુદ્ધિ એક તુજને યોગે હવે સુણ આ,
જે બુદ્ધિ થકી યુક્ત અર્જુન થતાં બંધો જશે કર્મના.

---

વિવેક કરી પોતપોતાના આશ્રમ અનુસાર પ્રાપ્ત કર્તવ્યથી પાછા ન હઠતાં શુદ્ધ જ્ઞાન થતાં સુધી નિષ્કામ કર્મ તો કર્યા જ જવું એ ગર્ભિત ઉપદેશ છે. જ્ઞાનીને પણ પ્રારબ્ધાધીન પ્રાપ્ત કર્તવ્યની એ જ વ્યવસ્થા સમજવી.

૨-૪૦ આ કર્મયોગ આચરતાં આ લોકનાં સુખ નાશ પામતાં નથી કે મોક્ષમાં પ્રત્યવાય નડતો નથી. કર્મયોગ માર્ગમાં એક જન્મે સિદ્ધિ ન મળે તો પણ કરેલાં કર્મ વ્યર્થ જતાં નથી. જન્મોજન્મ એમાં વધારો થતાં આખરે સદ્‌ગતિ મળેછે.

પાપકર્મજન્ય જે અંતઃકરણની અશુદ્ધિરૂપ જ્ઞાનનો પ્રતિબંધ છે, તે પ્રતિબંધ તો ધર્મરૂપ કર્મવડે નિવૃત્ત થાયછે, બીજા કોઇ ઉપાય વડે થતો નથી धर्मेण पापमनुदति। આ અધિકારી પુરુષ નિષ્કામ કર્મ ધર્મ વડે પાપને નિવૃત્ત કરેછે, અને શ્રવણ મનન આદિરૂપ જે વિચાર છે તે વિચાર તો પાપ કર્મરૂપ પ્રતિબંધથી રહિત પુરુષના અસંભાવના વિપરીત ભાવના રૂપ પ્રતિબંધને નિવૃત્ત કરેછે. માટે મુમુક્ષુએ શ્રૌત, સ્માર્ત કે બંને કર્મ શ્રદ્ધા અને

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०॥

इह अभिक्रमनाशः न अस्ति प्रत्यवायः न विद्यते अस्य धर्मस्य स्वल्पम् अपि महतः भयात् त्रायते ॥

આ કર્મયોગમાં આરંભેલા કાર્ય (તેના કર્મફળ)નો કદિ નાશ થતો નથી, તેમ જ તેમાં પ્રત્યવાય પણ થતો નથી; અને આ ધર્મનું જરા સરખું આચરણ પણ મોટા ભયથી તારેછે.

इस कर्मयोगमें शुरु किये हुए कर्म(कर्मफल)का नाश कभी नहीं होता है; प्रत्यवाय भी नहीं होता है; और इस धर्मका यत्किञ्चित् आचरण भी बडे भयसे रक्षा कर देता है.

આરંભેલ પ્રયત્ન નાશ ન થતો ના દોષ યોગે થતો,
ઉગારે જરીકે મહાન ભયથી આ ધર્મનો અંશ તો.

---

ભક્તિથી ઇચ્છા રહિત થઇને ઇશ્વર પ્રીત્યર્થે યથાશક્તિ અવશ્ય કરવાં જોઇએ. ઇશ્વર પ્રીત્યર્થે જ કરેલાં કર્મોથી મનુષ્ય તરેછે, બીજી રીતે નહિ એમ સૂચવ્યું છે.

અભિક્રમ–યજ્ઞદાન આદિક કર્મોએ જે ફળનો પ્રારંભ કર્યો છે તે.

પ્રત્યવાય–યજ્ઞ દાનાદિ કર્મોનાં અંગોના ન્યૂનાધિક્તા રૂપ વૈગુણ્યને લીધે કરેલું જે તે કર્મોનું વૈગુણ્ય, તે રૂપ પ્રત્યવાય; ઉલ્લંઘન, સંકટ.

**૨-૪૧** સાંખ્યવિષયક તથા યોગવિષયક જે બુદ્ધિ છે, તે એક જ ફળની જનક હોવાથી એક છે, અને તે બુદ્ધિ નિર્દોષ વેદ વાક્યોથી જન્ય હોવાથી વ્યવસાયાત્મિકા છે; સર્વ વિપરીત બુદ્ધિની બાધક છે. અવ્યવસાયી અજ્ઞાની પુરુષોની જે બહુ શાખાવાળી અનંત બુદ્ધિ છે, તે સર્વ બુદ્ધિ વિપરીત હોવાથી તે વ્યવસાયાત્મિકા બુદ્ધિથી કરીને બાધ્ય છે.

કર્મનો વિચાર કરતાં કર્મના પરિણામ તરફ જોવા પહેલાં તે કર્મ કરનારની વાસના એટલે વાસનાત્મક બુદ્ધિ કેવી છે, તેનો વિચાર કરવાની

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन।
बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥४१॥

कुरुनन्दन इह व्यवसायात्मिका बुद्धि एका अव्यवसायिनाम् बुद्धय बहुशाखा हि अनन्ता च ॥

હે અર્જુન, આ યોગમા નિશ્ચયાત્મક બુદ્ધિ એક જ છે, અને કામના-વાળા પુરુષોની બુદ્ધિ તો અનેક ફાટાવાળી અને અનત છે

हे कुरुनदन, इस योगमे निश्चयात्मक बुद्धि एक ही है, और कामना-वाले पुरुषोंकी बुद्धिया तो अनेक शाखावाली और अनंत है

બુદ્ધિ એક જ નિશ્ચયાત્મક વળી હે પાર્થ! આ યોગમા,
શાખાળી બહુ છે અનિશ્ચયીતણી બુદ્ધિ અનંત તથા

---

પ્રથમ જરૂર છે વાસનાનો વિચાર કરતા જણાશે કે જેની વ્યવસાયાત્મિક બુદ્ધિ શુદ્ધ અને સ્થિર થયેલી નથી, તેના મનમા વાસનાના નિરનિરાળા તરગ ઉદ્ભવેછે, અને તેની વાસના હમેશા શુદ્ધ અને પવિત્ર રહેશે એવો નિયમ હોતો નથી, અને જો વાસના જ શુદ્ધ નથી, તો પછી કર્મ કેવી રીતે શુદ્ધ થવાના? માટે તુ એકબુદ્ધિ થઇને રહે કહ્યુ છે કે—दुविधामें दोनो गये माया मिलो न राम

मनो हि द्विविध प्रोक्त शुद्ध चाशुद्धमेव च।
अशुद्ध कामसकल्प शुद्ध कामविवर्जितम्॥

પ્રમાણે કામસંકલ્પ વગેરે કષાય રહિત હોઇ શુદ્ધતાથી ઇશ્વર આપણી પરમ ગતિ છે, એવો નિશ્ચય જેને થયેલો છે તે—વ્યવસાયાત્મિકા—વસ્તુતત્ત્વના નિશ્ચયવાળી ઇશ્વરાશ્રયા બુદ્ધિ.

બુદ્ધિ—સમજણ, ઇચ્છા, વાસના, કલ્પના, તરગ, હેતુ; જ્ઞાન.

વ્યવસાયાત્મિકા બુદ્ધિ—વ્યવસાય એટલે નિશ્ચય, કેવળ ઇશ્વરાર્પણ બુદ્ધિથી જ ફલેચ્છારહિત કર્મ કરવા એવા નિશ્ચયવાળી બુદ્ધિ તે વ્યવસાયાત્મિકા બુદ્ધિ, કેમકે એ બુદ્ધિવડે એ વિનાની બીજી બધી બુદ્ધિનો બાધ થાયછે, ધ્યેય

यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥४२॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥४३॥

पार्थ वेदवादरताः अन्यत् न अस्ति इति वादिनः कामात्मानः स्वर्गपराः अविपश्चितः भोगैश्वर्यगतिम् प्रति क्रियाविशेषबहुलाम् जन्मकर्मफलप्रदाम् पुष्पिताम् याम् इमाम् वाचम् प्रवदन्ति ॥

હે પાર્થ, વેદનાં (અર્થવાદમાં) સ્વર્ગ વગેરે ફળ દેખાડનારાં વાક્યોમાં મગ્ન થયેલા અને તે સિવાય બીજુ કાંઇ નથી એમ બોલનારા, કામથી વ્યાકુળ, સ્વર્ગને જ ઉત્કૃષ્ટ માનનાર અવિચારી લોકો ભોગ અને ઐશ્વર્ય મેળવવા માટે અનેક પ્રકારની ક્રિયાવાળી, જન્મ અને કર્મ ફળને આપનારી, ઉપરથી રમણીય દેખાતી આ જે વાણી બોલ્યા કરેછે;

हे पार्थ, वेदोंके अर्थवादोंमें (स्वर्गादि फल पानेके वाक्यसे) ही प्रसन्न, इसके सिवाय पाने योग्य (ईश्वरतत्त्व) ओर कुछ नहीं है ऐसा कहनेवाले, कामनासे चित्तको भरे हुए, स्वर्गको ही उत्कृष्ट माननेवाले मूर्ख लोग भोग और ऐश्वर्य पानेके साधनभूत, बहुत कुछ क्रियायुक्त जन्म कर्मफलके देनेवाली, एकायक देखनेमें सुंदर या जा वानी कहा करते हैं;

વાદે હર્ષિત વેદના "નથી બીજાું કૈં" એમ જેઓ વદે,
કામાત્મા વળી સ્વર્ગ શ્રેષ્ઠ ગણતા જાણે ન જે કાંઇ તે,
ને ઐશ્વર્ય વિલાસપ્રાપ્તિ અરથે દર્શાવતી સૌ ક્રિયા,
કર્મોનું ફળ જન્મ દેતી વદતા પુષ્પિત જે વાણી આ;

---

માત્રમાં નિશ્ચય થઇ જાયછે. અથવા તત્ત્વ નિશ્ચય કરવાની બુદ્ધિ તે ઇતર બુદ્ધિનો બાધ કરનાર વ્યવસાયાત્મિકા બુદ્ધિ. આવી બુદ્ધિ એક છે, તેજ ખરી છે.
અવ્યવસાયી–પ્રમાણુથી ઉપજેલી વિવેકબુદ્ધિ રહિત; વ્યવસ્થા રહિત, કામી.
૨-૪૩ જન્મ શબ્દ વડે જન્મ, મૃત્યુ, જરા, રોગ અને તેનાં દુઃખો જાણવાં

भोगैश्वर्यप्रसक्तानां तयाऽपहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥४४॥

तया अपहृतचेतसाम् भोगैश्वर्यप्रसक्तानाम् बुद्धिः समाधौ व्यवसायात्मिका न विधीयते ॥

તે વાણીવડે ખેંચાયેલા ચિત્તવાળા, ભોગ અને ઐશ્વર્યમાં આસક્ત થયેલા પુરુષોની બુદ્ધિ સમાધિમાં (વ્યવસાયાત્મિકા) નિશ્ચયરૂપ થઇ શકતી નથી.

ता (पुष्पित) वाणीसे मन खोनेवाले और भोग ऐश्वर्यमें आसक्त चित्तवाले पुरुषोकी बुद्धि समाधिमें (व्यवसायात्मिका) स्थिर नहीं हो सक्ती है.

તેથી મોહિત ચિત્ત યુક્ત લીન જે ઐશ્વર્ય ભોગો વિષે,
તેઓની નહિ નિશ્ચયાત્મક ઠરે બુદ્ધિ સમાધિ વિષે.

---

૨-૪૪ અત્યંત પુણ્ય પ્રાપ્ત થનાથી દૈવયોગે મળેલા અમૃતકુંભને પાદપ્રહારથી ઉંધો વાળી દેવામાં આવેછે, તેમ આવા લોકો પ્રાપ્ત થયેલા ધર્મને સહેતુકપણાથી ઉંધો વાળેછે કે બગાડી નાંખેછે. કોઇ સારો રસોઇઓ ઉત્તમ પકવાન તૈયાર કરી દ્રવ્યની લાલચે વેચી નાખેછે, તે પ્રમાણે આવા અવિચારી લોકો સુખ ઉપભોગને માટે ધર્મને ગુમાવેછે. એવા વેદના અર્થવાદમાં મગ્ન થયેલા લોકોમાં હમેશાં દુર્બુદ્ધિનો જ વાસ છે, એમ સમજવું.

સમાધિ-ચિત્તનું એકાગ્રપણું; પરમેશ્વરાભિમુખપણું; જેણે કરીને પુરુષ વિષયોમાં શાંત થઇ જાયછે તે; જેને વિષે વાસનારૂપ સર્વ જગત શાંત થઇ જાયછે તે.

૨-૪૫ વૈદિક કર્મ હલકાં નથી, પણ કર્મની કામબુદ્ધિ હલકી છે એટલે કામ્યકર્મ કે કર્મની હલકાઇ કે નિંદા કરી છે. કામ્યબુદ્ધિ અથવા કર્મફળની આશા કે સંગ છોડીને યજ્ઞયાગાદિ કર્મો ચિત્તશુદ્ધિ અર્થે અને લોકસંગ્રહાર્થે અવશ્ય કરવાં જોઇએ.

ત્રૈગુણ્ય-સત્ત્વ રજ તમ એ ત્રણ ગુણ સંબંધી; ત્રૈગુણ્ય એટલે સંસારનો

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥४५॥

अर्जुन वेदाः त्रैगुण्यविषया निस्त्रैगुण्यः निर्द्वन्द्वः नित्यसत्त्वस्थः निर्योगक्षेमः आत्मवान् भव ॥

હે અર્જુન, વેદના કર્મકાંડો ત્રણ ગુણના વિષયોનું જ પ્રતિપાદન કરનારા છે. માટે તુ ત્રિગુણાતીત, દ્વંદ્વ ભાવ રહિત, નિત્ય સત્ત્વગુણમાં સ્થિર રહેલો, યોગક્ષેમ(પ્રાપ્તિ અપ્રાપ્તિ કે નિર્વાહ માટે)ના પ્રયત્ન રહિત અને આત્માશ્રયી થા.

हे अर्जुन, वेदके कर्मकांडों तीन गुनके विषयोंका ही प्रतिपादन करते है, इस लिये तुम तीन गुनोंसे अतीत, द्वंद्वभावोंसे रहित, नित्यसत्त्वविषे स्थित, योगक्षेम(प्राप्त वस्तुकी और अप्राप्त वस्तुकी प्राप्ति)के प्रयत्न रहित और आत्माश्रयी हो जाओ.

વેદો ત્રિગુણ વિષયી રહિત થા ત્રિગુણથી દ્વંદ્વથી,
યોગક્ષેમ રહિત અર્જુન! સદા સત્ત્વસ્થ આત્માશ્રયી.

---

વિષય જેમાં પ્રકાશ કરેલો છે તે, ત્રણ ગુણનું કાર્ય–ઉર્ધ્વ મધ્ય અધોગતિ રૂપ સંસરણ; સત્ત્વ રજ અને તમ એ ત્રણ ગુણ તથા રાગ દ્વેષ મોહ લોભ એ તેનાં કાર્ય તથા તેનું ફળ, એ સર્વેનું એકઠું સ્વરૂપ તે; સંસાર.

નિસ્ત્રૈગુણ્ય–નિષ્કામ.

આત્મવાન્–આત્માવાળો, આત્મનિષ્ઠ, આત્મપરાયણ; આત્માશ્રયી; ચૈતન્યવાળો, સ્વાશ્રયી, સ્વાવલંબી; અપ્રમત્ત, સંસારના ભાવોથી મદ વગરનો.

२-४६ सर्वं पदं हस्तिपदे निमग्नम् । એ ન્યાય પ્રમાણે કર્મફળ જ્ઞાનફળની અંદર આવી જાયછે. सर्वं तदभिसमेति यत्किंचित्प्रजाः साधु कुर्वन्ति यस्तद्वेद यत्स वेदेति । શ્રુતિ. પ્રજા જે કાંઈ સારૂ કરેછે, તેને જે પુરુષ જાણેછે તે પુરુષને તે સર્વ પ્રાપ્ત થાયછે.

याावानर्थ उदपाने सर्वतः सम्प्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥४६॥

उदपाने यावान् अर्थः तावान् सर्वतः सम्प्लुतोदके सर्वेषु वेदेषु विजानतः ब्राह्मणस्य ॥

જેમ નાના જળાશયમાં જે અર્થ સરેછે, તેટલો બધો અર્થ ચોતરફ પાણીથી ભરેલા મોટા જળાશયમાં પણ સરેછે; તે જ પ્રમાણે સર્વ વેદોમાં જે જે ફળ છે તે નિશ્ચયવાન આત્મજ્ઞાનીને પ્રાપ્ત થાયછે.

जैसे छोटे जलाशयोंसे जितना प्रयोजन सिद्ध होता है, उतना ही प्रयोजन सर्व ओरसे विस्तृत जलाशयसे भी सिद्ध होता है, तैसे ही सर्व वेदोंमें (काम्य-कर्मोंमें) जीतने जीतने फल है, उतने निश्चयवान् ब्रह्मवेत्ता पुरुषको प्राप्त होते है.

તે સારે કૂપ અર્થ જે ઉછળતા ચોપાસ પાણી વિષે,
તેવો પંડિત બ્રહ્મનિષ્ઠ જનને વેદો ય સર્વે વિષે.

---

एतस्यैवानंदस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति । શ્રુતિ. આ બ્રહ્માનંદના કણમાત્ર આનંદને પામીને સર્વે પ્રાણી જીવતાં રહેછે.

જ્ઞાની તો વેદાર્થનો વિચાર કરી માત્ર પોતાને અપેક્ષિત શાશ્વત બ્રહ્મનો જ સ્વીકાર કરેછે.

૨-૪૭ તારો અધિકાર કર્મમાં છે, જ્ઞાનમાં નથી ને સંન્યાસમાં પણ નથી. એમ કહેતાં સેંકડો રીતે શ્રવણ કર્યાં છતાં પણ જેને આત્મજ્ઞાન ઉદય થયું નથી, એવા મુમુક્ષુઓએ પોતાના ધર્મનું અનુષ્ઠાન અવશ્ય કરવું જોઇએ, ક્યારે ય ન તજવું એમ નિષ્કર્ષ કહેછે.

અમુક કર્મનું અમુક ફળ મને હો, એવું અનુસંધાન રાખવું નહિ. કરવું ન કરવું એવો સંકલ્પ જ ન રાખતાં પ્રાપ્ત કર્મ કર્તવ્ય બુદ્ધિથી જ કર્યા જવું. કર્મ ફળની આશા છોડી, કર્તવ્યકર્મ અવશ્ય કરવાં જોઇએ, કર્મમાં આસક્તિ રાખવી નહિ, તેમ કર્મ છોડવાં પણ નહિ.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥४७॥

ते अधिकारः कर्मणि एव कदाचन फलेषु मा कर्मफलहेतुः मा भूः अकर्मणि ते सङ्गः मा अस्तु ॥

તારો અધિકાર માત્ર કર્મમાં જ છે, ક્યારે પ પણ કર્મના ફળોમાં નથી; કર્મફળનો હેતુ તારે ન રાખવો (ફળાશા મનમાં રાખી કર્મ ન કરવાં) તેમ જ કર્મ ન કરવામાં પણ તારે પ્રીતિ ન રાખવી.

तुम्हारा अधिकार कर्ममें ही है, कदाचित् भी कर्मके फलोंमें नहीं है; तुम कर्मफलके हेतुवाले (फलार्थी) मत होओ, और कर्म न करनेमें भी तुम्हारी प्रीति मत होवे.

કર્મે છે અધિકાર માત્ર તુજને ક્યારે ફળોમાં નહિ,
રાખ્યે મા તુજ હેતુ કર્મફળમાં ઇચ્છા અકર્મે નહિ.

---

લોકમાન્ય શ્રીતિલકે આ શ્લોકનાં ચાર ચરણને ચાર સૂત્ર કહ્યાં છે, અને તે ચાર સૂત્રોને તેઓશ્રી કર્મયોગની ચતુઃસૂત્રી જ કહેછે.

મનોનિગ્રહથી ફળની આશા છોડીને અને સુખદુઃખ સરખાં સમજીને નિષ્કામ બુદ્ધિથી લોકોપયોગ માટે સર્વ કર્મ શાસ્ત્રોક્ત રીતે કર્યે જવાં, એ જ શાણપણનો માર્ગ ઠરેછે. ભગવાન પ્રથમ એમ કહેછે કે તું આ કર્મભૂમિમાં જન્મેલો છે, માટે પ્રથમ તો કર્મ કરવાનો જ તારો અધિકાર છે; પણ આ અધિકાર કર્મ કરવા પૂરતો જ છે. એ વાત તારે લક્ષમાં રાખવાની છે. કર્મ સિવાય બીજી કોઇ વસ્તુમાં એટલે કર્મફળમાં પણ મનુષ્યોનો અધિકાર નથી. આ મહત્ત્વની વાત કેવળ અનુમાન ઉપર ન રાખતાં બીજા ચરણમાં ભગવાન તે સ્પષ્ટ કહેછે; કેમકે ફળ મળવું અગર ન મળવું એ મનુષ્યના તાબાની વાત નથી, હમેશાં તે ઇશ્વરાધીન છે અથવા એકંદર સૃષ્ટિના કર્મવિપાકને અવલંબીને રહેલી છે. જે બાબતમાં આપણો અધિકાર નહિ તે અમુક પ્રકારે ઘડાઇ આવવું જોઇએ, એવી

योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनञ्जय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥४८॥

धनंजय सङ्गम् त्यक्त्वा सिद्ध्यसिद्ध्योः सम भूत्वा योगस्थ. कर्माणि कुरु समत्वम् योग उच्यते ॥

હે ધનંજય, કર્મની આસક્તિ છોડી દઇને, અને કર્મની સિદ્ધિ અસિદ્ધિને સરખાં ગણીને, યોગનો આશ્રય લઇને કર્મો કર; સમત્વ બુદ્ધિને યોગ કહેછે.

हे धनंजय, कर्मकी आसक्ति त्यागकर, सिद्धि और असिद्धिमें समभावयुक्त होकर, योगमें स्थित होकर कर्म करो, समत्वबुद्धिको ही योग कहते है

સિદ્ધિ તેમ અસિદ્ધિમાં સમ થઇ ઇચ્છા તજીને રહો,
યોગે તું કર કર્મ પાર્થ! સમતા જે તે જ છે યોગ તો.

---

આશા કરવી તે એક પ્રકારની ઘેલછા જ છે. આ ત્રીજી વાત પણ અનુમાન પર ન રાખતાં ત્રીજા ચરણમાં ઉપદેશ કરેછે કે તુ કર્મફળની હાય સાથે કાંઇ પણ કર્મ કરીશ નહિ, એકંદર કર્મવિપાક પ્રમાણે તારા કર્મનું જે ફળ થવુ જોઇએ, તે થયા જ કરશે, ઇચ્છા પ્રમાણે કમી જાસ્તી કે વહેલુ મોડુ થનાર નથી, તેવી રીતનુ બ્હાવરાપણુ રાખવાથી તને ફોકટ દુ:ખ અને ત્રાસ જ થશે; પણ આથી સમુળગા કર્મ છોડવાની શંકામાં ન રાખવા માટે આખરે છાતી ઠોકીને કહેછે કે, પણ જોજે, એટલા માટે અકર્મનો સગ કરતો નહિ. તારા અધિકાર પ્રમાણે ફલાશા છોડીને કર્મ તો કરતા જ રહેવુ.

૨-૪૮ યોગયુક્ત થઇ ફળની ઇચ્છાનો ત્યાગ કરી સર્વે કર્મો ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરવા.

योगश्चित्तवृत्तिनिरोध । યોગસૂત્ર. યોગ એટલે ચિત્તવૃત્તિનો નિરોધ, અર્થાત્ વિષયોમાં ચિત્ત વૃત્તિરૂપે લીન થાય, તેને રોધી અને આત્મ સ્વરૂપમાં ઠરાવી દેવુ તે. એનું જ નામ સમત્વ.

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनञ्जय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥४९॥

धनञ्जय बुद्धियोगात् हि कर्म दूरेण अवरम् बुद्धौ शरणम् अन्विच्छ फलहेतवः कृपणाः ॥

હે ધનંજય, ( ઇશ્વરાર્પણ-નિષ્કામ ) બુદ્ધિયોગથી કરેલાં કર્મ સિવાય બીજાું સકામ કર્મ અતિ કનિષ્ઠ છે; માટે સમબુદ્ધિનો આશ્રય ગ્રહણ કર; ફળનો હેતુ રાખી કર્મ કરનાર પુરુષો અતિ દીન છે.

हे धनंजय, (ईश्वरार्पण-निष्काम) बुद्धियोगसे किये हुए कर्मसे दूसरे कर्म बहुत बुरे हैं; इस लिये तुम समबुद्धिका आश्रय करो; फलकी कामनावाले पुरुष अति दीन है

બુદ્ધિયોગ વિના બહુ જ હલકુ છે કર્મ તો નિશ્ચયે,
બુદ્ધિમાં શરણું તું શોધ દીન છે રાખે ફળે હેતુ જે.

---

૨-૪૯ મનુષ્યનાં કર્મમાત્ર ઉપર આપણે શુભ અથવા અશુભ છાપ મારીએ છીએ, તે શુભાશુભતા કર્મમાં નથી પણ કર્મ કરનારની બુદ્ધિને અવલંબીને રહેલી છે, એ ધ્યાનમાં લઇને કર્મની અશુભતા દૂર કરવી, એટલે કર્તાએ પોતાની બુદ્ધિ અથવા મન શુદ્ધ રાખવું. બાહ્ય કર્મ ઉપરની કર્તાની બુદ્ધિ કેટલી શુદ્ધ છે, તે પ્રથમ ઠરાવી એવી રીતે વ્યક્ત થતી શુદ્ધ બુદ્ધિ ઉપરથી આખરે એ કર્મની નીતિમત્તાનો નિર્ણય કરવો જોઇએ. આને લીધે જ કર્મ કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે, એવું સમ અને શુદ્ધ બુદ્ધિને એટલે વાસનાને પ્રાધાન્ય આપેલું છે. ઉપનિષદમાં પણ કહ્યું છે કે-

मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।
बंधाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥

મન એ જ મનુષ્યના કર્મના બંધમોક્ષનું કારણ છે, વિષયમાં આસક્ત મન બંધાયછે, અને નિર્વિષય એટલે નિષ્કામ અને નિસ્સંગ મન મોક્ષને માટે કહેલું છે. આ પ્રમાણે કર્મ કરનારા મનુષ્યની બુદ્ધિને પ્રાધાન્ય આપેલું છે.

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥५०॥
कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबन्धविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ॥५१॥

बुद्धियुक्त सुकृतदुष्कृते उभे इह जहाति तस्मात् योगाय युज्यस्व कर्मसु कौशलम् योगः ॥

बुद्धियुक्ताः हि मनीषिणः कर्मजम् फलम् त्यक्त्वा जन्मबन्धविनिर्मुक्ताः अनामयम् पदम् गच्छन्ति ॥

બુદ્ધિયોગથી યુક્ત પુરુષ પાપ અને પુણ્ય બને આ લોકમાં છોડી દેછે; માટે એ યોગનો આશ્રય કર, કર્મોમા ( ઇશ્વરાર્પણ કરવાની ) જે કુશળતા છે, તે જ યોગ છે.

(સમત્વ)બુદ્ધિયુક્ત જ્ઞાની મનુષ્યો કર્મફળને છોડીને જ જન્મ (મરણ)ના બંધનથી મુક્ત થઇને સર્વ ઉપદ્રવ રહિત મોક્ષપદને પામેછે.

बुद्धियुक्त पुरुष पाप और पुण्य दोनोंको इस लोकमें त्याग देते हैं; इस लिये तुम योगमें युक्त हो जाओ, (निष्काम)कर्ममें कुशलता ही योग है.

बुद्धियुक्त ज्ञानी पुरुष कर्मसे उपजनेवाले फलको निश्चय ही त्याग करके जन्म (मृत्यु) रूप बंधनसे मुक्त होके सब उपद्रवोसे रहित मोक्षपदको प्राप्त करते है

બુદ્ધિયુક્ત તજે અહીં ઉભયને સુકૃત દુષ્કૃતને,
જોડા તેથી તું યોગમા, કરમમાં કૌશલ્ય તે યોગ છે.

બુદ્ધિયુક્ત સુજાણ ત્યાગી ફળને કર્મોથી પેદા થતા,
પામેછે પદ સુખરૂપ છુટીને બધોયકી જન્મના.

---

૨-૫૦ બુદ્ધિયુક્ત-સમત્વ બુદ્ધિવાળો પુરુષ; જ્ઞાનયોગ નિષ્ઠાવાળો. યોગ-કર્મ કરવાની કઇ વિશેષ પ્રકારની કુશળતા, યુક્તિ, ચતુરાઇ કે શૈલી.

૨-૫૧ જન્મબંધ વિનિર્મુક્ત-જીવન્મુક્ત, વિદેહકૈવલ્યભાક્.

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥५२॥

यदा ते बुद्धिः मोहकलिलम् व्यतितरिष्यति तदा श्रोतव्यस्य श्रुतस्य निर्वेदम् गन्तासि ॥

જ્યારે તારી બુદ્ધિ મોહરૂપ કાદવ( અજ્ઞાન )ને તરી જશે, ત્યારે સાંભળવાના અને સાભળેલા બને વિષયથી વિરક્ત થઈશ.

जब तुम्हारी बुद्धि मोहरूपी (अविद्या) मलिनतासे दूर हो जायगी, त तुम श्रोतव्य ( श्रवण करने योग्य ) और श्रुत ( श्रवण करे हुए ) अर्थ वैराग्य पाओगे

જ્યારે મોહકલુષતા તરી જશે તારી મતિ તો યશે,
સુણેલા સુણવા જ યોગ્ય સહુનો વૈરાગ્ય ત્યારે તને.

---

કર્મજ ફલ-સંચિત વગેરે કર્મથી ઉત્પન્ન થયેલું-જુદી જુદી હજા યોનિને મેળવનારૂં જન્માદિ લક્ષણ રૂપ

૨-૫૨ મોહકલિલ-વિષયથી ઉત્પન્ન થયેલું આ સર્વ અસત્ માનિ તુચ્છ છે એવા વિવેકનો અભાવ-પદાર્થનું અજ્ઞાન; દર્પણને ધૂળના પટ પેઠે વિવેકબુદ્ધિનું આવરણ-એવા લક્ષણરૂપ મોહ કલિલ; હું અને મ એવા અજ્ઞાનનો વિલાસ તે કલિલ-મલિનતા.

વ્યતિતરિષ્યતિ-તરી જશે; શુદ્ધ ભાવ પામશે.

૨-૫૩ સમાધિ-પરમેશ્વર, આત્મા.

વિપ્રતિપન્ના-સંશયાવિષ્ટા, બહુ વિક્ષેપવતી.

નિશ્ચલ-બીજા વિષયો વિષે ન ખેંચાયેલી; જાગ્રત સ્વપ્નરૂપ વિક્ષેપ રહિત; અસંભાવના વિપરીત ભાવનાથી રહિત.

અચળ-અભ્યાસની કુશળતાથી સમાધિ-પરમેશ્વરમાં જ સ્થિર; સુષુ મૂર્છા સ્તબ્ધભાવ ઇત્યાદિક લયરૂપ ચલનથી રહિત; દીર્ઘકાળ આદરપૂ નિરંતર સત્કાર અને અસંભાવના વિપરીત ભાવના રહિત, એ ચારે

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥५३॥
अर्जुन उवाच ।
स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥५४॥

श्रुतिविप्रतिपन्ना ते बुद्धिः यदा समाधौ निश्चला अचला स्थास्यति तदा योगम् अवाप्स्यसि ॥

अर्जुन उवाच । केशव समाधिस्थस्य स्थितप्रज्ञस्य भाषा का स्थितधीः किम् प्रभाषेत किम् आसीत किम् व्रजेत ॥

અનેક શ્રુતિનાં વાક્યોથી ભ્રમમાં પડેલી તારી બુદ્ધિ જ્યારે સમાધિ કે આત્મવૃત્તિમાં નિશ્ચળ અને સ્થિર થશે, ત્યારે તને યોગ પ્રાપ્ત થશે.

અર્જુને કહ્યું–હે કેશવ, સમાધિમાં રહેલા સ્થિતપ્રજ્ઞનું લક્ષણ શું? સ્થિતપ્રજ્ઞ કેવું બોલે? કેમ રહે? અને કેમ ચાલે?

अनेक श्रुतिवाक्योंसे भ्रमित हुई तुम्हारी बुद्धि जब समाधि (आत्मवृत्ति) में निश्चल और स्थिर होगी, तब तुम योगको प्राप्त होगे

अर्जुनने कहा–हे केशव, समाधिमें स्थित स्थितप्रज्ञका लक्षण क्या है? स्थितप्रज्ञ क्या करता है? कैसा रहता है? और कैसा चलता है?

ઘુચાયેલી શ્રુતિવિષે તુજ મતિ જ્યાં તે સમાધિવિષે,
થાતાં નિશ્ચલ સ્થિર બુદ્ધિ ઠરશે ત્યાં યોગ પામીશ એ.

શાં શા લક્ષણ સ્થિરબુદ્ધિ પ્રભુ! એ એવા સમાધિસ્થનાં,
શું બોલે સ્થિરબુદ્ધિ કેમ વરતે ને કેમ ચાલે અહા!

---

મેળવનને લીધે વિન્તનીય વૃત્તિઓથી દૂષિત નહિ થયેલી.

૨-૫૪ સ્થિતપ્રજ્ઞ-સ્થિતપ્રજ્ઞની બે અવસ્થા છે, એક સમાધિની અને બીજી વ્યુત્થિત દશાની. સમાધિસ્થ એ સ્થિતપ્રજ્ઞની પહેલી અવસ્થા દર્શાવે છે, સ્થિતધી એ સ્થિતપ્રજ્ઞની બીજી એટલે વ્યુત્થિત ચિત્તની અવસ્થા દર્શાવે છે.

श्रीभगवानुवाच ।

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥५५॥

श्रीभगवान् उवाच । पार्थ यदा मनोगतान् सर्वान् कामान् प्रजहाति आत्मना आत्मनि एव तुष्टः तदा स्थितप्रज्ञः उच्यते ॥

શ્રી ભગવાને કહ્યું-હે અર્જુન, જ્યારે મનુષ્ય મનમાં રહેલી સર્વ કામનાને છોડી દેછે અને પોતે આત્મામાં જ સંતુષ્ટ રહેછે, ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાયછે.

श्री भगवानने कहा-हे अर्जुन, जब मनुष्य मनकी सारी कामना त्याग देता है और स्वयं आत्मामें ही प्रसन्न रहता है, तब वह स्थितप्रज्ञ कहा जाता है.

જ્યારે કામ સહુ મનોગત તજે, સંતુષ્ટ આત્માવડે,
આત્મામાં જ પૃથાસુતુ ! સ્થિરમતિ ત્યારે જ કહેવાયછે.

---

૨-૫૫ यदा सर्वे प्रमुच्यन्ते कामा ये च हृदि स्थिताः । શ્રુતિમાં કહેલો અર્થ આ શ્લોકથી પ્રતિપાદન કરેલો છે. શંકા-વિષયોમાં કામનો ઉદય થવાથી અને દેખાવથી વિદ્વાનને પણ તેનો અનુભવ થતાં કામ ઉપજે જ, તેથી કામનો ત્યાગ તદન સંભવતો નથી. આ શંકા ઘટતી નથી, કેમકે તૃણ પાંદડાં વગેરે દેખ્યા છતાં ભોક્તા પુરુષને કામ ઉદય ન થવાથી તે વિષયનો સ્વભાવ નથી. काम जानामि ते मूलं संकल्पात्किल जायते ॥ પ્રમાણે કામનું મૂળ સંકલ્પ છે, સંકલ્પનું મૂળ વાસના છે. વાસના વિના વસ્તુમાં સમીચીન બુદ્ધિ ઉદય થતી નથી, ને સમીચીનત્વ બુદ્ધિ વિના કામ પણ ઘટતો નથી; માટે કામોત્પત્તિનું કારણ વિષયોમાં ભોગ્યપણાની વાસના જ-ભોગ્યજન્ય સંસ્કાર જ છે.

કામ-સંકલ્પ આદિ મનોવૃત્તિ; પ્રમાણ આદિ વૃત્તિઓવડે જે ઉદ્‌ભવેછે તે.

૨-૫૬ દુઃખો ત્રણ પ્રકારનાં છે. જ્વર શીતરોગ વગેરેથી થતાં શોક મોહાદિ દુઃખ તે આધ્યાત્મિક. વાઘ સર્પ વગેરેથી જે દુઃખ તે

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥५६॥

दुःखेषु अनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः वीतरागभयक्रोधः मुनिः स्थितधीः उच्यते ॥

દુઃખોમાં જેનું મન ખેદ પામતું નથી, અને સુખોમાં જેને સ્પૃહા નથી તથા જે રાગ, ભય અને ક્રોધથી રહિત છે, તે મુનિ સ્થિતપ્રજ્ઞ કહેવાયછે.

दुःखमें न घबरानेवाले, सुखकी लालसा न रखनेवाले तथा राग, भय और क्रोधसे रहित मुनिको स्थितप्रज्ञ कहा जाता है.

દુઃખોમાં મન જેનું ખિન્ન નહિ ને સ્પૃહા સુખોમાં નહિ,
જેને રાગ નહિ ન ક્રોધ ભય તે છે સ્થિરબુદ્ધિ મુનિ.

---

આધિભૌતિક, બહુ જ વાયુ વર્ષાદિ અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ મહામારી વગેરે કારણથી થતાં દુઃખ તે આધિદૈવિક.

અજ્ઞાનીને પ્રાપ્ત થતાં સુખો અગ્નિની પેઠે તૃષ્ણાને વધારેછે, વિદ્વાનને તેમ નથી. અનેક પ્રકારનાં દુઃખોની પ્રાપ્તિ થતાં જેના મનમાં ત્રાસ ઉત્પન્ન થતો નથી, એવો પૂર્ણાવસ્થાએ પહોંચેલો પુરુષ ભયનું તો નામ પણ ક્યાંથી જાણે? ધૈર્ય આદિ ગુણોની પેઠે શુદ્ધ બુદ્ધિની ખરી પરીક્ષા સંકટના સમયમાં જ થાયછે, એ વાત સર્વમાન્ય છે અને સંકટના સમયમાં જેનું નૈતિક સત્ત્વ ઢળતું નથી, તે જ ખરો નીતિમાન છે. સંસાર સુખમય હો કે દુઃખમય હો, પણ સૃષ્ટિના આ અપરિહાર્ય વ્યવહારમાં જે જે પ્રાપ્ત થાય તે અંતઃકરણમાં ખેદ કે સ્પૃહા વિના એટલે સામ્યબુદ્ધિથી સહન કરવું, અને પોતપોતાના અધિકાર પ્રમાણે કર્મ નિષ્કામ બુદ્ધિથી મરણ પર્યંત બજાવ્યે જવું એ જ મનુષ્યનું કર્તવ્ય છે.

૨-૫૭ પ્રકૃતિના ગુણ પ્રમાણે સર્વ વ્યવહાર ચાલેછે, પ્રકૃતિના વ્યાપાર પ્રકૃતિ ચલાવેછે એમ સમજી આ સુખદુઃખ નિષ્કામ બુદ્ધિથી સેવવાં જોઇએ. વેદાંતશાસ્ત્રની પરિભાષામાં આને કર્મ બ્રહ્માર્પણ કરવાં

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५७॥
यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८॥

यः सर्वत्र अनभिस्नेहः तत् तत् शुभाशुभम् प्राप्य न अभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

यदा च कूर्मः अङ्गानि इव अयम् इन्द्रियाणि इन्द्रियार्थेभ्यः सर्वशः संहरते तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

જે સર્વ પદાર્થોમાં આસક્તિ રહિત છે તથા તે તે સારા વિષય પામીને પ્રસન્ન થતો નથી કે નઠારા પામીને ખેદ પામતો નથી, તેની પ્રજ્ઞા સ્થિર થયેલી છે.

જેમ કાચબો પોતાનાં અવયવો સર્વ બાજુએથી સંકોરી લેછે, તેમ જ્યારે આ (યોગી) પુરુષ ઇંદ્રિયોને ઇંદ્રિયોના વિષયોથી સંકોરી લેછે, ત્યારે તેની પ્રજ્ઞા સ્થિર થયેલી જાણવી.

जो सब विषयोंमें स्नेहसे रहित है, और उन उन शुभ और अशुभ विषयोंको पानेसे न आनंद मानता है, न खेद मानता है, उन्हींकी प्रज्ञा स्थिर हो गई है.

जैसे कूर्म अपने अंगोंको सब ओरसे समेट लेता है, वैसे ही मनुष्य जब इंद्रियोंके विषयोंसे इंद्रियोंको खींच लेता है, तब उनकी प्रज्ञा स्थित कही जाती है.

જે આસક્તિ રહિત છે સરવમાં પામી શુભાશુભને,
સ્તુતિ જેહ કરે ન દ્વેષ ન કરે તેની મતિ સ્થિર છે.
સંકેલે જ્યમ કૂર્મ અંગ ત્યમ આ જ્યારે સહુ યે દિશે,
સંકેલે સહુ ઇંદ્રિયો વિષયથી તેની મતિ સ્થિર છે.

---

એમ કહેછે, અને ભક્તિમાર્ગમાં તેને સ્થાને શ્રીકૃષ્ણાર્પણ શબ્દ યોજાયેલો છે.

૨-૫૯ આપવાસ કર્યાથી ઇંદ્રિયો અશક્ત થઇ વિષયનું સેવન કરવાને સશક્ત રહેતી નથી, તેથી વિષયોપભોગ કેવળ જબરાઇથી અશક્તિને લીધે

**विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ॥**
**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥५९॥**

निराहारस्य देहिनः विषयाः विनिवर्तन्ते रसवर्जम् परम् दृष्ट्वा अस्य रसः अपि निवर्तते ॥

નિરાહારી મનુષ્યના વિષય છુટી ગયા છતાં પણ તેની અભિલાષા છુટતી નથી; પરંતુ પરબ્રહ્મ સાક્ષાત્કાર થતાં તો તે (સ્થિતપ્રજ્ઞ)ની અભિલાષા પણ છુટી જાયછે.

विषय ग्रहण न करनेवालोके विषय निवृत्त होते है, पर उनका विषयानुराग निवृत्त नहि होता है, परंतु परमात्माको देखके इस( स्थितप्रज्ञ )की अभिलाषा भी निवृत्त हो जाती है.

> નિરાહારી શરીરીના વિષય સૌ વિરામતા સ્વાદ રહે,
> એની તો પરમાત્મ જોઇ શમતી એ સ્વાદ ઇચ્છા ય તે.

---

છુટેછે, પણ વિષયવાસના કમી થતી નથી. બ્રહ્માનંદથી તે પણ નષ્ટ થાયછે. ઇંદ્રિયો અપવાસથી વશ થતી નથી. વૃક્ષનાં પાદડાં વગેરે ચુંટી લેવામાં આવે, પણ તેના મૂળમાં જલસિંચન કરવાથી વૃક્ષનો નાશ ન થાય, તેમ વાસના દ્વારા અંતઃકરણ અધિક અધિક પુષ્ટિ પામેછે; માટે વિષય સાથે વાસનાનો પણ નાશ કે નિયમન કરવું જોઇએ, જે બ્રહ્મસાક્ષાત્કારથી થાયછે.

કેવળ ઇંદ્રિયોને વશ કરી વિષયથી વાળી લેવામાં જ સમાધિ કે યોગ સધાતાં નથી, પણ જ્યારે વિષયની વાસના પણ મનમાંથી મરી જાય અને ઇંદ્રિયો પાછી વળે ત્યારે ખરી સમાધિ થઇ કહેવાય. હઠયોગ અને રાજયોગના માર્ગ આ પ્રકારે જ જુદા પડેછે. હઠયોગી કેવળ ઇંદ્રિયોના દમનમાં પડેછે અને રાજયોગી મનને મારવા મથેછે. રાજયોગ વિના હઠયોગ નકામો છે.

૨-૬૦ મનુ મહારાજ પણ કહેછે કે–बलवानिंद्रियग्रामो विद्वांसमपि कर्षति । ઇંદ્રિયના સંયમ વિના સ્થિતપ્રજ્ઞપણું સંભવતું નથી, તેથી સાધક અવસ્થામાં તે સંબંધે મહા પ્રયત્ન કરવો જોઇએ, એમ બે શ્લોકથી કહેછે.

यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥६०॥

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥

कौन्तेय यततः हि विपश्चितः पुरुषस्य मनः अपि प्रमाथीनि इन्द्रियाणि प्रसभम् हरन्ति ॥

तानि सर्वाणि संयम्य युक्तः मत्परः आसीत यस्य हि इन्द्रियाणि वशे तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

હે અર્જુન, (ઇંદ્રિયનિગ્રહ)નો પ્રયત્ન કરનાર વિવેકી પુરુષના મનને પણ મથન કરનારી ઇંદ્રિયો બળાત્કારે (વિષયો તરફ) ખેંચી જાયછે.

તે સર્વ ઇંદ્રિયોને વશ કરી, યોગયુક્ત પુરુષે મારે પરાયણ થઇ રહેવું; કેમકે જેની ઇંદ્રિયો વશ થયેલી છે, તેની પ્રજ્ઞા સ્થિર થયેલી છે.

हे अर्जुन, प्रयत्न करनेवाले विद्वान पुरुषके मनको भी हिलोडनेवाली इंद्रियां जबरदस्तीसे खींच लेती है

उन सब इंद्रियोंको संयत (रोक) करके योगयुक्त पुरुषको मत्परायण होकर स्थिर बैठना चाहिये, क्योंकि जिनकी इंद्रिया वशमें हो गई है, उनकी प्रज्ञा स्थित हो गई है.

હે કૌંતેય! છતાંય યત્ન કરતાં સુજાણ પુરુષની,
ઇંદ્રિયો મથી નાંખતી મન હરી લેછે બળાત્કારથી.

રહેવું યુક્ત બની પરાયણ મને ખાળી સહુ તેહને,
કાંકે ઇંદ્રિય જેહને વશ સહુ તેની મતિ સ્થિર છે.

---

વિપશ્ચિત–શાસ્ત્ર તથા આચાર્યથી ઉપદેશ પામેલો.

૨–૬૩ બળાનણુમાં અગ્નિનો એક તણખો લાગી ભડકો થતાં તે સર્વ સ્થળે વ્યાપી જવા સમર્થ છે, તેમ અંતઃકરણમાં યત્કિંચિત પણ વિષયનું સ્મરણ મહા અનર્થ ઉત્પન્ન કરેછે. દેહમાંથી પ્રાણ નીકળી જતાં જેમ પ્રેતરૂપ બનેછે, તેવી સ્થિતિ બુદ્ધિ નષ્ટ થવાથી જીવની બનેછે, અને ધર્મ,

ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्सञ्जायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६२॥
क्रोधाद्भवति सम्मोहः सम्मोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥

विषयान् ध्यायतः पुंसः तेषु सङ्गः उपजायते सङ्गात् कामः सञ्जायते कामात् क्रोधः अभिजायते ॥

क्रोधात् सम्मोहः भवति सम्मोहात् स्मृतिविभ्रमः स्मृतिभ्रंशात् बुद्धिनाशः बुद्धिनाशात् प्रणश्यति ॥

વિષયોનું ચિંતન કરનાર પુરુષને, તે તે વિષયોમાં આસક્તિ ઉત્પન્ન થાયછે, આસક્તિથી કામનાનો ઉદ્‌ભવ થાયછે, અને કામના(પૂર્ણ કરવામાં અંતરાય થવા)થી ક્રોધ ઉત્પન્ન થાયછે.

ક્રોધથી સંમોહ(મૂઢતા)થાયછે, અને સંમોહથી સ્મૃતિમાં વિભ્રમ થાયછે, સ્મૃતિવિભ્રમથી બુદ્ધિનો નાશ થાયછે, અને બુદ્ધિના નાશથી સર્વનાશ થાયછે.

विषयोंका ध्यान करनेवाले पुरुषको उन उन विषयोंमें आसक्ति उपजती है, आसक्तिसे कामना आ जाती है और कामना (पूर्ण करनेमें बाधा उपस्थित होने)से क्रोध उत्पन्न होता है.

क्रोधसे संमोह(मूढत्व)होता है, संमोहसे स्मृतिविभ्रम होता है स्मृतिविभ्रमसे बुद्धिनाश होता है, और बुद्धिनाशसे सर्वनाश होता है.

થાયે વિષયચિંતને પુરુષને આસક્તિ તેમાંહિ તો,
આસક્તિથકી થાય કામ, ઉપજે તે કામથી ક્રોધ તો.
ક્રોધે થાય જ મોહ મોહથકી તો સ્મૃતિતણો ભ્રંશ છે,
સ્મૃતિનાશથી બુદ્ધિનાશ ઉપજે ને બુદ્ધિનાશે મરે.

---

અર્થ, કામ, મોક્ષમાંના એકે પુરુષાર્થને યોગ્ય પુરુષ રહેતો નથી.

૨-૬૪ આકાશનો સૂર્ય પોતાનાં કિરણથી જગતની દરેક વસ્તુઓને સ્પર્શ કરેછે, પણ તેના સંસર્ગદોષથી લેપાતો નથી, તે પ્રમાણે વિષયમાં ઉદાસીન આત્મસ્વરૂપમાં નિમગ્ન પુરુષ કામ ક્રોધથી લેપાતો નથી, સ્વરૂપ સિવાય

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥६४॥
प्रसादे सर्वदु:खानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥६५॥

विधेयात्मा तु रागद्वेषवियुक्तैः आत्मवश्यैः इन्द्रियैः विषयान् चरन् प्रसादम् अधिगच्छति ॥

प्रसादे अस्य सर्वदुःखानां हानिः उपजायते प्रसन्नचेतसः हि बुद्धिः आशु पर्यवतिष्ठते ॥

મનને વશ રાખનાર પુરુષ તો રાગદ્વેષ રહિત અને પોતાને વશ થયેલી ઇંદ્રિયો વડે વિષયને ભોગવતાં છતાં પણ શાંતિ (ચિત્તની પ્રસન્નતા–નિર્મળતા) પામેછે.

ચિત્તની નિર્મળતા પ્રાપ્ત થતાં તેનાં સર્વ દુઃખો નાશ પામેછે, કારણકે પ્રસન્ન ચિત્તવાળા પુરુષની બુદ્ધિ તત્કાળ સ્થિર થાય છે.

चित्तको वशमें लाये हुए पुरुष तो अनुराग और द्वेषसे रहित अपने वशमें आये इन्द्रियोंसे विषयोंका भोग करके भी शान्ति ( चित्तकी प्रसन्नता–निर्मलता ) प्राप्त करते है

चित्तकी निर्मलता पैदा होनेसे इनके सब दुःखोंका नाश होता है, क्योंकि प्रसन्नचित्त पुरुषकी बुद्धि जल्द ही स्थिर होती है

રાગદ્વેષ રહિત આત્મવશ સૌ ઇંદ્રિયથી વિષયે,
આત્માછત રહે જ જેહ ફરતો તે શાંતિને મેળવે.
થાયેછે જ વિનાશ દુઃખ સહુનો શાંતિ થતા એહને,
બુદ્ધિ સદ્ય પ્રસન્નચિત્ત જનની સુસ્થિર તો થાયછે.

---

બીજી વસ્તુનું દર્શન તેને ન થતાં તેના ઉપર વિષયની સત્તા જામતી નથી.

પ્રસાદ–ચિત્તનું સ્વાસ્થ્ય–અત્યંત નિર્મળતા. आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः । થી ઇંદ્રિયની શુદ્ધિથી ચિત્તની પણ શુદ્ધિ કહેલી છે.

૨-૬૫ જેના ઉદરમાં અમૃતનું ઝરણું હોય તેને ક્ષુધા કે તૃષા સ્પર્શ

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना।
न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम् ॥६६॥

अयुक्तस्य बुद्धिः न अस्ति अयुक्तस्य च भावना न अभावयतः च शान्तिः न अशान्तस्य सुखम् कुतः ॥

અયુક્ત (અસ્વસ્થ અંતઃકરણવાળા) પુરુષને સ્થિર બુદ્ધિ નથી, તેવા અયુક્ત પુરુષને ભાવના ( દૃઢ બુદ્ધિરૂપ નિષ્ઠા ) પણ હોતી નથી, જેને ભાવના નથી તેને શાંતિ નથી, અને શાંતિહીન પુરુષને સુખ તો ક્યાંથી હોય ?

अयुक्त (इंद्रियोंको वशमें न लाये हुए) पुरुषको स्थिर बुद्धि नहीं है, अयुक्त पुरुषको भावना( दृढबुद्धि-निष्ठा ) भी नहीं है, भावना रहितको शांति नहीं है, और शांति रहित पुरुषको सुख कहांसे होवे ?

બુદ્ધિ યોગહીને ન, યોગહીનને કાંઇ નથી ભાવના,
શાંતિ તો નથી ભાવનાહીન જને શાંતિહીને સુખ ક્યાં?

---

કરી શકતી નથી, તેમ જેના મનમાં સંપૂર્ણ શાંતિ હોય, ત્યાં સર્વે સાંસારિક દુઃખોનો પ્રવેશ થતો નથી.

પર્યવતિષ્ઠતે—આકાશની પેઠે ચોતરફથી આત્મસ્વરૂપ વડે જ નિશ્ચળ થાયછે.

૨-૬૬ અગ્નિમાં શેકેલાં બીજ ઉગે નહિ, તેમ શાંતિહીન મનુષ્યને સુખપ્રાપ્તિ થાય નહિ. મનનું અનિયમિતપણું જ દુઃખનું કારણ છે, માટે ઇંદ્રિયનિગ્રહ કરવો એ જ ઉત્તમ છે.

જેના અનર્થની નિવૃત્તિ થયેલી નથી, જે પરમાનંદ સાગરથી વિમુખ અને સંસાર સાગરમાં ડૂબેલો છે, તેને સુખના આવિર્ભાવનો સંભવ નથી. ભાવના—આત્મજ્ઞાનનો અભિનિવેશ; આત્માકાર ચિત્તધારા; નિદિધ્યાસન.

૨-૬૭,૬૮ મન—લોકવાસના, શાસ્ત્રવાસના, વિષયવાસના અને કર્મવાસના વડે બંધાયેલું મન. (૨-૬૭)

રાગદ્વેષ વગેરેથી ઇંદ્રિયનો નિગ્રહ ન કરતાં બહાર પ્રવર્તેલા જ્ઞાનીને પણ અનર્થનો સમૂહ આવી પડેછે, તેથી ઇંદ્રિયના સમૂહનો રાગદ્વેષ વગેરેથી ખૂબ નિગ્રહ

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥६७॥
तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६८॥

अम्भसि वायु नावम् इव चरताम् इन्द्रियाणाम् हि यत् मन अनुविधीयते तत् अस्य प्रज्ञाम् हरति ॥

तस्मात् महाबाहो यस्य इन्द्रियाणि इन्द्रियार्थेभ्य सर्वश निगृहीतानि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

જળમા વાયુ જેમ નાવને ખેંચી જાયછે,(અને ડૂબાવી દેછે) તેમ વિષયોમા ભટકતી ઇંદ્રિયોમાની જેની જેની પાછળ મન ભટકેછે, તે ઇંદ્રિય આ પુરુષની બુદ્ધિને ખેંચી જાયછે ( વિષયભોગમા ફસાવી દેછે )

માટે હે મહાભુજ, જેની ઇંદ્રિયો વિષયોથી સર્વ રીતે અટકાવી રાખેલી છે, તેની પ્રજ્ઞા સ્થિર થયેલી છે

वायु जैसे नावको जलमें हर लेता है (और डूबा देता है) वैसे ही मन, विषयोंमें विचरनेवाली इद्रियोंमेंसे जिसके अनुकूल चलता है, वह इद्रिय उस पुरुषकी प्रज्ञाको हरन कर लेती है (विषयभोगमें फसा देती है)

इस लिये हे महाभुज, जिसके इद्रियगण, इद्रियोंके विषयोंसे सब प्रकार रोक लिये गये है, उसीकी प्रज्ञा प्रतिष्ठित हो गई है

ઇંદ્રિયો ભમતી મહીંથી મન તો જે જેની પૂઠે ભમે,
તે એની હરી બુદ્ધિ લે જ્યમ જળે વાયુ હરે નાવને.
તેથી ઇંદ્રિય હે મહાભુજ ! સહુ દિશાથી સર્વે રીતે,
જેની સૌ અટકાઇ છે વિષયથી તેની મતિ સ્થિર છે.

---

કરીને મુમુક્ષુએ વિદેહમુક્તિને માટે સમાધિ અવશ્ય કરવી જોઇએ (૨-૬૮)

૨-૬૯ વિવેકજ્ઞાન ઉપજતા સ્થિતપ્રજ્ઞને અવિદ્યાની નિવૃત્તિમા, જે આ લૌકિક વૈદિક વ્યવહાર છે, તે અવિદ્યાનુ કાર્ય હોવાથી નિવૃત્ત થઇ જાયછે, એમ કહેછે.

**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी।**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥६९॥**

या सर्वभूतानाम् निशा तस्याम् संयमी जागर्ति यस्याम् भूतानि जाग्रति सा पश्यतः मुनेः निशा ॥

જે આત્મનિષ્ઠા (અજ્ઞાનથી આચ્છાદિત) સર્વ પ્રાણીઓને અંધકારમય એટલે રાત્રિસ્વરૂપ છે, તેમાં સંયમી (સ્થિતપ્રજ્ઞ) પુરુષ જાગેછે, અને જે વિષયબુદ્ધિમાં સર્વ પ્રાણીઓ જાગેછે (વિષયપરાયણ રહેછે), તે આત્મતત્ત્વદર્શી યોગીને રાત્રિસ્વરૂપ છે.

जो आत्मनिष्ठा (अज्ञानसे आच्छादित) सब भूतोंके लिये रात्रिस्वरूप (अंधकारमय) है, उसमें संयमी(स्थितप्रज्ञ) पुरुष जागता रहता है, और जिस विषयबुद्धिमें सब भूत जागते रहते हैं (विषयपरायण रहते हैं), वह आत्मतत्त्वदर्शी मुनिके रात्रिस्वरूप है

જે રાત્રિ સહુ ભૂતની રજનીમાં તે જાગતો સંયમી,
જાગેછે સહુ ભૂત જે મહીં નિશા તે પેખતા મુનિની.

---

જેમ લોકપ્રસિદ્ધ નિશા પોતાની તમ શક્તિથી નામરૂપના ભેદને મટાડીને સર્વે વસ્તુમાત્રને તમ રૂપે જ કરીને પોતે જ સર્વત્ર પ્રકાશી રહેછે, તેમ જ આ બ્રહ્મવિદ્યારૂપ નિશા પોતાની ચૈતન્યશક્તિથી નામરૂપના ભેદને મટાડીને સર્વ દૃશ્યમાત્રને ચેતનરૂપે જ કરીને પોતે એક જ સર્વત્ર પ્રકાશી રહેછે, જેમા રાત્રિની પેઠે સર્વે અજ્ઞાનીઓ ત્રણ અવસ્થારૂપ સ્વપ્નો જોતાં જોતાં ઉંઘે છે, તે બ્રહ્મવિદ્યામાં બહારની પ્રવૃત્તિ રહિત સ્થિતપ્રજ્ઞ એક જ જાગેછે, આત્મરતિ, આત્મક્રીડ, આત્મમિથુન, આત્મજ્યોતિ, આત્માનંદરૂપ થઈને સર્વદા રહેછે. જે અવિદ્યામાં સર્વ ભૂતો જાગે છે–હું છુ આ તે એમ વ્યવહાર કરેછે–તે અવિદ્યા, અદ્વૈત અવસ્થા જોનાર–દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય સર્વે મિથ્યા જ છે એમ જોનાર બ્રહ્મવિતની નિશા છે. જેમ પ્રાણીઓને બ્રહ્મવિદ્યા નિશા છે તેમ બ્રહ્મજ્ઞાનીને પણ અવિદ્યા નિશા છે.

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी ॥७०॥

आपूर्यमाणम् अचलप्रतिष्ठम् समुद्रम् यद्वत् आप प्रविशन्ति तद्वत् यम् सर्वे कामा प्रविशन्ति स शान्तिम् आप्नोति कामकामी न ॥

અર્થ તરફ પરિપૂર્ણ અને માઝા ન મૂકતા સમુદ્રમાં જેમ બીજાં પાણી પ્રવેશ કરતા રહેછે, તેમ જે પુરુષમા સર્વે કામનાઓ પ્રવેશ કરેછે (લય પામેછે), તે જ પુરુષ શાંતિ પામેછે, ભોગની કામનાવાળો પુરુષ શાંતિ પામતો નથી

जैसे सब ओरसे परिपूर्ण और अचल प्रतिष्ठावाले समुद्रमें अन्य जल प्रवेश करता है, वैसे ही जिन पुरुषमें सब कामनायें प्रवेश करती है ( लय पामती है ), वही पुरुष शांति प्राप्त करता है, भोगकी कामना रखनेवाला पुरुष शांति नहीं पाता है.

વસંત- માઝા મૂકે નહિ છતાંય જતાં ભરાતાં,
એવે સમુદ્ર જ્યમ ઉદક પેસી જાતા,
પેમે બધા ય ત્યમ કામ જ જેની પ્રત્યે,
છે પામતો પુરુષ શાંતિ ન કામી કામે

---

बुद्धतत्त्वस्य लोकोऽयं जडोन्मत्तपिशाचवत् ।
बुद्धतत्त्वोऽपि लोकस्य जडोन्मत्तपिशाचवत् ॥ सुरे–वार्तिक

જે પુરુષે પોતાના વાસ્તવ સ્વરૂપને જાણ્યુ છે, તે વિદ્વાન પુરુષને આ સર્વ લોક જડ ઉન્મત્ત પિશાચની પેઠે પ્રતીત થાયછે, અને તે સર્વ લોકોને પણ તે વિદ્વાન પુરુષ જડ ઉન્મત્ત પિશાચની પેઠે પ્રતીત થાયછે.

આત્મસ્વરૂપનું જ્ઞાન–સર્વ ભૂતોની રાત્રિ, યોગી તેમા જાગેછે.

વિષયપ્રાપ્તિ–યોગીની રાત્રિ, જેમા ભૂતો જાગેછે

૨–૭૦ સિદ્ધ પુરુષના મન ક્લાશાથી ડગતાં નથી. ગ્હાય તેટલાં કર્મ કરવાનાં હોય, પણ તેના મનની શાંતિ ન હોતાં સમુદ્રની પેઠે અચલ રહી તે કર્મો કર્યા કરેછે, પણ તેને લીધે તેને સુખદુ ખાદિ થતા નથી.

૨–૭૧ कामाद्याकामल्प्यनुसचरन्। શ્રુતિમા કહેલી રીતે પૃથ્વી ઉપર સર્વત્ર

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः।
निर्ममो निरहङ्कारः स शान्तिमधिगच्छति ॥७१॥
एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति।
स्थित्वाऽस्यामन्तकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥ ७२ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे साङ्ख्ययोगो नाम द्वितीयोऽध्यायः॥

यः पुमान् सर्वान् कामान् विहाय निःस्पृहः निर्ममः निरहङ्कारः चरति सः शान्तिम् अधिगच्छति ॥

पार्थ एषा ब्राह्मी स्थितिः एनाम् प्राप्य न विमुह्यति अन्तकाले अपि अस्याम् स्थित्वा ब्रह्मनिर्वाणम् ऋच्छति ॥

જે પુરુષ સર્વે કામોનો ત્યાગ કરીને સ્પૃહા રહિત, મમતા રહિત અને અહંકાર રહિત થઇને વિચરેછે (પ્રારબ્ધ વશ ભોગાદિ કરેછે), તે શાંતિ પામેછે.

હે અર્જુન, આ બ્રહ્મસ્થિતિ છે. એ સ્થિતિ પામીને મનુષ્ય મોહમાં પડતો નથી; અવસાન કાળે પણ એ સ્થિતિમાં રહેવાથી પુરુષ બ્રહ્મનિર્વાણ પામેછે.

जो पुरुष सब कामोंको परित्याग करके स्पृहा रहित, ममता रहित और अहंकार वर्जित होकर घूमता है (प्रारब्धके वशमें भोगादि करता है), वही शांति प्राप्त करता है.

हे अर्जुन, ब्रह्मनिष्ठा ऐसी ही है, इसे पानेसे पुरुष मोहको प्राप्त नहीं होता है; मृत्युकालमें भी ऐसी निष्ठामें स्थित होनेसे पुरुष ब्रह्मनिर्वाणको प्राप्त होता है

મંદાક્રાંતા– છોડી કામો પુરુષ સરવે નિસ્પૃહી જે ફરેછે,
શાંતિ પામે રહિત મમતા ને અહંતા થતાં તે.
આ છે બ્રાહ્મી સ્થિતિ ન ઉપજે મોહ એ પાર્થ ! પામ્યે,
અંતે યે એ સ્થિતિમહીં રહી બ્રહ્મનિર્વાણ પામે.

એ પ્રમાણે **સાંખ્યયોગ** નામનો બીજો અધ્યાય પૂરો.

---

અભંગ, અને ઉદાસીન થઇને જે ફરેછે, તે જ શાંતિ–વિદેહમુક્તિ પામેછે.

## અધ્યાય ૩ જો

### કર્મયોગ

अर्जुन उवाच ।

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥१॥
व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥

अर्जुनः उवाच । जनार्दन कर्मणः बुद्धिः ते ज्यायसी मता चेत् तत् केशव माम् घोरे कर्मणि किम् नियोजयसि ॥

व्यामिश्रेण एव वाक्येन मे बुद्धिम् मोहयसि इव येन अहम् श्रेयः आप्नुयाम् तत् एकम् निश्चित्य वद ॥

અર્જુને કહ્યું–હે જનાર્દન, કર્મયોગ કરતાં બુદ્ધિયોગને તમે શ્રેષ્ઠ માનતા હો, તો હે કેશવ, તમે મને ઘોર કર્મમાં કેમ પ્રવૃત્ત કરોછો ?

મિશ્ર (દ્વિઅર્થી) વચનથી મારી બુદ્ધિને આપ ભ્રમ પમાડવા જેવું કરોછો, માટે જેથી મારૂં શ્રેય થાય એવી એક વાત નિશ્ચય કરીને મને કહો.

अर्जुनने कहा–हे जनार्दन, यदि तुम्हारा मत ऐसा ही है, कि कर्मसे बुद्धियोग श्रेष्ठ है, तो तुम मुझे घोर कर्ममें क्यों नियुक्त करते हो ?

मिश्र वाक्यसे मेरी बुद्धिको मानो मोहित कर रहे हो, तो ऐसी एक बात निश्चय करके कहो, जिससे मेरा हित हो

શિખરિણી– વધુ સારી બુદ્ધિ કરમથકી માનો પ્રભુ! તમે,
મને કાં જોડોછો મધુરિપુ! પછી ઘોર કરમે?
ભમાવોછો જાણે મુજ મતિ અહા! મિશ્ર વચને,
કહો પાકું જેથી શુભ નિયત તે એક જ મને.

---

૩-૧,૨ સ્વાર્થ માટે નહિ તો લોકસંગ્રહ માટે નિષ્કામ બુદ્ધિથી કર્તવ્ય

श्रीभगवानुवाच ।

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ ।
ज्ञानयोगेन साङ्ख्यानां कर्मयोगेन योगिनाम् ॥३॥

श्रीभगवान् उवाच । अनघ अस्मिन् लोके ज्ञानयोगेन साङ्ख्यानाम् कर्मयोगेन योगिनाम् द्विविधा निष्ठा पुरा मया प्रोक्ता ॥

શ્રીભગવાને કહ્યું-હે નિષ્પાપ અર્જુન, આ લોકમાં જ્ઞાનયોગ દ્વારા જ્ઞાનીઓની અને કર્મયોગ દ્વારા યોગીઓની, એમ બે પ્રકારની નિષ્ઠા પહેલાં મેં તને કહી છે.

श्रीभगवानने कहा-हे निष्पाप अर्जुन, इस लोगमें ज्ञानयोगसे सांख्योंकी और कर्मयोगसे योगियोंकी, ऐसी दो प्रकारकी निष्ठा मैं पहिले कह चुका हूं.

શાર્દૂલ- પ્હેલાં મેં રીત બેની આ જગતમાં નિષ્ઠા કહી, જ્ઞાનીની
યોગે જ્ઞાનતણા અને કરમના યોગે બીજી યોગીની.

---

કર્મની આવશ્યકતા સિદ્ધ કરી ઇશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ કરવાનું આ ત્રીજા અધ્યાયમાં કહેછે. (૩-૧)

વ્યામિશ્રેણ-ક્ષીરનીરના યોગની પેઠે જ્ઞાનકર્મના સમુચ્ચયવાળા વાક્યથી. (૩-૨)

૩-૩ તૈયાર મળેલાં અને રાંધીને તૈયાર કરેલાં અન્નથી જેમ એક સરખી જ તૃપ્તિ થાયછે, તેમ આ બંને માર્ગોનું પરંપરાગત પર્યવસાન એક જ હોયછે. પૂર્વ અને પશ્ચિમ તરફ વહેતી નદીઓ ભિન્ન જણાયછે, પણ સમુદ્રમાં ભળીને આખરે સર્વે નદીઓ એકત્ર થાયછે, તે પ્રમાણે આ બંને એક જ તત્ત્વના સૂચક છે, પણ તેની ઉપાસનાનું અવલંબન ઉપાસકની પાત્રતા ઉપર છે. આ નિષ્ઠા બે નહિ, પણ બે પ્રકારની છે. શ્રી વસિષ્ઠજીએ કહ્યુંછે કે-

द्वौ क्रमौ चित्तनाशाय योगो ज्ञानं च राघव ।
योगो वृत्तिनिरोधो हि ज्ञानं सम्यगवेक्षणम् ॥
असाध्यः कस्यचिद्योगः कस्यचित्तत्त्वनिश्चयः ।
प्रकारौ द्वौ ततो देवो जगाद परमः शिवः ॥

न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥४॥

कर्मणाम् अनारंभात् पुरुषः नैष्कर्म्यम् अश्नुते न संन्यसनात् एव च सिद्धिम् समधिगच्छति न ॥

કર્મના આરંભ ન કરવાથી પુરુષ નિષ્કર્મપણું પામેછે, એમ નથી; તેમ જ કેવળ કર્મના માત્ર ત્યાગથી સિદ્ધિ પામેછે, એમ પણ નથી.

पुरुष कर्मका अनुष्ठान बिना किये निष्कर्मभाव प्राप्त करता है, ऐसा नहीं है; और केवल संन्याससे ही सिद्धि प्राप्त करता है, ऐसा भी नहि है.

કર્મોને નહિ આદર્યે પુરુષ ના નિષ્કર્મી કોઇ થનો,
ને સંન્યાસથી માત્ર કોઇ જન તો સિદ્ધિ નથી પામતો.

---

પુરા-સૃષ્ટિના આરંભમાં, પહેલાં.

૩-૪ જ્યાં સુધી વાસનાનો ક્ષય થયો નથી, ત્યાં સુધી વ્યાવહારિક ખટપટ પુંઠે લાગેલી જ રહેવાની. જ્યાં આપણું મન ઇચ્છા રહિત થઇ ગયું, એટલે આત્મસંતોષ થઇ સર્વ ખટપટ આપો આપ જ બંધ થશે; માટે જેને પરમાત્મપ્રાપ્તિની ઇચ્છા હોય તેનાથી વિહિત કર્મ કદિ પણ છોડી શકાતું નથી. નામરૂપાત્મક કર્મ જ્ઞાની પુરુષના નામરૂપાત્મક દેહથી કદિ છુટતાં નથી, પણ આત્માએ તે કર્મો પોતા ઉપર લેવાં કે નહિ, તે તો તેની સ્વતંત્રતાની વાત છે, એટલે ઇંદ્રિયોનો જય કરી કર્મમાં પ્રાણીમાત્રની જે આસક્તિ હોયછે, તે આસક્તિનો ક્ષય થવાથી કર્મ કરતાં છતાં પણ તેનો આંકડો તૂટી જાયછે.

નૈષ્કર્મ્ય-બ્રહ્મનિષ્ઠા; કર્મની શૂન્યતા.

૩-૫ વૃક્ષનું સૂકું પાંદડું ચેષ્ટારહિત હોવા છતાં પણ વાયુના વેગથી ઉડી આકાશમાં ભ્રમણ કરેછે, તે પ્રમાણે માયાને અધીન હોવાથી તથા કર્મેંદ્રિયના વિકારોને લીધે નૈષ્કર્મ્ય સ્થિતિએ પહોંચેલો પુરુષ પણ નિત્ય

न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥५॥
कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥६॥

कश्चित् हि जातु क्षणम् अपि अकर्मकृत् न तिष्ठति प्रकृतिजैः गुणैः हि अवशः सर्वः कर्म कार्यते ॥

यः विमूढात्मा कर्मेन्द्रियाणि संयम्य मनसा इन्द्रियार्थान् स्मरन् आस्ते सः मिथ्याचारः उच्यते ॥

કારણકે કોઇપણ મનુષ્ય કોઇપણ અવસ્થામાં ક્ષણ માત્ર પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી, કેમકે પ્રકૃતિજન્ય ગુણોવડે પરવશ થઇને સર્વ મનુષ્યો કર્મ કર્યા કરેછે.

જે મૂઢ મનુષ્ય (હાથ પગ વગેરે) કર્મેંદ્રિયોને અટકાવીને મનવડે ઇંદ્રિયોના વિષયનું સ્મરણ કરેછે, તે કપટાચારી કે ઢોંગી કહેવાયછે.

क्योंकि किसी दशामें कोई भी मनुष्य छिनभर भी कर्म बिना किये नहि रह सक्ता है, क्योंकि प्रकृतिजन्य गुणोंसे अवश होकर सब मनुष्यो कर्म करते है.

जो मूढात्मा पुरुष (हस्तपादादिक) कर्मेंद्रियोंको संयत करके मनसे इंद्रियोंके विषयोंका स्मरण करता है, उसको कपटी-मिथ्याचारी कहा जाता है.

ક્યારે કોઇ ક્ષણે ય કર્મ કરવા વિના રહેતું નથી,
સર્વે યે પ્રકૃતિ-ગુણે અવશ થૈ કર્મો કરેછે નક્કિ.
મિથ્યાચારી ગણાય તે વિષયને રહેછે સ્મરતો મને,
ઇંદ્રિયો અટકાવી કર્મની સહુ જે વિમૂઢાત્મા જને.

---

શારીરિક કર્મો કરેછે; માટે જ્યાંસુધી માયાનો સંસર્ગ છે, ત્યાંસુધી કર્મોનો ત્યાગ કદિ પણ થઇ શકતો નથી.

૩-૬ જેનું મન અથવા અંતઃકરણ શુદ્ધ છે, તે જ ઉત્તમ પુરુષ કહેવાય, તેમ ન હોવા છતાં કેવળ બાહ્ય કર્માચરણ કરનાર પુરુષ ઢોંગી છે.

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥७॥
नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥८॥

अर्जुन इन्द्रियाणि तु मनसा नियम्य असक्तः यः कर्मेन्द्रियैः कर्मयोगम् आरभते सः विशिष्यते ॥

त्वम् नियतम् कर्म कुरु अकर्मणः हि कर्म ज्यायः अकर्मणः च ते शरीरयात्रा अपि न प्रसिद्ध्येत् ॥

માટે હે અર્જુન, ઇંદ્રિયોને મનવડે નિયમમાં રાખીને આસક્તિ ન રાખતાં જે પુરુષ કર્મેંદ્રિયવડે કર્મયોગનો આરંભ કરેછે, તે શ્રેષ્ઠ છે.

તું (તારે માટે) નિર્માણ થયેલું કર્મ કર, કેમકે કર્મ ન કરવા કરતાં કર્મ કરવાં એ અધિક સારૂ છે; કર્મ ન કરવાથી તો તારા શરીરનો નિર્વાહ પણ થઇ શકશે નહિ.

और हे अर्जुन, मनसे इंद्रियोंको संयत करके फलकी कामना रहित हुआ जो पुरुष कर्मेंद्रियोंसे कर्मयोगका अनुष्ठान करता है, वही श्रेष्ठ है

तुम (अपनी जातिके योग्य) अवश्य कर्तव्य कर्म करो, क्योंकि कर्म न करनेसे कर्म करना अच्छा है, कर्मोंसे रहित होनेसे तुम्हारा शरीरका निर्वाह भी नहि होगा.

રાખી ઇંદ્રિયને મને નિયમમાં અર્જુન! જે આદરે,
કર્મેન્દ્રિયથી કર્મયોગ, વધુ તે આસક્તિહીણો ખરે.
સારૂં કર્મ અકર્મથી કર તું તો તે કર્મ નિર્મેલ જે,
સિદ્ધિ તારી અકર્મથી નથી વળી આ દેહયાત્રાની યે.

---

૩-૭ જળની સંગતિથી સૂર્યબિંબ જળમાં હોય એમ લાગેછે, તેમ વાસનારહિત કર્મ કરનાર મનુષ્ય ઉપર ઉપરથી સાધારણ જેવો લાગેછે, પણ, તેની આત્મસ્થિતિ જાણી ન શકાય એવી હોયછે.

૩-૮ અવિવિદિષા સંન્યાસથી પ્રત્યવાય, નરકપાત, દુર્યોનિ અને

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसङ्गः समाचर ॥९॥

यज्ञार्थात् कर्मण. अन्यत्र अयम् लोकः कर्मबन्धनः कौन्तेय मुक्तसङ्गः तदर्थम् कर्म समाचर ॥

(પ્રભુપ્રીતે-ઇશ્વરાર્પણ બુદ્ધિથી) યજ્ઞને માટે કરાતાં કર્મો સિવાયનાં બીજાં કર્મો કરવાથી આ લોક બંધનરૂપ થાયછે, માટે હે અર્જુન, તું નિષ્કામ થઇને યજ્ઞને માટે કર્મ કર.

(विष्णुकी आराधनाके लिये) यज्ञार्थ कर्मके विना दूसरा कर्म करनेसे यह लोक बंधनरूप होता है, सो हे अर्जुन, तुम निष्काम होकर यज्ञार्थ (ईश्वरार्थ) कर्मका अनुष्ठान करो.

યજ્ઞાર્થે કરમોથી અન્ય કરમે આ લોક બંધાયછે,
આસક્તિ તજી કર્મ આચર સદા અર્થે જ તે યજ્ઞને.

---

મોક્ષનો અભાવ થાયછે. કર્મ કરવાથી પ્રસવાયનો અભાવ, શ્રી આદિ ઇશ્વરપ્રસાદ, ચિત્તશુદ્ધિ અને જ્ઞાન તથા મોક્ષ મળેછે.

૩-૯ तत्कर्म यन्न बधाय। પ્રમાણે ઇશ્વર આરાધનારૂપ કર્મ બંધનકર્તા નથી, તે સિવાયનાં બંધનકર્તા છે.

સ્વધર્માચરણ એ જ નિત્ય યજ્ઞ છે-સ્વધર્મ અનુસાર કર્મો કરવાં એ જ અખંડ યજ્ઞ છે, સૃષ્ટિ નિર્માણ કર્યા પછી તેનો ક્રમ સારી રીતે ચાલવા માટે એટલે લોકસંગ્રહ અર્થે બ્રહ્મદેવે સર્વ પ્રજાપ્રત્યે ચાતુર્વર્ણ્ય વિહિત જે જે કર્મો વહેંચી દીધાં છે, તે સર્વનો યજ્ઞ શબ્દમાં જ સમાવેશ થાયછે. યજ્ઞચક્ર સિવાય જગતનો વ્યવહાર ચાલતો જ અટકી પડે, તેથી બ્રહ્મદેવે આ ચક્ર પહેલાંથી જ ઉત્પન્ન કર્યું છે, અને આ યજ્ઞચક્ર કોઇનાથી છોડયું જતું નથી.

યજ્ઞયાગ અથવા દાન આદિ કર્મો એ એક જ યોગ્યતાનાં એટલે યજ્ઞની યોગ્યતાનાં જ છે; એટલું જ નહિ, પણ જેમાં આપણો કાંઇપણ સ્વાર્થ નથી, એવા કર્મો શુદ્ધ બુદ્ધિથી કરવાં તે યજ્ઞ જ છે.

યજ્ઞ-વિષ્ણુ; यज्ञो वै विष्णुः। શ્રુતિ.

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥१०॥
देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ।
परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥११॥

पुरा प्रजापतिः सहयज्ञाः प्रजाः सृष्ट्वा उवाच अनेन प्रसविष्यध्वम्, एषः तु वः इष्टकामधुक् अस्तु ॥

अनेन देवान् भावयत ते देवाः वः भावयन्तु परस्परम् भावयन्तः परम् श्रेयः अवाप्स्यथ ॥

સૃષ્ટિના પ્રારંભમાં પ્રજાપતિએ યજ્ઞ સાથે પ્રજાને ઉત્પન્ન કરીને તેઓને કહ્યું કે આ યજ્ઞે કરીને તમે વૃદ્ધિ પામો, અને આ યજ્ઞ તમારા ઇચ્છિત મનોરથ પૂર્ણ કરે

આ યજ્ઞવડે તમે દેવતાઓની સંભાવના (પૂજન) કરો, અને તે દેવો તમારી સંભાવના (વૃદ્ધિ) કરે; આ રીતે પરસ્પર સંભાવના કરતાં તમે પરમ કલ્યાણને પામશો.

सृष्टिके आदिमें प्रजापतिने यज्ञके साथ साथ प्रजाको उत्पन्न करके कहा कि इस यज्ञसे तुम्हारी बढती होगी, यह यज्ञ तुम्हारे मनोवांछित फलोंका देनेवाला हो.

इस यज्ञद्वारा तुम देवोंकी संभावना (पूजन) करो, वे देवगण भी तुमको संतुष्ट करें; इस प्रकार एक दूसरेका संवर्द्धन करके तुम परम मंगल प्राप्त करोगे.

બોલ્યા પૂર્વ પ્રજાપતિ સરજીને યજ્ઞોની સાથે પ્રજા,
પામો આથકી વૃદ્ધિ, ઇષ્ટ પૂરશે આ સર્વની કામના.
સંતોષો સહુ દેવ આથી તમને તે દેવ સંતોષશે,
પામો શ્રેય પરસ્પરે પરમ સૌ સંતોષતાં એ રીતે.

---

તદર્થ-વિષ્ણુની આરાધનાને અર્થે-હું જે કાંઇ કરૂંછું, તેનું ફળ ઇશ્વરને અર્પણ કરૂંછું એવા વિચારયુક્ત.

૩-૧૦ મનુષ્ય અવતારે સારથી જ દેવ, બ્રહ્મ અને પિતૃનો ઋણી

**इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः ॥१२॥**

यज्ञभाविताः हि देवाः वः इष्टान् भोगान् दास्यन्ते तैः दत्तान् एभ्यः अप्रदाय यः भुङ्क्ते सः स्तेनः एव ॥

કેમકે યજ્ઞવડે સંતુષ્ટ થયેલા દેવો તમને મનવાંછિત વૈભવો આપશે, તે દેવોએ આપેલું તેમને અર્પણ કર્યા વિના જે ભોગવેછે તે ચોર જ છે.

क्योंकि यज्ञसे सतुष्ट होके देवता तुमको वांछित भोग देंगे, उनका दिया हुआ, उनको विना अर्पण किये जो भोगता है, वह चोर ही है.

યજ્ઞોથી થઇ તુષ્ટ ઇષ્ટ તમને ભોગો સુરો આપશે,
આપ્યું તેમનું તેમને ન અરપી જે ભોગવે ચોર તે.

---

છે, તેથી તે તે ઋણ યજ્ઞથી, જ્ઞાનથી અને ગૃહસ્થાશ્રમથી પુત્રોત્પત્તિ કરી ટાળવાનાં છે, માટે યજ્ઞ એ નિત્ય કર્તવ્ય ઠરેછે.

**૩-૧૨** જે દેવે મનુષ્યને પૂર્ણ સંપત્તિ આપી છે, તેને સ્વધર્માનુસાર ભજતો નથી-જે અગ્નિમાં આહુતિ આપતો નથી, દેવનું પૂજન કરતો નથી, વખતો વખત બ્રાહ્મણોને ભોજન કરાવતો નથી; અથવા જે ગુરુભક્તિથી કંટાળેછે, અતિથિનો આદરસત્કાર કરતો નથી, પોતાની જ્ઞાતિને સંતુષ્ટ કરતો નથી; આવાં સ્વધર્માચરણ ન કરતાં જે શ્રીમંતાઇથી સંપૂર્ણ ગર્વિષ્ટ બની જાયછે, અને જે કેવળ વિષયાસક્તિમાં રચ્યો પચ્યો રહેછે, તેને મોટાં સંકટો આવીને ઘેરેછે. આથી પ્રાપ્ત ઐશ્વર્ય નાશ પામેછે અને અવશિષ્ટ રહેલા ભોગો પણ તેનાથી ભોગવી શકાતા નથી. આવી રીતે જે સ્વધર્મનો ત્યાગ કરશે તેને કાળ શિક્ષા કરશે.

અદત્વા—આપ્યા વિના, કરજ આપ્યા વિના, અનૃણ કર્યા વિના. દેવઋણ યજ્ઞવડે, ઋષિઋણ બ્રહ્મચર્યવડે અને પિતૃઋણ પ્રજાવડે મટેછે એ ત્રણે સાધનોથી તે તે ઋણથી છૂટવું પોતાના શરીરને જ પોષનાર પુરુષ ચોર થાયછે.

**૩-૧૩** જે મનુષ્ય આ સર્વ સાહિત્યો યજ્ઞ માટે જ છે એમ સમજતો

यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥ १३॥

यज्ञशिष्टाशिनः सन्तः सर्वकिल्बिषैः मुच्यन्ते ये आत्मकारणात् पचन्ति ते पापाः तु अघम् भुञ्जते ॥

યજ્ઞ કરતાં બાકી વધેલું જમનારા સત્પુરુષો સર્વ પાપથી મુક્ત થઇ જાય-છે; પણ જેઓ માત્ર પોતાને માટે જ ભોજન રાંધેછે, તે પાપી પુરુષો તો પાપનું જ ભક્ષણ કરેછે.

यज्ञकी बची हुई वस्तु (प्रसाद) खानेवाले शिष्ट पुरुष सब पापोंसे छूटते है; लेकिन जो अपने ही लिये भोजन बनाते है, वे पापी पुरुष पाप ही खाते है.

યજ્ઞે શેષ રહેલ સજ્જન જમી સૌ પાપથી છૂટતા,
તે તો પાપ જ ખાય પાપી નિજને અર્થે જ જે રાંધતા.

---

નથી, અને જેની દૃષ્ટિ અહંકારને લીધે વિષયભોગ પર જ ચોંટી રહેલી હોયછે, જે પોતાને ભાવતાં ઉત્તમ પકવાનો તૈયાર કરી સ્વતઃ જ તેનું સેવન કરેછે, તે પાપી છે અને તે પાતકનું જ સેવન કરેછે. આ સર્વ સંપત્તિ સ્વધર્મરૂપી યજ્ઞનું હવનદ્રવ્ય છે, એમ સમજી તેને સ્વધર્મયજ્ઞદ્વારા પ્રભુને અર્પણ કરવી જોઇએ.

ગૃહસ્થના ઘરમાં ખાંડણી, ઘંટી, ચુલો, પાણીઆરૂં અને સાવરણી એ પાંચથી પાંચ સૂના-કસાઇના જેવા દોષ થાયછે, તે ટાળવાને માટે ગૃહસ્થે હંમેશાં પંચયજ્ઞ અવશ્ય કરવા જોઇએ.

कण्डनी पेषणी चुल्ही उदकुम्भी च मार्जनी ।
पञ्चसूना गृहस्थस्य ताभिः स्वर्गं न गच्छति ॥　　સ્મૃતિ.
पञ्चसूना गृहस्थस्य पञ्चयज्ञात्प्रणश्यति ॥　　સ્મૃતિ.
मोघमन्नं विंदते अप्रचेताः केवलाघो भवति केवलादी ॥ શ્રુતિ

પંચયજ્ઞ-(દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ, ભૂતયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ) અતિથિ, અગ્નિ, ગોગ્રાસ, બલિ અને વૈશ્વદેવ.

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसम्भवः।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १४॥
कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माऽक्षरसमुद्भवम्।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५॥

भूतानि अन्नात् भवन्ति पर्जन्यात् अन्नसम्भवः पर्जन्यः यज्ञात् भवति यज्ञः कर्मसमुद्भवः ॥

कर्म ब्रह्मोद्भवम् विद्धि ब्रह्म अक्षरसमुद्भवम् तस्मात् सर्वगतम् ब्रह्म यज्ञे नित्यम् प्रतिष्ठितम् ॥

પ્રાણીઓ અન્નથી ઉત્પન્ન થાયછે, વરસાદથી અન્ન ઉત્પન્ન થાયછે, વરસાદ યજ્ઞથી થાયછે અને યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાયછે.

કર્મની ઉત્પત્તિ વેદથી થયેલી છે એમ સમજ, અને વેદ પરમાત્માથી ઉત્પન્ન થયેલા છે; માટે સર્વમાં રહેલો પરમાત્મા યજ્ઞમાં નિરંતર રહેલો છે.

प्राणी अन्नसे उत्पन्न होते है, वर्षासे अन्न उत्पन्न होता है, वर्षा यज्ञसे उत्पन्न होती है और यज्ञ कर्मसे उत्पन्न होता है.

कर्मको वेदसे उत्पन्न हुआ जानना, वेद परब्रह्मसे उत्पन्न हुए है, इस लिये सर्वव्यापक परमात्मा यज्ञमे सदा स्थित रहता है.

પ્રાણી અન્નથી થાયછે, નીપજતું એ અન્ન વૃષ્ટિથકી,
વૃષ્ટિ યજ્ઞથી થાય, ઉદ્‌ભવ થતો એ યજ્ઞનો કર્મથી.
કર્મો બ્રહ્મથી ઉદ્‌ભવ્યાં સમજ તું તે બ્રહ્મ તો અક્ષરે,
સૌમાં વ્યાપક તેથી બ્રહ્મતું સદા યજ્ઞે અધિષ્ઠાન છે.

---

દેવયજ્ઞ–અગ્નિમાં ઘીની આહુતિઓ આપવી. પિતૃયજ્ઞ–શ્રાદ્ધ તથા તર્પણ. મનુષ્યયજ્ઞ–આવેલ અતિથિઓનો અન્નાદિથી સત્કાર કરવો. ભૂતયજ્ઞ–બલિ આપવા. બ્રહ્મયજ્ઞ–ઋષિયજ્ઞ–વેદ ભણવો ભણાવવો તથા સંધ્યાવંદન કરવું.

૩–૧૪,૧૫ अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ श्रुति; मनुस्मृति.

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥ १६॥

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः।
आत्मन्येव च सन्तुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १७॥

पार्थ एवम् प्रवर्तितम् चक्रम् य. इह न अनुवर्तयति अघायुः इन्द्रियाराम. सः मोघम् जीवति ॥

यः मानव तु आत्मरति. एव आत्मतृप्तः च आत्मनि एव च सन्तुष्टः स्यात् तस्य कार्यम् न विद्यते ॥

હે અર્જુન, આ પ્રમાણે ચાલુ રહેલા કર્મચક્રને જે મનુષ્ય આ જગતમાં અનુસરતો નથી તેનું જીવન પાપરૂપ છે, અને તે ઇંદ્રિયલંપટ વ્યર્થ જીવેછે.

પરંતુ જે મનુષ્ય પોતાના આત્મામાં જ રમેછે, આત્મામાં જ તૃપ્ત થયેલો છે અને આત્મામાં જ સંતુષ્ટ છે, તેને કાંઇ પણ કર્તવ્ય રહેતું નથી.

हे अर्जुन, इस प्रकारसे चलते हुए कर्मके चक्रको इस जगतमें जो पुरुष अनुवर्तन नहीं करता है, वह पाप जीवनवाला इद्रियोंके विषयमें फंसा हुआ वृथा जीता है.

परंतु जो मनुष्य आत्मामे ही रमण करता है आत्मामें ही प्रसन्न रहता है, और आत्मामें ही सतुष्ट रहता है, उनको कुछ करना (कर्तव्य) नहि रहता है.

એ રીતે ન અનુસરે જગતમાં જે ચાલતા ચક્રને,
ઇંદ્રિયે રમનાર ફોકટ જીવે જે પાપઆયુષી છે.

આત્મામાં રમનાર માત્ર જન જે જે તૃપ્ત આત્માવિષે,
આત્મામાંહિ જ તુષ્ટ તેહ જનને ના કાર્ય તો કાંઇ પે.

---

અગ્નિને દીધેલી આહુતિ સૂર્યલોકમાં સારી રીતે રહેછે, તે સૂર્યથી વૃષ્ટિ થાયછે, વૃષ્ટિથી અન્ન અને તેથી પ્રજા ઉત્પન્ન થાયછે.

अस्य महतो भूतस्य निश्वसितमेतदृग्वेदो यजुर्वेदः सामवेदः। श्रुति. अनुयज्ञं जगत्सर्वं यज्ञश्चानुजगत्सदा। शांतिपर्व. યજ્ઞની પાછળ જગત ને જગતની પાછળ યજ્ઞ છે

૩-૧૬ પરમેશ્વરે જ પ્રાણીઓની પુરુષાર્થસિદ્ધિને માટે કર્માદિ ચક્ર

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८॥

इह कृतेन तस्य न एव अर्थः अकृतेन कश्चन न अस्य च सर्वभूतेषु कश्चित् अर्थव्यपाश्रयः न ॥

આ લોકમાં કર્મ કરવાથી તેને કાંઇ અર્થ નથી અને કર્મ ન કરવાથી પણ કાંઇ પ્રયોજન નથી; તેમ જ તેને સર્વ પ્રાણીઓમાં અર્થની સિદ્ધિ માટે કાંઇ પણ આશ્રયયોગ્ય કે પ્રયોજનનો સંબધ નથી.

इस लोकमें कृत कर्मसे उनको कुछ भी अर्थ नहीं है, कर्म न करनेसे भी कुछ प्रयोजन नहीं है, और सर्व भूतोमें अर्थकी सिद्धिके लिये उनके कुछ भी आश्रययोग्य या प्रयोजनका सबंध नहीं है

તેને અર્થ કર્યે ન કાંઇ જગમાં ને ના કર્યે યે નથી,
ને તેને સહુ ભૂતમાં વળગતો અર્થે ય કોઇ નથી.

---

પ્રવર્તાવેલું છે, તેથી કર્મ ન કરનારનું જીવન વ્યર્થ છે એમ કહેછે.

૩-૧૮ नैनं कृताऽकृते तपतः । શ્રુતિ. આ બ્રહ્મવેત્તા વિદ્વાન પુરુષને કર્મ કરવાં તથા ન કરવાં એ બંને તપાયમાન કરતાં નથી.

तस्य ह न देवाश्चनाभूत्या ईशात आत्मा ह्येषां स भवति । શ્રુતિ. જે કારણથી તે બ્રહ્મવેત્તા પુરુષ એ દેવતાઓના આત્મારૂપ છે, તે કારણથી એ ઇંદ્રાદિક દેવતા તે બ્રહ્મવેત્તા પુરુષનો પરાભવ કરવામાં સમર્થ થતા નથી, તેથી તેને વિઘ્નોની નિવૃત્તિ કરવા માટે તે દેવતાનું આરાધનરૂપ કર્મ પણ કર્તવ્ય નથી. આવો બ્રહ્મવેત્તા પુરુષ સપ્ત ભૂમિકાના ભેદથી વસિષ્ઠજીએ પણ નિરૂપણ કરેલ છે. શુભેચ્છા, વિચારણા, તનુમાનસા, સત્ત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવિની અને તુર્યા એ સાત જ્ઞાનની ભૂમિકા છે.

સાત જુદા જુદા ક્રમે જ્ઞાન માનેલું છે, તે પ્રત્યેકને ભૂમિકા કહેછે. પ્રથમ ભૂમિકાને શુભેચ્છા કહેછે; જ્ઞાન કે મોક્ષને માટે ઇચ્છા થવી તે;

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥**

तस्मात् असक्तः सततम् कार्यम् कर्म समाचर असक्तः हि पूरुषः कर्म आचरन् परम् आप्नोति ॥

માટે તું ફળમાં આસક્તિ રાખ્યા વિના સર્વદા અવશ્ય કર્તવ્ય (નિત્ય નૈમિત્તિક) કર્મ કર, કેમકે આસક્તિ રહિત કર્મ કરનાર મનુષ્ય પરમ ગતિ (મોક્ષ)ને પામેછે.

इस लिये तुम फलके अनुरागसे रहित होकर सदा अवश्य कर्तव्य कर्मका अनुष्ठान करो, क्योंकि अनुरागसे रहित होकर कर्म करनेसे मनुष्य परमगति ( मोक्ष ) पाता है.

આસક્તિથી રહિત તેથી કર તું કર્તવ્ય કર્મો સદા,
આસક્તિ હીન કર્મ પુરુષ કર્યે ઉંચી ગતિ પામતા.

---

એ સાધન ચતુષ્ટ્યી કહેવાયછે. શ્રવણ અને મનન, એ જ્ઞાનને જમાવવાની શક્તિરૂપ દ્વિતીય ભૂમિકા વિચારણા. નિદિધ્યાસન એ જ તનુમાનસા નામની મનની એકાગ્ર સૂક્ષ્મ તન્મયતારૂપ તૃતીય ભૂમિકા. બ્રહ્મથી જીવ જુદો નથી, વ્યક્તિરૂપ પરિચ્છેદ રૂપ મિથ્યા છે એમ દૃઢ નિશ્ચય તે ચતુર્થ ભૂમિકા સત્વાપત્તિ. કોઇપણ રીતની સંસક્તિ ન હોવી, કેવળ એકતા જ થવી તે પંચમી ભૂમિકા—અસંસક્તિ. બ્રહ્મમયતા, એકરસતા, પ્રેમ, અભેદ એ જ નિરંતર જ્ઞાન, પોતાપણાનો જ નાશ—પદાર્થમાત્રનો અભાવ તે તે છઠ્ઠી ભૂમિકા—પદાર્થાભાવિની. સાતમી ભૂમિકા—તુર્યા તે મોક્ષ; જ્ઞાનરૂપતા, સમાધિ, જીવન્મુક્તિ. પહેલી ત્રણ ભૂમિકા સાધનરૂપ છે, ચોથી જ્ઞાનરૂપ છે અને છેલ્લી ત્રણ જીવન્મુક્તિની અવસ્થાવિશેષ છે.

૩-૧૯ મોક્ષની જ અપેક્ષા રાખનારને ફળ આપતાં કર્મવિષે યોગ કેમ સંભવે? તેનું સમાધાન કરેછે.

धर्मेण पापमपनुदति । ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः । ज्ञानादेव

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि सम्पश्यन्कर्तुमर्हसि ॥ २० ॥

जनकादयः कर्मणा एव हि संसिद्धम् आस्थिताः लोकसंग्रहम् एव अपि ] सम्पश्यन् कर्तुम् अर्हसि ॥

જનક વગેરે પણ કર્મવડે જ સિદ્ધિ (જ્ઞાનનિષ્ઠા)ને પામ્યા છે; વળી લોકસંગ્રહ (લોકોને સન્માર્ગ બતાવી અવળા માર્ગમાં થતી પ્રવૃત્તિનું નિવારણ કરવા) તરફ દૃષ્ટિ કરીને પણ તારે કર્મ કરવાં ઉચિત છે.

जनकादिने कर्मसे ही सिद्धि (ज्ञाननिष्ठा) प्राप्त की है; और लोकसंग्रहकी (लोगोंकी भलाईकी) ओर दृष्टि रखकर तुम्हे भी कर्म करना उचित है

પામ્યા છે જનકાદિ માત્ર કરમે સંસિદ્ધિ એવી રીતે,
જોઇ સંગ્રહ લોકનો જ કરવાં તારે ય કર્મો ઘટે.

---

तु कैवल्यम् । ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિનાં વચનો પ્રમાણે ધર્મના અનુષ્ઠાનથી જ પાપનો ક્ષય, પાપના ક્ષયથી જ જ્ઞાન અને જ્ઞાનથી જ મોક્ષ છે, એમ પ્રતિપાદન કરેછે.

કર્મ કર્યાં અને ન કર્યાં એ બને સરખું જ છે, તો કર્મ ન કરવાનો આગ્રહ પણ શા માટે જોઇએ ? જે જે શાસ્ત્રાનુસાર પ્રાપ્ત થાય તે કર્મ આગ્રહરહિત કરવાં જ જોઇએ, કેમકે કર્મ કોઇને ચૂકતાં જ નથી. સ્વાર્થ બુદ્ધિ રહી ન હોવાથી નિસ્વાર્થ બુદ્ધિથી એટલે નિષ્કામ બુદ્ધિથી કર્મ કરવાં. રામચંદ્રજીને વસિષ્ઠજીએ કહ્યું છે કે—

ज्ञस्य नार्थः कर्मत्यागैः नार्थः कर्मसमाश्रयैः ।
तेन स्थितं यथा यद्यत्तत्तथैव करोत्यसौ ॥

જ્ઞાની પુરુષને કર્મ છોડવાથી કંઇ અર્થ નથી, તેમ કર્મ કરવાથી પણ કાંઇ અર્થ નથી, તેથી જ્યાં જેવું પ્રાપ્ત થાયછે, ત્યાં તેવું કરેછે.

૩–૨૦ લોકસંગ્રહ–લોકોની અવળે માર્ગે પ્રવૃત્તિનું નિવારણ; લોકને

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥

श्रेष्ठः यत् यत् आचरति तत् तत् एव इतरः जनः सः यत् प्रमा‍ कुरुते लोकः तत् अनुवर्तते ॥

શ્રેષ્ઠ પુરુષ જે જે આચરણ કરેછે, તે તે જ અન્ય જનો ‍ કરેછે; અને તે જેને પ્રમાણરૂપ ગણેછે, તેને અનુસરીને બીજા લે વર્તન કરેછે.

श्रेष्ठ पुरुष जो जो आचरण करता है, दूसरे लोग भी वही करते वह जो प्रमाण करता है, दूसरे लोग भी उसीके अनुसार चलते है

જે જે શ્રેષ્ઠ પુરુષ કાંઇ કરતા બીજા ય તે તે કરે,
ને લોકો સહુ તે જ તે અનુસરે જે તે પ્રમાણે ગણે.

---

સન્માર્ગ બતાવવાથી તારણુ અને અવળા માર્ગથી નિવારણુ; મારા કરવાથી સર્વ જન કર્મ કરશે, નહિ તો જ્ઞાનીના દષ્ટાંતથી અજ્ઞ મનુષ્ય પોતાના ધર્મ સ્વરૂપ નિત્ય કર્મને તજતાં પતીત થાય એ.

૩-૨૧ જે પુરુષની વ્યવસાયાત્મિકા બુદ્ધિ ઇંદ્રિયનિગ્રહથી સ્થિર થ સર્વ ભૂતમાત્રમાં એક જ આત્મા છે એ રીતનું સામ્ય ઓળખ સમર્થ થઇ છે, તેની વાસના પણુ શુદ્ધ હોવી જોઇએ, અને વાસના બુદ્ધિ શુદ્ધ, સમ, મમતારહિત અને પવિત્ર થવાથી તેને હાથે પાપ કે તેનુ કાંઇ પણુ કૂસ થવું અશક્ય છે.

શ્રેષ્ઠ–લોકોનું કલ્યાણુ કરનાર. અનુવર્તતે–પ્રમાણુ કરેછે, પ્રમાણ ગણેછે.

૩-૨૨ શ્રી ભગવાન પોતે પણુ સાધુનું સંરક્ષણુ, દુષ્ટોનો નાશ ધર્મનું સ્થાપન, એ લોકસંગ્રહનાં કાર્યો કરવા વખતો વખત અવ લેછે, માટે જ્ઞાની પુરુષોએ પણુ લોકસંગ્રહ કરવાનું તજી દઇ બેસી ર

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किञ्चन।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥

पार्थ त्रिषु लोकेषु मे किञ्चन कर्तव्यम् न अस्ति अनवाप्तम् अवाप्तव्यम् न कर्मणि च वर्ते एव॥

હે અર્જુન, ત્રણે લોકમાં મારે કાંઇ પણ કર્તવ્ય નથી, કેમકે મારે કાંઇ પણ અપ્રાપ્ત વસ્તુ પ્રાપ્ત કરવા યોગ્ય નથી, તોપણ હું કર્મ કર્યે જાઉંછું.

हे पार्थ, तीनो लोकोंमें मुझे कुछ भी कर्तव्य नहीं है, क्योंकि मुझे कुछ भी अप्राप्त वस्तु पाने योग्य नहीं है, तौ भी मैं कर्ममें लगा ही रहता हू

મારે બાકી કઇ ધનંજય! નથી કર્તવ્ય ત્રિલોકમાં,
ના કાંઇ જ અપ્રાપ્ય પ્રાપ્ત કરવું વર્તું છતાં કર્મમાં.

---

એ સર્વથા અનુચિત છે, કેમકે જ્ઞાન પછી પરમેશ્વર, હું અને લોક એ ભેદ જ રહેતો નથી.

જ્ઞાની પુરુષ સમાજની આંખો છે, એટલુ જ નહિ પણ ગુરુ પે છે; એટલે લોકસંગ્રહ સિદ્ધ કરવા માટે તેવા પુરુષે પોતાના કામમાં ચાલતી સમાજ વ્યવસ્થામાં જે કાંઇ ન્યૂનતા લાગે તે દેશકાલ અનુસાર કાઢી નાખી સમાજની ધારણ પોષણની શક્તિને તૂટવા ન દેતાં તેની વૃદ્ધિ થતી જાય એવો ઉદ્યોગ કરવાનુ તેને પોતાને પ્રાપ્ત થાયછે. આવા પ્રકારનો લોક સગ્રહ કરવા સારૂ જનક જેવા સંન્યાસ ન લેતાં મૃત્યુ પર્યંત રાજ્ય કરતા રહ્યા હતા, અને મનુ ભગવાને પહેલ વહેલા રાજા થવાનુ સ્વીકાર્યું હતું.

જેવું જેવુ બુદ્ધિબળ, સત્તાબળ, દ્રવ્યબળ કે શરીરબળ સ્વભાવથી પ્રાપ્ત હોય, અને સ્વભાવથી પ્રાપ્ત કરી શકાય, તેણે તેટલુ તે તે બળ જગતનું યથાશક્તિ ધારણપોષણ કરવાના કાર્યમાં વાપરવુ, એવો થોડો ઘણો અધિકાર ચાતુવર્ણ્યાદિ કે બીજી ગુણકર્મ વિભાગરૂપ સમાજ-

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
सङ्करस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥

पार्थ यदि हि अहम् अतन्द्रितः जातु कर्मणि न वर्तेयम् मनुष्याः सर्वशः मम वर्त्म अनुवर्तंते ॥

अहम् कर्म न कुर्याम् चेत् इमे लोकाः उत्सीदेयुः संकरस्य च कर्ता स्याम् इमाः प्रजाः उपहन्याम् ॥

હે પાર્થ, જો હું આળસ છોડી કર્મમાં ન પ્રવર્તું, તો મનુષ્યો સર્વે રીતે મારા જ માર્ગનું અનુકરણ કરે

જો હું કર્મ ન કરું તો આ લોકો નાશ પામે, તથા હું વર્ણસંકરનો કર્તા થાઉં, અને આ પ્રજાનો વિનાશક પણ હું જ થાઉં.

हे पार्थ, यदि मैं आलस रहित होकर कर्मका अनुष्ठान न करूंगा, तो मनुष्यो सब तरह मेरे आचरणके अनुसार चलेंगे

यदि मैं कर्म न करूंगा, तो ये सब लोक नष्ट होंगे, और मैं वर्णसंकरका कर्ता होऊंगा, तथा मैं ही इन प्रजाओंको हनन करनेवाला बनूंगा.

કાંકે આળસ છોડી વર્તું નહિ જો હું કર્મમાં નિશ્ચયે,
મારે માર્ગ મનુ જનો અનુસરે અર્જુન! સર્વે રીતે.
પામે લોક વિનાશ આ સહુ કદિ જો કર્મ હું ના કરૂં,
કર્તા સંકરનો થઉં વળી અને આ સૌ પ્રજાને હણું.

---

વ્યવસ્થામાં પ્રત્યેક મનુષ્યને જન્મથી જ પ્રાપ્ત થાય છે.

૩-૨૪ પોતાનું કાંઇ કર્તવ્ય બાકી નથી, અથવા કાંઇ કરી લેવાની વાસના ન્હતાં પણ જનક અને શ્રીકૃષ્ણ જેવા જગતનું કલ્યાણ કરવા સારૂ પ્રવૃત્ત ન થયા હોત, તો જગત નાશ પામત, એમાં કહેવાનું શું?

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥

भारत कर्मणि सक्ताः अविद्वांसः यथा कुर्वन्ति तथा लोकसंग्रहम् चिकीर्षुः विद्वान् असक्तः कुर्यात् ॥

હે અર્જુન, કર્મમાં આસક્ત અજ્ઞાની લોકા જે પ્રમાણે કર્મ કરેછે, તેજ પ્રમાણે લોકસંગ્રહની ઇચ્છાવાળા જ્ઞાની પુરુષે પણ આસક્તિ રહિત થઇ કર્મ કરવાં જોઇએ.

हे अर्जुन, अज्ञ लोग कर्ममें आसक्त होकर जैसे कर्म करते है, वैसे ही कर्ममें आसक्त न होकर, लोकसंग्रहकी इच्छायुक्त होकर ज्ञानी पुरुषोंको करना चाहिये.

આસક્તિથકી જેમ અજ્ઞ કરતા કર્મો કરે જ્ઞાની યે,
ઇચ્છી તેમ જ લોકસંગ્રહ અને આસક્તિને છોડીને.

---

૩-૨૫ જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે જે કાંઇ ભેદ છે, તે આ આસક્તિ અનાસક્તિનો જ છે. કેવળ શારીર એટલે ઇંદ્રિયથી જે કર્મ થાયછે, તે બંનેનાં એક જ હોવાનાં; પણ અજ્ઞાની આસક્ત બુદ્ધિથી અને જ્ઞાની અનાસક્ત બુદ્ધિથી કર્મ કરેછે.

જગતમાં બીજાં પ્રાણીઓ કરતાં મનુષ્ય શ્રેષ્ઠ હોવાથી માનવજાતિના કલ્યાણને મુખ્યત્વે કરી લોકસંગ્રહમાં સમાસ થાયછે, એ ખરૂં, પણ મનુષ્ય લોકની સાથે બીજા પિતૃલોક દેવલોક ઇત્યાદિ સર્વ લોકનો વ્યવહાર પણ સુસ્થિતિથી ચાલે એ ભગવાનને ઇષ્ટ હોવાથી લોકસંગ્રહનો એટલો વ્યાપક અર્થ લેવો યોગ્ય છે.

સર્વ સૃષ્ટિનું પાલણપોષણ કરી લોકસંગ્રહ કરવાનો જે આ ભગવાનનો અધિકાર, તે પુરુષ જ્ઞાની થતાં, જ્ઞાનના કારણથી તેને પ્રાપ્ત થાયછે; માટે સર્વ જગતના ધારણ પોષણનો શાંત ચિત્તથી અને સમબુદ્ધિથી વિચાર કરી તે પ્રમાણે ધર્મબંધનો દાખલ કરવાં એ જ્ઞાની પુરુષનું કામ

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसङ्गिनाम्।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥ २६ ॥

विद्वान् कर्मसङ्गिनाम् अज्ञानाम् बुद्धिभेदम् न जनयेत् युक्तः सर्वकर्माणि समाचरन् जोषयेत् ॥

જ્ઞાની પુરુષે કર્મમાં આસક્તિવાળા અજ્ઞાની મનુષ્યોની બુદ્ધિમાં ભેદ પેદા કરવો નહિ, પરંતુ નિષ્કામ બુદ્ધિથી સર્વ કર્મ આચરતા રહીને તે (અજ્ઞાનીઓ)ને કર્મ કરવામાં જોડવા.

ज्ञानी पुरुषने अविवेकी कर्मासक्तोंकी बुद्धिमें भेद नहीं उत्पन्न होने देना चाहिये, परंतु निष्काम भावके साथ सब कर्म स्वयं करते हुए तिन(अविवेकी पुरुषो)को कर्ममें नियुक्त करना चाहिये.

બુદ્ધિભેદ ન અજ્ઞને ય કરવો આસક્ત જે કર્મમાં,
જ્ઞાનીએ બની યુક્ત કર્મ કરતાં સૌ અજ્ઞ ત્યાં જોડવા.

---

છે; લોકો પણ જ્ઞાની પુરુષ ઉપર વિશ્વાસ રાખે છે.

૩-૨૬ અજ્ઞાની બુદ્ધિમાં વિચાલન કરવાથી કર્મોમાં શ્રદ્ધા બંધ પડી જાય, અને જ્ઞાન પણ ઉત્પન્ન ન થતાં તેઓ ઉભયભ્રષ્ટ થાય.

જેને સ્તનપાન કરતાં પણ પ્રયાસ કરવો પડે, તે પકવાન શી રીતે ખાઇ શકે ? માટે તેને પકવાન આપવામાં આવતું નથી, તે પ્રમાણે કર્મ કરવાને પણ જે અનધિકારી છે, તેની પાસે જ્ઞાનમાર્ગનો બોધ શો ? તેને તો સત્કર્મ કરવાનો બોધ કરવો અને સત્કર્મોની પ્રશંસા કરવી તથા નિષ્કામ પુરુષોએ સત્કર્મ કરી બતાવવાં. વર્ણાશ્રમધર્મના રક્ષણને માટે કર્મમાર્ગનું આચરણ કરનારને કર્મબંધનમાંથી મુક્તિ મળેછે. બહુરૂપી રાજારાણીનો વેશ લેછે, પરંતુ તેના મનમાં પુરુષ કે સ્ત્રીની ભાવના મુદ્દલ હોતી નથી. લોકોને તેમ બતાવવાને તે તે પ્રમાણે અભિનય કરેછે, તેમ નિષ્કામ પુરુષોએ સત્કર્મ કરી બતાવવાં.

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहङ्कारविमूढात्मा कर्ताऽहमिति मन्यते ॥ २७॥

प्रकृतेः गुणैः सर्वशः कर्माणि क्रियमाणानि अहङ्कारविमूढात्मा अहम् कर्ता इति मन्यते ॥

પ્રકૃતિના ગુણોવડે સર્વ પ્રકારે કર્મો કરાયછે, છતાં દેહાભિમાનથી મૂઢ થયેલ પુરુષ 'તેનો કર્તા હું છું' એમ માનેછે.

सब कर्म प्रकृतिके गुणसे सब प्रकार निर्वाहित होते है, परंतु अहंकारसे मूढात्मा बना हुआ जन "मैं कर्ता हूं" ऐसा मानता है.

સર્વે રીતથી ગુણથી પ્રકૃતિના કર્મો કરાયે છતાં,
કર્તા હું જ છું એમ મૂઢ ગણતો મોહી અહંકારમાં.

---

આમ જ જ્યારે જ્ઞાની અજ્ઞાની ઉભય દેખીતા તો એક જ માર્ગે પ્રવર્તે ત્યારે ખરો ઉપદેશ થવાનો સમય ક્યારે આવે ? એ શંકાના સમાધાન માટે કહેછે કે જેઓ કેવળ કર્મમાર્ગમાં જ પ્રવર્ત્ત થઇ અમુક ભોગ સુખ ઇત્યાદિમાં બધાઇ ગયા છે, તેમને પરમ પુરુષાર્થ પરત્વે કર્મની નિષ્ફળતા બતાવવા જતાં તેઓ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઇ જાય. ન કર્મ કરે કે ન જ્ઞાન સમજે, ને કેવળ નાસ્તિક જેવાં બની રહે, માટે તે જેવાં કર્મ કરતાં હોય તેવાં કર્મ જ્ઞાનીએ પણ આસક્તિ વિના અસક્ત રહી કરવાં; તેમના માર્ગને અનુમોદન આપવું, ને ધીમે ધીમે યુક્તિથી પોતાના વિચાર તથા આચારવડે તેમને ખરી વાત સમજાવવાનો સૂક્ષ્મ પ્રયોગ આચરવો

૩-૨૭ देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ॥ श्रुति.

પ્રકૃતિ-સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોની સમાન અવસ્થારૂપ, સાંખ્યમતમાં પ્રધાન એ નામથી પ્રસિદ્ધ, વેદાંતીઓએ પણ માયા નામથી ઘણે ભાગે સ્વીકારેલું, જગત સૃષ્ટિનું જડ કારણ.

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥ २८ ॥

महाबाहो गुणकर्मविभागयो. तत्त्ववित् तु गुणाः गुणेषु वर्तन्ते इति म न सज्जते ॥

પણ હે મહાભુજ, ગુણ અને કર્મના વિભાગના તત્ત્વને જાણનાર પુરુષ તો ગુણો જ ગુણોમાં (ઇંદ્રિયો ઇંદ્રિયોના વિષયોમાં) પ્રવર્તે છે, એમ માનીને તેમાં આસક્ત થતો નથી.

परंतु हे महाभुज, गुण और कर्मके विभागके यथार्थ स्वरूपको जाननेवाला पुरुष तो गुणो ही गुणोमे (इंद्रियगण इंद्रियके विषयोमें) प्रवृत्त हो रहा है ऐसा समजके उनमें अनुरक्त नहीं होता है

જાણે ભારત! જેહ કર્મ ગુણના વિભાગના તત્ત્વને,
ગુણોમાં ગુણ વર્તતા સમ ગણી આસક્ત ના થાય તે.

---

૩-૨૮ વિષયને વિષે કાર્યકરણની જ પ્રવૃત્તિ છે, કૂટસ્થપણાથી આત્માની પ્રવૃત્તિ નથી જ એમ જાણીને તત્ત્વવિત્ કર્મોમાં દૃઢ અભિમાન કરતો નથી. જ્ઞાનીઓ દેહાભિમાન છોડી તથા ગુણકર્માતીત થઇ દેહનાં કર્મ ફક્ત સાક્ષીભાવથી કરેછે, તેથી સૂર્ય જગતપર પ્રકાશ કરવા છતા જગતના વ્યાપારથી લિપ્ત થતો નથી, તેમ જ્ઞાની કર્મ-દેહનાં કર્મથી લેપાતો નથી.

ઘડીદાર પંખો બીડેલો હોય તે જેમ ધીમે ધીમે જ ઉઘાડી શકાય છે, તેમ સત્ત્વ રજ અને તમ, તેની સામ્યાવસ્થામાં પડેલી પ્રકૃતિની ઘડી ધીમે ધીમે ઉકેલાતી ચાલેછે અને તેમ થતાં આ બધી સૃષ્ટિ ધીમે ધીમે નિર્માણ થતી જાયછે; એમ સાંખ્યશાસ્ત્રીઓનું કહેવું છે. આમ કહેવામાં અને આધિભૌતિક શાસ્ત્રીઓના ઉત્ક્રાંતિવાદમાં વસ્તુતઃ ભેદ નથી.

૩-૨૯ કૃત્સ્નવિત્-આત્મવિત, આત્માને જાણનાર, આત્મનો વા અરે

प्रकृतेर्गुणसम्मूढाः सज्जन्ते गुणकर्मसु।
तानकृत्स्नविदो मन्दान्कृत्स्नविन्न विचालयेत् ॥ २९॥
मयि सर्वाणि कर्माणि सन्यस्याध्यात्मचेतसा।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥ ३०॥

प्रकृतेः गुणसम्मूढाः गुणकर्मसु सज्जन्ते अकृत्स्नविदः मन्दान् तान् कृत्स्नवित् न विचालयेत् ॥

अध्यात्मचेतसा सर्वाणि कर्माणि मयि संन्यस्य निराशीः निर्ममः भूत्वा विगतज्वरः युध्यस्व ॥

પ્રકૃતિના ગુણોમાં ભ્રમ પામેલા, ગુણો અને કર્મમાં આસકત થાયછે, આવા અજ્ઞ અને મંદબુદ્ધિવાળાઓને જ્ઞાની પુરુષે કર્મમાં ચલાયમાન કરવા નહિ.

તું અધ્યાત્મ બુદ્ધિથી સર્વ કર્મને મારે વિષે સમર્પણ કરીને ફળની આશા અને મમતા છોડીને શોક રહિત થઇ યુદ્ધ કર.

प्रकृतिके गुणोंसे मोहित होकर जो लोग गुण कर्मोंमें आसक्त होते है, उन पूरा न जाननेवाले और मंदबुद्धिवालोंको ज्ञानी पुरुष कर्मसे न हटावें.

तुम अध्यात्म बुद्धिसे सब कर्म मेरेमें समर्पण करके कामनासे रहित, ममतासे रहित और शोकसे रहित होके युद्ध करो.

જે આસકત થતા ગુણે કરમમાં મોહી પ્રકૃતિગુણે,
સર્વજ્ઞે ન ચળાવવા પથવિષે તે મંદ અલ્પજ્ઞને.
મંદાક્રાંતા– મારે વિષે અરપી સરવે કર્મ અધ્યાત્મચિત્તે,
ત્યાગી આશા તજી મમત ને તાપ, જોડા તું યુદ્ધે.

---

दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदं सर्वं विदितम् ॥ श्रुति. હે મૈત્રેયી, અધિષ્ઠાનરૂપ આત્માનું દર્શન કરવાથી, શ્રવણ કરવાથી, મનન કરવાથી તથા વિજ્ઞાનથી આ સર્વ અનાત્મ જગત સમજાઇ જાયછે.

ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः ।
श्रद्धावन्तोऽनसूयन्तो मुच्यन्ते तेऽपि कर्मभिः ॥ ३१ ॥
ये त्वेतदभ्यसूयन्तो नानुतिष्ठन्ति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥

ये श्रद्धावन्तः मानवाः अनसूयन्तः मे इदम् मतम् नित्यम् अनुतिष्ठन्ति ते अपि कर्मभिः मुच्यन्ते ॥

ये तु अभ्यसूयन्तः मे एतत् मतम् न अनुतिष्ठन्ति तान् सर्वज्ञानविमूढान् अचेतसः नष्टान् विद्धि ॥

જે શ્રદ્ધાવાન પુરુષો દોષ ન કાઢતાં મારા આ મત પ્રમાણે સદા વર્તન કરેછે, તેઓ પણ કર્મબંધનથી મુક્ત થાયછે.

પણ જેઓ દોષ કાઢીને મારા આ મત પ્રમાણે વર્તન કરતા નથી, તે લોકોને સર્વ પ્રકારના જ્ઞાનમાં મૂઢ, બુદ્ધિહીન અને નાશ પામેલા સમજ.

श्रद्धायुक्त और दोषकी दृष्टिसे रहित जो लोग मेरे इस मतके अनुसार चलते हैं, वे भी कर्मोंसे मुक्त होता है.

परंतु जो लोग दोष मात्र देखनेवाले होकर मेरे इस मतके अनुसार नहीं चलते हैं, उन लोगोंको सब प्रकारके ज्ञानमें मूढ, बुद्धिहीन और नष्ट जानो.

વર્તેછે આ મુજ મતથી જે પાર્થ! પુરુષ નિત્યે,
શ્રદ્ધાવાળા રહિત અસૂયા તે ય કર્મોથી છૂટે.
વર્તે મારા મતથી નહિ આ દોષદષ્ટિથી જે જે,
સર્વે જ્ઞાને મૂઢ ચિતક્ષતા જાણ વિનષ્ટ તેને.

---

ન વિચાલયેત્-કામનાથી કર્મ ન કરવાં અથવા કર્મફળ અસત છે અથવા કર્તા વગેરે મિથ્યા છે, અથવા તું પ્રાજ્ઞ છે તારે કાંઇ કર્તવ્ય નથી એમ વિક્ષેપ ન પમાડવો, પણ કર્મને વખાણીને કર્મોમાં જ પ્રવૃત્તિ કરાવવી.

3-31,32 શ્રદ્ધાવાળા-શાસ્ત્ર અને આચાર્યે ઉપદેશ કરેલો અર્થ

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥ ३३ ॥

ज्ञानवान् अपि स्वस्याः प्रकृतेः सदृशम् चेष्टते भूतानि प्रकृतिम् यान्ति निग्रहः किम् करिष्यति ॥

જ્ઞાની પુરુષ પણ પોતાની પ્રકૃતિ અનુસાર વર્તન કરેછે; પ્રાણીમાત્ર પોતપોતાની પ્રકૃતિ તરફ વળેછે, ત્યાં (મારો કે બીજાનો) નિગ્રહ શું કરી શકશે?

ज्ञानी पुरुष भी अपनी प्रकृतिके अनुसार वर्तता है; सब प्राणी अपने अपने स्वभावका अनुसरण करता है, उसमें (हमारी और दूसरेकी) निग्रह-शक्ति क्या करेगी?

> જ્ઞાની યે તે નિજ પ્રકૃતિને યોગ્ય ક્રિયા કરેછે,
> પ્રાણી ચાલે પ્રકૃતિપ્રતિ ત્યાં નિગ્રહે શું કરાશે?

---

અનુભવમાં ન આવે તોપણ તે તે જ અર્થવાળો છે એમ વિશ્વાસવાળા; ભક્તિવાળા.

નષ્ટ—જેના પુણ્યલોક નાશ પામ્યા છે એવા.

સર્વ—સર્વ શબ્દ ઇશ્વરવાચક પણ છે, सर्वं समाप्नोषि ततोसि सर्वः । એ નિર્વચનથી.

૩-૩૩ તમારા મત પ્રમાણે ન વર્તનાર પરધર્મનું અનુષ્ઠાન શા કારણથી કરેછે, અને પોતાના ધર્મ પ્રમાણે વર્તતા નથી? તેનો ઉત્તર કહેછે.

હું અથવા કોઇ અમુક પ્રકારે બળાત્કાર કરી પ્રાણીને અમુક માર્ગે રાખીએ, તો તે બનવાનું નથી. પ્રકૃતિ એટલે ધર્માધર્મના સંસ્કારથી પ્રાપ્ત કરેલી અનાદિ વાસના પ્રમાણે જ ભૂતમાત્રની પ્રવૃત્તિ થાયછે, ત્યાં નિગ્રહ નકામો છે.

पश्वादिभिश्चाविशेषात् । વેદાંત સૂત્ર. ખાનપાનાદિક વ્યવહાર કાળમાં

इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥ ३४ ॥

इन्द्रियस्य इन्द्रियस्य अर्थे रागद्वेषौ व्यवस्थितौ तयोः वशम् न आगच्छेत् तौ हि अस्य परिपन्थिनौ ॥

ઇંદ્રિયને ઇંદ્રિયના વિષયોમાં રાગ દ્વેષ નિયમપૂર્વક રહેલા છે, તે રાગદ્વેષને વશ થઇ જવુ નહિ, કારણ કે તે મનુષ્યના માર્ગના વાટપાડુઓ છે.

इंद्रियके अपने (अनुकूल) विषयमें अनुराग और (प्रतिकूल विषयमें) द्वेष नियमपूर्वक स्थिर है, इन दोनोंके वश होना नहीं चाहिये, क्योंकि वे मनुष्यके मार्ग रोकनेवाले है (जीवके घाती हैं)

ઇંદ્રિયોના પ્રતિ વિષયમાં રાગદ્વેષે રહેલા,
તે બન્નેને વશ નહિ થવુ વાટપાડુ ય એના.

---

વિદ્વાન પુરુષની પણ પશુ આદિકની સાથે તુલના છે.

પ્રકૃતિ–પૂર્વના ચયેલા ધર્મઅધર્મરૂપ સંસ્કાર; પૂર્વ જન્મોમાં કરેલા ધર્મ અધર્મના તથા જ્ઞાન ઇચ્છા આદિના જે સંસ્કાર છે, જે સંસ્કાર આ ચાલતા જન્મમાં અભિવ્યક્ત થાયછે તે સંસ્કાર.

નિગ્રહ–નિષેધરૂપ મારો અથવા ખીજાનો અટકાવ; હઠ, જબરાઇ.

૩-૩૪ શાસ્ત્રની આજ્ઞા અને તેનું અનુષ્ઠાન કરવામાં પુરુષને સ્વતંત્રતા છે, તેથી ઇંદ્રિયોના વિષયોમાં જે રાગદ્વેષ રહેલા છે, તે રાગદ્વેષને વશ થઇ જવું નહિ પ્રકૃતિને અનુસરનાર ઇશ્વર એને પ્રતિબંધ કરનાર નથી, પણ આ રીતે રાગદ્વેષથી છુટા થઇ જવામાં પુરુષ પ્રયત્નનો અવકાશ આવેછે.

જ્યારે પુરુષને પ્રકૃતિ રાગદ્વેષ પુરઃસર પોતાના કાર્યમાં પ્રવર્તાવેછે, ત્યારે સ્વધર્મનો પરિત્યાગ અને પરધર્મનું અનુષ્ઠાન થાયછે. જ્યારે ફરીથી રાગદ્વેષને પ્રતિપક્ષે નિયમમાં રાખેછે, ત્યારે પુરુષ શાસ્ત્રદષ્ટિવાન જ થાયછે, પ્રકૃતિને વશ નહિ.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥

स्वनुष्ठितात् परधर्मात् विगुणः स्वधर्मः श्रेयान् स्वधर्मे निधनम् श्रेयः परधर्मः भयावहः ॥

ઉત્તમ પ્રકારે આચરણ કરાયેલા પારકા ધર્મ કરતાં ગુણવિહીન કે ઓછા ગુણવાળો છતાં પોતાનો ધર્મ સારો છે; સ્વધર્મમાં વર્તતાં મૃત્યુ થાય તે પણ કલ્યાણકારક છે, અને પરધર્મ ભયથી ભરેલો છે.

उत्तम प्रकारसे आचरण किये हुए दूसरेके धर्मसे गुणहीन किंवा न्यून गुणवाला अपना धर्म अच्छा है; स्वधर्ममें मृत्यु होना भी कल्याणकारक है, और परधर्म भयहीका देनेवाला है.

વસંત– સારો સ્વધર્મ વધુ ગુણવિહીન તોયે,
સુખે અનુષ્ઠિત થતા પરધર્મથી યે.
કલ્યાણકારી પણ મૃત્યુ સ્વધર્મમાંહે,
ભારે ભરેલ ભયથી પરધર્મ તો છે.

---

કામ વિષયસુખની દુરાશા ઉત્પન્ન કરેછે, માછલું ગળમાંના માંસથી ભ્રમમાં પડેછે, તેમ પુરુષ વિષયસુખની અભિલાષા કરી નર્કમાં પડેછે. પારધી મૃગને ચોતરફથી ઘેરી લેછે, તેમ વિષયસુખની અભિલાષા પણ માણસને ચારે તરફથી ઘેરી લેછે, માટે એ વિષયને આશ્રય આપવો નહિ.

૩-૩૫ સ્વધર્મરૂપ યુદ્ધ વગેરે દુઃખરૂપ હોવાથી યોગ્ય રીતે કરવાં અશક્ય છે, અને પરધર્મરૂપ અહિંસાદિ સહેલથી કરી કે પાળી શકાય એમ હોવાથી, તેમાં પ્રવૃત્તિ ઇચ્છનાર અર્થે કહેછે.

स्वे स्वेधिकारे या निष्ठा सगुणः परिकीर्तितः। પ્રમાણે અપક્વ અંતઃકરણવાળાને સંન્યાસ ધર્મરૂપ નથી. લોકોની મોટી મોટી હવેલીઓ જોઇને શું આપણે આપણાં છાપરાં તોડી પાડવાં? જેમ આપણી ગમે તેવી

अर्जुन उवाच ।

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ३६ ॥

अर्जुनः उवाच । वार्ष्णेय अथ अनिच्छन् अपि अयम् पूरुषः बलात् इव नियोजितः केन प्रयुक्तः पापम् चरति ॥

અર્જુને કહ્યું-હે શ્રી કૃષ્ણ, ત્યારે પોતાની ઇચ્છા ન હોવા છતાં આ પુરુષ જાણે બળાત્કારે પ્રેરાતો હોય નહિ, તેમ કોની પ્રેરણાથી પાપાચરણ કરેછે ?

अर्जुनने कहा-हे श्री कृष्ण, तब अपनी इच्छा न होने पर भी यह पुरुष मानो बलात्कारसे लगाया हुआ माफिक किसकी प्रेरणासे पापाचरण करता है.

**શિખરિણી**– ન ઇચ્છતો જાણે પરબળથી જોડાઇ પણ એ,
પછી કોનો પ્રેર્યો પ્રભુ! પુરુષ આ પાપ જ કરે?

---

કદરૂપી સ્ત્રી જ આપણે માટે યોગ્ય હોયછે, તેમ આપણો ધર્મ આચરવાને માટે ગમે તેવો કઠિન અને દુર્ઘટ હોય તોપણ તે જ આપણો પરલોકનો મિત્ર છે. જે કાર્ય અન્યને ઉચિત, પણ આપણને અનુચિત હોય તે કદિ પણ કરવું નહિ.

આ શ્લોકમાં ધર્મ શબ્દ આ લોકના ચાતુર્વર્ણ્યનો ધર્મ—ચાતુર્વર્ણ્યનાં કર્તવ્ય, એ અર્થમાં યોજેલો છે. કોઇપણ વર્ણ કે વ્યક્તિએ પોતપોતાનો ધંધો કરવો, તેમાં જ તેમનું અને સમાજનું કલ્યાણ સમાયેલું છે. પોતાનો ધર્મ કે કર્તવ્ય છોડી દે, તો તેટલા પ્રમાણમાં સમાજ એકંદરે પાંગળો પડી જાય કે ધીમે ધીમે નાશ પામે.

ચાર વર્ણ અને ચાર આશ્રમ પૈકી પોતપોતાના વર્ણાશ્રમ ધર્મો તે સ્વધર્મ કહેવાયછે, અને તેનો અયોગ તે પરધર્મ કહેવાયછે. પોતાને હજી

श्रीभगवानुवाच।

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ३७॥

श्रीभगवान् उवाच। एष रजोगुणसमुद्भव कामः एषः क्रोध. महाशनः महापाप्मा एनम् इह वैरिणम् विद्धि ॥

શ્રી ભગવાને કહ્યુ–એ રજોગુણથી ઉત્પન્ન થનાર કામ છે ( તેનાથી ઉપજેલો ) એ ક્રોધ છે, તે ઘણા ભોગથી ધરાય નહિ એવો મહાપાપી છે, તેને આ સંસારમાં મોટો શત્રુ જાણ.

श्रीभगवानने कहा–यहि रजोगुणसे उत्पन्न होनेवाला काम है (उससे उपजनेवाला) यहि क्रोध है; यह बडा खानेवाला महापापी है. उसको इस संसारमें बडा शत्रु जानो

रजोगुणे जन्म्यो अरि समज ए काम जगते,
महापापी भारे अशन करतो क्रोध पण ए.

---

ગ્રહણ કરવા યોગ્ય નહિ એવો ધર્મ, તે પરધર્મ. તે સારી રીતે ગુણવાળો હોય, તો પણ ભયંકર છે, કેમકે જે જેને યોગ્ય નથી, તે તેને કાંઇ લાભ ન કરતાં હાનિ કરનાર જ થશે.

૩–૩૭ अकामस्य क्रिया काचिद् दृश्यते नेह कर्हिचित्।
यद्यद्धिकुरुते जन्तुस्तत्तत्कामस्य चेष्टितम्॥ સ્મૃતિ પ્રમાણે પુરુષનાં બધાં કર્માચરણનું કારણ સર્વ અનર્થના બીજરૂપ કામ જ છે, એવો બોધ કરવાને શ્રીભગવાન કહેછે. આ કામ સર્વ લોકને વશ કરનાર શત્રુ છે કે જેના નિમિત્તથી પ્રાણીઓને સર્વ અનર્થની પ્રાપ્તિ થાયછે.

કામ–રાગ, અભિલાષ, ઇચ્છા ઇત્યાદિ; યોગ્યતાના કે અયોગ્યતાના વિચાર વિના જ કોઇ વસ્તુ જોતાં કે સાંભળતાં જ પુરુષને તેની ઇચ્છા થાયછે તે, વિષય સંબંધી પ્રબળ ઇચ્છા. काममय एवायं पुरुष । શ્રુતિથી

धूमेनाऽव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च।
यथोल्वेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥

यथा धूमेन वह्निः आव्रियते मलेन च आदर्शः यथा उल्वेन गर्भः आवृतः तथा तेन इदम् आवृतम् ॥

જેમ ધુમાડાથી અગ્નિ, મેલથી દર્પણ અને ઓરથી ગર્ભ ઢંકાયેલો હોયછે, તેમ આ (જગત કે જ્ઞાન) તે કામથી ઢંકાયેલું છે.

जैसे अग्नि धुआंसे, दर्पण मलसे, गर्भ जरासे आच्छादित होता है, वैसे ही यह (जगत् या ज्ञान) कामसे घिरा है.

ધુમાડે ઢંકાયો જ્યમ અનલ ને દર્પણ ધૂળે,
વિંટ્યો ગર્ભે ઓરે ત્યમ જગ વિંટ્યુ એહની વડે.

---

પ્રસિદ્ધ કામ. सोऽकामयत जाया मे स्यादथ प्रजायेयाथ वित्तं मे स्यादथ कर्म कुर्वीय। શ્રુતિથી આ મારૂં થાય, એવી તીવ્ર અભિલાષ હેતુભુત ચિત્તની અનવસ્થા કરનાર વૃત્તિવિશેષ, તે જ ચિત્તરૂપ કામ છે.

૩-૩૮ કામની સ્થિતિ ૪ પ્રકારની છે. ૧ સ્થૂળ શરીરની ઉત્પત્તિ પહેલાં અંતઃકરણ કામાદિ વૃત્તિથી રહિત હોયછે, એટલે ત્યાં અંતઃકરણની અને કામની વાસનારૂપ સ્થિતિ હોવાથી તે સૂક્ષ્મ કહેવાયછે. ૨ અંતઃકરણ જ્યારે સ્થૂળ શરીરના સંબંધવાળું થાયછે, ત્યારે ત્યાં કામ પણ સ્થૂળ થાયછે. ૩ એ કામ ફરી ફરીને વિષયનું ચિંતન કરવાથી સ્થૂળતર થાયછે. ૪ તે જ્યારે વિષયોનો ભોગવટો કરેછે ત્યારે તે સ્થૂળતમ થાયછે. આ સ્થિતિઓમાંની પહેલી સિવાયની ત્રણને માટે આ શ્લોકમાં ત્રણ દૃષ્ટાંતોથી તેનું સ્ફોટન કર્યું છે. પહેલું દૃષ્ટાંત ધૂમનું, બીજું આરસીનું અને ત્રીજું ઓરનું છે.

આ ત્રણ દૃષ્ટાંતોમાં પરસ્પર આટલી વિશેષતા છે કે-ધૂમાડે ઢંકાયેલો છતાં પણ અગ્નિ દાહ આદિ રૂપ પોતાનું કાર્ય કરેછે, અને રજરૂપ મલથી ઢંકાયેલું દર્પણ તો પ્રતિબિંબના ગ્રહણરૂપ પોતાનું કાર્ય કરતું નથી, જેથી

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।**
**कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ॥ ३९ ॥**

कौन्तेय ज्ञानिनः नित्यवैरिणा दुष्पूरेण च एतेन कामरूपेण अनलेन ज्ञानम् आवृतम् ॥

હે કૌંતેય, જ્ઞાનીના સદા વૈરી અને કદિ તૃપ્ત ન થનાર આ કામરૂપ અગ્નિથી જ્ઞાન ઢંકાઇ ગયેલું છે.

हे कौंतेय, ज्ञानीके सदाके शत्रु और कभी तृप्त न होनेवाले इस कामरूप अग्निसे ज्ञान ढका हुआ है

છવાયું જ્ઞાનીના સતત અરિથી જ્ઞાન પણ એ,
ન પૂર્યો પૂરાતા કદિ અનલથી કામરૂપ તે.

---

તે દર્પણની સ્વચ્છતા માત્રનું તે રજરૂપ મળથી તિરોધાન થઇ રહ્યું છે, પરન્તુ તે દર્પણ સ્વરૂપથી તો પ્રતીત થયા કરેછે, અને ઓરથી ઢંકાયેલો ગર્ભ તો હસ્તપાદ આદિકોના પ્રસારણરૂપ પોતાનું કાર્ય પણ કરતો નથી, તથા પોતાના સ્વરૂપે પણ પ્રતીત થતો નથી. આ પ્રકારની દૃષ્ટાંતોની વિલક્ષણતા અંગીકાર કરીને તે કામની ત્રણ અવસ્થામાં ક્રમથી તે ત્રણ દૃષ્ટાંતો કહ્યાં છે.

**૩-૩૯** વિષયના પ્રાપ્તિકાલ વિષે જો કે તે વિષયની ઇચ્છા તિરોધાન હોયછે, તથાપિ કાલાંતરે પછી તે ઇચ્છાનો પ્રાદુર્ભાવ થાયછે, તેથી વિષયની પ્રાપ્તિ તે ઇચ્છાની નિવર્તક નથી, પણ વિષયો વિષે વારવાર દોષદૃષ્ટિ જ તે ઇચ્છાની નિવર્તક છે.

મનુસ્મૃતિ અને ભાગવતમાં કહ્યું છે કે—

न जातु काम कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥

કામ પદાર્થોના ઉપભોગથી કદિપણ શાંત થતો નથી, અગ્નિ જેમ

इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥

इन्द्रियाणि मनः बुद्धि अस्य अधिष्ठानम् उच्यते एषः एतैः ज्ञानम् आवृत्य देहिनम् विमोहयति ॥

ઇંદ્રિયો, મન અને બુદ્ધિ એ આ કામનાં સ્થાન કહેવાયછે; એ કામ એ બધાંવડે જ્ઞાનને ઢાંકી દઈને જીવને મોહ પમાડેછે.

इंद्रियें, मन और बुद्धि उस कामका आश्रयस्थान कहा जाता है; यह काम इन सबके द्वारा ज्ञानको आच्छादित करके जीवको मोहित करता है.

શાર્દૂલ– ઇંદ્રિયો મન બુદ્ધિ પાર્થ! સરવે એનાં અધિષ્ઠાન છે,
મોહાવે સરવેથી તે શરીરીને ઢાંકી દંઇ જ્ઞાનને.

---

ધૃત કાષ્ટ આદિ હવ્ય પદાર્થો નાંખવાથી વધેછે, તેમ તે પણ એવું પદાર્થના ભોગથી વળી વળી વધતો જ જાયછે.

यत्पृथिव्यां व्रीहि यवं हिरण्यं पशवः स्त्रियः ।
नालमेकस्य तत्सर्वमिति मत्वा शमं व्रजेत् ॥

આ પૃથ્વી વિષે જે વ્રીહિયવ આદિક અન્ન છે, જેટલું સુવર્ણ આદિ ધન છે, જેટલાં ગાય અશ્વ આદિ પશુ છે, તથા જેટલી સુંદર સ્ત્રી છે, તે સર્વ પદાર્થ જો એક કામનાવાળા પુરુષને જ મળે, તોપણ તે સર્વ પદાર્થ તે પુરુષના કામને તૃપ્ત કરવામાં સમર્થ થાય નહિ,

૩-૪૦ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધને ગ્રહણ કરનારી પાંચ જ્ઞાનેંદ્રિયો તથા બોલવું, લેવું, ચાલવું વિસર્ગ અને આનંદ અનુભવવો એ ક્રિયા કરનાર વાગાદિ કર્મેંદ્રિયો, સંકલ્પવિકલ્પના સ્વરૂપવાળું મન અને નિશ્ચયાત્મિકા બુદ્ધિ, આ કામનાં આશ્રમસ્થાન છે.

અધિષ્ઠાન–આધાર, આશ્રયસ્થાન

૩-૪૧ જ્ઞાન જે નિત્યવસ્તુ સ્વરૂપ છે, તે કામથી નાશ પામે જ નહિ,

तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥

तस्मात् भरतर्षभ त्वम् आदौ इन्द्रियाणि नियम्य ज्ञानविज्ञाननाशनम् एनम् पाप्मानम् प्रजहि हि ॥

માટે હે ભરતશ્રેષ્ઠ, તું પ્રથમ ઇંદ્રિયોને નિયમમાં રાખીને જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનાર આ પાપી કામને મારી નાંખ.

इस लिये हे भरतश्रेष्ठ, तुम पहिले इंद्रियोंको संयत करके ज्ञान और विज्ञानके नाश करनेवाले पापरुप इस कामको मार डालो.

પ્હેલાં તેથી તું ઇંદ્રિયો નિયમમાં રાખી પછી પાર્થ! એ,
પાપીનો કર નાશ નાશ કરતા આ જ્ઞાનવિજ્ઞાનને.

---

પણ કામની મહાશક્તિનું વર્ણન કરતાં તેનું અત્યંત દુષ્ટત્વ દર્શાવવા જ્ઞાન વિજ્ઞાનનો નાશ કરનાર કહ્યું છે. એટલે આ સ્થળે જ્ઞાન ન થવા દેનાર એવો અર્થ સંગતિ ધરેછે.

જ્ઞાન વિજ્ઞાન-શાસ્ત્ર તથા આચાર્યથી જાણેલો આત્મવિષય તે જ્ઞાન, અને વિશેષ રૂપે તેનો અનુભવ તે વિજ્ઞાન, ગુરુશાસ્ત્રના ઉપદેશથી ઉત્પન્ન થયેલુ જે આત્માનું પરોક્ષ જ્ઞાન તે જ્ઞાન, અને તે પરોક્ષ જ્ઞાનના ફલરૂપ જે આત્માનુ અનુભવથી થયેલુ અપરોક્ષ જ્ઞાન તે વિજ્ઞાન.

૩-૪૨ કામ દુર્જય છે તેનો જય કરવામાં બળવાન આશ્રયની જરૂર છે, તો મુમુક્ષુએ પરમાત્માને જાણીને તેના આશ્રયવડે કામને જીતવો.

નિત્યપણાથી, સર્વજ્ઞપણાથી સર્વ પ્રકાશપણાથી અને સર્વના સાક્ષીપણાથી આત્મા (પરથી પર) સર્વથી ઉત્કૃષ્ટતમ અને ભિન્ન છે. पुरुषान्न परं किंचित् । શ્રુતિ ઇંદ્રિયો બાહ્ય પદાર્થની અપેક્ષાએ શ્રેષ્ઠ છે અને ઇંદ્રિયો કરતા મન શ્રેષ્ઠ છે મન ઠેકાણે ન હોય ત્યારે ઉઘાડી આંખે પણ કશું દેખાય નહિ, અને ઉઘાડે કાને પણ કશુ સંભળાય નહિ.

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ ४२ ॥

इन्द्रियाणि पराणि आहुः इन्द्रियेभ्यः मनः परम् मनसः तु बुद्धिः परा बुद्धेः तु यः परतः सः ॥

ઇંદ્રિયો શ્રેષ્ઠ (સૂક્ષ્મ) કહેવાયછે, ઇંદ્રિયો કરતાં મન શ્રેષ્ઠ (સૂક્ષ્મ) છે, મન કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ (સૂક્ષ્મ) છે, અને બુદ્ધિ કરતાં પણ જે શ્રેષ્ઠ (સૂક્ષ્મ) છે, તે આત્મા છે.

इद्रिय श्रेष्ठ कहे जाते है, इंद्रियोंसे मन श्रेष्ठ है, मनसे बुद्धि श्रेष्ठ है और बुद्धिसे भी जो श्रेष्ठ है, वही आत्मा है.

ઇંદ્રિયો પર ઇંદ્રિયોથી મન તો આ શ્રેષ્ઠ કહેવાયછે,
તેનાથી પર બુદ્ધિ બુદ્ધિથકી તો જે શ્રેષ્ઠ છે તેજ તે.

---

કઠોપનિષદમાં શરીરને રથની ઉપમા આપી, તેને જોડેલા ઇંદ્રિયોરૂપી ઘોડાને વિષયોપભોગના માર્ગમાં વ્યવસ્થિત રીતે ચલાવવાને વ્યવસાયાત્મક બુદ્ધિરૂપ સારથીએ મનોમય લગામ ધૈર્યથી ખેંચી રાખવી જોઇએ, એવું રૂપક આપેલું છે.

છાંદોગ્ય ઉપનિષદમાં વાણી કરતાં મન, ઇત્યાદિ ચડતાં ચડતાં છેવટ આત્મા શ્રેષ્ઠ છે એવો નિર્ણય કર્યો છે, તેથી આત્મા એ જ પરબ્રહ્મનું રૂપ છે.

પર-શ્રેષ્ઠ; ભિન્ન; સૂક્ષ્મ. એક એકથી વધારે સૂક્ષ્મ અને તેથી તેની નીચેના વિષયનો અવભાસક.

इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः।
मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥ श्रुति.

૩-૪૩ मनःपूतं समाचरेत्। મનને શુદ્ધ અથવા પવિત્ર લાગે, તે પ્રમાણે આચરણ કરવું. મનુમહારાજ કહેછે કે—

यत्कर्म कुर्वतोऽस्य स्यात्परितोषोऽन्तरात्मनः।
तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥

एवं बुद्धेः परं बुध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥ ४३ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे,
श्रीकृष्णार्जुनसंवादे कर्मयोगो नाम तृतीयोऽध्यायः ॥

महाबाहो एवम् बुद्धेः परम् बुध्वा आत्मना आत्मानम् संस्तभ्य दुरासदम् कामरूपम् शत्रुम् जहि ॥

હે મહાબાહુ, એ રીતે આત્માને બુદ્ધિથી શ્રેષ્ઠ જાણીને આત્મા (નિશ્ચયાત્મક બુદ્ધિ)વડે આત્મા (મન)ને સ્થિર કરીને મુશ્કેલીથી વશ થાય એવા કામરૂપ શત્રુને તું મારી નાંખ.

हे महाभुज, इस तरह बुद्धिसे श्रेष्ठ आत्माको जानके आत्मा (निश्चयात्मिका बुद्धि)से आत्मा(मन)को अटल बनाके वश करनेमें बडा कठिन कामरूप शत्रुको तुम मार डालो.

બુદ્ધિથી પર જાણી એહ રીતથી તું આત્મથી આત્મને,
ટેકાવી હણ કામરૂપ અરિને કષ્ટેથી જીતાય જે.

એ પ્રમાણે કર્મયોગ નામનો ત્રીજો અધ્યાય પૂરો.

---

જે કર્મ કરવાથી આપણો અંતરાત્મા સંતુષ્ટ થાય તે પ્રયત્નથી કરવું, અને તેથી જે વિપરીત હોય તે છોડી દેવું. મહાકવિ કાલિદાસ કહેછે કે– सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः । સંદેહ પડે ત્યાં સત્પુરુષોની અંતઃકરણની પ્રવૃત્તિઓ જ પ્રમાણ છે.

આત્માનં–મનને. આત્મના–નિશ્ચયાત્મક બુદ્ધિવડે. ( મનને બુદ્ધિવડે સ્થિર કરીને. )

## અધ્યાય ૪ થો

## જ્ઞાનયોગ

श्रीभगवानुवाच ।

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥
एवं परम्पराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परन्तप ॥ २ ॥

श्रीभगवान् उवाच । अहम् इमम् अव्ययम् योगम् विवस्वते प्रोक्तवान् विवस्वान् मनवे प्राह मनुः इक्ष्वाकवे अब्रवीत् ॥

एवम् परम्पराप्राप्तम् इमम् राजर्षयः विदुः परन्तप महता कालेन सः योगः इह नष्टः ॥

શ્રીભગવાને કહ્યું-મેં આ અવિનાશી યોગ પૂર્વે સૂર્યને કહ્યો હતો, સૂર્યે (પોતાના પુત્ર) મનુને કહ્યો હતો અને મનુએ (પોતાના પુત્ર) ઇક્ષ્વાકુને કહ્યો હતો.

એ પ્રમાણે પરંપરાથી પ્રાપ્ત થયેલો આ યોગ રાજર્ષિઓ જાણતા હતા. હે અર્જુન લાંબે કાળે તે યોગ આ લોકમાંથી નાશ પામ્યો.

श्रीभगवानने कहा–मैंने यह अक्षय योग प्रथम सूर्यसे कहा, सूर्यने (अपने पुत्र) मनुसे कहा और मनुने (अपने पुत्र) इक्ष्वाकुसे कहा.

इस प्रकार परंपरासे प्राप्त यह योग राजर्षियोंने जाना. हे अर्जुन, कालवश यह योग इस लोकसे नष्ट हो गया.

શાર્દૂલ– એવો અવ્યય યોગ આ પ્રથમ તો આદિત્યને મેં કહ્યો,
આદિત્યે મનુને કહેલ મનુએ ઇક્ષ્વાકુને તે કહ્યો.
પામી એમ પરંપરા વિદિત એ રાજર્ષિઓ જાણતા,
કાળે દીર્ઘ થયો વિનાશ પછી તો એ યોગ આ લોકમાં.

---

૪-૧,૨ વિવસ્વતા–સર્વ ક્ષત્રિયવંશના બીજરૂપ સૂર્ય–આદિત્ય. ઇક્ષ્વાકુ–વૈવસ્વત મનુનો પુત્ર, જે આદિ રાજા છે તે.

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३॥

सः एव अयम् पुरातनः योगः मया ते अद्य प्रोक्तः मे भक्तः हि असि सखा च इति एतत् उत्तमम् रहस्यम् ॥

તે જ આ પુરાતન યોગ મેં તને આજ કહ્યો, કેમકે તું મારો ભક્ત અને મારો મિત્ર છે; અને આ યોગ ઉત્તમ રહસ્યરૂપ છે.

वही यह प्राचीन योग मैंने आज तुमसे कहा, क्योंकि तुम मेरे भक्त और सखा हो; और यह योग उत्तम रहस्य है.

તે આ યોગ જ મેં પુરાતન કહ્યો તું ભક્ત ને મિત્ર છે,
તેથી શ્રેષ્ઠ સહુ રહસ્યરૂપ આ અર્જુન! આજે તને.

---

લોકોની મતિ ગતિ દુર્બળ થવાથી અધિકારીને અભાવે નષ્ટ થયો. રાજર્ષિ–નિમિ, જનક આદિ રાજાઓ અને વ્યાસ, વસિષ્ઠ, આદિ ઋષિઓ.

૪-૩ અભક્ત આદિને વિદ્યા દેવાથી વિદ્યા નિર્વીર્ય થાય. કહ્યું છે કે–

विद्या ह वै ब्राह्मणमाजगाम गोपाय मा शेवधिष्टेऽहमस्मि ।
असूयकायानृजवेऽयताय न मा ब्रूया वीर्यवती तथा स्याम्॥

એક સમયે બ્રહ્મવિદ્યા બ્રહ્મવેત્તા બ્રાહ્મણ સમીપ જઈને બોલી કે હે બ્રાહ્મણો તમે મને અત્યત ગોપ્ય રાખો, તેથી હું તમને ભોગમોક્ષ બનેની પ્રાપ્તિ કરાવીશ. જો કદાચ કૃપાને વશ થઈ તમે મને ગોપ્ય ન રાખી શકો, તો વિવેક વૈરાગ્ય આદિ સાધનસંપન્ન અધિકારીઓ પ્રત્યે મારો ઉપદેશ કરજો, અને જે પુરુષ અસૂયાવાળો તથા ઋજુભાવથી રહિત હોય, તથા મન ઇંદ્રિયના નિગ્રહથી રહિત હોય, એવા અનધિકારી પુરુષ પ્રત્યે મારો ઉપદેશ ક્યારે પણ ન કરવો, તો તેથી હું બ્રહ્મવિદ્યા ફલના હેતુરૂપ થાઉં.

ભક્તિ–શરણબુદ્ધિ–પ્રેમથી યુક્ત પોતાના રૂપે જ જાણીને ભક્ત કહ્યો; સમાન વયવાળો, પ્રેમાર્દ્ર અને સહાયક તેથી સખા કહ્યો.

૪-૫ અજ્ઞાન દોષને વશ થવાથી જ્યારે પૂર્વે થઈ ગયેલા પોતાના

अर्जुन उवाच।
अपरं भवतो जन्म परं जन्म विवस्वतः।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥

श्रीभगवानुवाच।
बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परन्तप ॥ ५ ॥

अर्जुन उवाच। भवत जन्म अपरम् विवस्वतः जन्म परम् त्वम् आदौ एतत् प्रोक्तवान् इति कथम् विजानीयाम् ॥

श्रीभगवान् उवाच। अर्जुन मे तव च बहूनि जन्मानि व्यतीतानि तानि सर्वाणि अहम् वेद, परन्तप त्वम् न वेत्थ ॥

અર્જુને કહ્યું–આપનો જન્મ પછીથી થયો છે, અને સૂર્યનો જન્મ પહેલાં થયો છે, તો આપે આદિકાળમાં સૂર્યને આ કહેલો એમ હું શી રીતે સમજું ?

શ્રીભગવાને કહ્યું–હે અર્જુન, મારા અને તારા ઘણા જન્મો વીતી ગયા છે, તે સર્વ હું જાણુંછું, પણ હે પરંતપ, તું તે જાણતો નથી.

अर्जुनने कहा–आपका जन्म अभीका है, और सूर्यका जन्म पहिले हुआ है, सो कैसे समझु कि आदिकालमें उसको यह योग आपने कहा ?

श्रीभगवानने कहा–हे अर्जुन, मेरे और तुम्हारे बहुत जन्म हो चूके है, उन सबको मैं जानता हूं, परंतु हे परंतप, तुम उनको नहीं जानते हो.

છે આ જન્મ જ આપનો પછીથી ને આદિત્યનો આદિ છે,
જાણું તેથી હું કેમ કેશવ ! તમે પ્હેલાં કહ્યું એમ તે ?
**મંદાક્રાંતા**–મારા તારા જનમ બહુ યે પાર્થ વીતી ગયા છે,
જાણુંછું હું સરવ પણ તું જાણતો યે નથી તે.

---

જન્મોને પણ તું જાણતો નથી, તો પૂર્વે થઇ ગયેલા મારા તથા અન્ય જીવોના જન્મોને તો તું કેમ જાણી શકે ? નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સત્ય સ્વભાવપણાથી જ્ઞાનશક્તિના આવરણ રહિત હું તે જાણુંછું

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्।**
**प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया ॥ ६ ॥**

अज अव्ययात्मा सन् अपि भूतानाम् ईश्वर सन् अपि स्वाम् प्रकृतिम् अधिष्ठाय आत्ममायया सम्भवामि ॥

હું જન્મથી રહિત, અવ્યય આત્મસ્વરૂપ અને સર્વ પ્રાણીઓનો ઇશ્વર હોવા છતા પણ પોતાની પ્રકૃતિનો આશ્રય લઇને મારી પોતાની માયા-વડે જન્મ લઉંછુ

जन्मरहित, अविनाशी आत्मस्वरूप और प्राणीयोंका ईश्वर होकर भी मैं अपनी प्रकृतिको आश्रय करके अपनी मायाके द्वारा जन्म लेता हू.

સૌ ભૂતોનો ઇશ અજ છતાં અવ્યયાત્મા છતાં હું,
આશ્રમીને મુજ પ્રકૃતિને મારી માયાથી જન્મુ.

---

૪-૬ कर्मणा जायते जन्तु कर्मणैव प्रलीयते । પ્રમાણે જન્માદિના હેતુરૂપ પુણ્યપાપના અભાવથી ઇશ્વર અને સ્વતત્ર એવા આપને જન્માદિ કેમ? અનાદિ હોવાથી જન્મ કેમ? અવિનાશી હોવાથી પુનર્જન્મ કેમ? અને પુણ્યપાપ રહિત ઇશ્વર હોવાથી જીવની પેઠે જન્મ કેમ?

મારી પોતાની પ્રકૃતિને લઇને વિશુદ્ધ ઉર્જિત સત્ત્વ મૂર્તિવડે સ્વેચ્છાએ અવતાર ધારણ કરુંછુ, બીજા લોકોના જેવો મારો જન્મ નથી

माया तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् । શ્રુતિ "देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् । શ્રુતિ સૂર્યની પ્રભા અને અગ્નિની દાહક શક્તિની પેઠે મારાથી માયા ભિન્ન નથી, એમ ન હોય તો અદ્વૈતની હાનિ અને શ્રુતિનો વિરોધ થાય.

સર્વ જગત પોતાના અવ્યક્ત સ્વરૂપમાથી નિર્માણ કરનારી પરમેશ્વરની આ અચિંત્ય શક્તિને જ માયા નામ આપેલુ છે તે અઘટમાનને પણ ઘટાવવામા કુશળ મારી ઉપાધિભૂત અનેક જાતની વિચિત્ર શક્તિરૂપ છે.

અજ-न तस्य कश्चिद् जनिता । શ્રુતિ પ્રમાણે તેનો કોઇ ઉત્પાદક નથી, તેમ જ જેને હેતુઓ અને ઉપાદાનનો અભાવ છે તે.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥ ८ ॥

भारत यदा यदा हि धर्मस्य ग्लानिः अधर्मस्य अभ्युत्थानम् भवति तदा अहम् आत्मानम् सृजामि ॥

साधूनाम् परित्राणाय दुष्कृताम् विनाशाय धर्मसंस्थापनार्थाय च युगे युगे सम्भवामि॥

હે ભારત, જ્યારે જ્યારે ધર્મની ગ્લાની અને અધર્મની પ્રબળતા થાયછે, ત્યારે હું પોતે અવતાર ધારણ કરૂંછું.

સાધુ પુરુષોનું સંરક્ષણ કરવા, દુષ્ટોનો વિનાશ કરવા અને ધર્મનું સંસ્થાપન કરવા માટે હું યુગે યુગે જન્મ ધરૂંછું.

हे भारत, जब जब धर्मकी हानि और अधर्मकी प्रबलता होती है, तब मैं अवतार धारण करता हूं.

साधु पुरुषोंका रक्षण करनेके लिये तथा दुष्टोंका विनाश करनेके लिये और धर्मकी संस्थापना करनेके लिये मैं युग युगमें जन्म धारण करता हूं.

જ્યારે જ્યારે ધીરવીર! થતી ધર્મની ગ્લાનિ ભારે,
જામે જૂથો અધરમતણાં જન્મું પોતે હું ત્યારે.
રક્ષા કાજે સુકૃતી જનની દુષ્ટના નાશ માટે,
યુગે યુગે જનમ લઉંછું ધર્મને સ્થાપવાને.

---

૪-૭,૮ જગતમાં અન્યાય, અનીતિ, દુષ્ટતા અને અવ્યવસ્થા વધી સાધુ પુરુષો પ્રત્યે છળ થાય, અને દુષ્ટોનું પ્રાબલ્ય વધે, ત્યારે પોતે નિર્માણ કરેલા જગતની સુસ્થિતિ બની રહે અને તેથી સર્વનું કલ્યાણ થાય, તે માટે તેજસ્વી અને પરાક્રમી પુરુષના રૂપમાં ભગવાન અવતાર લેછે.

ગ્લાનિ-હાનિ, વર્ણ આશ્રમ આદિ લક્ષણરૂપ પ્રાણીઓના અભ્યુદય તથા નિઃશ્રેયસના સાધનરૂપ ધર્મની હાનિ.

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥
वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥

अर्जुन एवम् मे दिव्यम् जन्म कर्म च यः तत्त्वतः वेत्ति सः देहम् त्यक्त्वा पुनर्जन्म न एति माम् एति ॥

वीतरागभयक्रोधाः मन्मयाः माम् उपाश्रिताः ज्ञानतपसा पूताः बहवः मद्भावम् आगताः ॥

હે અર્જુન, એવી રીતે મારાં દિવ્ય જન્મ અને કર્મને જે તત્ત્વથી જાણેછે, તે દેહત્યાગ કર્યા પછી પુનર્જન્મ પામતો નથી, પણ મને પામેછે.

જેના રાગ, ભય અને ક્રોધ નાશ પામ્યા છે એવા, મારામાં ચિત્ત રાખીને મારે આશ્રયે રહેલા, જ્ઞાનરૂપ તપથી પવિત્ર થયેલા ઘણા લોકો મારા સ્વરૂપને પામ્યા છે.

हे अर्जुन, जो मेरे ऐसे अलौकिक जन्म और कर्मको यथार्थ रूपसे जानता है, वह देहको त्याग कर फिर जन्म नहीं पाता है; परंतु मुझे ही पाता है.

राग भय और क्रोधसे रहित और मुझमें मग्न होकर, मेरा ही आसरा करके ज्ञानरूपी तपस्यासे पवित्र होके बहुत पुरुषों मेरे स्वरूपको पा चूके है.

શાર્દૂલ– જાણેછે મુજ જન્મ કર્મ સ્વરૂપે એ રીતથી દિવ્ય જે,
ત્યાગી દેહ મને મળે દહિ ફરી પામે નહિ જન્મ તે.
મારા આશ્રિત રાગ ક્રોધ ભયથી છૂટેલ હુંથી ભર્યા,
પામ્યા છે મુજ ભાવ જ્ઞાનતપથી થૈ શુદ્ધ તેઓ ઘણા.

---

लालने ताडने मातुर्नाकारुण्यं यथार्भके।
तद्वदेव महेशस्य नियन्तुर्गुणदोषयोः ॥.પ્રમાણે દુષ્ટનો નિગ્રહ કરતાં ભગવાનમાં નિર્દયતા કે અસત્કૃપાની શંકા ન કરવી.

૪-૧૦ જે વિષયપ્રીતિથી રહિત હોય, જે નિરંતર ભગવાનના

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥

ये माम् यथा प्रपद्यन्ते तान् अहम् तथा एव भजामि पार्थ मनुष्याः सर्वशः मम वर्त्म अनुवर्तन्ते ॥

જે મનુષ્યો મને જે જે ભાવનાથી ભજેછે, તેઓને હું તે પ્રમાણે જ ફળ આપુંછું; હે અર્જુન, મનુષ્યો સર્વ રીતે મારા માર્ગને જ અનુસરી ચાલેછે.

जो पुरुष जिस भावसे मुझे भजते है, उनको मैं वैसे ही यथायोग्य फल देता हू; हे अर्जुन, मनुष्य सब प्रकार मेरे मार्गोके अनुसार ही चलते है.

જેઓ જેમ ભજે મને ફળ દઉં રીતે જ તે તેમને,
મારે માર્ગ વળે મળે મનુષ્ય તો સૌ દિશાથી પાર્થ! એ.

---

સ્વરૂપની પ્રાપ્તિને લીધે પોતાનાં અહોભાગ્ય માનેછે, જેઓ ભગવાનની સેવા કરવાને માટે જીવન ટકાવી રહ્યા છે, જે જ્ઞાનથી સંતોષ પામેછે, જે તપ-તેજના રાશિ અથવા જ્ઞાનના ભંડાર છે, તે તીર્થને પણ પવિત્ર કરનાર તીર્થ છે અને અનાયાસે ભગવત્સ્વરૂપને પ્રાપ્ત થાયછે.

૪-૧૧ द्वे रूपे वासुदेवस्य व्यक्तं चाव्यक्तमेव च ।
अव्यक्तं ब्रह्मणो रूपं व्यक्तमेतच्चराचरम् ॥
यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ।

પ્રત્યેક ઉપાસનાને હું જ આધારભૂત છું, માટે ભાવના પ્રમાણે પ્રત્યેકનું ફળ મળેછે. ફળ ભાવનું છે, પ્રતીકનું નથી. મૂર્તિની પૂજા કરતાં પહેલાં તેની પ્રાણપ્રતિષ્ઠા કરવાનો રિવાજ છે. જે દેવતાની ભાવનાથી મૂર્તિની પૂજા કરવાની હોય, તેની તેમાં પ્રાણપ્રતિષ્ઠા કરેછે. પરમેશ્વરની ભાવના કર્યા વિના મૂર્તિ એટલે અમુક વિશિષ્ટ પ્રકારની આકારવાળી માટી, પત્થર કે ધાતુ સમજી તેની કોઇ પૂજા કરતું નથી.

૪-૧૨,૧૩ ઘણાંને પોતાનાં કર્મથી આ લોકમાં જ કાંઇ ને કાંઇ પણ મળવું જ જોઇએ, એવું મનમાં હોયછે; તેઓ દેવતાનું પૂજન કરેછે. આ

काङ्क्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥
चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥

कर्मणाम् सिद्धिम् काङ्क्षन्तः इह देवताः यजन्ते मानुषे लोके हि कर्मजा सिद्धिः क्षिप्रम् भवति ॥

गुणकर्मविभागशः चातुर्वर्ण्यम् मया सृष्टम् तस्य कर्तारम् अपि माम् अव्ययम् अकर्तारम् विद्धि ॥

કર્મફળની ઇચ્છા રાખનાર પુરુષો આ લોકમાં દેવતાનું પૂજન કરેછે, કેમકે મનુષ્ય લોકમાં કર્મના ફળની સિદ્ધિ સત્વર થાયછે.

ગુણ અને કર્મના વિભાગ પ્રમાણે (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ) ચાર વર્ણ મેં ઉત્પન્ન કર્યા છે, હું તેનો કર્તા છતાં પણ મને અવિકારી અને અકર્તા જાણ

कर्मकी सिद्धि चाहनेवाले कामनायुक्त पुरुषों इस लोकमें देवताओंका पूजन करते है, क्योंकि मनुष्यलोकमें कर्मोंके अनुसार सिद्धि जल्दीसे प्राप्त होती है.

गुण और कर्मके विभागसे (ब्राह्मण, क्षत्रिय, वैश्य और शुद्र) चारो वर्ण मैंने उत्पन्न किये है, उसका कर्ता होने पर भी मुझे अव्यय और अकर्ता जानो.

સિદ્ધિ કર્મની ઇચ્છતા જન ભજે આ લોકમાં દેવતા,
સિદ્ધિ કર્મની કેમકે તરત આ થાયે મનુલોકમાં.
સર્જ્યાં ભેદથી કર્મ ને ગુણ તણા ચારે ય મેં વર્ણને,
તેનો કારક તો ય અવ્યય અને જાણજે અકર્તા મને.

---

પણ, પરોક્ષ રીતે ઇશ્વરનું જ પૂજન છે, અને આ યોગ વધતાં વધતા તેનું પર્યવસાન નિષ્કામ ભક્તિથી આખરે મોક્ષમાં પણ આવેછે.

वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्। વેદાંતસૂત્ર. પરબ્રહ્મમાં કર્તાપણું ખરૂં નથી, ને તેથી તેને વૈષમ્ય કે નૈર્ઘૃણ્ય પ્રાપ્ત થઇ શકતાં નથી. સૌને

न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते ॥ १४
एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥

माम् कर्माणि न लिम्पन्ति मे कर्मफले स्पृहा न इति यः माम् अभिजान
सः कर्मभि. न बद्ध्यते ॥

एवम् ज्ञात्वा पूर्वैः मुमुक्षुभि' अपि कर्म कृतम् तस्मात् पूर्वैः पूर्वत
कृतम् कर्म एव त्वम् कुरु ॥

મને કર્મો બંધન કરતાં નથી; કેમકે મને કર્મફળમાં સ્પૃહા ન
એવી રીતે જે મને જાણેછે, તે કર્મોવડે બંધાતો નથી.

એવી રીતે સમજીને પૂર્વના મુમુક્ષુઓએ પણ કર્મ કરેલાં છે; મ
પૂર્વજોએ પૂર્વ યુગમાં જે કર્મો કર્યાં છે, તે જ તું પણ કર.

कर्म मुझे बाध नहीं सकते, क्योंकि कर्मफलमें मुझे स्पृहा नहीं है, इ
जो ऐसा जानता है, वह कर्मोंसे बाधा नहीं जाता है.

ऐसा जानके पूर्व कालके जनकादि मुमुक्षुओंने भी कर्म किया है,
तुम भी पूर्वजोंने पहिले जमानेमें किये हुए कर्मोंको करो.

કર્મોના ફળમાં સ્પૃહા નહિ મને લેપે ન કર્મો મને,
જાણે જે જન એહ રીતથી મને કર્મે ન બંધાય તે.
પૂર્વેના ય મુમુક્ષુએ સમજીને એવું કર્યાં કર્મ છે,
માટે તું પણ કર્મ નક્કી કર જે પૂર્વે કર્યાં પૂર્વજે.

---

પોતપોતાનાં કર્મોની અપેક્ષાએ વિષમતા થઇ આવેછે.

૪-૧૫ શુકદેવજી, યાજ્ઞવલ્ક્ય આદિએ સંન્યાસમાર્ગનું, તેમ જ જનક, શ્રીકૃષ્ણ વગેરે જ્ઞાની પુરુષોએ કર્મમાર્ગનું જ અવલંબન કર્યું હતું તુલ્ય તુ દર્શનમ્। વેદાંતસૂત્રમાં આ જ અભિપ્રાયથી આચાર્યદૃષ્ટિએ એ બે પંથ તુલ્ય બળવાળા છે, એવો સિદ્ધાંત છે.

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १६ ॥

कर्म किम् अकर्म किम् इति अत्र कवयः अपि मोहिताः यत् ज्ञात्वा अशुभात् मोक्ष्यसे तत् कर्म ते प्रवक्ष्यामि ॥

કર્મ શું અને અકર્મ શું? એ વિષયમાં સુજ્ઞો પણ મોહમાં પડ્યા છે; માટે જે જાણવાથી તું અશુભથી મુક્ત થઇશ, તે કર્મ હું તને કહુંછું.

कर्म क्या है और अकर्म क्या है ? इस विषयमें विवेकी लोग भी मोहित होते है; इस लिये जिसे जाननेसे तुम अशुभसे मुक्त हो जाओगे, उस कर्मको मैं तुझे कहता हूं.

શું છે કર્મ અકર્મ શું વિષય એ સુજ્ઞો ય મુંઝાયછે,
જેને જાણી છૂટીશ તું અશુભથી ભાખું તને કર્મ તે.

---

૪-૧૬ શ્રુતિ સ્મૃતિએ જે વિહિત કહ્યું છે તે કર્મ, અને અવિહિત કહ્યું છે તે અકર્મ, એમ કોઇ કહેછે; કોઇ કહેછે કે શ્રૌતસ્માર્તરૂપ જે કોઇ આજ્ઞા તે કર્મ અને તેનો સંન્યાસ તે અકર્મ; કોઇ કહેછે કે ચલન આદિ ઇંદ્રિયચેષ્ટા તે કર્મ અને તેનો અટકાવ તે અકર્મ, કોઇ કહેછે કે વેદે કહેલું તે કર્મ અને તેની સમાપ્તિ તે અકર્મ. વહાણમાં બેઠેલા પુરુષને પોતાની ગતિને લીધે કાંઠાની સર્વ સ્થિર વસ્તુઓ ગતિમાન લાગેછે, અગર દૂર રહેલો ગતિમાન પુરુષ સ્થિર હોય તેમ લાગેછે; તેવી જ રીતે થતાં આ બધાંમાં કર્મ શું અને અકર્મ શું, તે સમજવું જોઇએ.

૪-૧૭ કર્માત્મક મૂળ પ્રકૃતિમાંથી વિશ્વના અભ્યુદ્ગમનો જે ક્રમ કહેલો છે, તેમાં મનુષ્યને જે કર્મફળ ભોગવવાં પડેછે, તેના સામાન્ય નિયમોને કર્મવિપાક કહેછે. આ કર્મવિપાકનો પહેલો નિયમ એ છે કે કર્મનો એકવાર પ્રારંભ થયો એટલે તેનો વ્યાપાર એક સરખો અખંડ ચાલ્યો રહેછે, અને સૃષ્ટિનો પ્રલય થતાં તે કર્મ બીજરૂપે બાકી રહેછે, અને તે બીજમાંથી અંકુરરૂપે પૂર્વની પેઠે નવેસરથી સૃષ્ટિનો આરંભ થવા માંડેછે.

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ १७॥

कर्मण बोद्धव्यम् विकर्मण च अपि बोद्धव्यम् अकर्मण. च बोद्धव्यम् कर्मणः गतिः हि गहना ॥

કર્મનું તત્ત્વ જાણવુ જોઇએ, વળી વિકર્મનું પણ જાણવુ જોઇએ, તેમ જ અકર્મનું તત્ત્વ પણ જાણવુ જોઇએ, કેમકે કર્મનો માર્ગ ગહન (સમજવો બહુ કઠણ) છે.

कर्मके तत्त्वको समझना चाहिये, विकर्मके तत्त्वको भी समझना चाहिये और अकर्मके तत्त्वको भी समझना चाहिये, क्योंकि कर्मका मार्ग समझना बडा कठिन है.

કર્મ જાણવુ જોઇએ, સમજવુ વિકર્મને યે વળી,
જોઇએ જ અકર્મને સમજવુ, ઉંડી ગતિ કર્મની.

---

પ્રત્યેક પ્રાણીએ પૂર્વે જે કર્મો કર્યાં હોય, તે તેની મેળે જ પ્રાણીની ઇચ્છા હોય કે ન હોય, તોપણ ફરી ફરીને પૂર્વ પેઠે અચૂક પ્રાપ્ત થાયછે. કર્મની ગતિ કઠણ છે એટલુ જ નહિ, પણ તે કોઇને છોડતુ યે નથી

કર્મ–શાસ્ત્રવિહિત. વિકર્મ–પ્રતિષિદ્ધ, નિષિદ્ધ અકર્મ–તૂષ્ણી ભાવ
કર્મની ગતિ–કર્મ વિકર્મ અને અકર્મનું તત્ત્વ, કર્મનું સાચુ તત્ત્વ

૪-૧૮ અક્રિય આત્મામા વાસ્તવિક રીતે કર્મોનો અભાવ જ છે, એ પ્રકારે જે પુરુષ કર્મમા અકર્મને દેખેછે, હુ તૂષ્ણીભૂત રહી છુ, કોઇપણ કર્મ કરતો નથી ઇત્યાદિ, દેહાદિમા આરોપણ કરેલી જે વ્યાપારની ઉપરામતારૂપ અકર્મ છે, તે અકર્મમાં જે પુરુષ તે દેહેંદ્રિયાદિકોના સર્વદા વ્યાપારપણારૂપ વાસ્તવ સ્વરૂપનો વિચાર કરીને વાસ્તવિક કર્મને દેખેછે.

શ્રીશંકરાનંદ કહેછે કે-કર્મમાં એટલે દેહેંદ્રિયાદિના વ્યાપારમાં અકર્મ દેખેછે–આત્માને અન્તર્રૂપે અકર્મ દેખેછે, દેહાદિના સંબંધનો અભાવ છે, માટે તે કર્મોમા તેને અકર્મ જુએ છે, આત્માને હું અને મારાનો અભાવ હોઇ અન્યના કર્મોમા અન્યની માલીકી ઘટતી નથી, જેથી કર્મમાં અક-

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८॥

यः कर्मणि अकर्म यः च अकर्मणि कर्म पश्येत् सः मनुष्येषु बुद्धिमान् सः युक्तः कृत्स्नकर्मकृत् ॥

જે કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ સમજે છે, તે સર્વે મનુષ્યોમાં બુદ્ધિમાન છે, તે જ યોગયુક્ત છે, અને સર્વ કર્મ કરનાર છે.

जो कर्ममें अकर्म और अकर्ममें कर्म समझता है, वहि सर्व मनुष्योंमें बुद्धिमान है, वही ही योगयुक्त है और सब कर्मका करनेवाला है.

કર્મે જેહ અકર્મને અકરમે જુએ વળી કર્મને,
જ્ઞાની સૌ જનમાં ય યોગી પણ તે સૌ કર્મકર્તા ય તે.

---

ર્મને જુએછે; મતલબ કે દેહ, ઇંદ્રિય આદિ પોતપોતાના વિષયમાં ક્રિયાવાન છતાં કૂટસ્થ આત્મા તો અવિક્રિય જ છે એમ વિદ્વાન જુએછે.

શ્રીમધુસુદન કહેછે કે–પ્રત્યક્ષાદિ પ્રમાણજન્ય જ્ઞાનનો જે વિષય તેનું નામ કર્મ. આ રીતે સર્વ દશ્યરૂપ અને જડરૂપ પ્રપંચ તે કર્મ છે. જે વસ્તુ પ્રત્યક્ષાદિ પ્રમાણજન્ય જ્ઞાનનો વિષય થતો નથી તે અકર્મ. તે સર્વ ભ્રમનું અધિષ્ઠાન સ્વપ્રકાશરૂપ ચૈતન્ય છે. કર્મમાં એટલે સર્વ દશ્યરૂપ જડ પ્રપંચ જગતમાં પરમાર્થ દૃષ્ટિવડે સદ્રૂપ સ્ફુરણરૂપે સર્વ ભ્રમનું અધિષ્ઠાન જે અકર્મ ચૈતન્ય તત્ત્વ છે, તે અનુસ્યૂત થઇ રહ્યું છે; અને અકર્મ એટલે સ્વપ્રકાશ દગ્વસ્તુમાં આ સર્વ દશ્યરૂપ કર્મ એટલે જગત કલ્પિત કે માયામયનાથી રહેલું છે; એમ જે જાણે છે એટલે આ દગ્ દશ્યનો કોઇપણ રીતનો સંબંધ નથી, માત્ર પરસ્પરનો અધ્યાસ જ છે, એમ વિચારી જે શુદ્ધ વસ્તુને જુએછે, તે બુદ્ધિમાન છે.

ભાષ્યકાર ભગવાન કહેછે કે–અકર્મ–આત્મામાં કર્મદર્શન, અને કર્મ–દ્વૈત–અનાત્મ વસ્તુમાં અકર્મ–આત્મદર્શન થવારૂપ વિપરીત ભાસ થાયછે; જેથી તેનું નિરાકરણ કરવા માટે " કર્મમાં અકર્મને જુએછે, " ઇત્યાદિ બોલાયછે.

त्यक्त्वा कर्मफलासङ्गं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ २० ॥

कर्मफलासङ्गम् त्यक्त्वा नित्यतृप्तः निराश्रयः सः कर्मणि अभिप्रवृत्तः अपि किंचित् न एव करोति ॥

કર્મફળની આસક્તિ ત્યાગીને સદા સંતોષી અને કોઇનાં પણ આશ્રય રહિત તે પુરુષ કર્મમાં પ્રવૃત્ત થયેલો છતાં પણ કાંઇ કરતો નથી.

कर्मफलका अनुराग त्यागकर नित्यतृप्त और निराश्रयी रहके वह पुरुष कर्ममें लगा हुआ भी कुछ नहीं करता है

નિત્યે તૃપ્ત નિરાશ્રયી તજી ફળે આસક્તિ કર્મોતણી,
કર્મોમાંહિ મચ્યો છતાં ય કરતો તે તો નથી કાંઇ યે.

---

છે જ નહિ. કેવળ વર્તમાન જ છે, કેમકે કર્તવ્યતારૂપે જ કર્તવ્ય કર્મને સમજવામાં તેમનો આનંદ છે. એવાની તૃપ્તિનો ભંગ કદાપિ થતો નથી, માટે જ તેને નિત્યતૃપ્ત કહેવાય. નિત્યતૃપ્ત હોય તે નિરાશ્રય પણ હોય જ.

નિરાશ્રય–ક્રિયા સાધનને માટે જે ઉપાયોનું પ્રયોજન છે, તેને નહિ શોધતો; મનુષ્ય જેના આશ્રયથી સાધન સહિત કર્મ કરેછે તે કામ–તેથી રહિત–નિષ્કામ.

४-२१ माधुकरमसङ्क्लृप्तं प्राक्प्रणीतमयाचितम् ।
तात्कालिकोपपन्नं च भैक्ष्यं पंचविधं स्मृतम् ॥

સર્વ પરિગ્રહ ત્યાગનાર સંન્યાસી માટે માધુકર, પ્રાક્પ્રણીત, અયાચિત, તાત્કાલિક અને ઉપપન્ન એ પાંચ પ્રકારનાં ભિક્ષાન્ન છે.

મનના સંકલ્પના અવિષયીભૂત ત્રણ પાંચ કે સાત ગ્રહમાંથી જે અન્ન પ્રાપ્ત થાય તે માધુકર. શયનથી ઉઠ્યા પહેલાં કોઇ ભક્તજને કરેલી ભિક્ષાન્નની પ્રાર્થનાથી પ્રાપ્ત થયેલું ભિક્ષાન્ન તે પ્રાક્પ્રણીત. ભિક્ષાટનના યત્ન પહેલાં કોઇ ભક્તજને નિમંત્રણ અપાયેલું ભિક્ષાન્ન તે અયાચિત ભિક્ષા અટનના યત્ન પછી કોઇ ભક્તજને ભિક્ષા માટે પ્રાર્થના કરી આપેલું ભિક્ષાન્ન તે તાત્કાલિક. ભિક્ષાના સમયમાં જ પોતાના આસન ઉપર જ

यस्य सर्वे समारम्भाः कामसङ्कल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥ १९ ॥

यस्य सर्वे समारम्भाः कामसङ्कल्पवर्जिताः तम् ज्ञानाग्निदग्धकर्माणम् बुधाः पण्डितम् आहुः ॥

જેનાં સર્વે કર્મો ફળની ઇચ્છાથી રહિત તેમ જ કર્તાપણાના સંકલ્પથી રહિત છે, તે જ્ઞાનાગ્નિથી બળી ગયેલા કર્મવાળા પુરુષને જ્ઞાની પુરુષો પંડિત કહેછે.

जिनके सब कर्म फलकी इच्छासे रहित तथा कर्तृत्वके संकल्पसे रहित है, उस ज्ञानरुप अग्निसे जले हुए कर्मोके करनेवाले पुरुषको ज्ञानी लोग पंडित कहते है.

ઉદ્યોગો સહુ કામથી રહિત ને સંકલ્પથી જેહના,
સુજ્ઞો કર્મ બળ્યાથી પંડિત કહે જ્ઞાનાગ્નિથી એહનાં.

---

એવી રીતે જોનાર મનુષ્ય મનુષ્ય નહિ, પણ પરબ્રહ્મ જ છે. સૂર્યનું પ્રતિબિંબ પાણીમાં પડેલું હોયછે, તોપણ તેમાં સૂર્ય હોતો નથી, તે પ્રમાણે આવો મનુષ્ય મનુષ્યકોટિમાં હોયછે, પણ તેને મનુષ્યત્વનો સ્પર્શ થતો નથી. આ પુરુષ કાંઇ જોતો નથી, તોપણ અખિલ વિશ્વને જુએછે; કાંઇ કરતો નથી તોપણ સર્વે કાર્યો કરેછે, અને કશાનો ઉપભોગ લેતો નથી, તોપણ સર્વે વસ્તુને ભોગવેછે, તે વિશ્વરૂપ જ બન્યો છે.

જુએ-શાસ્ત્રથી આચાર્યથી યુક્તિથી અને અનુભવથી જે જુએ.

૪-૧૯ આ જડ કર્મમાં મૂળ આરંભથી જે નથી, એવાં સારાખોટાપણાનાં બીજ, જે મનુષ્યે પોતાની મમત્વબુદ્ધિથી તેમાં નાખેલાં છે, તેનો નાશ કરવો અથવા મનુષ્યે જે બાળવાનું છે તે એ જ છે.

तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात्। વેદાંતસૂત્ર. જ્ઞાન સાક્ષાત્કાર થતાં, તે જ્ઞાન થયા પછીનાં કરેલાં પુણ્ય પાપ કર્મોનો સંબંધ જ થતો નથી, અને તે પહેલાં કરેલાં સંચિત કર્મોનો તે જ્ઞાનરૂપ અગ્નિથી નાશ થઇ જાયછે. ઘણી શ્રુતિસ્મૃતિમાં પણ એ કહેલું છે.

૪-૨૦ નિરાશા એ જ પરમાનંદ છે. એવા પંડિતોને ભૂત ભવિષ્ય

त्यक्त्वा कर्मफलासङ्गं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किञ्चित्करोति सः ॥ २० ॥

कर्मफलासङ्गम् त्यक्त्वा नित्यतृप्तः निराश्रयः सः कर्मणि अभिप्रवृत्तः अपि किञ्चित् न एव करोति ॥

કર્મફળની આસક્તિ ત્યાગીને સદા સંતોષી અને કોઇનાં પણ આશ્રય રહિત તે પુરુષ કર્મમાં પ્રવૃત્ત થયેલો છતાં પણ કાંઇ કરતો નથી.

कर्मफलका अनुराग त्यागकर नित्यतृप्त और निराश्रयी रहके वह पुरुष कर्ममें लगा हुआ भी कुछ नहीं करता है

નિત્યે તૃપ્ત નિરાશ્રયી તજી ફળે આસક્તિ કર્મોતણી,
કર્મોમાંહિ મચ્યો છતાં ય કરતો તે તો નથી કાંઇ યે.

---

છે જ નહિ. કેવળ વર્તમાન જ છે. કેમકે કર્તવ્યતારૂપે જ કર્તવ્ય કર્મને સમજવામાં તેમનો આનંદ છે. એવાની તૃપ્તિનો ભંગ કદાપિ થતો નથી, માટે જ તેને નિત્યતૃપ્ત કહેવાય. નિત્યતૃપ્ત હોય તે નિરાશ્રય પણ હોય જ.

નિરાશ્રય-ક્રિયા સાધનને માટે જે ઉપાયોનું પ્રયોજન છે, તેને નહિ શોધતો; મનુષ્ય જેના આશ્રયથી સાધન સહિત કર્મ કરેછે તે કામ-તેથી રહિત-નિષ્કામ.

४-२१ माधुकरमसङ्कॢप्तं प्राक्प्रणीतमयाचितम् ।
तात्कालिकोपपन्नं च भैक्ष्यं पंचविधं स्मृतम् ॥

સર્વ પરિગ્રહ ત્યાગનાર સંન્યાસી માટે માધુકર, પ્રાક્પ્રણીત, અયાચિત, તાત્કાલિક અને ઉપપન્ન એ પાંચ પ્રકારનાં ભિક્ષાન્ન છે.

મનના સંકલ્પના અવિષયીભૂત ત્રણ પાંચ કે સાત ગ્રહમાંથી જે અન્ન પ્રાપ્ત થાય તે માધુકર. શયનથી ઉઠ્યા પહેલાં કોઇ ભક્તજને કરેલી ભિક્ષાન્નની પ્રાર્થનાથી પ્રાપ્ત થયેલું ભિક્ષાન્ન તે પ્રાક્પ્રણીત. ભિક્ષાઅટનના યત્ન પહેલાં કોઇ ભક્તજને નિમત્રણ અપાયેલું ભિક્ષાન્ન તે અયાચિત ભિક્ષા અટનના યત્ન પછી કોઇ ભક્તજને ભિક્ષા માટે પ્રાર્થના કરી આપેલું ભિક્ષાન્ન તે તાત્કાલિક. ભિક્ષાના સમયમાં જ પોતાના આસન ઉપર જ

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥

निराशी यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रह केवलम् शारीरम् कर्म कुर्वन् किल्बिषम् न आप्नोति ॥

तृष्णा विनानो, चित्त अने बुद्धिने नियममां राखनार, सर्व परिग्रह त्यागनार पुरुष मात्र शारीरिक ( शरीरथी के कर्मेंद्रियथी के शरीर निर्वाह अर्थे ) कर्म करवाथी पापने पामतो नथी.

जो पुरुष तृष्णाओंसे रहित है, बुद्धि और चित्त जिसके वश हुआ है और जो सर्व परिग्रहसे रहित है, उसे सिरफ शरीरके निर्वाहके लिये कर्म करनेपर भी पाप नहीं लगता है

जेणे आश परिग्रहे सहु तज्यां चित्तात्मने संयमी,
तेने शारीरकर्म मात्र करतां ँ पाप थातुं नथी

---

ब्रह्म भक्तजन पडेलुं अन्न लइ आवे ते उपपन्न

४-२३,२४ तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैव हास्य सर्वे पाप्मान प्रदूयंते। श्रुति जेम अन्तर्वाचन अग्निमा पडेलुं इषीकातूल नाश पामेछे, तेम आ ब्रह्मवेत्ता विद्वान पुरुषना सर्व पुण्यपाप कर्म ज्ञानरूप अग्निने लीधे नाश पामेछे.

यज्ञ-देवताने उद्देशी अग्निमा हव्यनो हवन करवो, चातुर्वर्ण्यना कर्म स्वधर्म प्रमाणे काम्यबुद्धिथी करवा, ममत्वबुद्धिने छोडीने ब्रह्मार्पणपूर्वक व्यवहार, ब्रह्मयजन　　(४-२३)

ब्रह्मैवेद सर्वम्। श्रुति आ सर्वे ब्रह्म ज छे, ए प्रमाणे जाणनार विद्वानने कारक बुद्धिना अभावथी कर्मनो अभाव छे कर्ता, कर्म, करण, सम्प्रदान, अधिकरण ए पांच प्रकारना कारकने लीधे यज्ञादि क्रिया थायछे

ब्रह्म वेद ब्रह्मैव भवति। श्रुति ब्रह्मने जाणनार पुरुष ब्रह्मरूप ज छे आ श्लोकमा कहेली ब्रह्मदृष्टि ज सर्व यज्ञरूप छे

देवताने उद्देशीने द्रव्यत्याग ते याग, ए द्रव्यनुं अग्निमां प्रक्षेपण ते

यदृच्छालाभसन्तुष्टो द्वन्द्वातीतो विमत्सरः।
समः सिद्धावसिद्धौ च कृत्वाऽपि न निबद्ध्यते ॥ २२॥

गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥

यदृच्छालाभसंतुष्टः द्वन्द्वातीतः विमत्सरः सिद्धौ असिद्धौ च समः कृत्वा अपि न निबद्ध्यते ॥

गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः यज्ञाय कर्म आचरत. समग्रम् प्रविलीयते ॥

અનાયાસે મળતા લાભમાં સંતોષ માનનાર, રાગદ્વેષાદિ દ્વંદ્વથી રહિત, ઈર્ષાથી રહિત અને કર્મની સિદ્ધિ અસિદ્ધિમાં સમતા રાખનાર પુરુષ કર્મ કરતાં છતાં પણ બંધાતો નથી.

ફલાસક્તિ રહિત, (દ્વંદ્વાદિથી) મુક્ત, જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળા અને યજ્ઞને માટે જ કર્મ કરનાર પુરુષનાં સમગ્ર કર્મ નાશ પામેછે.

आप ही आप जो कुछ मिलजावे उससे संतुष्ट, रागद्वेषादि द्वंद्वोंसे रहित, मत्सर रहित तथा सिद्धि और असिद्धिमें समान भाव रखनेवाला पुरुष कर्म करके भी नहीं बांधा जाता है.

फलासक्तिसे रहित, (द्वंद्वादिसे) मुक्त, ज्ञानमें स्थिरचित्त और यज्ञादिकोंके संरक्षणके लिये कर्म करनेवाले पुरुषके सब कर्म लय हो जाते है.

મેળે પ્રાપ્ત થયાથી તૃપ્ત, હીન જે દ્વંદ્વે અને મત્સરે,
સિદ્ધિ તેમ અસિદ્ધિમાં સમ, ન તે બધાય કર્મો કર્યે.

આસક્તિહીન ચિત્ત જેનું સ્થિર છે જ્ઞાને અને મુક્ત જે,
તેનાં નાશ સમગ્ર થાય કરમો જે યજ્ઞ કાજે કરે.

---

હોમ, જે દેવને ઉદ્દેશીને કરવામાં આવતો હોય તે દેવ સંપ્રદાન, ત્યાગ કરવા યોગ્ય ઘૃતાદિ પદાર્થ તે હવિ, તે જ કર્મ અને તે જ કરણ યજમાન કર્તા, યજમાને પોતાના તરફથી હોમવાને નીમેલો અધ્વર્યુ પણ કર્તા છે,"ને જે અગ્નિમાં હોમાયછે, તે અગ્નિ અધિકરણ. માત્ર એક અર્પણ

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम्।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥

अर्पणम् ब्रह्म ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् हविः ब्रह्म ब्रह्मकर्मसमाधिना तेन गन्तव्यम् ब्रह्म एव ॥

અર્પણ એટલે હવનક્રિયા તે બ્રહ્મ છે, બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ હોમનારે હોમેલું હવિ–દ્રવ્ય પણ બ્રહ્મ જ છે, એ રીતે સર્વ કર્મ બ્રહ્મ છે, એવી સમાધિ (બુદ્ધિ) જેને થઇ છે, તે સમાધિવડે તે પુરુષને પ્રાપ્ત થવાનું પદ પણ બ્રહ્મ જ છે.

अर्पण (हवनक्रिया) करना ब्रह्म है, ब्रह्मरूप अग्निमें ब्रह्मरूप होताने होमा हवि भी ब्रह्म ही है, ऐसे ही सब कर्म ब्रह्मस्वरूप है, ऐसी समाधिसे उस पुरुषको प्राप्त होनेका पद भी ब्रह्म ही है.

વસંત– તે બ્રહ્મ અર્પણ જ બ્રહ્મ જ અગ્નિમાંહે,
હોમેલ બ્રહ્મનું જ બ્રહ્મ હવિ વળી તે.
છે બ્રહ્મ કર્મ સહુ એવી સમાધિ જેને,
છે પામવાનું પદ બ્રહ્મ જ તેથી તેને.

---

શબ્દવડે જ કરણ, સંપ્રદાન અને અધિકરણ એવા અર્થો થઇ શકેછે. જેનાથી અર્પાય તે કરણ, જેને માટે અર્પાય તે સંપ્રદાન, ને જેમાં અર્પાય તે અધિકરણ; આ સર્વ બ્રહ્મ જ છે.

અર્પણ અર્થાત્ જેમાં અર્પાય તે, જે અર્પાય તે, જેથી અર્પાય તે, અગ્નિ, કુંડ, હવિષ્, સ્રુચ્ ઇત્યાદિ–એ સર્વે બ્રહ્મ છે. હોમવાનું દ્રવ્ય પણ બ્રહ્મ છે, હોમ લેનાર અગ્નિ પણ બ્રહ્મ છે, હોમ આપનાર અધ્વર્યુ તથા તેનો પ્રેરક યજમાન તે પણ બ્રહ્મ છે, એ હોમ જવાનો પણ બ્રહ્મપદે જ છે; અને આ બધું બ્રહ્મરૂપ જ હોઇ બ્રહ્મમયતા વિસ્તરે છે, તેનું કારણ બ્રહ્મસમાધિ છે. કર્તા કરણ કાર્ય એમ ત્રિપુટી માત્ર બ્રહ્મમય થઇ છે, એટલે કર્મમાત્ર કદાપિ પણ બ્રહ્મસ્થને નડે તેમ નથી. (૪–૨૪)

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५॥

अपरे योगिनः देवम् यज्ञम् एव पर्युपासते अपरे यज्ञेन एव यज्ञम् ब्रह्माग्नौ उपजुह्वति ॥

કેટલાક યોગીઓ દૈવયજ્ઞ (ઇંદ્રાદિક દેવતાને અર્થે કરાતા) જ કરેછે, અને કેટલાક યજ્ઞવડે જ યજ્ઞને બ્રહ્માગ્નિમાં હોમેછે.

कोई कोई योगी दैवयज्ञ (इंद्रादिकों निमित्त किया हुआ यज्ञ) ही करते है, और कोई कोई ब्रह्मरूप अग्निमें यज्ञरूप उपायसे ही यज्ञकी आहुति देते है

શાર્દૂલ- સેવા દૈવ જ યજ્ઞની વળી કરે કોઇ બીજા યોગીઓ,
બ્રહ્માગ્નિમહીં અન્ય હોમ કરતા યજ્ઞે વળી યજ્ઞને.

---

૪-૨૫ सत्य ज्ञानमनन्तं ब्रह्म। विज्ञानमानंदं ब्रह्म। यत्साक्षादपरोक्षाद्ब्रह्म। य आत्मा सर्वांतरः। ઇત્યાદિ શ્રુતિથી વર્ણવેલ અને સર્વ સંસાર ધર્મથી વર્જીત તથા नेति नेति। એ પ્રમાણે બાધ થતાં જે નિરોધ બાકી રહ્યુ તે જ બ્રહ્મ, તે જ અગ્નિ-બ્રહ્માગ્નિ. સોપાધિક આત્માનું નિરુપાધિક બ્રહ્મસ્વરૂપે જ જે દર્શન તેમાં હોમ કરેછે. કોણ? બ્રહ્માત્માનું ઐક્ય જોવાની નિષ્ઠાવાળા સંન્યાસીઓ. યજ્ઞવડે-આત્માવડે-નિર્વિશેષ આત્માવડે, નિરુપાધિક રૂપે; જ્ઞાનરૂપયજ્ઞવડે.

૪-૨૬ ઇંદ્રિયનું સંયમન કરવું એટલે (૧) તેને યોગ્ય મર્યાદામાં પોત-પોતાનો વ્યવહાર કરવા દેવો, (૨) ઇંદ્રિયોના વિષય એટલે ઉપભોગ્ય પદાર્થ સમૂળગા છોડી દઇ ઇંદ્રિયોને નરદમ મારી નાંખવી, (૩) ઇંદ્રિયોનો જ નહિ, પણ પ્રાણુનો યે વ્યાપાર બંધ કરી એટલે પૂરી સમાધિ લઇ કેવળ આત્માનંદમાં જ બેસી જવું. યમ, નિયમ, આસન, પ્રાણાયામ એ ચાર સિદ્ધ કરીને કેવળ પ્રત્યાહાર પરાયણ અધિકારી પુરુષ શ્રોત્રાદિક પાંચ જ્ઞાનેંદ્રિયોને પોતાના શબ્દાદિક વિષયોથી નિવૃત્ત કરીને સંયમરૂપ અગ્નિવિષે હોમ કરેછે. त्रयमेकत्र सयमः। યોગસૂત્રમાં એક વસ્તુને વિષય કરનાર ધારણા ધ્યાન સમાધિ એ ત્રણેને સંયમ કહેછે.

श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥ २६ ॥

अन्ये श्रोत्रादीन् इन्द्रियाणि संयमाग्निषु जुह्वति अन्ये शब्दादीन् विषयान् इन्द्रियाग्निषु जुह्वति ॥

કેટલાક કર્ણ વગેરે ઇંદ્રિયોને સંયમરૂપ અગ્નિમાં હોમેછે, અને કેટલાક શબ્દાદિ વિષયોને ઇંદ્રિયરૂપ અગ્નિમાં હોમેછે.

कोई कोई संयमरूप अग्निमें श्रोत्रादिक इंद्रियोंका हवन करते है, और कोई कोई इंद्रियरूप अग्निमें शब्दादि विषयोंकी आहुति देते है.

હોમે સંયમ અગ્નિમાં વળી બીજા શ્રોત્રાદિ ઇંદ્રિયને,
હોમે વિષય શબ્દ આદિક બીજા ઇંદ્રિય અગ્નિવિષે.

---

હૃદયકમલાદિક સ્થાનોમાં ચિરકાળ પર્યંત જે મનનું સ્થાપન કરવું તે ધારણા (ઇંદ્રિયોને અંતર્મુખ કરવાથી ઇંદ્રિયદ્વારા બહિર્ વૃત્તિરૂપે પ્રવર્તતું ચિત્ત સ્થિરતા પામે, ત્યારે તેને કોઇ દેશ ઉપર એટલે માનસિક ભગવત્‌મૂર્તિ, શરીરનાં ષટ્ચક્રમાંનું કોઇ ચક્ર, ઇત્યાદિ સ્થાને બાંધી દેવું તે ધારણા). એ રીતે એક સ્થાનમાં ધારણ કરેલા ચિત્તને વિજાતીય વૃત્તિઓકૃત વ્યવધાન સહિત જે ભગવત્ આકાર સજાતીય વૃત્તિઓનો પ્રવાહ તે ધ્યાન. તે ચિત્તનો વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત કેવળ તે ભગવત્ આકાર સજાતીય વૃત્તિઓનો જે પ્રવાહ તે સમાધિ. એ રીતે યમ, નિયમ, આસન પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ અંગ યોગનાં છે.

સમાધિ પણ ચિત્તની ભૂમિકાઓના ભેદને લીધે બે પ્રકારની છે. સંપ્રજ્ઞાત તથા અસંપ્રજ્ઞાત. ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર, નિરૂદ્ધ એ પાંચ ભૂમિકા ચિત્તની છે. રાગદ્વેષાદિકને લીધે વિષયો [illegible] ભિનિવેશવાળું ચિત્ત ક્ષિપ્ત નિદ્રા તંદ્રા આદિકને લીધે ઘેરાયે [illegible] કાળમાં [illegible] વિષયોમાં આસક્ત છતાં પણ જે ચિત્ત કદા[illegible] નિષ્ઠ [illegible] થાયછે, તે ક્ષિપ્તથી શ્રેષ્ઠ હોવાથી વિક્ષિપ્ત. જે [illegible]

सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥

अपरे सर्वाणि इन्द्रियकर्माणि प्राणकर्माणि च ज्ञानदीपिते आत्मसंयमयोगाग्नौ जुह्वति ॥

વળી બીજા કેટલાક ઇંદ્રિયોનાં સર્વે કર્મોને અને પ્રાણનાં કર્મોને જ્ઞાનવડે પ્રજ્વલિત થયેલા આત્મસંયમરૂપ યોગાગ્નિમાં હોમેછે.

और कोई कोई ज्ञानसे प्रदीप्त हुए आत्मसंयमरूप योगाग्निमें सब इंद्रियोंके कर्मोंका और प्राणोंके कर्मोंका हवन करते हे.

હોમે ઇંદ્રિયકર્મને સહુ અને સૌ કર્મને પ્રાણના,
જ્ઞાને દીપિત આત્મસંયમ રૂપી યોગાગ્નિમાંહી બીજા.

---

કરનારી ધારાવાહિક વૃત્તિઓનું જે સામર્થ્ય છે તેનું નામ એકાગ્ર. આ એકાગ્ર ચિત્તમાં જ સંપ્રજ્ઞાત નામની સમાધિ થાયછે, તે સમાધિમાં તે ધ્યેયાકાર વૃત્તિ પણ પ્રતીત થાયછે. જે કાળે તે ધ્યેયાકાર વૃત્તિ પણ નિરોધ પામેછે, તે કાળમાં તે ચિત્ત નિરૂદ્ધ કહેવાયછે. તે નિરૂદ્ધ ચિત્ત વિષે અસંપ્રજ્ઞાત નામની સમાધિ થાયછે. તે જ સમાધિ સર્વ સુખોથી વિરક્ત યોગી પુરુષને દૃઢ ભૂમિકારૂપ થયેલ ધર્મમેઘ એ નામથી કહેવાયછે.

૪-૨૭ પાંચ પ્રાણ અને પાંચ ઉપપ્રાણનાં કર્મો. પ્રાણનું બહાર જવું, અપાનનું નીચે જવું, વ્યાનનાં વ્યાયન આકુંચન પ્રસારણ ઇત્યાદિ, સમાનનું ખાધેલા પીધેલાને સરખી રીતે લઇ જવું, ઉદાનનું ઉંચે લઇ જવું. નાગનો ઉદ્‍ગાર, કુર્મનું ઉન્મીલન, કૃકરનું ક્ષુધા કરવી, દેવદત્તનું વિજૃંભણ અને ધનંજયનું મૃતને પણ ન છોડતાં સર્વવ્યાપકપણું.

यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः। જ્યાં જ્યાં મન જાય, ત્યાં ત્યાં સમાધિ જ સમાધિ; એવી દશા તે જ શુદ્ધ બ્રહ્મસ્થની દશા છે. આ સમાધિ તે જ ખરા જ્ઞાનની પરાકાષ્ટા છે.

૪-૨૮ દ્રવ્યયજ્ઞો—વાવ, કૂવા, તળાવ, દેવમંદિર, અન્નદાન, આરામસ્થાન,

**श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।**
**शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥ २६ ॥**

अन्ये श्रोत्रादीन् इन्द्रियाणि संयमाग्निषु जुह्वति अन्ये शब्दादीन् विषयान् इन्द्रियाग्निषु जुह्वति ॥

કેટલાક કર્ણ વગેરે ઇંદ્રિયોને સંયમરૂપ અગ્નિમાં હોમેછે, અને કેટલાક શબ્દાદિ વિષયોને ઇંદ્રિયરૂપ અગ્નિમા હોમેછે.

कोई कोई संयमरूप अग्निमें श्रोत्रादिक इंद्रियोंका हवन करते है, और कोई कोई इंद्रियरूप अग्निमें शब्दादि विषयोंकी आहुति देते है,

હોમે સંયમ અગ્નિમાં વળી બીજા શ્રોત્રાદિ ઇંદ્રિયને,
હોમે વિષય શબ્દ આદિક બીજા ઇંદ્રિય અગ્નિવિષે.

---

હૃદયકમલાદિક સ્થાનોમાં ચિરકાળ પર્યંત જે મનનું સ્થાપન કરવું તે ધારણા (ઇંદ્રિયોને અંતર્મુખ કરવાથી ઇંદ્રિયદ્વારા બહિર્ વૃત્તિરૂપે પ્રવર્તતું ચિત્ત સ્થિરતા પામે, ત્યારે તેને કોઇ દેશ ઉપર એટલે માનસિક ભગવત્ મૂર્તિ, શરીરના ષટ્ચક્રમાંનું કોઇ ચક્ર, ઇત્યાદિ સ્થાને બાંધી દેવુ તે ધારણા). એ રીતે એક સ્થાનમા ધારણ કરેલા ચિત્તને વિજાતીય વૃત્તિઓકૃત વ્યવધાન સહિત જે ભગવત્ આકાર સજાતીય વૃત્તિઓનો પ્રવાહ તે ધ્યાન. તે ચિત્તનો વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત કેવળ તે ભગવત્ આકાર સજાતીય વૃત્તિઓનો જે પ્રવાહ તે સમાધિ. એ રીતે યમ, નિયમ, આસન પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ અંગ યોગનાં છે.

સમાધિ પણ ચિત્તની ભૂમિકાઓના ભેદને લીધે બે પ્રકારની છે. સંપ્રજ્ઞાત તથા અસંપ્રજ્ઞાત. ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર, નિરુદ્ધ એ પાંચ ભૂમિકા ચિત્તની છે રાગદ્વેષાદિકને લીધે વિષયોમાં અત્યંત અભિનિવેશવાળુ ચિત્ત ક્ષિપ્ત નિદ્રા તંદ્રા આદિકને લીધે ઘેરાયેલુ ચિત્ત મૂઢ સર્વ કાળમાં વિષયોમાં આસક્ત છતાં પણ જે ચિત્ત કદાચિત દૈવયોગથી ધ્યાનનિષ્ઠ પણ થાયછે, તે ક્ષિપ્તથી શ્રેષ્ઠ હોવાથી વિક્ષિપ્ત. જે ચિત્તવિષે એક વસ્તુને વિષય

**सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।**
**आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥**

अपरे सर्वाणि इन्द्रियकर्माणि प्राणकर्माणि च ज्ञानदीपिते आत्मसंयमयोगाग्नौ जुह्वति ॥

વળી બીજા કેટલાક ઇંદ્રિયોનાં સર્વે કર્મોને અને પ્રાણનાં કર્મોને જ્ઞાન-વડે પ્રજ્વલિત થયેલા આત્મસંયમરૂપ યોગાગ્નિમાં હોમેછે.

और कोई कोई ज्ञानसे प्रदीप्त हुए आत्मसंयमरूप योगाग्निमें सब इंद्रियोंके कर्मोका और प्राणोंके कर्मोका हवन करते है.

હોમે ઇંદ્રિયકર્મને સહુ અને સૌ કર્મને પ્રાણના,
જ્ઞાને દીપિત આત્મસંયમ રૂપી યોગાગ્નિમાંહી બીજા.

---

કરનારી ધારાવાહિક વૃત્તિઓનું જે સામર્થ્ય છે તેનુ નામ એકાગ્ર. આ એકાગ્ર ચિત્તમાં જ સંપ્રજ્ઞાત નામની સમાધિ થાયછે, તે સમાધિમા તે ધ્યેયાકાર વૃત્તિ પણ પ્રતીત થાયછે. જે કાળે તે ધ્યેયાકાર વૃત્તિ પણ નિરોધ પામેછે, તે કાળમાં તે ચિત્ત નિરુદ્ધ કહેવાયછે. તે નિરુદ્ધ ચિત્ત વિષે અસં-પ્રજ્ઞાત નામની સમાધિ થાયછે. તે જ સમાધિ સર્વ સુખોથી વિરક્ત યોગી પુરુષને દૃઢ ભૂમિકારૂપ થયેલ ધર્મમેઘ એ નામથી કહેવાયછે.

૪-૨૭ પાંચ પ્રાણ અને પાંચ ઉપપ્રાણના કર્મો. પ્રાણનું બહાર જવુ, અપાનનું નીચે જવુ, વ્યાનના વ્યાયન આકુંચન પ્રસારણ ઇત્યાદિ, સમાનનું ખાધેલા પીધેલાને સરખી રીતે લઇ જવુ, ઉદાનનું ઉંચે લઇ જવુ. નાગનો ઉદ્‍ગાર, કુર્મનુ ઉન્મીલન, કૃકરનુ ક્ષુધા કરવી, દેવદત્તનુ વિજૃંભણ અને ધનંજયનું મૃતને પણ ન છોડતા સર્વવ્યાપકપણુ.

यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः । જ્યાં જ્યાં મન જાય, ત્યાં ત્યાં સમાધિ જ સમાધિ, એવી દશા તે જ શુદ્ધ બ્રહ્મસ્થની દશા છે. આ સમાધિ તે જ ખરા જ્ઞાનની પરાકાષ્ટા છે.

૪-૨૮ દ્રવ્યયજ્ઞો—વાવ, કૂવા, તળાવ, દેવમંદિર, અન્નદાન, આરામસ્થાન,

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ २८ ॥

अपरे संशितव्रताः यतयः द्रव्ययज्ञाः तपोयज्ञाः योगयज्ञाः तथा स्वाध्यायज्ञानयज्ञाः च ॥

કેટલાક યોગીઓ અત્યંત તીક્ષ્ણ વ્રત ધારી દ્રવ્યયજ્ઞ કરેછે, કોઇ તપરૂપ યજ્ઞ કરેછે, કોઇ યોગરૂપ યજ્ઞ કરેછે અને કોઇ સ્વાધ્યાયરૂપ તથા જ્ઞાનરૂપ યજ્ઞ કરેછે.

कोई योगी लोग अत्यंत तीक्ष्ण व्रत धारण करके द्रव्ययज्ञ करनेवाले है, कोई तपोयज्ञ करनेवाले है, कोई योगयज्ञ करनेवाले है, और कोई स्वाध्याययज्ञ तथा ज्ञानयज्ञ करनेवाले है.

સેવેછે યતિ દ્રવ્યયજ્ઞ તપનો કો યોગનો યજ્ઞ કો,
કો સ્વાધ્યાયજ જ્ઞાનયજ્ઞ પણ કો ભારે ધરીને વ્રતો.

---

પૂર્ત, શરણાગતરક્ષણ, પ્રાણીઓની અહિંસા, તીર્થકે બહાર વેદિકા, દાન ઇત્યાદિ.

वापी कूपतडागादि देवतायतनानि च ।
अन्नप्रदानमाराम. पूर्तमित्यभिधीयते ॥
शरणागतसंत्राणं भूतानां चाप्यहिंसन ।
बहिर्वेदि च यद्दानं दत्तमित्यभिधीयते ॥ સ્મૃતિ.

તપયજ્ઞ–કૃચ્છ્ર ચાંદ્રાયણમાસ ઉપવાસ આદિ.

યોગયજ્ઞ–સંગફલત્યાગપૂર્વક સંધ્યા ઉપાસના આદિથી નિર્વિકલ્પ સમાધિ પર્યંત કર્મનું અનુષ્ઠાન; યમ (અહિંસા–કૃત કારિત અનુમોદિત ત્રણે પ્રકારની હિંસાથી નિવૃત્તિ, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ ). નિયમ ( શૌચ–બાહ્ય તથા આંતરશૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઇશ્વરપ્રણિધાન), આસન આદિ અષ્ટાંગ ઉપેત યોગ–ચિત્તવૃત્તિનિરોધ.

સ્વાધ્યાય યજ્ઞ–નિત્ય વેદાધ્યયનમાં પ્રેમ, મોક્ષપ્રતિપાદક વેદાંતશાસ્ત્રનું અધ્યયન અથવા પ્રણવમંત્રનો જપ.

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥

अपरे अपाने प्राणम् जुह्वति तथा प्राणे अपानम् प्राणापानगती रुध्वा प्राणायामपरायणा ॥

બીજા કેટલાક અપાનમાં પ્રાણને અને પ્રાણમાં અપાનને હોમેછે; કોઇ કોઇ પ્રાણ અપાનની ગતિને રોકીને પ્રાણાયામ પરાયણ થાયછે.

कोई प्राणवायुको अपानवायुमें और कोई अपानवायुको प्राणवायुमें हवन करते है, कोई कोई अपानकी गति रोकके प्राणायाम परायण होते है.

પ્રાણાયામવિષે પરાયણ ગતિ પ્રાણાદિની રોકતા,
હોમે વાયુ અપાન પ્રાણમહીં ને કો પ્રાણ તે વાયુમાં.

જ્ઞાનયજ્ઞ—સ્વાધ્યાય અર્થાત્ જ્ઞાન—પૂર્વ ઉત્તરમીમાંસા વિચાર.

૪-૨૯ અપાનમાં પ્રાણને હોમેછે—શરીરના વાયુની ગતિ અધો કરેછે—પૂરક કરેછે. પ્રાણમાં અપાનને હોમેછે—શરીરના વાયુની ગતિ ઉર્ધ્વ કરેછે—રેચક કરેછે. પ્રાણ અપાનની ગતિ રોકીને—ઉભયને બંધ પાડી દઇ અંદરના વાયુને અંદર જ રોકી—કુંભક કરેછે. ત્રણેનુ નામ પ્રાણાયામ કહેવાયછે. અહીં એકલા કુંભકને જ પ્રાણાયામ નામ આપ્યુ છે તે પણ વાસ્તવિક છે.

પ્રાણ—આગળ જનારો એટલે ઉચ્છ્વાસ વાયુ. અપાન—અંદર આવનારો શ્વાસ વ્યાન—પ્રાણ અને અપાનના સંધિસ્થાનમાં રહીને ભાર ઉપાડવો ઇત્યાદિ દમ ખેંચી અધો શ્વાસ રોકીને જોર કરી જ્યારે કામ કરવામાં આવેછે ત્યારે જણાયછે. ઉદાન—મરણ સમયે નીકળી જનાર વાયુ. સમાન—અન્ન રસ શરીરમાં એક સરખી રીતે પહોંચાડનાર વાયુ.

૪-૩૦,૩૧ द्वौ भागौ पूरयेदन्नैर्जलेनैकं प्रपूरयेत्। मारुतस्य प्रचारार्थं चतुर्थमवशेषयेत्। આવી રીતે જમવુ તે મિતાહાર કહેવાય.

विघस भुक्तशेषं तु यज्ञशेषममृतम्। મનુ. અતિથિ વગેરે જમી રહે તે પછી જે વધે તે વિઘસ, અને યજ્ઞ કર્યા પછી જે શેષ રહે તે અમૃત.

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥

अपरे नियताहारा प्राणान् प्राणेषु जुह्वति एत सर्वे अपि यज्ञविद· यज्ञक्षपितकल्मषा ॥

यज्ञशिष्टामृतभुज· सनातनम् ब्रह्म यान्ति अयज्ञस्य अयम् लोकः न अस्ति कुरुसत्तम, अन्य कुत ॥

કેટલાક નિયમિત આહારવાળા પ્રાણોને પ્રાણોમાં હોમેછે, આ સર્વે પ યજ્ઞને જાણનાર અને યજ્ઞથી જેનાં પાપ નાશ પામ્યાં છે, એવા છે.

યજ્ઞના શેષ અમૃતરૂપ પ્રસાદ ખાનાર લોક સનાતન બ્રહ્મને પામેછે; યજ્ઞ ન કરનારને માટે આ લોક પણ નથી, તો પછી હે અર્જુન, પરલોક તો ક્યાંથી જ હોય ?

कोई कोई नियताहार होकर प्राणोंमें प्राणोंकी आहुति देते हैं ये सब ही यज्ञके तत्त्वोंको जाननेवाले और यज्ञद्वारा निष्पाप बने हुए हैं

यज्ञका अवशिष्ट अमृतरूप प्रसाद पानेवाले लोग सनातन ब्रह्मको पाते हैं, यज्ञ न करनेवालेको यह लोक भी नहीं है, तो हे अर्जुन, स्वर्गादि लोक कहांसे होवे ?

હોમે પ્રાણુ જ પ્રાણુમાં નિયમથી આહાર લેતાં બીજા,
ગૌ ગે પાપ રહિત યજ્ઞથી થયા એ યજ્ઞને જાણતા.
પામે બ્રહ્મ પુરાણ ભોગવી સુધા યજ્ઞે રહે શેષ જે,
આ લોકે નથી યજ્ઞહીન જનને ક્યાથી બીજો દિવ્ય તે ?

પ્રત્યેક ગૃહસ્થે નિત્ય વિઘસનું અને અમૃતનુ અશન કરવુ એમ સ્મૃતિઓમાં કહ્યુ છે.

४-३३ सर्वं तदभिसमेति यत्किंचित्प्रजा· साधु कुर्वन्ति । श्रुति. પ્રજા જે

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥ ३२ ॥
श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परन्तप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥

एवम् बहुविधाः यज्ञाः ब्रह्मणः मुखे विततः तान् सर्वान् कर्मजान् विद्धि एवम् ज्ञात्वा विमोक्ष्यसे ॥

परन्तप द्रव्यमयात् यज्ञात् ज्ञानयज्ञः श्रेयान् पार्थ सर्वम् अखिलम् कर्म ज्ञाने परिसमाप्यते ॥

એ પ્રમાણે ઘણા પ્રકારના યજ્ઞોનો વિસ્તાર વેદોમાં દર્શાવેલો છે, તે સર્વ કર્મવડે જ ઉત્પન્ન થનાર જાણ; એ પ્રમાણે જાણવાથી તું મુક્ત થઇશ.

હે પરંતપ, દ્રવ્યવડે કરાતા યજ્ઞમાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે, કેમકે હે અર્જુન, સર્વ નિરવશેષ કર્મો જ્ઞાનમાં જ સમાપ્ત થાયછે.

इस तरह बहुत प्रकारके यज्ञोंका विस्तार वेदोंमें कहा हुआ है, वे सब कर्मसे उत्पन्न हुए जानो; इस तरह जाननेसे तुम मुक्त हो सकोगे

हे परंतप, द्रव्यमय यज्ञसे ज्ञानयज्ञ श्रेष्ठ है, क्योंकि हे अर्जुन, सब निरवशेष कर्मोंकी समाप्ति ज्ञानहीमें होती है.

યજ્ઞો એમજ વિસ્તર્યા બહુ વિધે એ બ્રહ્મના મુખમાં,
સર્વે તેહ તું જાણ કર્મથી થતા છૂટીશ તું જાણી આ.
સારો અર્જુન! જ્ઞાનયજ્ઞ વધુ છે એ દ્રવ્યયજ્ઞોયકી,
સર્વે કર્મની પાર્થ! સર્વ રીતથી જ્ઞાને સમાપ્તિ થતી.

---

કાંઇ સારૂં કરેછે, તેને જે પુરુષ જાણેછે તે પુરુષને તે સર્વ પ્રાપ્ત થાયછે. સારાંશ કે સંપૂર્ણ દ્રવ્ય યજ્ઞો કરવાથી જે ફળ પ્રાપ્ત થાયછે, તે બધાં જ્ઞાનયજ્ઞથી જ થતા બ્રહ્માનંદથી અનુભવાયછે.

ज्ञानादेव तु कैवल्यम् । શ્રુતિ. આ અધિકારી પુરુષને જ્ઞાનથી જ કૈવલ્ય મોક્ષની પ્રાપ્તિ થાયછે.

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ३४॥
यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पाण्डव।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५॥

तत् प्रणिपातेन परिप्रश्नेन सेवया विद्धि ते तत्त्वदर्शिनः ज्ञानिनः ज्ञानम् उपदेक्ष्यन्ति ॥

पाण्डव यत् ज्ञात्वा पुनः एवम् मोहम् न यास्यसि येन अशेषेण भूतानि आत्मनि अथः मयि द्रक्ष्यसि ॥

એ જ્ઞાન તું જ્ઞાનીઓને વંદન કરી, પ્રશ્ન કરી અને સેવા કરીને જાણ; તે તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને જ્ઞાનનો ઉપદેશ આપશે.

હે અર્જુન, જે જ્ઞાન પ્રાપ્ત થવાથી તું ફરીથી આ પ્રમાણે મોહ પામીશ નહિ, અને જે જ્ઞાનવડે સર્વ ભૂતોને તું તારા આત્મામાં અને મારામાં જોઈશ.

ज्ञानी लोगको प्रणाम, प्रश्न और सेवा करके तुम उस ज्ञानको प्राप्त करो; वे तत्त्वदर्शी ज्ञानी लोग तुझे तत्त्वज्ञानका उपदेश करेंगे.

हे अर्जुन, जिसे जाननेसे फिर तुम इस तरह मोहको नहीं प्राप्त होवेगा, और जिससे सब भूतको तुम अपने आत्मामें और मुझमें देखेगा.

તે તું પાય પડે પ્રણામ કરીને સેવાથી પ્રશ્નોવડે,
તે તો જ્ઞાન જ તત્ત્વદર્શી પુરુષો જ્ઞાની તને બોધશે.
જે જાણ્યા પછી આમ પાર્થ! ફરીથી તું મોહ ના પામશે,
જેથી તું ભૂતમાત્ર આતમમહીં ને મારાવિષે ભાળશે.

---

૪-૩૫ આત્મા અને પરમાત્મા એકરૂપ હોવાની સાથે આત્મામાં સર્વ ભૂતનો સમાવેશ થાયછે, એટલે પરમાત્મામાં પણ સર્વ ભૂતનો સમાવેશ થાયછે; અને આત્મા, બીજાં ભૂત અને પરમાત્મા એ ત્રિવિધ ભેદ નષ્ટ થાયછે. સારાંશ કે જીવાત્મા પરમાત્માને તું અભેદ રૂપે દેખીશ અને તેના સિવાય કોઈપણ જડ પદાર્થ દેખાશે જ નહિ.

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं सन्तरिष्यसि ॥ ३६ ॥

अपि चेत् सर्वेभ्य पापेभ्य. पापकृत्तम असि ज्ञानप्लवेन एव सर्वम् वृजिनम् सन्तरिष्यसि ॥

કદાચ તું સર્વે પાપીઓથી પણ વધારે પાપી હઇશ, તોપણ જ્ઞાનરૂપી નૌકાથી જ તુ સર્વ પાપરૂપ સમુદ્રને સહેજે તરી જઇશ.

यदि सब पापियोसे भी तुम अधिक पापी हो, तो भी ज्ञानरूपी नौका-द्वारा ही तुम सपूर्ण पाप समुद्रको विना महेनतके तर जाओगे.

સર્વે પાપી મનુષ્યથી ય કદિ તુ પાપી વધારે હશે,
આ તો યે પણ જ્ઞાન નાવથી જ સૌ પાપો તરી તું જશે.

---

અશેષ-બ્રહ્માથી સ્તબ પર્યંત. ઘડો કળશ શરવો વગેરેને સૂક્ષ્મ બુદ્ધિથી માટી રૂપે જ, ચિત્રને ભીંતરૂપે જ, તરગ ફીણ પરપોટા વગેરેને જળરૂપે જ જેમ દેખે, તેમ સર્વ ભૂતમાત્રને પોતારૂપે જ દેખીશ.

૪-૩૬ तरति शोकमात्मवित्। શ્રુતિ. આત્મવેત્તા પુરુષ સર્વ સંસારરૂપ શોકને તરેછે

અપિ ચેત્-આ બને શબ્દો અસંભાવિત અર્થનો અંગીકાર કરવાનો બોધ કરેછે, મતલબ કે એ અર્થ સંભવતો નથી, તોપણ જ્ઞાનફળના કથનમા તે સંભવેછે, એમ જણાવેછે.

વૃજિન-પાપ-સંસારરૂપ ફળની પ્રાપ્તિ કરાવનાર સર્વ ધર્મઅધર્મરૂપ કર્મો.

૪-૩૭ કર્મોના સંચિત, પ્રારબ્ધ, ક્રિયમાણ એવા ત્રણ ભેદ પાડેલા છે. કોઇ પણ માણસે આજની ક્ષણ સુધી કરેલાં જે કર્મ-પછી તે આ જન્મનાં હોય કે પૂર્વ જન્મનાં હોય-તે તેનાં સંચિત એટલે એકઠા થયેલાં કર્મ છે. આ સંચિત કર્મ એકદમ ભોગવવાં શક્ય નથી, કેમકે આ સંચિત કર્મોનાં પરિણામ પૈકી કોઇ સારાં તો કોઇ ખોટાં એમ પરસ્પર વિરોધી ફળ આપનાર પણ હોઇ શકે. કેટલાંક સંચિત કર્મ સ્વર્ગપ્રદ તો કેટલાંક

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥

अर्जुन यथा समिद्धः अग्निः एधांसि भस्मसात् कुरुते तथा ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते ॥

હે અર્જુન, પ્રજ્વલિત થયેલો અગ્નિ જેમ કાષ્ટને બાળીને ભસ્મ કરી દેછે, તે પ્રમાણે જ્ઞાનરૂપ અગ્નિ સર્વે કર્મોને બાળીને ભસ્મ કરી દેછે.

हे अर्जुन, प्रज्वलित अग्नि जैसे काष्ठोंको भस्मरूप कर देता है, तैसे ज्ञानरूप अग्नि सब कर्मोंको भस्म कर देता है.

અગ્નિ જેમ પ્રદિપ્ત ભસ્મ કરતો બાળી બધાં કાષ્ટને,
જ્ઞાનાગ્નિ ત્યમ પાર્થ! ભસ્મ કરતો બાળી બધાં કર્મને.

---

નરકપ્રદ હોવાથી તે સર્વનાં ફળ એક વખતે ભોગવવાનું બની શકે તે હોતું નથી, તેથી એક પછી એક એમ જ ભોગવવાં પડેછે. સંચિત પૈકી જેટલાં કર્મનાં ફળ ભોગવવાની શરૂઆત થઇ ચૂકી હોય તેટલાંને પ્રારબ્ધ કહેવાય. કર્મનો ત્રીજો ભેદ ક્રિયમાણ છે. ક્રિયમાણ એટલે જે હાલ ચાલુ છે અથવા કરવામાં આવેછે, તે કર્મ.

કોઇ કોઇ વિદ્વાનો જ્ઞાનથી પ્રારબ્ધ સહિત ત્રણે પ્રકારનાં કર્મોનો નાશ થાયછે, એમ કહેછે. શ્રી શંકરાચાર્યજી, શંકરાનંદ વગેરે પ્રારબ્ધ કર્મનો નાશ થતો નથી એમ કહેછે. જે કર્મવડે શરીરનું આરબ્ધ બંધાયું, તેની પ્રવૃત્તિ ચાલુ થવાથી ઉપભોગવડે જ તે ક્ષય થાયછે, તેથી જ્ઞાનોત્પત્તિની પૂર્વે થયેલાં જે જે અપ્રવૃત્ત ફળવાળાં કરેલાં, જ્ઞાનની સાથે થવાનાં ભાવી વગેરે અનેક જન્મનાં કર્મને જ્ઞાનાગ્નિ બાળેછે.

तस्यातावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये । श्रुति.

તે વિદ્વાન પુરુષને વિદેહમોક્ષની પ્રાપ્તિમાં, જેટલા કાળ પર્યંત પ્રારબ્ધ કર્મના ભોગપૂર્વક આ શરીરની નિવૃત્તિ ન થાય, ત્યાં સુધીનો વિલંબ થાયછે. જેમ ખાનારનાં આગળનાં તથા બાકી રહેલાં અન્નનો ત્યાગ

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥ ३८ ॥

इह हि ज्ञानेन सदृशम् पवित्रम् न विद्यते योगसंसिद्धः कालेन तत् स्वयम् आत्मनि विन्दति ॥

કારણ કે આ જગતમાં જ્ઞાનના જેવું પવિત્ર બીજું કાંઇ નથી; યોગમાં સિદ્ધ થયેલો પુરુષ કાળે કરીને તે જ્ઞાન પોતે પોતામાં પ્રાપ્ત કરી લેછે.

क्योंकि इस ससारमें ज्ञानकी समान पवित्र और कुछ नहीं है, योगसिद्ध पुरुष बहुत समयके द्वारा उस ज्ञानको आपही आपमें प्राप्त कर लेता है.

આ લોકે ય પવિત્ર જ્ઞાન સરખુ બીજું નથી કાંઇ યે,
કાળે આપ જ યોગસિદ્ધ કરી લે પોતાવિષે પ્રાપ્ત તે.

---

થાયછે, પણ જેના ફળની પ્રવૃત્તિ થઇ ચૂકીછે, એવાં ખાધેલાં અન્નનો ત્યાગ થતો નથી, તેમ પ્રવૃત્તફળપણાથી પ્રારબ્ધ કર્મોનો નાશ પણ થતો નથી.

तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात् । વેદાંતસૂત્ર. આત્મા સાક્ષાત્કાર થતાં આ વિદ્વાન પુરુષનાં પૂર્વ સંચિત કર્મોનો તો નાશ થઇ જાયછે, અને પદ્મપત્રની પેઠે આત્મજ્ઞાન પછીનાં કર્મો તે વિદ્વાન પુરુષને સ્પર્શ કરતાં જ નથી.

भोगेन त्वितरे क्षपयित्वा सपद्यते । વેદાંતસૂત્ર. સંચિત અને ક્રિયમાણ કર્મોથી ભિન્ન પુણ્યપાપરૂપ પ્રારબ્ધ કર્મોનો ભોગથી નાશ કરીને એ વિદ્વાન પુરુષ મોક્ષને પામેછે.

भिद्यते हृदयग्रन्थिश्छिद्यते सर्वसंशयाः ।
क्षीयते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ શ્રુતિ.

પરમાત્મા સાક્ષાત્કાર થતાં આ વિદ્વાન પુરુષની આત્મા અનાત્મા અધ્યાસરૂપ ગ્રંથિ નાશ પામેછે, તથા જેટલા આત્મવિષયક સંશયો છે, તે સર્વે નાશ પામેછે, તથા (પ્રારબ્ધ સિવાયનાં બીજાં) સર્વ કર્મો નાશ પામેછે.

૪-૩૮ પોતે પોતાના અંતઃકરણને વિષે જ જાણેછે-આ સર્વે અને

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥ ३९॥

श्रद्धावान् तत्परः संयतेन्द्रियः ज्ञानम् लभते ज्ञानम् लब्ध्वा अचिरेण पराम् शान्तिम् अधिगच्छति ॥

શ્રદ્ધાવાન, જ્ઞાનપ્રાપ્તિને માટે મચ્યા રહેનાર અને જીતેંદ્રિય પુરુષ જ્ઞાન પ્રાપ્ત કરેછે; અને જ્ઞાન પ્રાપ્ત થતાં તરત જ તે પરમ શાંતિને પામેછે.

श्रद्धावान, ज्ञानप्राप्तिके लिये तत्पर और जितेंद्रिय पुरुष ज्ञान प्राप्त करता है; और ज्ञानके पाते ही शीघ्र परम शांतिको प्राप्त होता है.

પામે ઇંદ્રિય જીતી તત્પર થઇ શ્રદ્ધાળુ યે જ્ઞાન તે,
ને શાંતિ પણ મેળવે પરમ તે આ જ્ઞાન થાતાં જ ને.

---

હું બ્રહ્મ જ છું, એવી અપ્રતિબદ્ધ બ્રહ્મમયી વૃત્તિ બુદ્ધિમાં ઉદય પામેછે.

યોગસંસિદ્ધ-યોગ-જ્ઞાનયોગથી નિત્ય નિરંતર સમાધિનિષ્ઠા કરવાથી જેની સર્વ બાહ્ય વાસના તદન નાશ પામી છે તે.

ઇહ-વેદમાં, શાસ્ત્રમાં, લોકવ્યવહારમાં, આ લોકમાં અને લોકાંતરમાં.

૪-૩૯ ब्रह्मविदाप्नोति परम्। ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः। ज्ञात्वा शिवं शांतिमत्यंतमेति। तमेव विदित्वातिमृत्युमेति। य एतद्विदुरमृतास्ते भवंति। ये विदुर्यांति ते परम्। ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम्। ब्रह्मविन्मुक्तो भवति। ज्ञानवत्वाद्वामदेवादिवत्। ઇત્યાદિ શ્રુતિ, સ્મૃતિ અને સૂત્ર પ્રમાણે સમ્યગ્ જ્ઞાનથી જ મોક્ષ છે.

શ્રદ્ધા-तत्त्वमसि। ઇત્યાદિ શ્રુતિએ બ્રહ્મ આત્માની એકતા કહી છે, તે શ્રુતિવચનમાં તથા ગુરુએ કહેલા વચનમાં સત્યતાની બુદ્ધિ તે શ્રદ્ધા. अस्तीत्येवोपलब्धव्यः। પ્રમાણે તેવી અવ્યભિચારિણી શ્રદ્ધાવાળો તે શ્રદ્ધાવાળો.

૪-૪૦ અજ્ઞાની પુરુષને સુસાધ્ય, શ્રદ્ધારહિતને પ્રયત્નસાધ્ય અને સંશયાત્માને શાસ્ત્રકારોએ અસાધ્ય કહ્યો છે.

જેમ વસ્તી વિનાનું ઘર તથા પ્રાણ વિનાનું શરીર નકામું છે, તેમ

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ ४० ॥
योगसंन्यस्तकर्माणं ज्ञानसञ्छिन्नसंशयम्।
आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनंजय ॥ ४१ ॥

अज्ञः च अश्रद्दधानः च संशयात्मा विनश्यति संशयात्मनः अयम् लोकः न अस्ति न परः न सुखम् ॥

धनंजय योगसंन्यस्तकर्माणम् ज्ञानसञ्छिन्नसंशयम् आत्मवन्तम् कर्माणि न निबध्नन्ति ॥

અજ્ઞાની, અશ્રદ્ધાળુ અને સંશયયુક્ત મનુષ્ય નાશ પામેછે; સંશયયુક્ત મનુષ્યને આ લોક નથી, પરલોક નથી અને સુખ પણ નથી.

હે અર્જુન, યોગદ્વારા જેણે સર્વ કર્મોનો સંન્યાસ કર્યો છે, જ્ઞાનદ્વારા જેના સંશયો છેદાઇ ગયા છે, એવા આત્મવત (પ્રમાદ રહિત) પુરુષને કર્મો બાધી શકતાં નથી.

अज्ञानी, श्रद्धासे रहित और संदेहयुक्त मनवाला मनुष्य नाशको प्राप्त होता है, संदेहयुक्त मनवाले मनुष्यको न यह लोक है, और न परलोक है, और सुख भी नहीं है

हे अर्जुन, योगद्वारा सब कर्मोंका संन्यास किये हुए, ज्ञानद्वारा सब संशयोसे पार पाये हुए और आत्मवान (प्रमाद रहित) पुरुषको कर्म बाध नहीं सकते है

પામે સંશયી નાશ જ્ઞાનહીન ને શ્રદ્ધા વિનાના વળી,
આ લોકે નથી અન્ય લોક ન સુખે એ સંશયીને નથી.

મંદાક્રાંતા– યોગે જેણે કરમ વરજ્યાં સંશયો છેદી જ્ઞાને,
કર્મો બાધે નહિ પુરુષ જે પાર્થ! આત્મજ્ઞ તેને.

---

જ્ઞાનહીન મનુષ્યનુ જીવન પણ નકામું છે, તેનું જીવન નિરંતર મોહથી યુક્ત જ રહેછે. જેને સન્નિપાત જ્વર લાગુ થયો હોયછે, તે જેમ શીતળતા ઉષ્ણતા જાણી શકતો નથી, તેમ જ સૂર્યપ્રકાશ તથા ચંદ્રપ્રકાશને

तस्मादज्ञानसम्भूतं हृत्स्थं ज्ञानासिनाऽऽत्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णाऽर्जुनसंवादे ज्ञानयोगो नाम चतुर्थोऽध्यायः ॥

तस्मात् भारत अज्ञानसम्भूतम् हृत्स्थम् एनम् संशयम् आत्मनः ज्ञानासिना छित्त्वा योगम् आतिष्ठ उत्तिष्ठ ॥

માટે હે અર્જુન, અજ્ઞાનથી ઉત્પન્ન થઇ હૃદયમાં રહેલા આ સંશયને પોતાની જ્ઞાનરૂપી તલવારથી કાપી નાખી યોગનું અવલંબન કર અને ઉભો થઇ જા

हे अर्जुन, इस कारण अज्ञानसे उत्पन्न हुए हृदयमें रहनेवाले इस संदेहको अपने ज्ञानरूप खड्गसे छेदन करके योगका आश्रय करो और खडे हो जाओ

તો અજ્ઞાને ઉર ઉપજતા સંશયો છેદીને આ,
જ્ઞાનાસિથી, હૃદય ધર તું યોગ ઉઠી ઉભો થા.

એ પ્રમાણે જ્ઞાનયોગ નામનો ચોથો અધ્યાય પૂરો.

---

એક જ માનેછે, તે પ્રમાણે સત્ય અસત્ય, અનુકૂળ પ્રતિકૂળ, હિત અહિત આદિને શંકાશીલ પુરુષ સમજી શકતો નથી.

૪-૪૨ જ્ઞાનાસિ-શોક મોહાદિ દોષને હરનાર સમ્યગ્ દર્શન જ્ઞાન, તે જ અસિ.

આત્મનઃ-પોતાના; મનના; આત્માને વિષય કરનારા.

સંશય-મોક્ષનું સાધન જ્ઞાન છે કે બીજું કાંઇ? અથવા પરોક્ષ જ્ઞાન છે કે અપરોક્ષ જ્ઞાન? અથવા જ્ઞાનથી અવિદ્યા અને તેનાં કાર્યોની નિ:શેષ નિવૃત્તિ થાયછે કે નહિ? ઇત્યાદિ લક્ષણરૂપ સંશય.

યોગ-નિષ્કામ કર્મયોગ.

અધ્યાય ૫ મો
સંન્યાસયોગ

अर्जुन उवाच ।
संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥

अर्जुनः उवाच । कृष्ण कर्मणाम् संन्यासम् पुनः च योगम् शंससि एतयोः यत् एकम् श्रेयः तत् सुनिश्चितम् मे ब्रूहि ॥

અર્જુને કહ્યું–હે કૃષ્ણ આપ કર્મના સંન્યાસની પ્રશંસા કરોછો, વળી ફરીથી કર્મયોગની પ્રશંસા કરોછો, તો એ બેમાંથી જે એક કલ્યાણકારી હોય તે નિશ્ચય કરીને મને કહો

अर्जुनने कहा–हे कृष्ण आप कर्मके संन्यासकी प्रशंसा करते हो और फिर कर्मयोगकी प्रशंसा करते हो, सो इन दोनोंमें जो एक कल्याणकारी हो, सो मुझसे निश्चय करके कहो

શાર્દૂલ– કર્મોના પ્રભુ! ત્યાગની ફરી વળી કીર્તિ કહો યોગની,
કહો તે એક જ શ્રેય નિશ્ચિત મને જે હોય બેમાંયથી.

---

૫–૧ સાંખ્ય એટલે સમ્યગ્ જ્ઞાન, બ્રહ્મજ્ઞાન, તે જેમાં કહેલું હોય તે સાંખ્ય; ઉપનિષદ આદિ કે આત્મજ્ઞાન; અને યોગ એટલે કર્મમાં જોડાવું. વાસ્તવિક સમજવામાં આવે તો આ બંને એક જ છે; ને તે વાત ત્રીજા ચોથા અધ્યાયમાં બહુ સ્પષ્ટ રીતે બતાવેલી છે. આવો નિષ્કર્ષ કાઢી બતાવવા અર્જુનનો આ પ્રશ્ન મૂકેલો છે, તે વાસ્તવિક છે.

૫–૨ શ્રવણાદિજન્ય જ્ઞાનદ્વારા મોક્ષના હેતુરૂપ અવિદ્યકર્તૃક સંન્યાસ અને પોતાના અનુષ્ઠાનથી પ્રાપ્ત થયેલી ચિત્તશુદ્ધિજન્ય જ્ઞાનદ્વારા મોક્ષના હેતુરૂપ અવિદ્યકર્તૃક કર્મયોગ એ બંને શ્રેય કરનાર છે, કેમકે મોક્ષના સાધનરૂપ છે.

श्रीभगवानुवाच।

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥

श्रीभगवान् उवाच । सन्यास कर्मयोग च उभौ निःश्रेयसकर्तौ तयो तु कर्मसन्यासात् कर्मयोग विशिष्यते ॥

શ્રીભગવાને કહ્યુ-કર્મસન્યાસ અને કર્મયોગ એ બને મોક્ષદાયક છે, પરતુ તે બનેમા કર્મસન્યાસ કરતા કર્મયોગ વિશેષ યોગ્ય છે

श्रीभगवानने कहा-कर्मसन्यास और कर्मयोग दोनो मोक्षदायक है, परतु उन दोनोमें कर्मसन्याससे कर्मयोग अधिक अच्छा है

મુક્તિદાયક કર્મના ઉભય છે સંન્યાસ ને યોગ આ,
તે બેમા પણુ કર્મયોગ વધતો સંન્યાસથી કર્મના.

---

સત્ અસત્ વિવેકજન્ય તીવ્ર વૈરાગ્ય, તીવ્ર મોક્ષેચ્છા, યમ, નિયમ, શમ, દમ વગેરે અંતરગ સાધનની પુષ્કળતા રહિત કેવળ ત્યાગરૂપ-માત્ર શબ્દના ઉચ્ચારણુરૂપ સંન્યાસ કરતા શ્રદ્ધાથી સારી રીતે અનુષ્ઠાન કરાયેલો કર્મયોગ વિશેષ છે.

શ્રૌતસ્માર્ત કર્મો જ શ્રદ્ધાપૂર્વક પરમેશ્વર પ્રીત્યર્થે કરાય તો તે અજ્ઞાનીને ત્રણુ ઋણુની નિવૃત્તિ કરેછે તેનાથી ઇંદ્રાદિ દેવનો પ્રસાદ થાયછે, તેથી ઇશ્વરપ્રસાદ, તેથી ઇદ્રિયપ્રસાદ, તેથી ચિત્ત શુદ્ધિ અને તેથી જ્ઞાન-સાધન સંપત્તિ સિદ્ધ થાયછે આ હેતુથી ઉક્ત કર્મસંન્યાસ કરતા કર્મયોગ શ્રેષ્ઠ છે. એટલા સાટે સાધનશૂન્ય અવિદ્વાને સહસા સંન્યાસ કરવો નહિ, પણુ ઇશ્વરાર્પણુ બુદ્ધિથી કર્મો જ સારી રીતે કરવા, એ સિદ્ધ થાયછે.

૫-૩ જે નિઃસંગ થયો છે, જેને વિષયેચ્છા નષ્ટ ગઇ છે, તેને અખંડ સુખની પ્રાપ્તિ થાયછે. આવા માણુસને ગૃહાદિક છોડવાની જરૂર નથી, કેમકે તેના મનમાં પૂર્ણ ભાવના હોયછે કે આ વસ્તુઓની સાથે મારે લેશ પણુ સંબધ નથી. અગ્નિ બુઝાઇ શેષ રહેલી રાખ રૂપા પણુ

**ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न काङ्क्षति।**
**निर्द्वन्द्वो हि महाबाहो सुखं बन्धात्प्रमुच्यते ॥ ३ ॥**

यः न द्वेष्टि न काङ्क्षति सः नित्यसंन्यासी ज्ञेयः महाबाहो निर्द्वन्द्वः हि सुखम् बन्धात् प्रमुच्यते ॥

જે પુરુષ કોઇનો દ્વેષ કરતો નથી તેમ કોઇની ઇચ્છા પણ કરતો નથી, તેને નિત્ય સંન્યાસી જ જાણવો; કેમકે હે મહાભુજ, ( રાગ દ્વેષ આદિ ) દ્વંદ્વથી રહિત થઇ એ પુરુષ અનાયાસે સંસારબંધનથી મુક્ત થઇ જાયછે.

जो पुरुष द्वेष नहीं करता है और आकांक्षा भी नहीं करता है, उसीको नित्य संन्यासी ही जानना, क्योंकि हे महाभुज, (राग द्वेष आदि) द्वंद्वोंसे रहित होकर वह पुरुष विना महेनतके संसारके बंधनसे मुक्त होता है

> જે ઇચ્છા ન કરે ન દ્વેષ સમજો છે નિત્યસંન્યાસી તે,
> કાંકે દ્વંદ્વથી મુક્ત અર્જુન! સુખે બંધોથી મૂકાયછે.

---

રાખી શકાયછે, એ પ્રમાણે જેની બુદ્ધિને હું કર્તા છું, એવો વિકાર થતો નથી તે સંસારમાં રહ્યા છતાં કર્મ બંધનથી ગ્રસ્ત થતો નથી.

સુખે-સુખેથી, રહેજે. અનાયાસે; પરિગ્રહનો ત્યાગ, શીત વાયુ વગેરે ઉપદ્રવ ભિક્ષાટન વગેરેના દુઃખ રહિત.

૫-૪ થી ૬ સાંખ્યયોગ બન્નેનું મોક્ષરૂપ એક જ ફળ છે, તે બંનેનો કારકને લીધે જ ભેદ છે, ફળને લીધે નહિ. (૫-૪)

સર્વ દ્વૈત પ્રપંચ વાસ્તવિક નથી અને આત્મા અદ્વિતીય અવિક્રિય વસ્તુ છે, એ પરમાર્થ જ્ઞાન. યોગવડે પણ જ્ઞાનપ્રાપ્તિના ઉપાયપણાથી કર્મો ઇશ્વરાર્પણ કરી ફળને ન ઇચ્છતાં જે અનુષ્ઠાન કરેછે, તે યોગીઓ પણ પરમાર્થ જ્ઞાનપૂર્વક તે જ સ્થાન પામેછે. (૫-૫)

કર્મયોગના અનુષ્ઠાનજન્ય ચિત્તશુદ્ધિના અભાવથી જ્ઞાનનિષ્ઠારૂપ સંન્યાસ-

साङ्ख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥ ४ ॥
यत्साङ्ख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते।
एकं साङ्ख्यं च योगं च यः पश्यति स पश्यति ॥ ५ ॥

साङ्ख्ययोगौ बालाः पृथक् प्रवदन्ति न पण्डिताः एकम् अपि सम्यक् आस्थितः उभयोः फलम् विन्दते ॥

यत् स्थानम् साङ्ख्यैः प्राप्यते तत् योगैः अपि गम्यते साङ्ख्यम् च योगम् च यः एकम् पश्यति सः पश्यति ॥

સાંખ્ય (કર્મસંન્યાસ) અને યોગ (કર્મયોગ) બંનેને અજ્ઞાનીઓ જુદા કહેછે, પંડિતો એમ કહેતા નથી; કેમકે બેમાંના એક પણ માર્ગનું સારી રીતે અનુષ્ઠાન કરનાર પુરુષ બંને માર્ગનું ફળ પામેછે.

જે સ્થાન સાંખ્યમાર્ગીઓને મળેછે, તે જ સ્થાન યોગમાર્ગીઓ પણ પામેછે; સાંખ્ય અને યોગને જે એક જ જુએછે, તે જ યથાર્થ જુએછે.

सांख्य (कर्मसंन्यास) और (कर्म)योग दोनोंको अज्ञ पुरुषो अलग अलग कहते है, पंडित लोग वैसा नहीं कहते है; क्योंकि दोनोंमेंसे एकका भी भली भांति अवलंबन करनेसे दोनोंका फल प्राप्त होता है.

जो स्थान सांख्य पुरुषोंको प्राप्त होता है, वही स्थान योगी पुरुषों भी पाते है; सांख्य और योगको जो समान देखता है, वही भली प्रकार देखता है.

જુદા ઉભય સાંખ્ય યોગ વદતા મૂર્ખો નહિ પંડિતો,
બંનેનું ફળ મેળવે શુભ રીતે સેવ્યાથી યે એક કો.
પામે જે પદ સાંખ્ય તે જ પદને પ્હોંચી જતા યોગી યે,
પેખેછે વળી સાંખ્ય યોગ દ્વયને જે એક પેખે જ તે.

---

ચિત્તશુદ્ધિથી જ સાધ્ય હોવાથી-પામવો દુર્ઘટ છે. કારણના અભાવથી

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ६ ॥

महाबाहो अयोगतः संन्यासः तु आप्तुम् दुःखम् योगयुक्तः मुनिः न चिरेण ब्रह्म अधिगच्छति ॥

હે મહાભુજ, કર્મયોગ સિવાય કર્મસંન્યાસ પ્રાપ્ત થવો અતિ કઠિન છે, કર્મયોગયુક્ત મુનિ થોડા જ વખતમા બ્રહ્મને પામેછે.

हे महाभुज, कर्मयोगके विना कर्मसंन्यास कठिनाईसे प्राप्त होता है, कर्मयोगसे युक्त मुनि विना विलंब ब्रह्मको प्राप्त होता है.

વિના યોગ જ પાર્થ ! પ્રાપ્ત કરવો સંન્યાસ દુર્લભ્ય છે,
પામેછે મુનિ સદ્ય યુક્ત થઇને એ યોગથી બ્રહ્મને.

---

કાર્યનો અભાવ એ નિયમ પ્રમાણે કર્મથી થતી ચિત્તશુદ્ધિના અભાવથી--જ્ઞાનનિષ્ઠારૂપ સંન્યાસના કારણનો અભાવ હોવાથી સંન્યાસ સિદ્ધ થતો નથી. ચિત્તશુદ્ધિની પૂર્વે કર્મયોગ જ સંન્યાસ કરતા વિશેષ છે. વાર્તિકકારે પણ કહ્યુંછે કે-

प्रमादिनो बहिश्चित्ताः पिशुनाः कलहोत्सुकाः ।
संन्यासिनोऽपि दृश्यन्ते दैवसंदूषिताशयाः ॥ (૫-૬)

૫-૭ કર્મ કરવા છતા અભિસંધિથી મુક્ત હોય, તે તો લેપાય જ નહિ અને સંન્યાસી જ મનાય. યોગ એટલે કર્મમા પ્રવૃત્ત થયા છતા પણ ભગવાન મનુએ કહેલા ત્રણ દંડ-મનોદંડ વાગ્દંડ કાયદંડ-જે અત્રે વિશુદ્ધાત્મા, જિતાત્મા, જિતેંદ્રિય એ ત્રણથી સૂચવ્યા છે, તેને ધારણ કરનાર ત્રિદંડી હોય અને તેથી જડ ચેતન આદિ સર્વ પદાર્થમાં જે એક આત્મા છે તે રૂપ જ જેનો આત્મા થઇ ગયેલો હોય, તે જ ખરો સંન્યાસી છે, તે કદિ કર્મથી લેપાતો નથી.

सर्वभूतात्मभूतात्मा-प्राणोप्येष सर्वभूतैर्विभाति । अहमेवेदं सर्वम् । श्रुतिना

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७॥

विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः सर्वभूतात्मभूतात्मा योगयुक्तः कुर्वन् अपि न लिप्यते ॥

વિશુદ્ધ અંતઃકરણવાળો, મન અને ઇંદ્રિયોને જીતનારો, પ્રાણીમાત્રને પોતાના આત્મા સમાન જાણનાર કર્મયોગી કર્મ કરતાં છતાં પણ તેથી લેપાતો નથી.

विशुद्ध चित्तवाला, मन और इंद्रियोंको जितनेवाला और सब भूतोंको अपने आत्माके समान जाननेवाला कर्मयोगी कर्म करता हुआ भी कर्मोंसे लिप्त नहीं होता है.

વસંત– જે યોગયુક્ત વળી અંતર શુદ્ધ જેને,
જેણે જીત્યું મન વળી સહુ ઇંદ્રિયો ચે,
આત્મા જ ભૂત સહુનો નિજઆત્મ જેને,
લેપાય કર્મથકી ના કરતાં છતાં તે.

---

અનુભવથી સર્વમાં આત્મભાવ પામેલો બ્રહ્મવિત્; સમ્યગ્દર્શી.

યોગયુક્ત-ઈશ્વરાર્પણ ફલેચ્છા રહિત શાસ્ત્રવિહિત નિત્ય નૈમિત્તિક કર્મ છે, તેનું નામ યોગ, તેથી યુક્ત પુરુષ તે.

વિજિતાત્મા-જેણે દેહ વશ કર્યો છે, મન વશ કર્યું છે તે.

૫-૮,૯ આ બધાં કર્મો કરતાં છતાં પણ અભિમાન રહિત હોવાથી બ્રહ્મવિત્, હું કાંઈપણ કરતો નથી પણ તે તે ક્રિયાના સાક્ષીપણાથી નિષ્ક્રિય સ્વરૂપે તૃષ્ણીમાં જ છું એમ નિશ્ચય કરતો તેમાં લેપાતો નથી. હું કાંઇ કરતો નથી એટલે ઇંદ્રિયોને જે ગમે તે કરવા દેવું એમ નથી, પણ હુંપણાની અહંકાર બુદ્ધિ કે આસક્તિ છૂટી એટલે અચેતન ઇંદ્રિયો પોતાની મેળે કાંઇ ખરાબ કામ કરી શકતી નથી.

नैव किञ्चित्करोमीति युक्तो मन्येत तत्त्ववित्।
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपञ्श्वसन् ॥ ८॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि।
इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥ ९॥

युक्तः तत्त्ववित् पश्यन् शृण्वन् स्पृशन् जिघ्रन् अश्नन् गच्छन् श्वसन् स्वपन् प्रलपन् विसृजन् गृह्णन् उन्मिषन् निमिषन् अपि इन्द्रियाणि इन्द्रियार्थेषु वर्तन्ते इति धारयन् किंचित् न एव करोमि इति मन्येत ॥

યોગયુક્ત તત્ત્વવેત્તા પુરુષ જોતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં, સુંઘતાં, ખાતાં, ચાલતાં, શ્વાસ લેતાં, ઉંઘતાં, બોલતાં, ત્યાગ કરતાં, ગ્રહણ કરતાં, અને નેત્ર ઉઘાડતાં મિચતાં છતાં પણ 'ઇંદ્રિયો ઇંદ્રિયોના વિષયોમાં વર્તેછે' એમ ધારીને 'હું કાંઇ જ કરતો નથી' એમ માનેછે.

योगसे युक्त ज्ञानी पुरुष देखता, सुनता, स्पर्श करता, सूंघता भोजन करता, चलता, सोता, श्वास लेता, बोलता, परित्याग करता, ग्रहण करता, नेत्रोंको खोलता और बंद करता हुआ भी " इंद्रियें इंद्रियोंके विषयोंमें प्रवृत्ति कर रही है" इस प्रकार निश्चय करके में कुछ भी नहीं करता हूं ऐसा मानता है.

મંદાક્રાંતા– જોતાં ખાતાં શ્રવણ ગમને શ્વાસ કે વાસ સ્પર્શે,
ઉંઘે ત્યાગે ગ્રહણ વચને નેત્ર ખોલ્યે મિચાયે.
ઇંદ્રિયો સૌ નિજ વિષયમાં વર્તતી એમ ધારી,
માને " કૈં યે હું નથી કરતો " એમ તત્ત્વજ્ઞ યોગી.

---

જોતાં ખાતાં ઇત્યાદિ શબ્દોથી જ્ઞાનેંદ્રિય તથા કર્મેંદ્રિયના વ્યાપાર કહ્યા છે. તે પાંચ પ્રાણ પાંચ ઉપપ્રાણના તેમ જ મન બુદ્ધિ ચિત્ત અહંકાર એ ચારે અંતઃકરણના વ્યાપારોના પણ ઉપલક્ષક છે.

૫-૧૦ દીપકના પ્રકાશથી જેમ ઘરનો સર્વ વ્યવહાર ચાલેછે, પરંતુ દીપક પોતે તેથી અલિપ્ત હોયછે, તે પ્રમાણે જ્ઞાની પોતાનાં કર્મો કરતાં

ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥ १० ॥
कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥ ११ ॥

यः ब्रह्मणि आधाय सङ्गम् त्यक्त्वा कर्माणि करोति सः अम्भसा पद्मपत्रम् इव पापेन न लिप्यते ॥

योगिनः सङ्गम् त्यक्त्वा कायेन मनसा बुद्ध्या केवलैः इन्द्रियैः अपि आत्मशुद्धये कर्म कुर्वन्ति ॥

જે પુરુષ પરમેશ્વરમાં અર્પણ કરીને અને ફળની આસક્તિ છોડીને કર્મો કરેછે તે પાણીથી ન ભીંજાતા કમળપત્રની પેઠે પાપ (કે પુણ્યકર્મ)થી લેપાતો નથી.

યોગીઓ ફલાસક્તિ છોડીને કાયાથી, મનથી, બુદ્ધિથી તેમ જ કેવળ ઇંદ્રિયોથી આત્મશુદ્ધિને માટે કર્મ કરેછે.

जो पुरुष परमेश्वरमें अर्पण करके और फलकी कामनाको छोडकर कर्म करता है, वह जलसे न लेपायमान पद्मपत्रकी तरह पाप ( और पुण्यकर्म )से लिप्त नहीं होता है.

योगी जन कर्मफलकी इच्छाको त्यागकर कायासे, मनसे, बुद्धिसे और केवल इंद्रियोसे आत्मशुद्धिके लिये कर्म करते हैं.

જે આસક્તિ તજી જન કરે બ્રહ્મમાં અર્પી કર્મો,
તે લેપાયે ન અઘથી જળે જેમ ના પદ્મપત્રો.
કાયાથી ને મનથી મતિથી માત્ર ગૌ ઇંદ્રિયોથી,
સ્પૃહા છોડી કરમ કરતા આત્મશુદ્ધ્યર્થ યોગી.

---

છતાં પણ કર્મબંધનથી લેપાતો નથી.

૫-૧૨ સક્ત-મારા લાભને માટે આ કર્મ કરૂંછું એમ ફળમાં આસક્ત

युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम्।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥ १२ ॥

युक्तः कर्मफलम् त्यक्त्वा नैष्ठिकीम् शान्तिम् आप्नोति अयुक्तः कामकारेण फले सक्तः निबध्यते ॥

યોગયુક્ત પુરુષ કર્મફળનો ત્યાગ કરીને જ્ઞાનનિષ્ઠાથી મળતી શાંતિ (મોક્ષ)ને પામેછે; અને યોગરહિત પુરુષ વાસનાને લીધે ફળમાં આસક્ત થવાથી બંધાયછે.

योगनिष्ठ पुरुष कर्मफलको त्यागकर ज्ञाननिष्ठासे उत्पन्न हुई शांति (मोक्ष)को प्राप्त होता है, और निष्काम कर्मयोग न करनेवाला पुरुष कामना द्वारा फलमें आसक्त होनेके कारण बंधनको प्राप्त होता है.

શાર્દૂલ– પામે નૈષ્ઠિકી શાંતિ કર્મફળને ત્યાગી દઇ યુક્ત જે,
બંધાયે ફલસક્ત યોગહીન જે તે વાસનાને લીધે.

---

થયેલો. નૈષ્ઠિકી–સત્ત્વશુદ્ધિ આદિ ક્રમથી પ્રાપ્ત થયેલા બ્રહ્મનિષ્ઠાના ફલભૂત. કામકાર–કામનાયુક્ત પ્રવૃત્તિ.

૫–૧૩ જેને વિવેકજ્ઞાન ઉત્પન્ન થયું છે, એવા સર્વ કર્મના સંન્યાસીને પણ દેહ એ જ ઘર છે. પ્રારબ્ધ ફળ જે ધર્માધર્મરૂપ કર્મ તે ભોગવવાનાં બાકી હોવાથી દેહાદિ સંસ્કાર થાયછે.

શંકા–મનથી એ શબ્દથી સર્વ કર્મોનો ત્યાગ મનથી જ કહ્યો છે, પણ બહારની ક્રિયાથી નહિ, કેમકે વિહિત કર્મોનો ત્યાગ ઘટતો નથી. સમાધાન–એમ નથી, કેમકે विकल्पो नहि वस्तु । मायामात्रमिदं द्वैतम् । પ્રમાણે સર્વનું મિથ્યાપણું દેખનાર વિદ્વાનને, વિધિ પણ દૃશ્યમાં ગણાવાથી વિધિ પણ ઘટતો નથી. જેમ ઝાંઝવાના જળને જેનારને તેના પાણીની પેઠે જળપાનનાં વિધિ વચન પણ મિથ્યા છે, તેમ અધિષ્ઠાન બ્રહ્મને જેનારને કર્મ અને કારકની પેઠે વિધિ પણ મિથ્યા જ છે. સર્વ પ્રમાણવડે સર્વ વસ્તુને મિથ્યા જ જેનાર બ્રહ્મવિતને કર્મની પ્રવૃત્તિ સંભવતી નથી જ.

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३॥

वशी देही मनसा सर्वकर्माणि संन्यस्य नवद्वारे पुरे न एव कुर्वन् न कारयन् सुखम् आस्ते ॥

જીતેંદ્રિય પુરુષ મનથી સર્વ કર્મોનો સંન્યાસ કરીને નવદ્વાર વાળા દેહ-નગરમાં કાંઇપણુ ન કરતો કે કાંઇપણુ ન કરાવતો આનંદથી રહેછે.

जितेंद्रिय पुरुष मनसे सब कर्मोंको छोडकर नौ दरवाजेवाले देहरूपी नगरमें कुछ भी न करता और न कराता हुआ सुखसे निवास करता है.

સૌ કર્મો મનથી જીતેંદ્રિય તજી દેહી રહે સુખમાં,
કાંઇ ના કરતો નહિ કરવતો પુરે નવે દ્વારના.

---

શંકા–નિષ્ક્રિય નિરવયવ આત્માના કર્તા કારવતાપણાનો અસંભવ થવાથી આત્માના કારવતાપણાને પ્રતિપાદન કરનારી सर्वाधिपत्यं कुरुते । વગેરે કેટલીક શ્રુતિ અપ્રમાણરૂપ થાય. સમાધાન–જેમ સૂર્ય પાસે હોવાથી અંધારૂં નિવૃત્ત થવાથી તેની નિવૃત્તિ સૂર્ય કરેછે એમ લાગેછે, જેમ ચુંબક પાસે હોવાથી લોઢું ચાલવાથી લોઢાને ચુંબક ચલાવેછે એમ લાગેછે; તેમ આત્માની પાસે હોવાથી પ્રકૃતિનો પ્રકાશ થવાથી સર્વના આધિપત્યરૂપ તે પ્રકાશવું આત્મામાં જણાયછે, તેવી જ રીતે આત્માની પાસે હોવાથી બુદ્ધિ વગેરેની પ્રવૃત્તિ થવાથી બુદ્ધિ વગેરેને આત્મા પ્રવૃત્તિ કરાવેછે, એમ તેની પ્રવૃત્તિ અવિકારી આત્મામાં જણાયછે.

નવ દ્વાર–પાંચ જ્ઞાનેંદ્રિય, છઠ્ઠા પ્રાણ સાથે તેનાથી પ્રવૃત્ત થતી કર્મેંદ્રિયનો સંગ્રહ, બુદ્ધિ, અહંકાર, ચિત્ત એ નવદ્વાર–પુરપતિ જીવના ભોગને માટે વિષય પ્રવેશસ્થાન; બે નેત્ર, બે નાસિકા, બે કર્ણ અને મુખ એ સાત શિરઉપર રહેલાં અને પાયુ તથા ઉપસ્થ એ બે નીચે રહેલાં મળી નવ દ્વાર.

સંન્યસ્ય–કર્મ તેનો કર્તા તેનાં સાધન અને તેનું ફળ સર્વે અસત્ છે એમ વિદ્યાનથી તજીને.

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४॥

प्रभुः लोकस्य कर्तृत्वम् न सृजति न कर्माणि न कर्मफलसंयोगम् स्वभावः तु प्रवर्तते ॥

પ્રભુ મનુષ્યાદિકનાં કર્તાપણાને, કર્મોને કે કર્મફળના સંબંધને પણ ઉત્પન્ન કરતો નથી; પરંતુ પ્રકૃતિ-સ્વભાવ જ એ સર્વ કરવામાં પ્રવૃત્ત થાયછે.

परमात्मा मनुष्यादिकोंके कर्तापन, कर्म और कर्मोंके फलके संबंधको भी नहीं उत्पन्न करता है; किंतु प्रकृति-स्वभाव ही ये सब करनेमें प्रवृत्त होता है.

ના કર્તૃત્વ ન કર્મ કર્મફળનો સંયોગ આ લોકનાં,
ના નિર્માણ કરે પ્રભુ, પ્રકૃતિ તો એમાં પ્રવર્તે સદા.

---

પ-૧૪ જીવ કર્મના ફેરામાં સપડાયાથી એક નામરૂપનો નાશ થતાં તેને બીજું નામરૂપ પ્રાપ્ત થાયછે. આજનું કરેલું કાલે કે આ જન્મનું કરેલું બીજા જન્મમાં ભોગવવું, આ પ્રમાણે ભવચક્ર ચાલતું રહેછે. આ શરૂ થયેલા કર્મચક્રમાં ઇશ્વર હાથ નાંખતો નથી. છતાં સર્વ સૃષ્ટિ ઇશ્વરની ઇચ્છાથી જ ચાલેછે, કેમકે કર્મનું ફળ નીમી દેવું, એ ઇશ્વરનું કામ છે; છતાં તે ફળ પ્રત્યેક માણસનાં સારાં ખોટાં કર્મ પ્રમાણે ઠરાવવામાં આવેછે; તેથી ઇશ્વર વસ્તુતઃ આ બાબતમાં ઉદાસીન છે, આથી જ ઇશ્વર સર્વમાં સમબુદ્ધિવાળો છે એમ કહેછે. ઇશ્વર કોઇનું પાપ લેતો નથી, કર્મ અથવા માયાના સ્વભાવથી જ આ રેંટ ચાલતો હોવાથી પ્રાણીમાત્રને પોતપોતાનાં કર્મ પ્રમાણે સુખ દુઃખ ભોગવવાં પડેછે.

**પ-૧૫** જો સ્વાર્થની કામનાવડે ઇશ્વર કરાવે તો તેમ થાય, પણ ઇશ્વર-વિભુ-પરિપૂર્ણ આપ્તકામ હોવાથી તેમ નથી. આપ્તકામ પ્રભુ પોતાની અચિંત્ય માયાવડે જેનાં તેનાં પૂર્વ કર્મ અનુસારે તેને પ્રવર્ત કરાવે છે.

શંકા-ભક્તોનું અનુગ્રાહ્યપણું અને ઇશ્વરનું અનુગ્રહીપણું પ્રસિદ્ધ કેમ છે? ભક્તોને અનુગ્રહ કરતાં અને અભક્તોને નિગ્રહ કરતાં વૈષમ્ય દોષ

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ १५ ॥

विभुः कस्यचित् पापम् न आदत्ते सुकृतम् च न एव अज्ञानेन ! आवृतम् तेन जन्तवः मुह्यन्ति ॥

પ્રભુ કોઇપણ પ્રાણીનું પાપ લેતો નથી તેમ જ કોઇનું પુણ્ય લેતો નથી, અજ્ઞાનથી જ્ઞાન આચ્છાદિત થયેલું છે, તેથી પ્રાણીઓ મોહ પા

सर्वव्यापक परमेश्वर जीवके पापको ग्रहण नहीं करता है, और ि पुण्यको भी नहीं ग्रहण करता है; अज्ञानके द्वारा ज्ञान आच्छादित र कारण जीव मोहको प्राप्त होते है.

કોઇનાં પણ પાપ પુણ્ય વિભુ તો લેતો નથી કાંઇ પે,
અજ્ઞાને પણ જ્ઞાન આવૃત થતાં મોહે જીવો સર્વ એ.

---

આવતાં પ્રભુ આપ્તકામ કેમ ? તેનો ઉત્તર બીજા પદથી આપેછે.

અજ્ઞાનપણાથી જ્ઞાન આવૃત છે, એમ કહી અજ્ઞાનને આવરણ કર સામર્થ્યવાળું કહ્યું છે, તથા તેનો જ્ઞાનથી નાશ કહ્યો છે; તેમાં એવું તાત્પર્ય છે કે અજ્ઞાન તે જ્ઞાનનો અભાવ નથી, પણ કોઇ અ ચનીય છતાં હું અજ્ઞ છું, એમ પ્રત્યક્ષ પ્રતીતિસિદ્ધ કોઇ ભાવરૂપ છે.

મુહ્યંતિ–अहं ब्रह्मास्मि। શ્રુતિના પ્રમાણવડે પોતાના બ્રહ્મભાવને જાણતાં ઇશ્વરથી આત્માને પૃથક્ માનનાર અને ઇશ્વર આત્માના સે સેવકભાવને જોનાર મોહ પામેછે. योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽह न स वेद यथा पशुरेव स देवानाम्। શ્રુતિ. હું કરનાર, હું કરાવનાર પ્રભુ, હું પાપી, હું પુણ્યવાન એ રીતે શોચ કરેછે; પ્રમાતા, પ્રમ પ્રમેય, કર્તા, કર્મ, કરણ, ભોક્તા, ભોગ્ય, ભોગ એ નવ પ્રકારના ભ્ર ભ્રમરૂપ વિક્ષેપ છે, તે વિક્ષેપરૂપ મોહ જીવ પામેછે.

અજ્ઞાન-આવરણ વિક્ષેપ શક્તિવાળું માયારૂપ મિથ્યા અજ્ઞાન, તે રૂપ

૫-૧૬,૧૭ જેમ સૂર્ય અંધારૂં ટાળીને સમસ્ત વસ્તુજાતને પ્રકા

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥
तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥

येषाम् तु तत् अज्ञानम् आत्मनः ज्ञानेन नाशितम् तेषाम् तत् ज्ञानम् आदित्यवत् परम् प्रकाशयति ॥

तद्बुद्धयः तदात्मानः तन्निष्ठाः तत्परायणाः ज्ञाननिर्धूतकल्मषाः अपुनरावृत्तिम् गच्छन्ति ॥

જેઓનું તે અજ્ઞાન આત્મજ્ઞાનવડે નાશ પામ્યુંછે, તેઓનું તે જ્ઞાન સૂર્યની પેઠે પરમાર્થતત્ત્વનો પ્રકાશ કરેછે.

તે પરબ્રહ્મમાં જ બુદ્ધિવાળા, તેમાં જ મનવાળા, તેમાં જ નિષ્ઠાવાળા ને તેને જ પરાયણ પુરુષો કે જેનાં પાપો જ્ઞાનવડે ધોવાઇ ગયેલાં છે, એ પુનર્જન્મને પામતા નથી (મોક્ષ પદને પામેછે).

जिनका वह अज्ञान आत्मज्ञानके द्वारा नष्ट हो गया है, उनका वह ज्ञान सूर्यकी समान परमार्थतत्त्वको प्रकाशित करता है.

उस परब्रह्ममें जिनकी बुद्धि है, उसमें ही जिनका मन है, उसमें ही जिनकी निष्ठा है, जो उसीके आश्रयवाले है और ज्ञानसे जो निष्पाप हो गये है, पुनर्जन्मको नहीं पाते है ( मुक्तिपदको पाते है ).

આત્મજ્ઞાનથી નાશ પામી ગયુ છે જેઓનું અજ્ઞાન એ,
તેનું જ્ઞાન પ્રકાશ તત્ત્વ પરને આદિત્ય પેઠે કરે;
બુદ્ધિ ત્યાં જ પરાયણે તહીં અને ત્યાં આત્મનિષ્ઠા તહીં,
જેના જ્ઞાનથી પાપ પાવન થયાં જન્મે ફરી તે નહીં.

---

સૂર્યની પેઠે જ્ઞાન અને જ્ઞેય સર્વ વસ્તુને પ્રકાશ કરેછે તે પરમાર્થતત્ત્વ.

અજ્ઞાનકૃત આવરણ બે પ્રકારનું છે. ૧ અસત્ત્વાપાદક આવરણ અને અભાનાપાદક આવરણ. પહેલું પરોક્ષ જ્ઞાનથી અને બીજું અપરોક્ષ

विद्याविनयसम्पन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥ १८ ॥

पण्डिताः विद्याविनयसम्पन्ने ब्राह्मणे गवि हस्तिनि शुनि च एव श्वपाके च समदर्शिनः ॥

જ્ઞાનીઓ વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં અને કુતરા તથા ચંડાળમાં પણ સમદષ્ટિ રાખનારા છે (એમાં કાંઇ પણ અંતર દેખતા નથી).

ज्ञानी जन विद्या और विनयसे युक्त ब्राह्मणमें, गौमें, हस्तिमें, कुत्तेमें और चांडालमें भी समान दृष्टिवाले होते है (इनमें कुछ भी अंतर नहीं देखते है).

વિદ્યા વિનય યુક્ત બ્રાહ્મણ વિષે ગાયે વળી હાથીમાં,
પંડિતો સમદષ્ટિવંત વળી છે ચંડાળને શ્વાનમાં.

---

જ્ઞાનથી નિવૃત્ત થાયછે.　　　　(૫-૧૬)

આ શ્લોકમાં તત્ શબ્દ જ્યાં જ્યાં વાપર્યો છે, ત્યાં ત્યાં તેનો અર્થ બ્રહ્મ છે, અને તે મહાવાક્યગત તત્માંથી અનુકર્ષેલો છે.　　　　(૫-૧૭)

**૫-૧૮** પંડિતો આરોપિત નામરૂપ મૂકી દઇને સર્વત્ર અધિષ્ઠાનભૂત બ્રહ્મમાત્રને જોનારા છે, મતલબ કે જ્ઞાની સર્વમાં આત્મારૂપ ઇશ્વરને એક રૂપથી દેખેછે. પરબ્રહ્મને જાણવારૂપ વિદ્યા, તેમ કેવળ સત્ત્વોદયરૂપ અનહંકાર એવો વિનય, તે બંનેથી યુક્ત બ્રહ્મ જાણનાર બ્રાહ્મણને કે રજોમય અસંસ્કૃત પ્રાણીમાત્ર ગાય આદિને કે તમોમય હસ્તિ, શ્વાન તથા શ્વપચને સર્વદા સમાનભાવથી જ દેખેછે.

સમદર્શી—એટલે સદ્રૂપે અને સ્ફુરણરૂપે ભાસતું બ્રહ્મ જ જોવાનું શીલ જેને છે તે. કહ્યુંછે કે—

अस्ति भाति प्रियं रूपं नाम चेत्यंशपंचकं ।
आद्यं त्रयं ब्रह्मरूपं जगद्रूपं ततो द्वयम् ॥

એ પ્રમાણે ચરાચર જગતને તે બ્રહ્મદષ્ટિથી જ જુએછે.

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥ १९॥

येषाम् मनः साम्ये स्थितम् तैः इह एव सर्गः जितः ब्रह्म हि निर्दोषम् समम् तस्मात् ते ब्रह्मणि स्थिताः ॥

જેઓનું મન (એ પ્રમાણે) સમભાવમાં સ્થિર રહ્યું છે, તેઓએ આ લોકમાં જ (સૃષ્ટિ) જન્મમરણને જીતી લીધુછે; કારણ કે બ્રહ્મ નિર્દોષ અને સર્વમાં સમાન છે, તેથી તેઓ બ્રહ્મમાં જ સ્થિતિ પામેલા છે.

जिनका मन (इस प्रकार) समान भावसे स्थित है, वे इसी लोकमें ही (संसारको) जन्ममृत्युको जित चूके है, क्योंकि ब्रह्म निर्दोष और सबमें समान है, इस लिये वे ब्रह्ममें स्थित है

*તેણે સર્ગ જીત્યો અહીં જ મન છે જેનું ટકું સામ્યમાં,*
નિર્દોષી સમ બ્રહ્મ છે સ્થિર થયા તેથી જ તે બ્રહ્મમાં.

---

૫-૧૯ અનેક પેઢી ઉતાર સંસ્કાર, ઇંદ્રિય નિગ્રહ, દીર્ઘ ઉદ્યોગ અને ધ્યાન ઉપાસનાની પૂરી સહાયતાથી સર્વ ભૂતમાં એક જ આત્મા છે, એ તત્ત્વ સંકટને સમયે પણ જેની પ્રત્યેક કૃતિમાં સહજ રીતે સ્પષ્ટતાથી જોઇ શકાય, તેનામાં જ બ્રહ્મજ્ઞાનનો ખરો પરિપાક થયો છે, અને તેને જ મોક્ષ મળેછે, એ સર્વ સિદ્ધાંતોના સારરૂપ શિરોમણિ સિદ્ધાંત છે.

બ્રહ્મ સંબધે વાકપાંડિત્ય કરનાર અને તે સાંભળીને વાહવાહ કહેનાની સાથે માથું ડોલાવનાર તો ઘણા છે, પણ બુદ્ધિ, આચરણ અને વાસનાથી શુદ્ધ, એટલે અંતર્બાહ્ય શુદ્ધ, સામ્ય શીલવાળો તે જ ખરો આત્મનિષ્ઠ છે, અને મુક્તિ પણ તેને જ મળેછે.

નિર્દોષ–જો કે ચંડાળ વગેરેમાં મૂઢોને તેને પોતાના દોષોવડે દોષવાન જેવું ભાસેછે, પણ તે તો દોષોથી સ્પર્શ રહિત હોવાથી દોષ રહિત.

સમ–નિર્દોષ બ્રહ્મને જાણનાર બ્રહ્મ હોવાથી નિર્દોષ છે. असंगोऽह्यय पुरुषः सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैरेकस्तथा सर्वभूता-

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसम्मूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥

स्थिरबुद्धि असम्मूढ ब्रह्मणि स्थित ब्रह्मवित् प्रियम् प्राप्य न प्रहृष्येत अप्रियम् च प्राप्य न उद्विजेत् ॥

સ્થિર બુદ્ધિવાળો મોહ રહિત અને બ્રહ્મમાં સ્થિર થયેલો બ્રહ્મવેત્તા પ્રિય વસ્તુને પામીને હર્ષ પામતો નથી અને અપ્રિય વસ્તુને પામીને ઉદ્વેગ પામતો નથી

स्थिर बुद्धिवाला मोह रहित और ब्रह्ममें स्थित ब्रह्मज्ञ पुरुष प्रिय वस्तुको पाकर प्रसन्न नहीं होता है और अप्रिय वस्तुको पाके भी उद्वेग नहीं पाता है

બ્રહ્મે જે સ્થિત જેની બુદ્ધિ સ્થિર જે બ્રહ્મજ્ઞ મોહે નહિ,
તેને હર્ષ ન પ્રાપ્ત પ્રિયથકી ના ઉદ્વેગ અપ્રિયથી

न्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्य । श्रुति.

५-२० વિદેહમુક્તિની ઇચ્છાવાળા બ્રહ્મવિત્ (સર્વદા બ્રહ્મમાં જ બ્રહ્મ સ્વરૂપે રહેનાર યતિ)ને સર્વ વાસનાનો ક્ષય મર્ત્ય ભ્રમનું છોડવું, સર્વ કર્મનો ક્ષય, એ ત્રણે ભાવિ જન્મના હેતુરૂપ અનિષ્ટની નિવૃત્તિ અને જીવદશામાં દેખાતા દુ:ખનો અવિશ્વાસ (ન જણાવું), સદા આનંદનો અનુભવ અને વિદેહમુક્તિની પ્રાપ્તિ એ ત્રણે ઇષ્ટની પ્રાપ્તિ થાયછે એ રીતે પુરુષાર્થ સિદ્ધ થાયછે

અસમ્મૂઢ–ચિત્તનો વિજાતીય વૃત્તિનો પ્રવાહ બંધ થઇ સજાતીય વૃત્તિ પ્રવાહ ચાલવા માટે તે નિદિધ્યાસન–ધ્યાન તેનો પરિપાક થતા વિપરીત ભાવનારૂપ સંમોહ જેનો નાશ પામ્યો છે એવો.

५-२१,२२ यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् ।
तृष्णाक्षयसुखस्यैते कला नार्हन्ति षोडशीम् ॥ મહાભારત (५-२१)
यावत कुरुते जंतु संबंधान्मनस प्रियान् ।
तावतोऽस्य निखन्यते हृदये शोकशङ्कव ॥ विष्णुपुराण

बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम्।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥
ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते।
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥ २२ ॥

बाह्यस्पर्शेषु असक्तात्मा आत्मनि यत् सुखम् विन्दति स. ब्रह्मयोगयुक्तात्मा अक्षय्यम् सुखम् अश्नुते ॥

संस्पर्शजाः ये भोगाः ते दुःखयोनयः एव आद्यन्तवन्तः हि कौन्तेय तेषु बुधः न रमते ॥

બાહ્ય વિષયોના ઉપભોગમા જેનુ મન આસક્ત થયું નથી, એવો પુરુષ આત્મામાં જે આનંદ છે, તેનો અનુભવ કરેછે, તે બ્રહ્મસાક્ષાત્કાર પામેલો પુરુષ અક્ષય સુખને પ્રાપ્ત કરેછે.

વિષયોના સંસર્ગ–સ્પર્શ આદિથી ઉત્પન્ન થતા જે ભોગો છે, તે દુઃખના કારણ રૂપ જ છે, કેમકે તે ઉત્પત્તિ અને નાશવાળા છે, માટે હે અર્જુન, જ્ઞાની પુરુષો તેમાં રમણ કરતા નથી.

बाह्य विषयोंमें अनुराग न रखनेवाला पुरुष आत्मामें स्थित जो आनंदका अनुभव करता है, वह योगसे ब्रह्ममें लवलीन होकर अक्षय सुखको प्राप्त करता है.

विषयोंके संसर्ग–स्पर्शादिजन्य जो भोग है वे दुःखोंके वस्तु ही है, क्योंकि आदि तथा अंतवाले है, सो हे अर्जुन, विवेकी पुरुष उनमें रमण नहीं करते है.

ના જેનુ મન સક્ત બાહ્ય વિષયે તે આત્મનુ સુખ લે,
પામે અક્ષય સુખ યુક્ત થઈને યોગેથી તે બ્રહ્મને.
જે સંસ્પર્શથી ભોગ થાય સરવે તે દુઃખનાં મૂળ છે,
તે સૌને વળી આદિ અંત હઈને તેમા ન જ્ઞાની રમે.

---

આ જીવ મનના જેટલા પ્રિય સંબધો કરેછે, તેટલા જ શોકરૂપ શંકુ તેના હૃદયમાં છિદ્રો કરેછે.

परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिन । योगसूत्र.

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ २३ ॥

शरीरविमोक्षणात् प्राक् इह एव कामक्रोधोद्भवम् वेगम् यः सोढुम् शक्नोति सः नरः युक्तः सः सुखी ॥

શરીર છુટ્યા પહેલાં આ લોકમાં જ કામ ક્રોધથી ઉત્પન્ન થતા વેગને જે સહન કરી શકેછે, તે જ પુરુષ યોગી છે અને તે જ સુખી છે.

शरीरत्याग होनेसे पहले जो इसी लोकमें ही काम क्रोधसे उपजनेवाले वेगको सहनेको समर्थ होता है, वही पुरुष योगी है, वही सुखी है.

રહેવા શક્ત જ કામક્રોધથી થતા લોકે જ આ વેગને,
પૂર્વે દેહ છુટ્યાની જે પુરુષ તે યોગી સુખી તે જ છે.

---

વિવેકી પુરુષને આ લોક તથા પરલોકનાં સર્વ વિષયસુખ, તેમાં સ્વરૂપથી પણ દુઃખરૂપતા હોવાથી દુઃખરૂપ જ પ્રતીત થાયછે. (૫-૨૨)

૫-૨૩ કામ શિષ્ટને પણ ભ્રષ્ટ કરેછે, વૃદ્ધને બ્હેકાવેછે અને તાપરહિતને તપાવેછે. ક્રોધ સ્વાશ્રયને બાળેછે તથા ગુરુનો ઘાત કરાવેછે, માટે બંને તજવા યોગ્ય છે. સ્ત્રી પુરુષના પરસ્પર વિષયસુખની અભિલાષામાં કામ શબ્દ નિરૂઢ છે, તેથી ( કામ ક્રોધ તથા લોભ-ઇત્યાદિમાં ) દ્રવ્યતૃષ્ણાને લોભ શબ્દ વાપરી જુદો પાડ્યો છે. અહીં તો કામનો અર્થ સર્વ પ્રકારની તૃષ્ણા છે એમ સમજવું.

કામ-સાંભળવાના, સ્મૃતિના તથા ભોગવેલા સુખના હેતુરૂપ ઇંદ્રિયગોચર પ્રાપ્ત અને ઇષ્ટ વિષયોને વિષે જે તૃષ્ણા તે.

ક્રોધ-સાંભળવાના, જોવાના ને સ્મૃતિના પોતાને પ્રતિકૂળ દુઃખના હેતુરૂપ વિષયોમાં જે દ્વેષ તે.

રોમાંચ સહિત હૃષ્ટ નેત્ર વક્ત્રલિંગ અંતઃકરણના પ્રક્ષોભરૂપ કામોદ્ભવ વેગ. ગાત્રનો કંપ, પ્રસ્વેદ, સંદષ્ટ ઓષ્ઠપુટ, રક્તનેત્ર આદિ લિંગચિહ્નરૂપ ક્રોધોદ્ભવ વેગ.

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४ ॥

यः योगी अन्तःसुखः अन्तरारामः तथा यः अन्तर्ज्योतिः एव सः ब्रह्मभूतः ब्रह्मनिर्वाणम् अधिगच्छति ॥

જે યોગી અંતરમાં જ સુખવાળો, અંતરમાં જ આરામવાળો અને અંતરમાં જ પ્રકાશવાળો છે, તે બ્રહ્મસ્વરૂપ થઇ બ્રહ્મમાં જ નિર્વાણ પામેછે.

अंतरआत्मामें ही जो सुखी है, अंतरआत्मामें ही जिनका आराम है और अंतरआत्मामें ही जिनका प्रकाश है, वही योगी ब्रह्मस्वरूप होकर ब्रह्मनिर्वाणको प्राप्त होता है.

જેને અંતર સુખ જ્યોતિ હૃદયે આરામ છે અંતરે,
પામે બ્રહ્મસ્વરૂપ યોગી થઇને તે બ્રહ્મનિર્વાણને.

---

**૫-૨૪** ब्रह्मैव सन्ब्रह्माप्येति । શ્રુતિ. આ વિદ્વાન પુરુષ જ્ઞાનની પૂર્વે જ વાસ્તવિક રીતે બ્રહ્મરૂપ હોવા છતાં પણ અજ્ઞાનકૃત વિસ્મૃતિ થતાં, આત્મજ્ઞાનને લીધે ફરીથી તે બ્રહ્મભાવને પાત્ર થાયછે.

**૫-૨૫** પરોપકાર એ પુણ્ય, અને પરનું પીડન એ પાપ, એ અઢાર પુરાણોનો સાર છે, એમ એક શાસ્ત્રકાર કહેછે.

अष्टादश पुराणानां सारं सार समुद्धृतम् ।
परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥
यस्मिन्सर्वाणि भूतानि ह्यात्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥

જે જ્ઞાનઅવસ્થામાં આ વિદ્વાન પુરુષને આ સર્વ ભૂતો પોતાના આત્મા રૂપ જ થઇ જાયછે, તે જ્ઞાનઅવસ્થા વિષે એક અદ્વિતીય આત્માને જોનાર બ્રહ્મવેત્તા પુરુષને દ્વૈતદર્શનનો અભાવ થતાં કોઇ મોહની કે કોઇ શોકની પ્રાપ્તિ ક્યારે પણ થતી નથી.

लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥२५॥

क्षीणकल्मषाः छिन्नद्वैधाः यतात्मानः सर्वभूतहिते रताः ऋषयः ब्रह्मनिर्वाणम् लभन्ते ॥

જેઓનાં પાપ ક્ષીણ થયાં છે, જેઓના સર્વ સંશય છેદાઇ ગયા છે, જેઓનું ચિત્ત વશ થયેલ છે અને જેઓ સર્વ પ્રાણીઓનું હિત કરવામાં રાચી છે, તે યોગીઓ બ્રહ્મમાં નિર્વાણ પામે છે.

जिनके पाप क्षीण हो गये हैं और जिनके सब सन्देह मिट गये हैं; वही संयतचित्त और सब जीवोंके हितमें प्रीतिवाले ऋषिगण ब्रह्मनिर्वाणको प्राप्त करते हैं

ધોવાયાં અઘ આત્મસંયમી છૂટી દ્વિધામતિ જેહને,
પામે સૌ ભૂતહિતરક્ત ઋષિઓ તે બ્રહ્મનિર્વાણને.

---

પાશ્ચિમાત્ય પંડિતમાંના ઘણાખરાએ સર્વ વ્યવહારશાસ્ત્રનો એવો અર્થ ખેંચી કાઢ્યો છે કે પ્રત્યેક મનુષ્યને સર્વ માનવજાતિ ઉપર પ્રેમ રાખ્. સદૈવ સર્વ લોકના કલ્યાણ માટે શ્રમ કરવો એ જ તેનો જગતમાં પરમ ધર્મ છે. કેવળ સ્વાર્થ અથવા પોતાનું જ વિષયસુખ, એ કનિષ્ટ પાયરીથી ચડતાં આધિભૌતિક સુખવાદીઓને પણ પરોપકાર અને છેવટે માણસાઇ એટલે સાત્વિક ગુણના સમુચ્ચય સુધી આવવું પડ્યું છે; પરંતુ આમાં બાહ્ય સુખની કલ્પના તરી આવતાં, અંતઃશુદ્ધિ કે અંતઃસુખનો વિચાર નથી એ સ્પષ્ટ છે.

૫-૨૬ પૂર્ણ આત્મજ્ઞાન જ્યાં થાય અને જ્યારે થાય, તે જ સ્થળે અને તે જ પળે મોક્ષ મૂકી રાખેલો છે, કેમકે મોક્ષ એ આત્માની જ મૂળ શુદ્ધ અવસ્થા છે, નિરાળી સ્વતંત્ર વસ્તુ અથવા સ્થળ નથી. શિવગીતામાં કહ્યું છે કે—

मोक्षस्य न हि वासोऽस्ति न ग्रामांतरमेव वा ।
अज्ञानहृदयग्रंथिनाशो मोक्ष इति स्मृत. ॥

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥

कामक्रोधवियुक्तानाम् यतचेतसाम् विदितात्मनाम् यतीनाम् अभितः ब्रह्मनिर्वाणम् वर्तते ॥

જેઓ કામક્રોધથી રહિત છે, જેઓએ પોતાનું ચિત્ત વશ કર્યું છે અને જેણે આત્મસ્વરૂપ જાણ્યું છે, તેવા યોગીઓને જીવતાં છતાં પણ બ્રહ્મ નિર્વાણ જ પ્રાપ્ત છે.

काम और क्रोधसे रहित, चित्तको स्वाधीन रखनेवाले आत्मतत्त्वज्ञ योगीयोंको जीवनके रहते भी ब्रह्मनिर्वाण प्राप्त ही है.

કામક્રોધથી જે રહિત હઈને જેણે જીત્યું ચિત્ત તો,
તે આત્મજ્ઞ યતિની પાસ જ રહ્યું છે બ્રહ્મનિર્વાણ તો.

---

મોક્ષ એ અમુક કોઈ ઠેકાણે રહેલો છે, અથવા તો કોઈ બીજો દેશ અથવા બીજું ગામ છે, એમ નથી; આપણા હૃદયમાં રહેલી અજ્ઞાન ગ્રંથિનો નાશ, તેનું નામ શાસ્ત્રમાં મોક્ષ કહેલું છે. જેને પૂર્ણ જ્ઞાન થયું છે તેને બ્રહ્મનિર્વાણરૂપ મોક્ષ ત્યાં જ પ્રાપ્ત થાયછે, અથવા તે સદા મુક્ત જ છે, એ ગીતા આદિ શાસ્ત્રો, અને अत्र ब्रह्म समश्नुते । અહીંઆ ને અહીંઆ બ્રહ્મનો અનુભવ કરેછે, ब्रह्म वेद ब्रह्मैव भवति । બ્રહ્મ જાણનાર બ્રહ્મ જ થાયછે, ઇત્યાદિ શ્રુતિમાં પણ કહેલું છે.

૫-૨૭,૨૮ ભ્રમરોની મધ્યમાં ચક્ષુની સ્થિતિ તે ચક્ષુના અર્ધ મીંચાયાથી જ થાયછે. સાવ બંધ કરે તો એ પુરુષને નિદ્રારૂપ લયવૃત્તિ જ થાય, અને સાવ ઉઘાડી રાખી પ્રસારણ કરે તો પ્રમાણ, વિપર્યય, વિકલ્પ અને સ્મૃતિ એ ચાર પ્રકારની વિક્ષેપરૂપ વૃત્તિ ઉત્પન્ન થાય, તે નિદ્રાદિક પાંચ વૃત્તિ યોગાભ્યાસની વિરોધી છે.

કોઈપણ સ્થૂળ વિષયમાં, સૂર્યમાં, તેના કિરણમાં, વિષ્ણુની પ્રતિમામાં, અનાહત ધ્વનિમાં કે બીજામાં ચક્ષુ આદિ અન્ય મનને ધારવું તે મન

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ ॥ २७ ॥
यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ २८ ॥

बाह्यान् स्पर्शान् बहि कृत्वा चक्षु च एव भ्रुवो अन्तरे नासाभ्यन्तरचारिणौ प्राणापानौ समौ कृत्वा ।

यतेन्द्रियमनोबुद्धि विगतेच्छाभयक्रोध य मोक्षपरायण मुनि स सदा मुक्तः एव ॥

શબ્દાદિક બાહ્ય વિષયોને બ્હાર રાખી, દષ્ટિને બે ભ્રમરોની વચ્ચે સ્થાપીને અને નાસિકામા જતા આવતા પ્રાણ અપાનને સમાન કરીને ઇંદ્રિય, મન અને બુદ્ધિને જેણે વશ કર્યા છે, તેમ જ જેનાં ઇચ્છા ભય અને ક્રોધ જતાં રહ્યાછે એવો જે મોક્ષ પરાયણ-મુનિ છે તે સદા મુક્ત જ છે.

शब्दादिक बाह्य विषयोंको बाहर करके, दृष्टिको दोनो भ्रुकुटियोके मध्यमें लगाकर और नासिकाके मध्यमें विचरनेवाले प्राण और अपानको समान करके इद्रिय मन और बुद्धिको वशमें करनेवाले, इच्छा भय और क्रोधसे रहित जो मोक्षपरायण मुनि है, वह सदा मुक्त ही है

રાખી વિષય બાહ્ય બ્હાર ભમરો વચ્ચે ધરી દષ્ટિને,
વ્હેતા પ્રાણ અપાનને સમ કરી બે નાસિકાની વિષે,
ઇંદ્રિયો મન બુદ્ધિને વશ કરી જે મોક્ષમા તત્પર,
ઇચ્છા ને ભય ક્રોધહીન મુનિ જે તે છે સદા મુક્ત જ.

---

વિષયાકાર થઈને તેમા જ સ્થિરાભ્યાસવડે વિશ્રામ પામી પોતાના દેહને પણ દેખતું નથી, તે મહાવિદેહાનામ ધારણા. આ ધારણા સિદ્ધ થતાં ઇંદ્રિયગણ પોતપોતાના વિષયને ગ્રહણ કરતો નથી તે આ બહિર્વિષય પ્રત્યાહાર, બીજો આંતર વિષય પ્રત્યાહાર પણ છે બનેનું ફળ યોગસૂત્રમા એક કહ્યું છે. तत क्षीयते प्रकाशावरणम् ।

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति ॥ २९ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे संन्यासयोगो नाम पञ्चमोऽध्यायः ॥

माम् यज्ञतपसाम् भोक्तारम् सर्वलोकमहेश्वरम् सर्वभूतानाम् सुहृदम् ज्ञात्वा शान्तिम् ऋच्छति ॥

અને યજ્ઞ તથા તપનો ભોક્તા, સર્વ લોકનો મહેશ્વર અને પ્રાણી-માત્રનો હિતકર્તા જાણીને તે (જીવન્મુક્ત યોગી) શાંતિ (મુક્તિ) પામેછે.

मुझको यज्ञ और तपस्याओंको भोक्ता, सब लोकोंके महेश्वर और सब जीवोंके सुहृदरूप जानकर वह (जीवनन्मुक्त योगी) शांति (मोक्ष)को प्राप्त होता है.

ભોક્તા સૌ તપયજ્ઞનો વળી સહુ સૌ લોકનો ઇશ્વરે,
જાણી મિત્ર મને સહુ ય ભૂતનો તે શાંતિને મેળવે.

એ પ્રમાણે...સંન્યાસયોગ નામનો પાંચમો અધ્યાય પૂરો.

---

જ્યારે ચિદાકાશમાં પ્રાણના નિરોધથી મનનો લય થાયછે, ત્યારે વાસનાનો વિચાર આપોઆપ વિલય પામે છે, ત્યારે જે મનરૂપ પટ ઉપર સંસારરૂપી ચિત્ર આલેખાયું હોય છે, તે પટ આપોઆપ ફાટી જાય છે. જેમ સરોવર શુષ્ક થઇ ગયા પછી તેમાં પ્રતિબિંબ દેખાતું નથી, તેમ જ્યાં મનનો સર્વથા નાશ થઇ જાય છે, ત્યાં અહંકાર આદિ રહી જ શી રીતે શકે? માટે જે બ્રહ્માનંદમાં નિમગ્ન હોય છે, તે શરીર ધારી હોવા છતાં પણ બ્રહ્મરૂપ બની જાય છે.

૫-૨૯ યજ્ઞતપનો કરનાર કાર્યોપાધિ ત્વં પદાર્થરૂપ આત્મા અને સર્વ પ્રાણીને પ્રિય સર્વ લોકનો મહેશ્વર કારણોપાધિ તત્ પદાર્થરૂપ ઇશ્વર, તેની નેતિ નેતિ શ્રુતિ પ્રમાણે બંને ઉપાધિ કાઢી નાંખતાં કેવળ ચૈતન્ય માત્ર, તે બંને તત્ ત્વં પદાર્થના અધિષ્ઠાનભૂત સત્ય જ્ઞાન અનંત આદિ સ્વરૂપ મને પરબ્રહ્મ જાણીને વિદેહમુક્તિ પામે છે.

## અધ્યાય ૬ ઠ્ઠો
## અધ્યાત્મયોગ

श्रीभगवानुवाच।
अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः।
स सन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ १॥
यं सन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव।
न ह्यसंन्यस्तसङ्कल्पो योगी भवति कश्चन ॥ २॥

श्रीभगवान् उवाच। कर्मफलम् अनाश्रितः यः कार्यम् कर्म करोति स संन्यासी च योगी च न निरग्निः न च अक्रियः।

पाण्डव यम् संन्यासम् इति प्राहुः तम् योगम् विद्धि असंन्यस्तसंकल्पः हि कश्चन योगी न भवति॥

શ્રીભગવાને કહ્યું–હે અર્જુન, કર્મફળની ઇચ્છાનો ત્યાગ કરીને પોતાનાં વિહિત કર્તવ્ય કર્મ કરેછે, તે સંન્યાસી છે, તે જ યોગી છે; અગ્નિહોત્રાદિક છોડી દેનાર ક્રિયા વિનાનો (સંન્યાસી કે યોગી) નથી.

હે અર્જુન, જેને સંન્યાસ કહેછે તેને જ તું યોગ સમજ, કારણ કે સંકલ્પનો સંન્યાસ કર્યા વિના કોઇપણ યોગી થઇ શકતો નથી.

श्रीभगवानने कहा–जो कर्मफलकी कामनाको छोडकर वेदविहित कर्तव्य कर्मोंको करता है वही संन्यासी है, वही योगी है; अग्निहोत्रादिको त्यागनेवाला और क्रियाको त्यागनेवाला (संन्यासी वा योगी) नहीं है.

हे अर्जुन, जिसको संन्यास कहते है, उसीको योग जानो, क्योंकि विना-संकल्पके त्याग किये कोई भी योगी नहीं हो सकता.

શાર્દૂલ– જે જે આશ્રયવિણ કર્મફળના કર્તવ્ય કર્મો કરે,
તે સંન્યાસી જ તે જ યોગી પણ ના નિરગ્નિ કે અક્રિયે.
તેને યોગ જ જાણ પાંડવ! કહે સંન્યાસ જેને કહે,
કોઇ યોગી થતો નથી જ કદિ યે સંકલ્પ વિના તજ્યે.

---

૬–૨ સંન્યાસ–કર્મ અને તેના ફળના ત્યાગ લક્ષણરૂપ પરમાર્થ સંન્યાસ.

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥
यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते।
सर्वसङ्कल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

योगम् आरुरुक्षोः मुनेः कर्म कारणम् उच्यते योगारूढस्य तस्य एव शमः कारणम् उच्यते ॥

यदा हि इन्द्रियार्थेषु न अनुषज्जते न कर्मसु सर्वसंकल्पसंन्यासी तदा योगारूढः उच्यते ॥

યોગ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મુનિને માટે કર્મ એ જ સાધન કહેવાયછે, અને યોગમાં આરૂઢ થયેલા તે જ મુનિને માટે શમ (કર્મની શાંતિ) એ જ સાધન કહેવાય છે.

જ્યારે ઇંદ્રિયોના વિષયોમાં અને કર્મોમાં પુરુષ આસક્ત થતો નથી, અને સર્વ સંકલ્પનો ત્યાગ કરેછે, ત્યારે તે યોગારૂઢ કહેવાયછે.

योगका अवलंबन करनेकी इच्छावाले मुनिके लिये कर्म ही साधन कहा जाता है, और योगमें आरूढ होनेपर उन्हींके लिये शम (कर्मकी शान्ति) ही साधन कहा जाता है.

जब इंद्रियोंके विषयोंमें और कर्मोंमें पुरुष आसक्त नहीं होता है और सब संकल्पोंको त्याग देता है, तब वह योगारूढ कहा जाता है.

યોગે આરૂઢિ ઇચ્છનાર મુનિને આ કર્મ હેતુ જ છે,
યોગારૂઢ થતાં જ હેતુ શમ તો તેને જ કહેવાય છે.
જ્યારે ઇંદ્રિયના નહિ વિષયમાં આસક્ત કર્મે ન તે,
યોગારૂઢ ગણાય ત્યાગી સરવે સંકલ્પનો ત્યાહરે.

---

યોગ–કર્માનુષ્ઠાન લક્ષણરૂપ; યોગશ્ચિત્તવૃત્તિનિરોધ। યોગસૂત્ર.

६–३,४ સમાધિ કરતાં કરતાં આત્માનો અદ્વૈતભાવ ઉપસ્થિત થવા માંડે ત્યારે ઉપાસક ઉપાસ્યભાવ કે તેનું જ્ઞાન ન રહેવાથી કર્મનો અગ્ર.

**उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।**
**आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥**

आत्मना आत्मानम् उद्धरेत् आत्मानम् न अवसादयेत् आत्मा एव हि आत्मनः बन्धुः आत्मा एव आत्मनः रिपुः ॥

આત્માવડે આત્માનો ઉદ્ધાર કરવો, આત્માને અધોગતિએ લઇ જવો નહિ, કેમકે આત્મા જ આત્માનો બંધુ છે અને આત્મા જ આત્માનો શત્રુ છે.

आत्माद्वारा आत्माका उद्धार करना चाहिये, आत्माको नीचे न गिराना चाहिये, क्योंकि आत्मा ही आत्माका मित्र है और आत्मा ही आत्माका शत्रु है

વસંત– ઉદ્ધારવો નિજ જ આત્મથી આત્મને આ,
ડુબાડવો નહિ જ આત્મ અધોગતિમાં,
આત્મા જ બંધુ સહુને નિજ આત્મનો એ,
આત્મા જ રિપુ સહુને નિજ આત્મનો છે.

---

ભવ થઇ જાયછે.

યોગ–સમ્યગ્દર્શન નિષ્ઠારૂપ, નિર્વિકલ્પ એકાત્મભાવરૂપ, અંતઃકરણની શુદ્ધિરૂપ વૈરાગ્ય, યમનિયમ આદિ સોપાન માર્ગ, ધ્યાનયોગ, જ્ઞાનયોગ

संकल्पमूलः हि सर्वे कामाः । સ્મૃતિ કામનું મૂળ સંકલ્પ છે स यथाकामो भवति तत् क्रतुर्भवति तत्कर्म कुरुते શ્રુતિ. કામને અધીન કર્મ છે એમ દર્શાવેછે

૬–૫ આમા આત્મસ્વાતંત્ર્યનું વર્ણન છે, સર્વ કોઇએ પોતાનો ઉદ્ધાર પોતે જ કરી લેવાનો છે, અને પ્રકૃતિ ગમે તેટલી બળવત્તર થાય તોપણ તેનો જય કરી આત્મોન્નતિ કરવી એ સર્વના સ્વાધીનમા છે, એ તત્ત્વ છે.

સંસારથી મુક્ત થવાને માટે આત્મા સિવાય કોઇ બંધુ નથી સંસારમાં જે બંધુઓ છે, તે સ્નેહ આદિ બંધનથી મોક્ષને પ્રતિકૂળ છે, વિવેકયુક્ત સંસ્કારી મનવડે આત્માને ઉદ્ધારવો. વિષયો ઉપરની આસક્તિવડે આત્માને અધમ અવસ્થામાં ન લઇ જવો, સંસારસમુદ્રમા તેને ડુબાડી ન દેવો. વિષય રહિત મનથી જ મુક્તિ છે. કહ્યુ છે કે—

बन्धुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥
जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥

येन आत्मना एव आत्मा जित तस्य आत्मन आत्मा बन्धु अनात्मन. तु आत्मा एव शत्रुवत् शत्रुत्वे वर्तेत ॥

जितात्मन प्रशान्तस्य परमात्मा शीतोष्णसुखदु खेषु तथा मानापमानयो समाहित ॥

જેણે પોતે જ મનને જીત્યુ છે, તેને પોતાનો આત્મા બધુ–હિતકર્તા છે, અને જેણે મન જીત્યુ નથી, તેને આત્મા જ શત્રુની પેઠે શત્રુપણે વર્તેછે

મનને જીતનાર અને શાંતિ પ્રાપ્ત કરેલ પુરુષનો પરમ આત્મા શીત ઉષ્ણ, સુખ દુ ખ અને માન અપમાનમા સમાન જ રહે છે

जिसने अपनेसे ही मनको वशीभूत किया है, उसका आत्मा अपना मित्र है, और जिसका मन वशीभूत नहीं हुआ है उसका आत्मा ही शत्रु भावमें शत्रुकी समान ही रहता है

मनको जीतनेवाले और शात स्वभावयुक्त पुरुषका परमात्मा, शीत उष्ण, सुख दुःख और मान अपमानमें समान ही रहता है

આત્મા જ જીતી લીધ આત્મ થકી જ જેણે,
આત્મા જ બધુ નિજ આત્મતણો જ તેને,
જેણે જીત્યો ન નિજ આત્મ જ તેહને તો,
આત્મા જ શત્રુ સમ શત્રુપણે રહેતો

શાર્દૂલ– શીતોષ્ણે સુખદુ ખમા સમ રહે માનાપમાને તથા,
મુનિનો પરમાત્મ શાંતિ ધરતા જેણે જીત્યું ચિત્ત આ.

---

मन एव मनुष्याणा कारण बन्धमोक्षयो ।
बन्धाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥

આત્મા–અતરાત્મા; પોતે અત કરણ કે મન, જીવાત્મા, આત્મા.

૬–૬ કાર્યકારણના સંઘાતનો જય તેની પ્રવૃત્તિના પ્રતિયોગી ગુણથી

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः॥ ८॥
सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते॥ ९॥

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थः विजितेन्द्रियः समलोष्टाश्मकाञ्चनः योगी युक्तः इति उच्यते ॥

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु साधुषु पापेषु अपि च समबुद्धिः विशिष्यते॥

જેનો આત્મા ઉપદેશજન્ય જ્ઞાન અને અનુભવજન્ય જ્ઞાન (વિજ્ઞાન) વડે તૃપ્ત થયો છે, જે વિકાર રહિત છે, જેણે ઇંદ્રિયોને જીતી છે અને જે માટી પત્થર અને સોનાને સમાન ગણેછે, તે યોગી યોગારૂઢ કહેવાયછે.

સુહૃદ, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષપાત્ર, સંબંધી, સાધુ તેમ જ દુષ્ટ ઉપર જેને સમાન બુદ્ધિ હોય છે, તે સર્વથી શ્રેષ્ઠ છે.

जिसका आत्मा उपदेशजन्य ज्ञान और अनुभवजन्य ज्ञान ( विज्ञान )से तृप्त हुआ है, जो विकारसे रहित और जीतेंद्रिय है, और जो मिट्टी पत्थर और सुवर्ण सबमें समानदृष्टिवाला है, वह योगी योगारूढ कहा जाता है.

सुहृद, मित्र, शत्रु, उदासीन, मध्यस्थ, द्वेषी, साधु और दुष्ट, इन सबोंपर समान बुद्धि रखनेवाला सबसे श्रेष्ठ है.

જીતેંદ્રિય કૂટસ્થ તૃપ્ત મન છે વિજ્ઞાન જ્ઞાને અને,
જેને પત્થર માટી હેમ સમ છે તે યોગી તો યુક્ત છે.
સુહૃદ્ બંધુ ઉદાસી મિત્ર અરિમાં મધ્યસ્થ દ્વેષ્યે અને,
સાધુમાં વળી પાપીમાં ય સમ છે જેની મતિ શ્રેષ્ઠ તે.

---

અટકાવ કરીને કરવો. દેહ શિર આદિના સમત્વધારણથી અને ધૈર્યથી દેહની પ્રવૃત્તિ, પ્રાણાયામ અને ક્ષાંતિથી પ્રાણની પ્રવૃત્તિ, વૈરાગ્ય અને શાંતિથી ઇંદ્રિય તથા મનની પ્રવૃત્તિ, સદસતના વિવેક વિજ્ઞાન અને તીવ્ર મોક્ષેચ્છાથી બુદ્ધિની પ્રવૃત્તિ અને બ્રહ્મમાં આત્મભાવવડે અહંકારની પ્રવૃત્તિ જીતવી.

૬-૯ સુહૃદ-સ્વભાવથી જ હિતેચ્છુ; પ્રત્યુપકારની અપેક્ષા ન રાખતાં

**योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १०॥**

योगी एकाकी रहसि स्थितः यतचित्तात्मा निराशीः अपरिग्रहः आत्मानम् सततम् युञ्जीत ॥

યોગીએ એકલા એકાંતમાં રહીને, મન અને ઇંદ્રિયાદિને વશ કરીને, આશાનો ત્યાગ કરી, કાંઇ પણ વસ્તુના સંગ્રહ રહિત થઇ મનને નિરંતર યોગાભ્યાસમાં જોડવું.

योगी अकेले ही एकांतमें स्थित हुआ मन और इंद्रियादिको वशमें करके आशा और परिग्रहको छोडकर मनको निरंतर योगाभ्यासमें लगावे.

ચિત્તેંદ્રિય જીતી પરિગ્રહ તજી એકાકી આશાહીણો,
એકાંતે રહી આત્મ જોડી મચવું યોગે સદા યોગીએ.

---

ઉપકાર કે સહાય કરનાર. મિત્ર–સ્નેહવશથી ઉપકાર કરનાર; પ્રેમથી હિતેચ્છુ. અરિ–શત્રુ; મારનાર. ઉદાસીન–બંને પક્ષકારમાં ઉપેક્ષા રાખનાર–એકેનું સારૂં માઠું ન ઇચ્છનાર. દ્વેષ્ય–દ્વેષ કરનાર; અપ્રિય કાર્ય કરનાર. બંધુ–સંબંધી. સાધુ–સદાચારી; શાસ્ત્રાનુસાર કામ કરનાર. પાપ-દુરાચારી; નિષિદ્ધ કાર્ય કરનાર. विशिष्यते। ને બદલે विमुच्यते। એવો બીજો પાઠ પણ છે.

૬–૧૦ યથાર્થ બ્રહ્મજ્ઞાન જ ખરી સમાધિ અથવા રાજ્યોગ છે. તે જ્ઞાન શબ્દ માત્રમાં સમાતું નથી. વેદાંતશાસ્ત્રનું જ્ઞાન સર્વદા સાનુભવ છે. અનુભવ ન હોય તો જ્ઞાન કહેવાય જ નહિ; માટે જ્ઞાનના અનુભવને દૃઢ કરવા સારૂ ઉત્તમ રાજ્યોગરૂપ સમાધિનો માર્ગ કહેછે.

૬–૧૧ એ સ્થળ એવું હોવું જોઇએ કે આનંદ અને હોંસથી ત્યાંથી ઉઠવાનું મન ન થાય. જેનાં જ વૈરાગ્યબુદ્ધિ વધે. પૂર્વે એ જગ્યાપર સત્પુરુષોનો વાસ હોવો જોઇએ. એ સ્થળથી મનનો સંતોષ વધવો જોઇએ. ધૈર્યનો ઉત્કર્ષ થવો જોઇએ. અભ્યાસને ઉત્તેજન મળવા પાત્ર અને મનને અનુભવ વધવા પાત્ર તે હોવું જોઇએ. પાખડીને પણ નિકટ જતાં

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११॥
तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।
उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥ १२॥

चैलाजिनकुशोत्तरम् न अत्युच्छ्रितम् न अतिनीचम् आत्मनः स्थिरम् आसनम् शुचौ देशे प्रतिष्ठाप्य ।

तत्र आसने उपविश्य मन एकाग्रम् कृत्वा यतचित्तेन्द्रियक्रियः आत्मविशुद्धये योगम् युञ्ज्यात् ॥

પ્રથમ દર્ભ, તેના ઉપર મૃગચર્મ અને તેના ઉપર વસ્ત્ર પાથરેલું બહુ ઉંચું નહિ તેમ જ બહુ નીચુ નહિ એવું પોતાનું સ્થિર આસન પવિત્ર સ્થાનમાં સ્થાપીને,

તે આસન ઉપર બેસી મનને એકાગ્ર કરી, ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાને રોકીને અંતઃકરણની વિશુદ્ધિ માટે યોગાભ્યાસ કરવો

पहले कुशा, उसके पर मृगचर्म वा व्याघ्रचर्म और उसपर वस्त्र बिछाके अपना न बहुत उचा न बहुत नीचा स्थिर आसन पवित्र स्थानमें स्थापन करके

उस आसनपर बैठके, मनको एकाग्र करके तथा चित्त और इन्द्रियोंकी क्रियाको रोक कर, अंतःकरणकी शुद्धिके लिये योगका अभ्यास करे.

દર્ભો ઉપર ચર્મ વસ્ત્ર પર તે ના ઉંચુ નીચુ બહુ,
એવું આસન સ્થિર શુદ્ધ સ્થળ જ્યાં ત્યાં સ્થાપી પોતાતણું;
બેસી આસન જોડવો મન કરી એકાગ્ર ત્યાં યોગને,
ક્રિયા રોકી જ ચિત્ત ઇંદ્રિયતણી આત્મા વિશુદ્ધ્યર્થ એ.

---

તપની ઉત્કંઠા અને આરામ ઉત્પન્ન થાય, કામાતુર કામને પણ વિસરી જાય, ત્યાંથી જનાર રોકાઇ જાય, એવુ તે જોઇએ તે સ્થળે માત્ર સાધક સિવાય બીજાની વસ્તી કે આરંભ નહિ જોઇએ. અમૃત જેવાં મિષ્ટ મૂળ અને ફળથી યુક્ત વૃક્ષોવાળુ ગીચ જંગલ જોઇએ. પગલે પગલે

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
सम्प्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ १३ ॥
प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥ १४ ॥

कायशिरोग्रीवम् समम् अचलम् धारयन् स्थिरः दिशः च अनवलोकयन् स्वम् नासिकाग्रं सम्प्रेक्ष्य ।

प्रशान्तात्मा विगतभीः ब्रह्मचारिव्रते स्थितः मनः संयम्य मच्चित्तः मत्परः युक्तः आसीत ॥

શરીર, મસ્તક અને ગરદનને સીધા અને અચળ રાખી સ્થિર થઈને દિશાઓ તરફ ન જોતાં પોતાની નાસિકાની અણી ઉપર દૃષ્ટિને સ્થિર રાખી,

અતિ શાંત ચિત્તવાળા યોગીએ નિર્ભય થઈ, બ્રહ્મચર્યવ્રત પાળી, મનનો સંયમ કરી, મારામાં ચિત્ત લગાડી મારે પરાયણ–ધ્યાનસ્થ થઈ રહેવું

काया, शिर और गर्दन सबको सीधा और अचल भावसे रखकर स्थिर होके, किसी दिशाको न देखता हुआ और अपनी नासिकाके अग्र भागको देखता हुआ,

प्रशान्तचित्त योगी पुरुष निर्भय और ब्रह्मचर्यव्रतमें स्थित होकर मनको संयतकर मेरेमें चित्तको अर्पण करके मुझमें परायण–ध्यानमें तत्पर रहे

રહેતાં સ્થિર સમાન નિશ્ચળ ધરી કાયા ગ્રીવા શિરને,
નાસિકાગ્ર નિહાળી નિજ નજરે ના દેખતાં દિશને,
શાંતાત્મા રહી બ્રહ્મચારી વ્રતમાં ભીતિ તજી એમનું
રોકીને મન મત્પરાયણ દૃમાં યુક્તે ધરી ચિત્તનું

પાણીના નિર્મળ ઝરા જોઈએ. સૂર્ય પણ સૌમ્ય અને તેનાં કિરણો સ્વચ્છ પ્રકાશમય છતાં અતિ સખ્ત ન હોય. વાયુ શીતળ અને મંદ જોઈએ. બહુધા ગડબડ ન જોઈએ. થોડાં મધુરમોનાં પક્ષી આવતાં જતાં એમતાં જતાં હોય એવું જોઈએ. ત્યાં એકાદ ગુફા કે શિવાલય જેવું કંઈ જોઈએ.

જુદી જુદી જાતનાં આસનોના ગુણ નીચે કહ્યા છે.

युञ्जन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥

नियतमानसः योगी एवम् सदा आत्मानम् युञ्जन् मत्संस्थाम् निर्वाणपरमाम् शान्तिम् अधिगच्छति ॥

મનને વશ કરનાર યોગી, આ પ્રમાણે હંમેશાં મનને યોગાભ્યાસમાં જોડતાં મારા સ્વરૂપ ભૂત નિર્વાણપદની પરમ શાંતિને પામેછે.

संयतचित्त योगी, उस प्रकारसे सदा मनको युक्त करता हुआ मेरे स्वरूपभूत निर्वाणपदकी परम शांतिको प्राप्त होता है.

યોગાભ્યાસ સદાય એમ કરતાં યોગી મને નિગ્રહી,
પામે શ્રેષ્ઠ સ્વરૂપ મુજ વસતી નિર્વાણ શાંતિ તહીં.

---

अथ काम्यानि वक्ष्यंते ज्ञानसिद्धयै मृगाजिनं ।
सर्वसिद्धयै व्याघ्रचर्म त्वाचिकं रोगनाशनं ॥
कौशेयं पौष्टिकं प्रोक्तं चैत्रजं श्रीविवर्धनं ।
श्वेते तु कंबले धर्मसिद्धी रक्तेर्थसिद्धये ॥
पीते वामो विजानीयान्मोक्षदं कृष्णकंबलः ।
दुःखमुक्त्यै रंजितं तु नीलरंगो न शोभने ॥ મેરૂતંત્ર.

૬-૧૫ નિર્વિકલ્પ સમાધિમાં પ્રપંચ વાસના આદિ અત્યંત અશેષ ક્ષય થઈ જાયછે, એટલે પુનઃ પ્રપંચ ઉદય પામતો નથી, અને यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः । જ્યાં જ્યાં મન જાય, ત્યાં ત્યાં સમાધિ જ અનુભવાયછે, ત્રણે કાળમાં એ સમાધિનો ભંગ થતો નથી; એ જ કૈવલ્ય.

પશુધર્મથી જુદું, મનુષ્યના અધિકારનું વિશિષ્ટ સુખ આત્માનંદ જ છે, અને આ આત્માનંદ કેવળ બાહ્ય ઉપાધિ ઉપર કદિ પણ અવલંબતો નથી, તેથી બીજાં સર્વ સુખ કરતાં તે નિત્ય સ્વતંત્ર અને શ્રેષ્ઠ છે. આને જ નિર્વાણ શાંતિ કહેછે, અને સ્થિતપ્રજ્ઞની બ્રાહ્મી સ્થિતિમાં જેને પરમ અવધિનું સુખ કહ્યું છે તે આ જ છે.

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥

अर्जुन अत्यश्नत: तु योग: न अस्ति न च एकान्तम् अनश्नत: न च अतिस्वप्नशीलस्य न एव च जाग्रत

युक्ताहारविहारस्य कर्मसु युक्तचेष्टस्य युक्तस्वप्नावबोधस्य योग दु:खहा भवति॥

હે અર્જુન, બહુ ખાનારને તેમ જ તદ્દન નહિ ખાનારને કે અલ્પ ખાનારને, બહુ ઉંઘનારને તેમ જ બહુ જાગનારને યોગ સિદ્ધ થતો નથી.

યોગ્ય આહાર વિહાર કરનારને, કર્મમાં યોગ્ય ચેષ્ટા કરનારને તથા સમયાનુસાર ઉંઘનાર જાગનારને યોગાભ્યાસ દુઃખહારક થાયછે.

हे अर्जुन, बहुत भोजन करनेसे योग सिद्ध नहीं होता है, कुछ न खानेसे या अल्पखानेसे भी नहीं, बहुत सोनेसे भी नहीं, और अत्यंत जागरण करनेसे भी सिद्ध नहीं होता है

उचित आहार और विहार करनेवाले तथा कर्मोंके लिये उचित चेष्टा करनेवाले और समयानुसार सोने तथा जागनेवालेका योगाभ्यास दु:ख हरनेवाला होता है.

અત્યાહારી પુરુષને નહિ નહિ સાવે નિરાહારીને,
કે ના યોગ જ ઉંઘનાર અતિ કે સાવે ન સુતારને.
યોગ્યાહાર વિહાર યોગ્ય કરમે ચેષ્ટા સહુ જેહને,
તેને થાય જ યોગ દુઃખ હરતો જે યોગ્ય જાગે ઉંધે.

---

આજ સાધ્ય હોય તેટલું યોગબળ ગાંઠે બાંધી, કર્મયોગના આચરણનો પ્રારંભ કરવો, તેથી જ બુદ્ધિ ધીમે ધીમે અધિક સાત્વિક અને શુદ્ધ થતાં, કર્મયોગનું સ્વરૂપ આચરણ તો શું પણ તેની જિજ્ઞાસા યે મનુષ્યને આગળ આગળ ધકેલ્યે જાયછે, અને આખરે આજ નહિ તો કાલ, આ જન્મમાં નહિ તો આવતા જન્મમાં તેના આત્માને બ્રહ્મની પૂર્ણ પ્રાપ્તિ કરાવેછે.

૬-૧૬ यदु ह वा आत्मसंमितमन्न तदवति न हिनस्ति यद्भूयो हिनस्ति

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ १८ ॥
यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युञ्जतो योगमात्मनः ॥ १९ ॥

यदा विनियतम् चित्तम् आत्मनि एव अवतिष्ठते तदा सर्वकामेभ्यः निस्पृहः युक्तः इति उच्यते ॥

निवातस्थः दीपः यथा न इङ्गते सा उपमा यतचित्तस्य योगम् युञ्जतः योगिनः आत्मनः स्मृता ॥

જ્યારે અત્યંત એકાગ્ર થયેલું ચિત્ત આત્મામાં જ સ્થિતિ કરેછે, ત્યારે સર્વ કામનાથી નિઃસ્પૃહ થયેલો પુરુષ યુક્ત (યોગપ્રાપ્ત) કહેવાયછે.

વાયુના સંચાર વિનાના સ્થળમાં રહેલો દીવો જેમ ચલાયમાન થતો નથી, (તેમ સમાધિ કરનાર યોગીનું મન ચલાયમાન થતું નથી–નિશ્ચલ થઈ જાયછે.) એ ઉપમા ચિત્તનો નિરોધ કરી યોગાભ્યાસ કરનાર યોગીના ચિત્તને આપેલી છે.

जब अत्यंत एकाग्र हुआ चित्त आत्मामें ही स्थित होता है, तब सब कामनाओंसे इच्छा रहित पुरुष युक्त (योगप्राप्त) ऐसा कहा जाता है.

जैसे वायु रहित स्थानमें धरा हुआ दीपक नहीं हिलता है (तैसे समाधिके अनुष्ठान करनेवाले योगीका मन डोलता नहीं है–निश्चल हो जाता है), ऐसी उपमा योगके अभ्यास करनेवाले आत्मसंयमी योगीके चित्तको दी गई है.

નિરોધેલું જ ચિત્ત સ્થિર થઈ રહે આત્માવિષે જ્યાહરે,
ત્યારે નિસ્પૃહી કામના સરવથી તે યુક્ત કહેવાયછે.
વાયુવિણ સ્થળે રહ્યો જ્યમ નહિ દીવો ડગે દીધી આ,
યોગાભ્યાસ વળી જીતેલ ચિત્તના તે યોગીને ઉપમા.

---

तयत् कनीयान्न न तदवति । श्रुति.

६–१८,१९ આમ નિયમિત રીતે આચરણ કરવાથી શરીરમાંની રક્તાદિક સપ્ત ધાતુઓ આપોઆપ સમતોલ રહેશે. જેમ ભાગ્યોદય થતાં ઉદ્યોગ નિમિત્તે સર્વ સંપત્તિ આપોઆપ ઘેર ચાલી આવેછે, તેમ જે નિયમશિલ છે, તે

**यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया।**
**यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥**

योगसेवया निरुद्धम् चित्तम् यत्र उपरमते यत्र च एव आत्मना आत्मानम् पश्यन् आत्मनि तुष्यति ।

યોગાભ્યાસથી વૃત્તિશૂન્ય થયેલું ચિત્ત જ્યાં ઉપરામ પામેછે, જ્યાં આત્માવડે આત્માને જોઇ આત્મામાં જ સંતુષ્ટ રહેછે;

जहां योगाभ्यासके द्वारा वृत्तिशून्य हुआ चित्त उपरामको प्राप्त होता है, और जहां आत्मासे आत्माको देखता हुआ आत्माहीमें संतुष्ट होता है;

પામેછે જ વિરામ રૂંધ્યુ ચિત્તડું જ્યાં યોગ સેવાવડે,
આત્માને વળી જોઇ આત્મથી રહે જ્યાં તુષ્ટ આત્માવિષે·

---

વિનોદ ખાતર યોગાભ્યાસ તરફ વળે, તોપણ તેને આત્મસ્થિતિનો અનુભવ મળેછે. (૬-૧૮)

નિરૂદ્ધ ચિત્ત એકાગ્ર થાયછે, ત્યારે તેમાં સત્ત્વ પ્રધાન હોયછે. સત્ત્વનો સ્વભાવ પ્રકાશ છે, માટે અહીં નિશ્ચલ દીવાની ઉપમા આપી છે. આ જ અસંપ્રજ્ઞાત સમાધિ છે.

मनसो वृत्तिशून्यस्य निर्विकारात्मना स्थितिः ।
असंप्रज्ञातनामासौ समाधिर्योगिनां प्रियः ॥ (૬-૧૯)

૬-૨૦ વ્યક્ત અથવા અવ્યક્ત સગુણ ઉપાસનાથી ધ્યાને કરીને ચડતાં ચડતાં ઉપાસક આખરે એવી સ્થિતિએ પહોંચેછે કે अहं ब्रह्मास्मि । હું બ્રહ્મ છું, એ બ્રહ્માત્મૈક્ય સ્થિતિનો તેને સાક્ષાત્કાર થવા માંડેછે, અને હું કઇ સ્થિતિમાં કે અનુભવમાં છું, તેટલું પણ તેને ભાન રહેતું નથી. આ અવસ્થામાં જાગૃતિ કાયમ હોવા છતાં દ્વૈતના સર્વ વ્યવહાર બંધ પડી જતાં જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણે વ્યાવહારિક અવસ્થાથી જુદી જ એક ચોથી અથવા તુરીય અવસ્થા છે, એમ શાસ્ત્રકારો કહેછે. આ નિર્વિકલ્પ સમાધિયોગ અભ્યાસથી સંપાદન કરવામાં મનુષ્યે કંટાળવું નહિ.

सुखमात्यन्तिकं यत्तद् बुद्धिग्राह्यमतीन्द्रियम्।
वेत्ति यत्र न चैवाऽयं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥

यत्र यत् अतीन्द्रियम् बुद्धिग्राह्यम् तत् आत्यन्तिकम् सुखम् वेत्ति स्थित च एव अयम् तत्त्वत न चलति ॥

જે અવસ્થામા ઇંદ્રિયોથી અગમ્ય અને બુદ્ધિવડે અનુભવી શકાય એવા આત્યંતિક સુખનો અનુભવ થાયછે, અને જ્યાં સ્થિર થયેલો આ પુરુષ આત્મતત્ત્વથી ચળતો નથી,

इन्द्रियोंके ग्रहणमें न आनेवाले और बुद्धिके अनुभवमें होनेवाले जो अत्यंत सुख है, इसको जिस स्थितिमें जानता स्थित हुआ है उसमें यह पुरुष आत्मतत्त्वसे चलायमान नहीं होता है,

બુદ્ધિગ્રાહ્ય અતીત ઇંદ્રિયથી જે તે સુખ આત્યંતિક,
જાણેછે, વળી તત્ત્વથી ન ચળતો એ જ્યા રહી કો દિન,

---

આ બ્રહ્માત્મૈક્ય સ્થિતિ એ જ જ્ઞાનની પૂર્ણાવસ્થા છે.

નિરૂદ્ધ–ઇંધણા વિનાના અગ્નિની પેઠે ઉપશમ પામેલુ–સર્વ વૃત્તિઓના નિરોધરૂપ પરિણામ પામેલુ योगश्चित्तवृत्तिनिरोध । યોગસૂત્ર.

૬–૨૧ સામાન્ય રીતે સુખદુઃખના આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એવા ત્રણ ભેદ કરેલા છે. દેવતાની કૃપાથી અથવા અકૃપાથી જે સુખ દુ ખ ભોગવવુ પડેછે તે આધિદૈવિક. બાહ્ય સૃષ્ટિમા પૃથ્વી આદિ પચ મહાભૂતાત્મક પદાર્થો સાથે મનુષ્યની ઇંદ્રિયોનો સંયોગ થતાં શીતોષ્ણાદિક ગુણથી જે સુખ દુ ખ ઉત્પન્ન થાયછે, તે આધિભૌતિક. આવા પ્રકારના બાહ્ય સંયોગ સિવાય ઉત્પન્ન થનારાં બીજાં સર્વ સુખ દુ ખ તે આધ્યાત્મિક.

આત્યંતિક–દેશકાલ વસ્તુ પરિચ્છેદ રહિત. यो वै भूमा तत्सुखम् । શ્રુતિ. હું મહા સુખ ભોગવુછુ એવી વૃત્તિ જ્યાં સુધી છે, ત્યાં સુધી તે વાસ્તવિક સુખ નથી, પણ આસ્વાદનરૂપ છે, અને તે સમયની સમાધિ પણ

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणाऽपि विचाल्यते॥ २२॥

यम् लब्ध्वा च अपरम् लाभम् ततः अधिकम् न मन्यते यस्मिन् स्थितः गुरुणा दुःखेन अपि न विचाल्यते॥

જે લાભ પામીને પછી બીજા કોઇપણ લાભને તેના કરતાં અધિક માનતો નથી, અને જેમાં સ્થિત થયેલો યોગી ભારે દુઃખથી પણ ડગમગતો નથી;

जिस लाभको पाकर दूसरे लाभको उससे अधिक नहीं मानता है, और जिस अवस्थामें स्थित हुआ योगी महा दुःखसे भी चलायमान नहीं होता है;

જેને પામી ન લાભ કોઇ અધિકો માને બીજો તેથી તે,
જેમાં સ્થિત થયો મહા દુઃખથી યે ના તે ડગાવ્યો ડગે;

---

સવિકલ્પ છે. નિર્વિકલ્પ સમાધિમાં વૃત્તિ રહેતી નથી કેમકે અંતઃકરણ જ આત્મામાં ગળી જાયછે, તે નિર્વાણસુખ તો સ્વસ્થ શાંત અકથ્ય અને ઉત્તમ છે.

અતીંદ્રિય શબ્દથી આ સુખની વિષયજન્ય સુખથી ભિન્નતા કહી, અને બુદ્ધિગ્રાહ્ય શબ્દથી સુષુપ્તિના સુખથી ભિન્નતા કહી.

૬-૨૨ આ સ્થિતિની પ્રાપ્તિ થયા પછી મેરૂ પર્વત કરતાં પણ પ્રચંડ દુઃખો તેના શરીર ઉપર આવી પડે, તોપણ તેના ચિત્તને ક્ષોભ થતો નથી. શસ્ત્રથી દેહને છિન્નભિન્ન કરી નાંખવામાં આવે અથવા અગ્નિમાં નાંખવામાં આવે, તોપણ મહા સુખમાં નિમગ્ન થયેલું તેનું ચિત્ત જાગતું નથી. આ પ્રમાણે આત્મસુખમાં નિમગ્ન થયા પછી તેને દેહની સ્મૃતિ રહેતી નથી, અને આવું અનિર્વાચ્ય બ્રહ્મસુખ પ્રાપ્ત થવાથી બીજી આપત્તોની તેને વિસ્મૃતિ થાયછે.

૬-૨૩ અનિર્વિણ્ણ ચેતમા-વૈરાગ્યથી દ્વંદ્વ સહન કરવારૂપ તિતિક્ષાથી;

तं विद्याद् दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥ २३ ॥
सङ्कल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेन्द्रियग्रामं विनियम्य समन्ततः ॥ २४ ॥

तम् दुःखसंयोगवियोगम् योगसंज्ञितम् विद्यात् सः योगः अनिर्विण्णचेतसा निश्चयेन योक्तव्यः ॥

सङ्कल्पप्रभवान् सर्वान् कामान् अशेषतः त्यक्त्वा मनसा एव इन्द्रियग्रामम् समन्ततः विनियम्य ॥

તેને દુઃખના સ્પર્શથી રહિત યોગ નામની સ્થિતિ જાણવી; એ યોગ મનને કંટાળવા ન દેતાં નિશ્ચયપૂર્વક આચરવો.

સંકલ્પથી ઉત્પન્ન થતી સર્વ વાસનાઓનો સંપૂર્ણપણે ત્યાગ કરીને, મનવડે જ સર્વ ઇંદ્રિયોનું સર્વ બાજુથી નિયમન કરીને,

उस दशाको दुःखके संबंधसे रहित योगसंज्ञासे जानना; उद्वेग रहित चित्तसे निश्चय करके उसको अभ्यास करना चाहिये.

संकल्पसे उत्पन्न होनेवाली सब वासनाओंको सर्वथा त्याग करके सब ओरसे सब इंद्रियोंको मनके द्वारा ही रोककर,

વિયોગે દુઃખ સ્પર્શનો સમજવો આ યોગ નામે જ તે,
રાખી આચરવો ઉમંગી ચિત્તથી તે નિશ્ચયે યોગને.
ત્યાગી કામ સહુ અશેષ રીતથી સંકલ્પથી જન્મતા,
સર્વે ઇંદ્રિય સંયમી મનવડે સર્વે દિશાથી ય આ,

---

નાસાગ્ર દર્શન, ઇંદ્રિય નિરોધન, દેહનું સમત્વ સ્થાપન, મનોનિગ્રહ આદિ કલેશકર છે, એ પ્રમાણે સમાધિકરણમાં દોષયુક્ત તે નિર્વિણ, તે રહિત તે અનિર્વિણ, એવા ચિત્તથી.

૬-૨૫ આ પ્રમાણે ધીમે ધીમે અભ્યાસ કરવાથી ચિત્ત સ્થિર થાય, ત્યારે ઇંદ્રિયો કાબુમાં આવેછે, અને પછી કાળે કરી બ્રહ્માત્મૈક્ય

शनैः शनैरुपरमेद् बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किञ्चिदपि चिन्तयेत् ॥ २५ ॥

धृतिगृहीतया बुद्ध्या शनैः शनैः उपरमेत् मनः आत्मसंस्थम् कृत्वा किंचित् अपि न चिन्तयेत् ॥

ધૈર્યયુક્ત બુદ્ધિવડે ધીમે ધીમે ઉપરામ પામવો, અને મનને આત્મામાં સ્થિર કરીને બીજું કાંઇપણ ચિંતન કરવુ નહિ.

धैर्यसे युक्त हुई बुद्धिके द्वारा धीरे धीरे उपरत होना चाहिये और मनको आत्मामें स्थित करके ओर कुछ भी चिंतन न करना चाहिये.

ધૃતિધારિણી બુદ્ધિથી વિરમતા જવું જ ધીમે ધીમે,
ને ના ચિંતવવું પરોવી મનને આત્મા વિષે કાંઇ યે.

---

જ્ઞાન પ્રાપ્ત થતાં, તે જ્ઞાનથી કર્મનું બંધન છૂટેછે.

એ જ ભૂમિકા અન્ય રીતે કહીએ કે ગાય આદિની પેઠે વાણી-નિરોધ, બાલમુગ્ધાની પેઠે મનોનિરોધ, કાષ્ટ આદિની પેઠે અહંતાનિરોધ અને સુષુપ્તિની પેઠે મહદ્નિરોધ, એમ ચાર ક્રમે કરીને ધીમે ધીમે યોગ યોજવો.

ધીમે ધીમે-ક્રમ પ્રમાણે એટલે પ્રથમ બાહ્ય વિષયથી, પછી ઇંદ્રિયોથી અને તે પછી અંતર્વિપરીત પ્રત્યયથી ધીમે ધીમે મનને વિરામ પમાડવું, આમ ધીમે ધીમે ચિત્તનો લય કરતાં કરતાં છેવટ પુરુષ માત્ર બાકી રહેછે. એક ભૂમિકા સિદ્ધ કરી અન્ય ભૂમિકામાં જવું, એક ત્યાગ થાય એટલે બીજો કરવો, આગલી ભૂમિકા ઉપર પગ ઠરાવીને પાછલી ભૂમિકા ઉપરથી પગ ઉઠાવવો, નહિ તો કૂદકો મારવાથી વચમાં જ લપસી પડાય, માટે ધીમે ધીમે ઉપરામ સાધતાં જવું.

૬-૨૬ સુષુપ્તિમાં લય થતા ચિત્તને આત્મજ્ઞાનથી જગાડે, વિક્ષેપ પામેલાને વિષયોના દોષદર્શનવડે પુનઃ શાંત કરે, રાગના બીજરૂપ કષાય-વાળા ચિત્તને ઓળખે અને એમ ઓળખ્યા પછી ગંપ્રજ્ઞાતના વારંવારના

यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

चञ्चलम् अस्थिरम् मनः यतः यतः निश्चरति ततः ततः एतत् नियम्य आत्मनि एव वशम् नयेत् ॥

ચંચળ અને અસ્થિર મન જ્યાં જ્યાં બહાર જાય (વિષયાકાર વૃત્તિને ઉત્પન્ન કરે), ત્યાંથી ત્યાંથી રોકીને આત્મામાં જ વશ કરી લેવું.

चंचल और अस्थिर मन जिधर जिधर बहिर चले ( विषयाकार वृत्तिको उत्पन्न करे ), उधर उधरसे इसको रोककर आत्मामें ही वश करना चाहिये.

જાયે ચંચલ બ્હાર જો મન ખસી અસ્થિર જ્યાં જ્યાં થકી,
આત્મામાં વશ રાખવું નિગ્રહીને તેને ય ત્યાં ત્યાંથકી.

---

અભ્યાસવાળા ચિત્તને અસંપ્રજ્ઞાતરૂપ સમભાવ પમાડે; સમાધિમાં પણ તેના સુખનો સ્વાદ-તે અવિદ્યાજનિત છે એમ જાણી-ન લે, અને વિવેકપ્રજ્ઞાવડે નિઃસ્પૃહ થયા છતાં પણ જો ચિત્ત બહાર જાય, તો તેને પ્રયત્નથી એકરૂપ કરે ચિત્ત જ્યારે સુષુપ્તિમાં લીન ન થાય તથા વિક્ષેપ ન પામે અને વાયુ વિનાના સ્થાનમાં રહેલા દીવાના જેવું અચળ થાય, ત્યારે તે ચિત્ત બ્રહ્મસ્વરૂપને પામેલું થાયછે.

યતઃ યતઃ-જે જે નિમિત્તથી.

૬-૨૭ થી ૩૦ શાંતરજ-પોતાનાં કાર્ય-કામ ક્રોધ મોહ અહંકાર મમતા વગેરે સહિત તમોગુણ અને રજોગુણ નાશ થયા છે, એવું કેવળ શુદ્ધ સત્ત્વસ્વભાવરૂપ.

અકલ્મષ-ધર્મ તથા અધર્મથી વર્જિત (૬-૨૭)

યોગ-વસ્તુના વિચારકૌશલ્યની પરાકાષ્ઠા. (૬-૨૯)

આ બ્રહ્માત્મૈક્ય દૃષ્ટિ જ સર્વ અધ્યાત્મનું અને કર્મયોગનું મૂળ છે. ઇંદ્રિયનિગ્રહ સિદ્ધ થયા છતાં પણ એ જ્ઞાન ન થાય તો એ નિગ્રહ

प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम्।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥
युञ्जन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥ २८ ॥

प्रशान्तमनसम् हि शान्तरजसम् अकल्मषम् ब्रह्मभूतम् एनम् योगिनम् उत्तमम् सुखम् उपैति ॥

एवम् सदा आत्मानम् युञ्जन् विगतकल्मषः योगी ब्रह्मसंस्पर्शम् अत्यन्तम् सुखम् सुखेन अश्नुते ॥

પ્રશાંત ચિત્તવાળા, રજો તમોગુણ રહિત, નિષ્પાપ અને બ્રહ્મસ્વરૂપ થયેલ આ યોગીને ઉત્તમ સુખ પ્રાપ્ત થાયછે.

આ પ્રમાણે નિરંતર મનને વશ કરનાર નિષ્પાપ યોગી બ્રહ્મસાક્ષાત્કાર-સ્વરૂપ આત્યંતિક સુખને અનાયાસે પામેછે.

अत्यंत शांतचित्तवाले, तमो रजोगुणसे रहित, निष्पाप और ब्रह्मस्वरूप इस योगीको उत्तम सुख प्राप्त होता है.

इस प्रकारसे निरंतर मनको वशमें करनेवाला निष्पाप योगी ब्रह्मके साक्षात्कारस्वरूप अनंत सुखको अनायास ही प्राप्त होता है.

જેનું શાંત મને રજો ગુણ ગયો શાંતિ ધરી જેહનો,
પામે ઉત્તમ સુખ બ્રહ્મરૂપ એ યોગી વિના પાપનો.
યોગાભ્યાસ સદા ય એમ કરતો નિષ્પાપ યોગી થઈ,
સુખે પૂરણ ભોગવે, સુખ થતું જે બ્રહ્મયોગથી.

---

વ્યર્થ છે.

દીપક અને પ્રકાશનું એ બન્નેમાં એકત્વ હોયછે, તેમ તે મારામાં છે અને હું તેનામાં છું. જેમ રસનું અસ્તિત્વ પાણીને યોગે અને પ્રસાણનું અસ્તિત્વ આકાશને યોગે છે, તેમ તે યોગી મારા જ સ્વરૂપથી

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥
यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥

योगयुक्तात्मा सर्वत्र समदर्शनः सर्वभूतस्थम् आत्मानम् आत्मनि च सर्व भूतानि ईक्षते ॥

माम् सर्वत्र सर्वम् च मयि यः पश्यति तस्य अहम् न प्रणश्यामि सः च मे न प्रणश्यति ॥

યોગયુક્ત પુરુષ સર્વત્ર સમદષ્ટિવાળો થઇને સર્વ ભૂતોમાં પોતાને અને પોતામાં સર્વ ભૂતોને રહેલાં જુએછે.

મને સર્વમાં અને સર્વને મારામાં જુએછે, તેને હું અદૃશ્ય નથી અને તે મને અદૃશ્ય કરતો નથી.

योगसे युक्त आत्मवाला पुरुष सबमें समान दृष्टिवाला होकर अपनेको सब भूतोंमें और सब भूतोंको अपनेमें स्थित देखता है.

जो मुझे सर्वत्र देखता है और सबको मुझमें देखता है, उसके लिये मैं अदृश्य नहीं होता हूं और वह मुझे अदृश्य नहीं करता है.

મંદાક્રાંતા– જેને દૃષ્ટિ સમ સરવમાં આત્મ છે યુક્ત યોગે,
સૌ ભૂતોમાં નિજ, નિજ વિષે સર્વ ભૂતો જુએછે.
જે જુએછે સહુમહીં મને મુજમાં સૌ જુએછે,
તેને તો હું દૂર ન કરતો તે કરે ના મને યે.

---

સ્વરૂપવાન દેખાયછે. (૬–૩૦)

૬–૩૧ સર્વથા–સર્વ પ્રકારે, યાજ્ઞવલ્ક્યાદિની પેઠે કર્મસંન્યાસથી કે વસિષ્ઠ જનકાદિકની પેઠે વિહિત કર્મથી કે દત્તાત્રેયાદિની પેઠે નિષિદ્ધ કર્મથી વ્યવહાર કરતાં છતાં પણ.

વર્તતો–પોતાના પ્રારબ્ધરૂપ દેહની વિવિધ ચેષ્ટાથી લોકની દૃષ્ટિએ

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्त्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥

एकत्वम् आस्थितः यः सर्वभूतस्थितम् माम् भजति सः योगी सर्वथा वर्त्तमानः अपि मयि वर्तते ॥

એકત્વભાવમાં નિષ્ઠા રાખીને જે યોગી સર્વ ભૂતોમાં રહેલા મને ભજેછે, તે સર્વ પ્રકારે વર્તતાં છતાં પણ મારામાં જ રહેછે.

एकत्वभावमें स्थित हुआ जो योगी सब भूतोंमें स्थित हुए मुझको भजता है, वह सब प्रकारसे व्यवहार करता हुआ भी मुझमें ही स्थित रहता है.

જે એકત્વે મતિ ધરી ભજે સર્વ ભૂતસ્થ હુંને,
તે યોગી તો મુજ મહીં જ છે સર્વથા વર્તતાં યે.

---

બાળકની પેઠે, મૂઢની પેઠે, ઉન્મત્તની પેઠે, શિષ્ટની પેઠે, અશિષ્ટની પેઠે, જણાતો છતાં પણ પોતાની દૃષ્ટિવડે નિર્વિકાર બ્રહ્મસ્વરૂપે રહેલો.

૬-૩૨ તે કોઇનું પણ પ્રતિકૂળ આચરતો નથી અર્થાત્ અહિંસક થાયછે. એ પ્રમાણે જે અહિંસક સમ્યગ્દર્શનનિષ્ટ છે, તે યોગી સર્વ યોગીઓમાં ઉત્કૃષ્ટ છે. તત્ત્વજ્ઞાન, મનોનાશ અને વાસનાક્ષય એ ત્રણેનો એક કાળે જેને અભ્યાસ છે, તે પરમ યોગી કહેવાયછે, અને તે આ શ્લોકથી દર્શાવ્યો છે. આ અધિકારી પુરુષ જ્યારે સર્વ દુઃખી પ્રાણીઓ વિષે, પોતાની પેઠે આ સર્વ પ્રાણીઓને આ દુઃખ ન થાય, એ પ્રકારની કરુણા કરેછે, ત્યારે આ પુરુષનો વૈરી આદિક વિષેનો દોષ નિવૃત્ત થઇ જાયછે, અને પછી તેનું ચિત્ત નિર્મળ થાયછે. સ્મૃતિમાં પણ કહ્યુંછે કે–

प्राणा यथात्मनोभीष्टा भूतानामपि ते तथा ।
आत्मौपम्येन भूतेषु दयां कुर्वति साधवः ॥

ભૂતમાત્રમાં આત્મા એક છે, અથવા આત્મૌપમ્ય એ તત્ત્વથી વ્યાવહારિક નીતિધર્મના સંબંધમાં જેવો ખુલાસો થઇ જાયછે, તેવો ખુલાસો

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः॥३२॥

अर्जुन यः सर्वत्र सुखम् वा यदि दुःखम् वा आत्मौपम्येन समम् पश्यति सः योगी परमः मत ॥

હે અર્જુન, જે યોગી સર્વ પ્રાણીઓનાં સુખ કે દુઃખને પોતાને થતાં સુખદુઃખની પેઠે જ (આત્મૌપમ્ય દૃષ્ટિથી) સરખાં જુએછે, તેને શ્રેષ્ઠ માનેલો છેઃ

हे अर्जुन, जो योगी सब जीवोंके सुख और दुःखको (आत्मौपम्य दृष्टिसे अपनी तुलनासे) अपने सुख और दु खके समान देखता है, वह श्रेष्ठ माना गया है

જે કે હોયે સુખ જ દુઃખ કાં આત્મ જેવે જ ભાવે,
જુએછે જે સમ સરવમાં શ્રેષ્ઠ યોગી ગણ્યો તે.

---

બીજા કોઇ તત્ત્વથી થતો નથી. સર્વ લોક આપણામાં અને આપણે સર્વ લોકમાં એ ભાવના એકવાર દૃઢ થયા પછી સ્વાર્થ પરાર્થથી ભિન્ન છે કે નહિ, તે પ્રશ્ન ઉપસ્થિત થઇ શકતો નથી. લોકકલ્યાણ કરવું જોઇએ, એ હેતુ મનમાં રાખી સાધુ પુરુષો લોકકલ્યાણ કરતા નથી. પ્રકાશ આપવો એ જેમ સૂર્યનો સ્વભાવ છે, તેમ સર્વ ભૂતાત્મૈક્યનો બ્રહ્મજ્ઞાનથી પૂર્ણ સાક્ષાત્કાર થયા પછી લોકકલ્યાણ કરવુ, એ તે સાધુ પુરુષનો દેહ-સ્વભાવ બની જાયછે.

પોતાને જે પ્રતિકૂળ એટલે દુઃખકારક લાગતુ હોય, તેવું કાંઇ પણ વર્તન બીજા લોકની સાથે ચલાવવુ નહિ, એ સંક્ષેપમાં સર્વ ધર્મ નીતિનો સાર છે; માટે આપણે માટે જેવું વર્તન કરીએ, તેવું જ વર્તન સર્વ ભૂતમાત્રને માટે કરવું. સર્વત્ર આત્મભાવથી જોવુ જોઇએ. અહં પ્રત્યય વિષયરૂપ પોતાના જીવને સુખ દુઃખ રાગ દ્વેષ જે જે કારણથી થાયછે, તે તે કારણથી અન્યને પણ તેવાં ને તેવાં જ થાયછે, એમ સમજી વ્યવહાર થવો જોઇએ. પોતે તે જ અન્ય છે અથવા અન્ય તે જ પોતે છે, એમ

अर्जुन उवाच।
योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन।
एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम् ॥३३॥

अर्जुनः उवाच। मधुसूदन त्वया साम्येन यः अयम् योगः प्रोक्तः एतस्य स्थितिम् चञ्चलत्वात् स्थिराम् अहम् न पश्यामि॥

અર્જુને કહ્યું–હે મધુસૂદન, તમે આ સમત્વબુદ્ધિવડે પ્રાપ્ત થનારો જે યોગ કહ્યો, તેની સ્થિતિ મનની ચંચળતાને લીધે ટકી શકે એમ મને લાગતું નથી.

अर्जुनने कहा–हे मधुसूदन, तुमने समता द्वारा जो यह योग कहा, उसकी निश्चल स्थितिको मनकी चंचलताके लिये मैं समझ नहीं सकता हूं

શિખરિણી–કહ્યો આપે સામ્યે મધુસૂદન। આ યોગ મુજને,
નથી જોતો તેની સ્થિર સ્થિતિ હું તો ચચળપણે

સર્વને સ્થાને પોતે જ રહી વ્યવહાર કરતા હોઇએ, તેવો વ્યવહાર થવો જોઇએ.

૬–૩૩ સામ્ય–સમાનતા, એકતા, એકરસતા.

૬–૩૪ જે મન બુદ્ધિને ઠગેછે, નિશ્ચયને તોડી નાંખેછે, અને ધૈર્યને હાથતાળી આપી છટકી જાયછે, જે વિચારને ભ્રમિત કરેછે, સંતોષને ખંડિત કરેછે, અને એક સ્થળે નિરાંતે બેઠેલા માણસને દશ દિશામાં ભ્રમણ કરાવેછે, જેને ગોંધી રાખવા જતા તે ઉછળીને બહાર આવેછે, અને નિગ્રહ કરવા જતાં ઉલટો નિગ્રહ જ તેને સહાયભૂત થાયછે, એવું મન પોતાનો સ્વભાવ છોડે જ નહિ, કેમકે તેની વૃત્તિ ચંચળ હોવાથી તે સ્થિર થવું દુર્ઘટ છે. યોગવાસિષ્ઠમા પણ કહ્યું છે કે–સમુદ્રપાન કરતાં, મેરૂ પર્વત ઉખેડી નાખવા કરતાં અને અગ્નિનો આહાર કરતાં પણ ચિત્તનો નિગ્રહ દુષ્કર છે.

अप्यब्धिपानान्महतः सुमेरून्मूलनादपि।
अपि वह्न्यशनात्साधो विषमश्चित्तनिग्रहः॥

चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम्।
तस्याऽहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥

कृष्ण मनः हि चञ्चलम् प्रमाथि बलवत् दृढम् तस्य निग्रहम् वायोः इव अहम् सुदुष्करम् मन्ये ॥

કેમકે હે કૃષ્ણ, મન ચચળ, ઇંદ્રિયોને તોફાને ચડાવનાર, બળવાન અને હઠીલું છે; તેનો નિગ્રહ કરવો એ વાયુના નિગ્રહની પેઠે મને અત્યંત કઠિન લાગેછે.

क्योंकि हे कृष्ण, मन चचल, इंद्रियोंको विक्षिप्त करनेवाला, बलयुक्त और दृढ है; उसको रोकना वायुके रोकनेकी समान मैं अत्यंत कठिन मानता हूं.

બળિયું ઉદ્વેગી મન દૃઢ પ્રભુ! ચચળ અને,
હું માનુંછું તેનો નિગ્રહ અઘરો વાયુની પેઠે.

---

પ્રમાથિ-ઇંદ્રિયોને વિહ્વળ કરનાર, રાગદ્વેષાદિની ઇચ્છા ન રહે તોપણ બલપૂર્વક પોતાને વશ કરી અવિવેકી કામ કરાવનાર.

દુષ્કર-કરોડો ઉપાયથી પણ નિગ્રહ થવો અશક્ય છે એવું.

૬-૩૫ એમ છતાં મન એક ઉત્તમ સદ્ગુણ ધરાવેછે. એને જેની ચટક લાગેછે, તેમાં જ નિરંતર વાસ કરવાનો એને શોખ છે, માટે વિનોદને ખાતર પણ તેને આત્મસુખ પ્રતિ વાળવું જોઇએ. જેમ પાણી વાળનાર એકનું દ્વાર બંધ કરી બીજાનું ઉઘાડેછે, તેમ વૈરાગ્યવડે વિષયવ્હેન બંધ થાયછે, અભ્યાસવડે કલ્યાણવ્હેન ઉઘાડાયછે; એમ બનેની આવશ્યકતા છે. अभ्यासवैराग्याभ्यां तन्निरोधः । યોગસૂત્ર.

અભ્યાસ-કોઇપણ ચિત્તભૂમિમાં સમાન પ્રલયની આવૃત્તિ; સર્વ પ્રકારે ચિત્તના નિરોધના ઉત્સાહરૂપ યત્નની વારવાર આવૃત્તિ. तत्र स्थितौ यत्नोऽभ्यासः । યોગસૂત્ર.

વૈરાગ્ય-અનેક પ્રકારનાં દુઃખ તથા દોષોને જોઇને વિષયભોગની કામના રોકવી; સાધન સહિત દૃષ્ટ અદૃષ્ટ ઇષ્ટ ભોગોમાં દોષદૃષ્ટિવડે તૃષ્ણા-

श्रीभगवानुवाच ।

असशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥
असंयतात्मना योगो दुष्प्राप इति मे मति. ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३६ ॥

श्रीभगवान् उवाच । महाबाहो मनः चलम् दुर्निग्रहम् असंशयम् कौन्तेय अभ्यासेन तु वैराग्येण च गृह्यते ॥

असंयतात्मना योगः दुष्प्राप इति मे मति· वश्यात्मना यतता तु उपायतः अवाप्तुम् शक्यः ॥

શ્રીભગવાને કહ્યું–હે મહાબાહો, મન ચચળ અને તેનો નિગ્રહ કરવો કઠિન છે એ ખરૂં; પરંતુ હે અર્જુન, અભ્યાસ અને વૈરાગ્યવડે તે વશ કરી શકાયછે.

અંતઃકરણ જેને વશ નથી એવા પુરુષને યોગ પ્રાપ્ત થવો કઠણ છે, એવી મારી માન્યતા છે; પરંતુ અંતઃકરણને વશ રાખી પ્રયત્ન કરનારને તો યોગ્ય ઉપાયથી એ પ્રાપ્ત થઇ શકે એવો છે.

श्रीभगवानने कहा–हे महाबाहो, मन नि.सदेह चंचल और कठिनतासे काबूमें आनेवाला है; पर हे अर्जुन, अभ्यास और वैराग्यसे यह काबूमें आ सकता है.

जिसका मन वशीभूत नहीं है, ऐसे जनके लिये योग अत्यंत कठिनतासे प्राप्त होनेवाला है, इस प्रकार मेरा मत है; पर संयतचित्त पुरुष योग्य उपायसे यत्नशील होकर योग पा सकता है.

મહાબાહુ ! નક્કી નિગ્રહ કપરો ચચળ મને,
તથાપિ અભ્યાસે અધીન થતું વૈરાગ્યથી ય તે.
અજીતાત્માને હું કઠણ ગણું છું યોગ મળવો,
ઉપાયે જીતાત્મા યતન કરતાં સાધી શકતો.

---

કઠિનપણું. दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम् । योगसूत्र.

૬–૩૬ અશુભ કર્મોમાં પ્રવૃત્ત થયેલા પોતાના મનને પુરુષપ્રયત્નથી

अर्जुन उवाच।

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥३७

अर्जुन उवाच। कृष्ण श्रद्धया उपेत अयतिः योगात् चलितमानसः संसिद्धिम् अप्राप्य काम् गतिम् गच्छति ॥

અર્જુને કહ્યું–હે કૃષ્ણ, શ્રદ્ધાવાન છતાં સંપૂર્ણ સંયમન ન કરે યોગથી ચલિત થયેલા મનવાળો મનુષ્ય યોગસિદ્ધિને ન પામતાં કેવી ગતિ પામે

अर्जुनने कहा–हे कृष्ण, श्रद्धायुक्त होनेपर भी संपूर्ण संयमन रहित हो योगसे चलायमान मनवाला पुरुष योगकी सिद्धि(फल)को न पाकर कि गतिको पाता है?

સુશ્રદ્ધાળુ યોગે ચલિત મનનો સંયમ વિના,
ગતિ પામે કેવી પ્રભુજી! નહિ સંસિદ્ધિ મળતાં?

---

તે અશુભકર્મોથી નિવૃત્ત કરીને શુભ કર્મોમાં પ્રવૃત્ત કરવાનું કહી યો વાસિષ્ઠમાં પણ પુરુષપ્રયત્નની પ્રબળતા કહી છે.

अशुभेषु समाविष्टं शुभेष्वेवावतारय।
स्वमनः पुरुषार्थेन बलेन बलिनां वर॥

૬–૩૭ યોગથી ચલિત મનવાળો-શ્રવણ મનન આદિના પરિપાકથી ઉત્પ થયેલ તત્ત્વસાક્ષાત્કાર તે યોગ; આયુષ્યની અલ્પતાથી કે મૃત્યુકાળે ઇંદ્રિયોન વ્યાકુલતાથી તે શ્રવણમનનનો અસંભવ થતાં તેથી ભ્રષ્ટ થયેલા મનવાળો.

અયતિ–અધૂરો પ્રયત્ન કરનાર, અધૂરું સંયમન કરનાર.

૬–૪૦ વિઘ્નથી જેનો યોગ હણાયો છે એવા જડભરત, વીતહવ્ય વગેરે બીજા જન્મમાં યોગનો પાર પામ્યા, એ ભાગવત પુરાણ તથા યોગવાસિષ્ઠ વગેરેમાં પ્રસિદ્ધ છે. શુભ કરનાર કોઇપણ પુરુષ દુર્ગતિ પામતો નથી, પણ સદ્ગતિ જ પામેછે. तद्य इह रमणीयचरणा अभ्याशो ह रमणीयां योनिमापद्येरन्। શ્રુતિ. मंगलानां च मंगलम्। શ્રુતિ.

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥

एतं मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥ ३९ ॥

महाबाहो ब्रह्मणः पथि अप्रतिष्ठः विमूढः उभयविभ्रष्टः छिन्नाभ्रम् इव कच्चित् न नश्यति ॥

कृष्ण मे एतम् संशयम् अशेषतः छेत्तुम् अर्हसि त्वत् अन्यः अस्य संशयस्य छेत्ता नहि उपपद्यते ॥

હે મહાબાહો, એવો બ્રહ્મમાર્ગમાં સ્થિર ન થયેલો મોહગ્રસ્ત મનુષ્ય ઉભયભ્રષ્ટ થઇ છુટા પડી ગયેલા વાદળાની પેઠે નાશ તો નથી પામતો ને ?

હે કૃષ્ણ, મારો આ સંશય સમૂળો કાપી નાંખવાને આપ જ યોગ્ય છો; આપના વિના બીજો કોઇ આ સંશય કાપવાને સમર્થ નથી.

हे महाबाहो, यह मूढ मनुष्य ब्रह्मके मार्गमें आश्रय रहित होकर और उभयभ्रष्ट होकर छूटे हुए बादलकी समान क्या नष्ट तो नहीं हो जाता है?

हे कृष्ण, मेरा यह संशय बिना शेष रखे छेदन करनेको आप ही योग्य हो; आपके सिवाय इस संशयके छेदन करनेवाला दूसरा कोई भी समर्थ नहीं है.

મહાબાહુ ! કે શું મૂઢ ચલિત એ પથ બ્રહ્મને,
વિંખાયે છૂટેલા ઘન સમ બની ભ્રષ્ટ ઉભયે.
પ્રભુ ! મારી શંકા સહુ વિધથી આ છેદવી ઘટે,
નહિ આ શંકાનો તુજ વિણુ બીજો ટાળક મળે.

---

અહીંયાં તે કીર્તિ સુખ આદિ પામેછે, સ્વર્ગથી પણ કહેલી શુભ જન્મ આદિ ગતિએ જાયછે, ને ઉત્તરોત્તર વધતાં મુક્ત થાયછે. સ્મૃતિમાં પણ કહ્યુંછે કે—

स्नात तेन समस्ततीर्थसलिले सर्वापि दत्तावनि
र्येषानां च कृतं सहस्रमखिला देवाश्च संपूजिताः ।

श्रीभगवानुवाच ।
पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद् दुर्गतिं तात गच्छति ॥४०॥

श्रीभगवान् उवाच । पार्थ इह तस्य विनाशः न एव विद्यते न अमुत्र तात कल्याणकृत् कश्चित् हि दुर्गतिम् न गच्छति ॥

હે અર્જુન, આ લોકમાં તેમ જ પરલોકમાં તેવા પુરુષનો વિનાશ થતો જ નથી, કેમકે હે બાપુ, કલ્યાણકારક કર્મ કરનાર કોઈપણ પુરુષ દુર્ગતિ પામતો નથી.

हे पार्थ, इस लोकमें और परलोकमें उसका विनाश होता ही नहीं है; क्योंकि हे तात, शुभ कर्म करनेवाला कोई भी पुरुष दुर्गतिको प्राप्त नहीं होता है

**મંદાક્રાંતા**– આ લોકે કે નથી કદિ બીજા લોકમાં નાશ તેનો,
પામે બાપુ ! ન નીચ ગતિ કો પુણ્ય કર્મો કરંતો.

---

संसाराच्च समुद्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्योप्यसौ
यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ॥

નાશ–પતિતપણું, નીચ યોનિ, પહેલાંના કરતાં હલકા જન્મની પ્રાપ્તિ, નરકપ્રાપ્તિ.

તાત–પુત્રરૂપે પોતાને લંબાવે તે તાત; પિતા જ પુત્રરૂપે છે માટે પુત્ર પણ તાત કહેવાયછે; શિષ્ય પણ પુત્રના જેવો છે માટે તે પણ તાત.

૬–૪૧ તે એવા કુળમાં જન્મ લેછે કે જે સર્વ ધર્મોનું મૂળ હોય, ત્યાં તેના ઐશ્વર્યની વૃદ્ધિ થાયછે, અને તેનાં પૂર્વ જન્મનાં બીજને અંકુર ફૂટેછે. જે કુળનાં માણસો નીતિમાર્ગે ચાલતાં હોય, સત્ય અને મધુર ભાષણ કરતાં હોય અને શાસ્ત્રોક્ત રીતે વર્તતાં હોય; જે કુળમાં નિત્ય વેદની ધૂન ચાલી રહી હોય અને સ્વધર્માચરણ [illegible] વ્યવસાય હોય, સારાસાર વિચાર જેના મંત્રી હોય [illegible] એવા છતાં પણ સ્થિર થઈને રહી છે અને

प्राप्य पुण्यकृतां लोकानुषित्वा शाश्वतीः समाः।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥

योगभ्रष्ट पुण्यकृताम् लोकान् प्राप्य शाश्वती· समा उपित्वा शुचीनाम् श्रीमताम् गेहे अभिजायते ॥

યોગભ્રષ્ટ પુરુષ, પુણ્યશાળીઓને પ્રાપ્ત થતા લોક પામી ત્યાં ઘણાં વર્ષોસુધી રહીને પછી પવિત્ર શ્રીમતના ગૃહમા અવતરેછે.

योगभ्रष्ट पुरुष पुण्यकारियोंके लोकोको प्राप्त होकर महा बहुत वर्षोंतक रहकर पवित्र श्रीमान लोगोंके गृहमें जन्म लेता है

પામી લોકો સુકૃતી જનના વર્ષ ઝાઝાં વસીને,
શ્રીમતોને ગૃહ પુનીતને યોગથી ભ્રષ્ટ જન્મે.

---

આવેછે, એ રીતે જે કુળમા સર્વ પુણ્યો એકત્રિત થયાં હોય અને જ્યાં સર્વ સુખોની સમૃદ્ધિ હોય, તે કુળમા યોગભ્રષ્ટ પુરુષનો જન્મ થાયછે.

શુચી-સદાચારી, વિવેક વિરાગ આદિથી નિર્મળ ચિત્તવાળા.

યોગભ્રષ્ટ-યોગની સિદ્ધિ થવા અગાઉ મરનાર.

૬-૪૩ થી ૪૫ જેમ સૂર્ય ઉદય પામ્યા પહેલાં ચોતરફ પ્રભા ફેંકેછે, તેમ પ્રૌઢ વયની રાહ ન જોતા જ્ઞાન તેને બાળ વયમાં જ વરેછે. પૂર્વ જન્મે સિદ્ધ થયેલી બુદ્ધિના યોગે તેને સર્વ વિદ્યા પ્રાપ્ત થાયછે. વળી यद्धर्मवान् पिता भवति तमेव धर्मं पुत्रायोपदिशति। એ પણ લોકપ્રસિદ્ધ છે. (૬-૪૩)

જ્ઞાનવાસના તો વસ્તુવિષયક છે અને ભોગવાસના અવસ્તુવિષયક છે, તેથી અલ્પકાળ અભ્યાસ કરાયેલી છતાં પણ જ્ઞાનવાસના તે બહુ કાળની અભ્યાસ કરાયેલી ભોગવાસનાઓથી અત્યંત પ્રબળ છે. તે પ્રબળ જ્ઞાનવાસનાથી અપ્રબળ ભોગવાસનાઓનો અભિભવ સંભવેછે. (૬-૪૪)

ભગવાન કહેછે કે પહેલા શક્ય હોય તેટલી શુદ્ધ બુદ્ધિથી કર્મયોગ આચરવાની શરૂઆત કરવી ભલે થોડે થોડે થાય, પણ તેવી રીતે કર્મ આચરવામા આવે, તે જ આ જન્મમાં નહિ તો આવતા જ

अथवा योगिनामेव कुले भवति धीमताम्।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम्।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ॥ ४३ ॥

अथवा धीमताम् योगिनाम् कुले एव भवति यत् ईदृशम् जन्म एतत् हि लोके दुर्लभतरम् ॥

कुरुनन्दन तत्र पौर्वदेहिकम् तम् बुद्धिसंयोगम् लभते ततः च संसिद्धौ भूयः यतते ॥

અથવા તો બુદ્ધિમંત (અધ્યાત્મવિદ્યા જાણનાર) યોગીઓના કુળમાં જ જન્મેછે; આવો જન્મ થવો તે આ લોકમાં અતિ દુર્લભ છે.

હે કુરુનંદન, ત્યાં પૂર્વ જન્મનો તે બુદ્ધિસંસ્કાર તેને પ્રાપ્ત થાયછે, અને પછી સિદ્ધિને માટે તેથી અધિક યત્ન તે કરેછે.

अथवा धीमान ( अध्यात्मविद्या जाननेवाले ) योगियोंके कुलमें ही जन्म लेता है; यह जो जन्म है वह इस लोकमें बहुत दुर्लभ है.

हे कुरुनंदन, तहां वह पूर्व जन्मके उस बुद्धिके संस्कारको प्राप्त करता है, और फिर भी सिद्धिके लिये अधिक यत्न करता है.

કાં તો ઉંચે કુલ અવતરે યોગી ધીમંતને ત્યાં,
આવો જે આ જનમ વધુ છે દુર્લભે લોકમાં આ.
ત્યાં પામે તે મૂળ જનમના બુદ્ધિસંસ્કારને એ,
ને તેથી ત્યાં ફરીથી મથતો પાર્થ ! તે સિદ્ધિ કાજે.

---

નહિ તો વળી આગળના જન્મમાં, એ પ્રમાણે વધારે વધારે સિદ્ધિ મળવામાં ઉત્તરોત્તર કારણભૂત થાયછે, અને તેથી જ આખરે સદ્ગતિ મળેછે. (૬-૪૫)

૬-૪૬,૪૭ યોગી—અસંપ્રજ્ઞાત યોગવાળો પ્રજ્ઞાનિષ્ઠ યતિ; વાસનાબીજ

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥

तेन पूर्वाभ्यासेन एव अवशः अपि सः ह्रियते योगस्य हि जिज्ञासुः अपि शब्दब्रह्म अतिवर्तते ॥

प्रयत्नात् यतमानः तु योगी संशुद्धकिल्बिषः अनेकजन्मसंसिद्धः ततः पराम् गतिम् याति ॥

પૂર્વ જન્મના તે અભ્યાસને લીધે જ પરવશ થયેલની પેઠે પણ તે યોગ તરફ ખેંચાય છે અને તે માત્ર યોગને જિજ્ઞાસુ હોય તોપણ કર્મકાંડરૂપ વેદ(શબ્દ બ્રહ્મ)ને ઓળગી જાયછે.

પ્રયત્નથી અભ્યાસ કરતાં કરતાં યોગી પાપથી વિશુદ્ધ બની અનેક જન્મે પણ યોગથી સિદ્ધ થઇને પરમ ગતિને પામેછે.

तिस पूर्व जन्मके अभ्यासके द्वारा परवश हुएकी समान (इच्छा न होने पर भी) योगमें खेंचा जाता है और योगको जाननेकी इच्छावाला होने पर भी कर्मकांडरूप वेद(शब्दब्रह्म)को अतिक्रमण कर जाता है.

प्रयत्नसे अभ्यास करता हुआ योगी पापोंसे रहित विशुद्ध होकर, अनेक जन्मोंसे बढ़ते हुए योगके द्वारा सिद्ध बनकरके फिर परम गतिको प्राप्त होता हैं.

ખેંચાયેછે અવશ પણ તે પૂર્વ અભ્યાસ માત્રે,
વેદોને તો ટપી વટી જતો યોગજિજ્ઞાસુ યે તે.
યોગી યત્ને મથન કરતો પાપથી શુદ્ધ થૈને,
અંતે પામે પરમ ગતિ થૈ સિદ્ધ જન્મો અનેકે.

---

ક્ષીણુ કરી નિર્વિકલ્પ સમાધિસ્થ એકાકાર આત્મમય સર્વ અનુભવનાર યતિ.
ભજતે-આહાર વિહાર શયન આસન વગેરેમાં અને સર્વ અવસ્થામાં બીજી કાંઇ પણ વૃત્તિ રહિત થઇ સર્વદા મારું પરમાત્માનું જ પોતાના

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥
योगीनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥४७॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अध्यात्मयोगो नाम षष्ठोऽध्यायः ॥

तपस्विभ्य योगी अधिक ज्ञानिभ्य अपि अधिक. मत कर्मिभ्य च योगी अधिक तस्मात् अर्जुन योगी भव ॥

सर्वेषाम् योगीनाम् अपि मद्गतेन अतरात्मना श्रद्धावान् य माम् भजते सः मे युक्तम मत. ॥

તપસ્વીથી યોગી શ્રેષ્ઠ છે, ( માત્ર શાસ્ત્રના ) જ્ઞાનીથી પણ શ્રેષ્ઠ માનેલો છે, વળી કર્મ કરનાર(કર્મકાંડી)થી પણ યોગી શ્રેષ્ઠ છે, માટે હે અર્જુન, તું યોગી થા

સર્વે યોગીઓમા પણ મારામા જ અત કરણ લગાડીને શ્રદ્ધાસહિત જે મને ભજેછે, તેને જ મેં પરમ યુક્ત માનેલો છે

योगी तपस्वियोंसे श्रेष्ठ हैं, ज्ञानियोंसे भी श्रेष्ठ माना गया है और कर्मियोंसे भी श्रेष्ठ हैं, उस कारण हे अर्जुन, तुम योगी होओ

सब योगियोंमें भी श्रद्धापूर्वक मुझमें चित्तवृत्तिको अर्पण करके मुझको भजते हैं, वह मेरे मतमें अत्यत युक्त (श्रेष्ठ) है.

જ્ઞાનીથી યે અધિક અધિકો છે તપસ્વીથી યોગી,
યોગી કર્મીજનથી અધિકો યોગી થા પાર્થ ! તેથી.
સૌ યોગીમા પણ મુજ મહીં અતરાત્મા પરોવી,
શ્રદ્ધાળુ જે ભજન કરતો તે ગણુ શ્રેષ્ઠ યોગી.

એ પ્રમાણે .અધ્યાત્મયોગ નામનો છઠ્ઠો અધ્યાય પૂરો

---

આત્મા સાથે અનુસધાન કરેછે.

## અધ્યાય ૭ મો.
## જ્ઞાનવિજ્ઞાનયોગ

श्रीभगवानुवाच।
मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥१॥

श्रीभगवान् उवाच। पार्थ मयि आसक्तमनाः मदाश्रयः योगम् युञ्जन् असंशयम् समग्रम् माम् यथा ज्ञास्यसि तत् शृणु ॥

શ્રીભગવાને કહ્યું-હે અર્જુન, મનને મારામાં આસક્ત કરી મારો આશ્રય લઇને યોગ આચરતાં સંશય રહિત સંપૂર્ણપણે મને જે રીતે જાણીશ, તે તું સાંભળ.

श्रीभगवानने कहा-हे अर्जुन, मुझमें चित्तको लगाकर मेरा ही आश्रय करके योग करता हुआ मुझे जिस प्रकारसे पूर्ण निःशंक रूपसे जानोगे, सो तुम सुनो.

શાર્દૂલ- મારે આશ્રય ચિત્ત સક્ત મુજમાં રાખી ધરી યોગને,
જે રીતે વળી પૂર્ણ નિશ્ચય મને જાણીશ તું સુણ તે.

---

૭-૧ ईश्वरानुग्रहादेव पुंसामद्वैतवासना। પ્રમાણે મારા આશ્રયવડે મુમુક્ષુને પુષ્કળ સાધનો સહિત જ્ઞાન અને મોક્ષ સિદ્ધ થાયછે; તેથી મદાશ્રય એટલે સર્વાત્મા, સર્વાંતર્યામી, ભક્તનું રક્ષણ કરવામાં પરાયણ પરમેશ્વર હું જ જેના આશ્રયરૂપ છું તે.

મારામાં, મને ઇત્યાદિ શબ્દનો અર્થ કેવળ પરબ્રહ્મ પરત્વે જ ધારણ કરવો, કેમકે બ્રહ્મભૂત શ્રીકૃષ્ણને તે, તેનું ઇત્યાદિ હોય જ નહિ.

૭-૨ येन अविज्ञातं विज्ञातं भवति। શ્રુતિ. જે એક જાણવાથી સર્વ જાણી શકાયછે. यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्याद्वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्। શ્રુતિ. સૌમ્ય, જે પ્રમાણે એક માટીના ગોળામાં શું છે, તે સમજ્યા, એટલે આખી માટીમય પદાર્થ તે માટીનાં

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥२॥

सविज्ञानम् इदम् ज्ञानम् अहम् ते अशेषतः वक्ष्यामि यत् ज्ञात्वा इह भूय अन्यत् ज्ञातव्यम् न अवशिष्यते ॥

વિજ્ઞાન સહિત આ જ્ઞાન હું તને પૂરેપૂરૂં કહું છું, જે જાણ્યા પછી આ લોકમાં કાંઇપણ બીજું જાણવાનું બાકી રહેતું નથી.

मैं तेरे निमित्त विज्ञानके सहित इस ज्ञानको संपूर्ण रूपसे कहता हूं, जिसको जान लेनेसे इस संसारमें फिर जाननेके योग्य कुछ और शेष नहीं रहता है.

આ વિજ્ઞાન સહિત જ્ઞાન તુજને નિઃશેષ ભાખું છઉં,
જે જાણ્યા પછી જાણવા સમ અહીં બીજું ન રહેશે કશું.

---

નામરૂપ ધારણ કરનાર વિકાર છે; મૃત્તિકા એ જ સાચું છે. મયવો વિજ્ઞાતે सर्वमिदं विज्ञात भवति । एकविज्ञानेन सर्व विज्ञातम् । શ્રુતિ. એ પ્રમાણે મને પરબ્રહ્મને જાણવાથી વિદ્વાનને ફરીથી બીજું કંઇ જાણવાનું રહેતું નથી. મારા તત્ત્વને જાણનાર સર્વને જાણનાર-સર્વજ્ઞ છે.

આ રીતે એક પરમેશ્વરનું જ્ઞાન થતાં આ જગતમાં બીજું કાંઇ જાણવાનું રહેતું નથી; કારણ કે જગતનાં મૂળ તત્ત્વ એક જ હોવાથી તે જ નામરૂપ ભેદથી સર્વત્ર ભરેલાં છે, તે સિવાય બીજી કોઇપણ વસ્તુ જગતમાં છે જ નહિ.

જ્ઞાન-શુદ્ધ પ્રજ્ઞાનઘન બ્રહ્મ. सत्यं ज्ञानमनतं ब्रह्म । विज्ञानमानंदं ब्रह्म । શ્રુતિ.

૯-૩ અનેક જન્મમાં કરેલાં પુણ્યના સમુહથી ઉત્પન્ન થયેલી ચિત્તશુદ્ધિદ્વારા ઉત્પન્ન થયેલ વિવેક વિરાગ શમ દમ સંન્યાસ વગેરે ઉત્તમ સાધનવાળા પરમેશ્વરના અનુગ્રહને પ્રાપ્ત થયેલાને જ શ્રવણ મનન વગેરેથી તે જ્ઞાન મળેછે. મલિન ચિત્તવાળા, ઇશ્વરકૃપાથી દૂર રહેનાર, કામાગ્નિથી બળતાને તો આત્મજ્ઞાન દુર્લભ છે.

જેમ મનુષ્યોથી ભરેલા ત્રિભુવનમાં એક જ માણસ 'ઉત્તમ ' શરીર

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥३॥

मनुष्याणाम् सहस्रेषु कश्चित् सिद्धये यतति यतताम् अपि सिद्धानाम् श्चित् माम् तत्त्वतः वेत्ति ॥

હજારો મનુષ્યોમાથી કોઇક જ સિદ્ધિને માટે પ્રયત્ન કરેછે, અને ા યત્ન કરનાર સિદ્ધ પુરુષોમાથી કોઇક જ મને સત્ય સ્વરૂપે જાણેછે

हजारों मनुष्योंमें कोईएक ही सिद्धिके लिये यत्न करता है, और उन न करनेवाले सिद्धि-कामियोंमें भी कोई एक ही स्वरूपसे मुझे जानता है.

સિદ્ધિ કાજ મનુષ્ય યત્ન કરતો કોઇ હજારોમહીં,
કોઇ સિદ્ધ પ્રયત્નવંત મહીં યે જાણે મને તત્ત્વથી.

---

વડી લક્ષાવધિ મનુષ્યોને સમરાંગણને માટે તૈયાર કરેછે, અને તેમા ા જ્યારે શત્રુના ઘા શરીર ઉપર પડેછે, ત્યારે એકાદ જ મનુષ્ય નભી ોને વિજયશ્રીનો અધિકારી થાયછે, તેમ માગ જ્ઞાનની પ્રાપ્તિ સંબધી ારયાના પૂરમા કોટ્યાવધિ લોકો ભુસકા મારેછે, પરંતુ સામે તીરે તો કાદ જ મનુષ્ય જઇ શકેછે.

સહસ્રેષુ-કરોડોમા. તત્ત્વત -પોતાથી ભિન્ન પરિછિન્ન સ્વરૂપે નહિ, પણ ાર્થ સ્વરૂપે.

૭-૪ થી ૭ ભૂમિ આદિ પાચ તે, તે તે મહાભૂતના કારણરૂપ ગધ, , રૂપ, સ્પર્શ અને શબ્દ એ પાચ તન્માત્રાના કાર્ય છે. મન તેના રણરૂપ અહકારનુ, બુદ્ધિ સમષ્ટિ બુદ્ધિ મહત્તત્ત્વનું અને અહકાર એ મૂક્ષ ્રૃતિનું લક્ષક છે (૭-૪)

પૂર્વોક્ત અષ્ટધા પ્રકૃતિને ક્ષેત્ર પણ કહેછે, અને બીજી જીવરૂપ ્રૃતિને ક્ષેત્રજ્ઞ પણ કહેછે. એ ક્ષેત્રજ્ઞ અપરા જીવ, તે જ સાખ્યમા ોનો પુરુષ.

અપરા-નિકૃષ્ટ, અશુદ્ધ, અનર્થકારી સસારરૂપ, બધનસ્વરૂપ.

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहङ्कार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥४॥
अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥५॥

भूमिः आपः अनलः वायुः खम् मनः बुद्धिः अहंकारः च एव इति इयम् मे प्रकृतिः अष्टधा भिन्ना ॥

महाबाहो इयम् अपरा इतः तु अन्याम् जीवभूताम् मे पराम् प्रकृतिम् विद्धि यया इदम् जगत् धार्यते ॥

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ તથા મન, બુદ્ધિ અને અહંકાર એ રીતે આ મારી પ્રકૃતિ આઠ વિભાગે વહેંચાયેલી છે.

હે મહાબાહો, આ અપરા (કનિષ્ઠ પ્રકારની) પ્રકૃતિ છે; આ સિવાય જીવ સ્વરૂપે રહેલી મારી બીજી પરા (શ્રેષ્ઠ) પ્રકૃતિ છે એમ સમજ; કે જેના વડે આ જગત ધારણ કરાયછે.

पृथ्वी, जल, अग्नि, वायु, आकाश, मन, बुद्धि और अहंकार यह मेरी प्रकृति आठ प्रकारके भेदवाली है.

हे महाबाहो, यह प्रकृति अपरा (निकृष्ट) हैं, इससे दूसरी जीवनरूपी मेरी प्रकृतिको परा (उत्कृष्ट) जानो; जिससे यह जगत धारण किया जाता है.

પૃથ્વી ને જળ અગ્નિ વાયુ નભ એ ભૂતો. અહંકાર ને,
બુદ્ધિ ને મન એમ મારી પ્રકૃતિ એ અષ્ટધા ભિન્ન છે.
આ તો છે, અપરા બીજી પ્રકૃતિને તું જાણ મારી પરા,
જે છે જીવસ્વરૂપી સૌ જગતને ધારે મહાબાહુ! આ.

---

પ્રકૃતિ, પુરુષ અને પરમેશ્વર આ ત્રણેને અધ્યાત્મશાસ્ત્રમાં અનુક્રમે જગત, જીવ અને પરબ્રહ્મ કહેછે. (૭-૧)

પ્રોત-અનુસ્યૂત, અનુગત, અનુવિદ્ધ, સાથે ગુંથાયેલું, સાથે જોડાયેલું,

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥६॥
मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनञ्जय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७॥

सर्वाणि भूतानि एतद्योनीनि, इति उपधारय अहम् कृत्स्नस्य जगत प्रभव तथा प्रलय ॥

धनजय मत्त परतरम् अन्यत् किंचित् न अस्ति सूत्रे मणिगणा इव इदम् सर्वम् मयि प्रोतम् ॥

સર્વ ભૂતોની ઉત્પત્તિનું કારણ આ બે પ્રકૃતિ છે એમ તું સમજ, હું સંપૂર્ણ જગતનું મૂળ (ઉત્પત્તિનું સ્થાન) તથા અંત (લયનું કારણ) છું.

હે ધનંજય, મારા સિવાય શ્રેષ્ઠ બીજું કાંઈ પણ નથી, જેમ સૂત્રમાં અનેક મણિ પરોવેલા હોય, તેમ આ બધું જગત મારામાં પરોવાયેલું છે

सब भूतोंकी उत्पत्तिका कारण यही दोनों प्रकृतियोंको जानो, मैं सब जगतकी उत्पत्ति और विनाशका कारण हूं.

हे धनंजय, मुझसे बढकर और कुछ नहीं है, सूतमें पिरोई मणियोंकी तरह यह सब जगत् मुझमें पिरोया हुआ है.

એ બેનેથકી સર્વ ભૂત જન્મે એ લક્ષમા રાખ તું,
આખા યે સહુ પાર્થ! આ જગતનો હું જન્મ ને અંત છું.
મારાથી પર તો ધનંજય! નથી બીજું કંઈ યે વધુ,
પ્રોયું સૂત્રવિષે મણિગણ પડે મારાવિષે આ બધું

---

મૂળ વસ્તુથી સજાયેલું　　　　(७-७)

७-८ થી १२ પ્રત્યેક વસ્તુના અવલબન સ્વરૂપ જે કાંઈ પદાર્થ દેખાયછે, તે મારાથી ભિન્ન નથી, તેથી હું જ તે તે રૂપોમાં જગતનો આશ્રય હોઈને સ્થિત છું. તે પોતપોતાનાં કારણરૂપ મારામાં પરોવાયેલાં મારી જ વાળા થઈને મારારૂપે મારામાં જ છે, મારાથી જુદાં નથી.

**रसोऽहमप्सु कौन्तेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।**
**प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८॥**

कौन्तेय अप्सु अहम् रसः शशिसूर्ययोः प्रभा अस्मि सर्ववेदेषु प्रणवः खे शब्दः नृषु पौरुषम् ॥

હે અર્જુન, પાણીમાં રસ હું છું, ચદ્ર સૂર્યમાં જે પ્રભા છે તે હું છું સર્વ વેદોમાં ૐકાર, આકાશમાં શબ્દ અને પુરુષોમાં પુરુષત્વ હું છું.

हे अर्जुन, मैं जलोमें रस हूं, चद्र और सूर्यमें प्रभा मैं हू, सब वेदोंमें ओंकार, आकाशमें शब्द और मनुष्योमें पुरुषत्व मैं हू.

**મંદાક્રાંતા–** પાણીમાં છું રસ શશિ અને સૂર્યમાંહે પ્રભા છું,
સૌ વેદોમાં પ્રણવ નભમાં શબ્દ પાણી નરે છું.

---

મારામાં જડ પરોવાઇ રહેલું છે; એ પ્રમાણે સર્વત્ર અર્થ કરવો.

तद्यथा शंकुना सर्वाणि पर्णानि संतृण्णानि एवमोंकारेण सर्वा वाक् संतृण्णा શ્રુતિ. જેમ સર્વ પર્ણ શંકુથી ગ્રથિત છે, તેમ સર્વ વેદોનાં વચન ૐકારે ગ્રથિત છે. (७-८

सा काष्ठा सा परा गतिः । विश्वस्मादिन्द्र उत्तरः । न तस्य कश्चिज्जनिता શ્રુતિ. હું જ સર્વને તથા સર્વનું આદિ કારણ છું, મારૂં કારણ જ છે નહીં એમ કહેછે.

यतो वा इमानि भूतानि जायन्ते । શ્રુતિ. પરમેશ્વર જ સર્વ ભૂતો ઉત્પન્ન કરેછે

તેજ–બીજાઓને અભિભવ પમાડવાનું સામર્થ્ય, જે સામર્થ્યથી અન્ય પ્રાણીઓથી પોતે અભિભવ પામતો નથી તે. (७-१०

काममय एवायं पुरुषः । શ્રુતિથી પુરુષના સર્વ વ્યાપારનું મૂળ કામ કહેલ છે તથા દેખાયછે. કામરાગ વિના માણસની શરીર સ્થિતિ સ્વધર્મ કેમ રહે? તેનું સમાધાન धर्माविरुद्धः । ઇ૦થી કરેછે. (७-११

તેથી ત્રણે કાળમાં સજાતીય ભેદ ભેદરહિત નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવ અદ્વિતીય આનંદ એકરસ પરબ્રહ્મ એક જ છે એમ સિદ્ધ થ

पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९॥
बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥

पृथिव्याम् च पुण्यः गन्धः विभावसौ च तेजः अस्मि सर्वभूतेषु जीवनम् तपस्विषु च तपः अस्मि ॥

पार्थ सर्वभूतानाम् सनातनम् बीजम् माम् विद्धि बुद्धिमताम् बुद्धिः तेजस्विनाम् तेजः अहम् अस्मि ॥

પૃથ્વીમાં શુદ્ધ ગંધ હું છું અને અગ્નિમાં હું તેજ છુ; સર્વ પ્રાણીઓમાં હું જીવનશક્તિ છું અને તપસ્વીઓમાં હું તપ છું.

હે પાર્થ, સર્વ ભૂતોનું સનાતન બીજ તુ મને જ જાણ; બુદ્ધિમતોની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ હુ છુ.

पृथ्वीमें पवित्र गंध मैं हू तथा अग्निमें मैं तेज हू, सब भूतोमें जीवनशक्ति मैं हू और तपस्वियोमें तप मैं हूं

हे पार्थ, सब भूतोका अनादि बीज मुझको ही जानो; बुद्धिमानोंकी बुद्धि और तपस्वियोका तेज मैं हू.

છુ સુવાસે પૃથિવીમહીં ને અગ્નિમા તેજ હું છું,
સૌ ભૂતોમાં જીવન તપ છું સૌ તપસ્વીવિષે હું,
ને પુરાણું બીજ ગણુ મને પાર્થ! સર્વે ભૂતોનું,
છું હું બુદ્ધિ ધીમત જનની તેજ તેજસ્વીઓનું.

---

एकमेवाद्वितीयं ब्रह्म । શ્રુતિ.
સાત્વિક–દેવ, ઋષિ, બ્રાહ્મણ, શાકર વગેરે; શમ દમાદિ ભાવ.
રાજસ–ગંધર્વ, યક્ષ, ક્ષત્રી, મરચાં વગેરે; હર્ષ દર્પાદિ ભાવ.
તામસ–રાક્ષસ, કવ્યાદ, શુદ્ર, ગૃંજન ભાંગ વગેરે, શોક મોહાદિભાવ. (૭–૧૨)

૭-૧૩ જેમ પાણીમાંથી ઉત્પન્ન થયેલી લીલ પાણીને આચ્છાદિત

बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोस्मि भरतर्षभ ॥११॥
ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥१२॥

कामरागविवर्जितम् बलवताम् बलम् अस्मि भरतर्षभ भूतेषु धर्माविरुद्धः कामः अस्मि ॥

ये च एव सात्त्विकाः भावाः ये राजसाः तामसाः च तान् मत्तः एव इति विद्धि अहम् तु तेषु न ते मयि ॥

કામ અને રાગ વિનાનું બળવાનોનું બળ હું છું; હે ભરતશ્રેષ્ઠ, પ્રાણીઓમાં ધર્મથી વિરૂદ્ધ ન હોય એવો કામ પણ હું છું.

વળી જે સાત્ત્વિક રાજસ અને તામસ પદાર્થો છે, તે સર્વે મારાથી જ ઉપજેલા જાણ; હુ તેઓમાં નથી પણ તેઓ મારામાં છે.

काम और रागसे रहित बलवानोंका बल मैं हू; हे भरतश्रेष्ठ, प्राणियोंमें धर्मके साथ विरोध न करनेवाला काम मैं हू.

जो सात्त्विक राजस और तामस पदार्थ हैं, तिन सबोंको मुझसे ही उत्पन्न हुए जानो; मैं उनमें नहीं हूं, पर वे मुझमें हैं.

શક્તિમંતે બલ પણ હું છું રાગ ઇચ્છા તજેલું,
છું ભૂતોમાં સ્મર ધરમથી જે અવિરૂદ્ધ તે હું.
શાર્દૂલ– જે જે સાત્ત્વિક ભાવ રાજસી અને જે તામસી તે બધા,
મારાથી જ થયેલ જાણ નથી હું તેમાંહીં, તે મુજમાં.

---

કરી દેછે, અભ્રના આચ્છાદનથી આકાશનો લોપ થઇ જાય છે, સ્વપ્ન અસત્ય હોવા છતાં પણ જ્યારે નિદ્રાના યોગથી સત્ય ભાસેછે, ત્યારે તે આપણું ભાન ભુલાવી દેછે, આંખમાં પાણીના મોતીઓ બંધાઇને આપણી દૃષ્ટિને બંધ કરેછે, તે જ પ્રમાણે મારામાં ભાસતી સત્ત્વ રજ અને તમ એ ત્રણ ગુણોથી યુક્ત મારી માયા પડદાની પેઠે મારા જ સ્વરૂપની

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥१३॥

एभिः त्रिभिः गुणमयैः भावैः मोहितम् इदम् सर्वम् जगत् एभ्यः अव्ययम् माम् न अभिजानाति ॥

એ ત્રિગુણાત્મક પદાર્થોથી મોહ પામેલું આ સર્વ જગત, એ ગુણે પર અને અવિનાશી એવા મને જાણતું નથી.

इन त्रिगुणात्मक पदार्थोंसे मोहित हुआ यह सब जगत, इन गुणोंसे तथा विकाररहित मुझको नहीं जानता है.

ત્રિગુણાત્મક ભાવથી જગત એ મોહેલ આ સર્વ જે,
તેઓથી પર પાર્થ! અવ્યય નહિ જાણે સહુ તે મને.

---

આડે આવેછે, એટલે પ્રાણીઓ મને ઓળખતાં નથી.

ત્રિગુણમય–કામ લોભ વગેરે; મનોમય વિજ્ઞાનમય જ્ઞાનેંદ્રિય : અગ્નિ વગેરે દેવો સત્ત્વવિકારી, પ્રાણ વગેરે અને કર્મેંદ્રિય રજોવિકા આનંદમય અને અન્નમય તમોવિકારી, એ પ્રમાણે ત્રણ ગુણવાળા સ સૂક્ષ્મ કારણ દેહોરૂપે રહેલું સર્વ જગત.

૯–૧૪ આ માયા તરવી દુસ્તર છે, કોઇ માણસ ડહાપણના ઉપર તેમાં ભુસકો મારે તો તેનો પત્તો લાગતો નથી. કોઇકને જ્ઞાન ખાખોચિયામાં ગર્વ તદન ગળી જાયછે, કોઇ વેદત્રયીના ત્રાપા બેસીને તેને અહંકારના પત્થર બાંધી આ નદી તરી જવા નીકળ્યા, તે મદરૂપ મત્સરના પ્રચંડ મુખમાં બિલકુલ ગેપ થયા છે. કોઇ તારુણ્ય બળ ઉપર કમર કસી વિષયની પાછળ પડ્યા, તો તેને વિષયરૂપી મગરે ચાવી નાંખ્યા, કોઇ વૃદ્ધાવસ્થાના તરંગમાં તણાતાં જતાં મતિભ્રંશ જાળમાં સપડાઇ જાયછે અને તેથી ચારે તરફ જખમી થઇ શોક પાષાણપર અથડાય છે, અને પછી ક્રોધરૂપી વમળમાં પડીને જરા ઉંચું કરવા લાગે એટલે આપત્તિરૂપ ગીધડાંઓ તેને ઠાંચી ઠાંચીને ખા

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥१४॥

मम एषा दैवी हि गुणमयी माया दुरत्यया ये माम् एव प्रपद्यन्ते ते एताम् मायाम् तरन्ति ॥

મારી આ અલૌકિક અને ત્રિગુણી માયા તરવી અતિ કઠિન છે, જેઓ મારું જ શરણ લે છે; તેઓ એ માયાને તરી જાયછે.

मेरी यह त्रिगुणमयी दैवी माया कठिनतासे तरी जाती है, जो लोग मेरे ही शरणागत होते है, वे इस मायाको तरते है.

દૈવી દુસ્તર પાર્થ ! છે ગુણમયી માયા તર્યે મુજ એ,
આવેછે જન માહરે જ શરણે માયા તરે તે જ તે.

---

માંડેછે, પછી તેઓ દુઃખરૂપી કાદવમાં ફસી પડી મરણરૂપી રેતીમાં રોળાયછે. આ જ રીતે વિષયનો પાલવ પકડીને તેની પાછળ જાયછે તેનું જીવન વ્યર્થ છે. કેટલાક યજ્ઞાદિક ક્રિયારૂપી માટલું પેટ તળે રાખીને જાયછે, પરંતુ તે સ્વર્ગસુખરૂપી બખોલ આગળ અટકી રહેછે, કેટલાક મોક્ષપ્રાપ્તિની આશાથી કર્મરૂપ બાહુબળ ઉપર ભરોંસો રાખે છે, પરંતુ તેઓ કર્તવ્યાકર્તવ્યના વમળમાં સપડાઇ જાયછે.

જે અનન્ય ભાવથી મારે શરણે આવેછે, તે આ દુસ્તર નદીને સહજ તરી શકેછે, એટલું જ નહિ, પણ તે આ કઠિ હોવા છતાં પણ માયારૂપી જળ નષ્ટ થાય છે. જેને સદ્ગુરુરૂપી નાવિક મળ્યો હોય, જેણે બ્રહ્મસાક્ષાત્કારરૂપી સઢ મજબૂત રીતે પકડ્યો હોય, જેને આત્મનિવેદનરૂપી નૌકા હસ્તગત થઇ હોય, જે અહંભાવનો બોજો ફેંકી દઇ વિકલ્પરૂપી પવનનું તોફાન મુકવી અને સ્ત્રી સંતતિ પતિના પ્રેમરૂપી પાણીના પ્રવાહને ટાળીને જીવાત્માના ઐક્યરૂપી ઘાટ ઉપર ઉતરેછે, તેને આ ઘાટ ઉપર આત્મબોધરૂપી નૌકા પણ હાથ લાગેછે, જે દ્વારા નિવૃત્તિને પેલે પાર તે પહોંચેછે.

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥१५॥

मायया अपहृतज्ञानाः मूढाः दुष्कृतिनः नराधमाः आसुरम् भावम् आश्रिताः माम् न प्रपद्यन्ते ॥

માયાવડે જેનું જ્ઞાન હરાઇ ગયું છે, એવા મૂઢ અને દુરાચારી અધમ નરો આસુરી ભાવનો આશ્રય કરી મારે શરણે આવતા નથી.

माया करके हरे हुए ज्ञानवाले मूढ नराधम पापी पुरुष आसुरी भावको आश्रित हुए मेरे शरणको प्राप्त नहीं होते है.

માયાએ લીધ જ્ઞાન જેનું હરીને આસુરી ભાવે જકા,
પુરુષાધમ પાપી મુજ શરણે તે મૂઢ ના આવતા.

---

પ્રકૃતિ અથવા માયાના બે ભેદ છે. સત્ત્વપ્રધાના અને તમઃપ્રધાના. સત્ત્વપ્રધાનાના બે ભેદ છે; શુદ્ધસત્ત્વા ને મલિનસત્ત્વા. શુદ્ધસત્ત્વા તે માયા અને મલિનસત્ત્વા તે અવિદ્યા. બ્રહ્મ અથવા ચિતનું માયામાં જે પ્રતિબિંબ તે ઇશ્વર અને અવિદ્યામાં તે જીવ.

૭-૧૬ નિત્યના મહાવરાથી જ્ઞાન હૃદયમાં, દેહ અને ઇંદ્રિયમાત્રમાં રગેરગ પ્રસરી જવુ જોઇએ, અને તેમ થવા માટે પરમેશ્વરના સ્વરૂપનો પ્રેમથી સાક્ષાત્કાર કરી મનને તદાકાર કરવું જોઇએ; તેને જ ઉપાસના અથવા ભક્તિ કહેછે. ઇશ્વરમાં પર-નિરતિશય પ્રેમ તે ભક્તિ.

નારદ આદિની પેઠે જે જ્ઞાની પુરુષો બીજાં નિષ્કામ કર્મોની માફક કેવળ કર્તવ્ય બુદ્ધિથી પરમેશ્વરની ભક્તિ કરેછે, તે જ સર્વ ભક્તોમાં શ્રેષ્ઠ છે. વિષ્ણુ ભગવવાનનું શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એ નવ પ્રકારની ભક્તિ ભાગવત-પુરાણમાં કહી છે.

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥१६॥

भरतर्षभ अर्जुन चतुर्विधाः सुकृतिनः जनाः माम् भजन्ते आर्तः अर्थार्थी जिज्ञासुः ज्ञानी च ॥

હે ભરતશ્રેષ્ઠ અર્જુન, ચાર પ્રકારના સદાચારી મનુષ્યો મને ભજેછે; આર્ત, અર્થાર્થી, જિજ્ઞાસુ અને જ્ઞાની.

हे भरतकुलश्रेष्ठ अर्जुन चार प्रकारके पुण्यात्मा मनुष्य मुझको भजते हैं; आर्त, अर्थार्थी, जिज्ञासु और ज्ञानी.

ભક્તિ ચાર પ્રકારના જન કરે સુકૃતી અર્જુન! જે,
જીજ્ઞાસુ વળી આર્ત પાર્થ! વળી છે અર્થાર્થી નેજ્ઞાની એ.

---

આર્ત-રોગાદિથી અભિભૂત. અત્યંત વૃષ્ટિથી વ્યાકુળ વ્રજવાસીઓ, વસ્ત્રાહરણ સમયે દ્રૌપદી, જરાસંધના કારાગ્રહવાસી દુઃખગ્રસ્ત રાજાઓ, ગ્રાહગ્રસ્ત, ગજેંદ્ર ઇત્યાદિ.

જિજ્ઞાસુ—આત્મજ્ઞાનેચ્છુ. મુચુકુંદ, જનક રાજા, ઉદ્ધવ ઇત્યાદિ.

અર્થાર્થી—આ લોક પરલોકમાં ભોગસાધનભૂત અર્થની ઇચ્છાવાળો. આ લોકના ભોગેચ્છુ સુગ્રીવ, વિભીષણ ઇત્યાદિ; પરલોકની ઇચ્છાવાળા ઉપમન્યુ, ધ્રુવ ઇત્યાદિ.

જ્ઞાની—આત્મવિત્, પરમેશ્વરનું જ્ઞાન પામી કૃતાર્થ થયેલો; નિષ્કામ પ્રેમભક્ત-સનકાદિક, નારદ, પ્રહ્લાદ, પૃથુરાજા, શુકદેવ ઇત્યાદિ.

નિષ્કામ શુદ્ધ પ્રેમભક્ત—વ્રજવાસી ગોપીજન, અક્રુર, યુધિષ્ઠિર ઇત્યાદિ.

૭-૧૭ જ્ઞાનીને દેહાદિનું અભિમાન ન હોવાથી ચિત્તવિક્ષેપ ન થતાં નિત્યયુક્તપણું અને એકભક્તિપણું સંભવે છે, બીજાને નહિ.

જે હેતુથી હું જ્ઞાનીનો પ્રિય આત્મા છું, તે હેતુથી તેને હું અત્યંત પ્રિય છું. આત્મા પ્રિય છે, એ લોકપ્રસિદ્ધ છે; તેથી જ્ઞાનીને આત્મ-રૂપ વાસુદેવ પ્રિય છે, અને તે જ્ઞાની હું—વાસુદેવનો આત્મા જ છે,

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७॥

तेषाम् नित्ययुक्तः एकभक्तिः ज्ञानी विशिष्यते ज्ञानिनः हि अहम् अत्यर्थम् प्रियः सः च मम प्रियः ॥

તેઓમાં સદા મારામાં જોડાઇ રહેનાર અને અનન્ય ભક્તિ કરનાર જ્ઞાની શ્રેષ્ઠ છે; કેમકે જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને તે મને અત્યંત પ્રિય છે.

तिनमेंसे सदा मुझमें निष्ठा रखनेवाला और एक भक्तिवाला ज्ञानी श्रेष्ठ है; क्योंकि मैं ज्ञानीको बहुत प्यारा हूं और वह मुझे बहुत प्यारा है.

તેમાં જ્ઞાની અનન્ય ભક્ત વધતો જે નિત્ય જોડાઇ રહે,
જ્ઞાનીને પ્રિય હું અતિશય અને જ્ઞાની મને પ્રિય છે.

---

તે મને પ્રિય છે.

એક ભક્તિ—જે પરમાત્મા સિવાય બીજા કોઇ પદાર્થને ન દેખતાં એક માત્ર પરમાત્મામાં જ આત્મસમર્પણ કરેછે તે.

પ્રિય—तदेतत्प्रेयः पुत्रात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतरं यदयमात्मा । શ્રુતિમાં પુત્રથી પણ પ્રિય, અન્ય સર્વથી પણ પ્રિય, જે સર્વમાં અંદરમાં અંદર પ્રિય છે તે આત્મા, એમ પ્રિયતારૂપ કહ્યો છે, તે આત્માનો સૂચક; એટલે પ્રિય છે એનો અર્થ એ જ કે આત્મા છે, કેમકે પ્રિય અને આત્મા એ બે એક જ અર્થના શબ્દો છે.

૭-૧૮ કોઇપણ મારો ભક્ત જ્ઞાની કે અજ્ઞાની મને અપ્રિય નથી; પરંતુ જે પુરુષની જે પ્રકારની મારામાં પ્રીતિ છે, તે પુરુષ ઉપર મારી પણ તે જ પ્રકારની પ્રીતિ થાયછે. આર્ત્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી એ ત્રણ સકામ ભક્તોને તો માત્ર હું એક પરમેશ્વર જ પ્રિય છું એમ નથી, પણ કામનાના વિષયના પદાર્થો પણ પ્રિય હોયછે; અને જ્ઞાની પુરુષને તો એક હું ઇશ્વર જ નિરતિશય પ્રેમનો વિષય છું: એ કારણથી તે નિષ્કામ

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम्।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम्॥१८॥

एते सर्वे एव उदाराः ज्ञानी तु मे आत्मा एव मतम् सः हि युक्तात्मा माम् एव अनुत्तमाम् गतिम् आस्थितः॥

એ બધા એ ભક્તો સારા છે, પણ જ્ઞાની તો મારો આત્મા જ છે એવી મારી માન્યતા છે, કેમકે તે મારામાં મન જોડીને મને જ સર્વોત્તમ ગતિરૂપ માનીને રહેલો છે.

ये सब ही उत्तम हैं, परंतु ज्ञानी तो मेरा आत्मा ही है, ऐसी मेरी मान्यता है; क्योंकि वह मुझे ही सर्वोत्तम गतिरूप मानकर मुझमें मन लगाके रहा है.

એ સર્વેય ઉદાર છે પણ ગણું આત્મા જ હું જ્ઞાની તો,
યુક્તાત્મા થઇને અનુત્તમ ગતિ-મારે વિષે તે રહ્યો.

---

જ્ઞાની ભક્ત પણ મને નિરતિશય પ્રીતિનો વિષય છે. यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवति। શ્રુતિ. વિદ્યાથી કરેલું કર્મ અતિશય કરીને વીર્યવાળું હોયછે.

ब्रह्म वेद ब्रह्मैव भवति। શ્રુતિ. હું બ્રહ્મરૂપ છું, એ પ્રકારે પોતાના આત્માથી અભેદરૂપે બ્રહ્મને જાણનાર બ્રહ્મવેત્તા જ્ઞાની પુરુષ બ્રહ્મરૂપ જ છે.

૭-૧૮ ઉપાસના સર્વેને જોઇએ છે. તે વ્યક્તની કરે કે અવ્યક્તની કરે. સ્વાર્થબુદ્ધિ મનમાં રાખી કોઇ વિશિષ્ટ હેતુ માટે કરાતી ભક્તિની પાયરી કનિષ્ટ છે, અને પરમેશ્વરનું જ્ઞાન થાય તે માટે ભક્તિ કરનારે પણ કાચા સમજવા જોઇએ, કેમકે તેઓનું જ્ઞાન પરિપૂર્ણ થયું નથી, એ તેઓની જીજ્ઞાસુપણાની અવસ્થા ઉપરથી જ સિદ્ધ છે. તોપણ એ સર્વ ભક્તિ કરનારા હોવાથી ઉદાર છે, સારે માર્ગે જનાર છે, પણ તેની યે આગળ જઇને જ્ઞાન પ્રાપ્ત કરીને કૃતાર્થ થઇ આ જગતમાં જેને કાંઇ કરવાનું અથવા મેળવવાનું બાકી નથી, તેવો જ્ઞાની પુરુષ નિષ્કામ બુદ્ધિથ

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥१९॥
कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥२०॥

बहूनाम् जन्मनाम् अन्ते सर्वम् वासुदेव इति ज्ञानवान् माम् प्रपद्यते स महात्मा सुदुर्लभ ॥

तै तै कामै हृतज्ञाना स्वया प्रकृत्या नियता तम् तम् नियमम् आस्थाय अन्यदेवता प्रपद्यन्ते ॥

બહુ જન્મોને અંતે આ સર્વ વાસુદેવ સ્વરૂપ છે એમ અનુભવીને જ્ઞાની મને પામેછે, આવો મહાત્મા અતિ દુર્લભ છે.

તે તે કામનાને લીધે જેઓનું જ્ઞાન હરાઈ ગયું છે, એવા લોકો પોતપોતાની પ્રકૃતિને અધીન થઇ તે તે નિયમોનો આશ્રય કરીને બીજા દેવતાઓની ઉપાસના કરેછે

बहुत जन्मोंके बीतने पर यह सब वासुदेव स्वरूप है इस प्रकार अनुभव करके ज्ञानी मुझको प्राप्त होता है, वह महात्मा बडा दुर्लभ है.

उन उन कामनाओंसे जिनेकि ज्ञान हर गये है, वे लोग अपनी पूर्व जन्मकी प्रकृतिके अधीन होकर उन उन नियमोका आश्रय करके अन्य देवताओंकी उपासना करते है.

વાસુદેવ જ સર્વ એ અનુભવી અંતે બહુ જન્મને,
પામે જ્ઞાની મને જ, દુર્લભ અતિ એવો મહાત્મા ય છે.
ખેંચાઇ સ્વસ્વભાવથી નિયમ જે જૂદા જૂદા ધારતા,
તે તે કામથી જ્ઞાન નષ્ટ થઇ તે સેવે બીજા દેવતા.

---

જે ભક્તિ કરેછે, તે સર્વથી શ્રેષ્ઠ છે. પ્રહ્લાદ નારદ આદિકની ભક્તિ આ જ વર્ગની હતી

૭-૨૦ અમુક દેવને અમુક અમુક ઉપચારોથી પ્રસન્ન કરવા

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥२१॥

यः यः भक्तः याम् याम् तनुम् श्रद्धया अर्चितुम् इच्छति तस्य तस्य ताम् एव श्रद्धाम् अहम् अचलाम् विदधामि ॥

જે જે ભક્ત જે જે દેવતાના સ્વરૂપને શ્રદ્ધાથી પૂજવા ઇચ્છેછે, તેની તે જ (દેવતા ઉપરની) શ્રદ્ધા હું દૃઢ કરૂંછું.

जो जो भक्त जिस जिस देवताकी मूर्तिको श्रद्धासे पूजनेकी इच्छा करता है, उस उसकी तिस ( देवताकी मूर्तिप्रति ) ही श्रद्धाको मैं दृढ करता हूं.

જે જે ભક્ત ઉપાસના જ કરવા શ્રદ્ધાથી જે જે રૂપે,
ઇચ્છે તેહની તેહની જ કરૂંછું હું સ્થિર શ્રદ્ધા જ તે.

---

વિધિ નક્કિ કરેછે, અમુક અમુક વેળાએ જ દેવને ઉપચાર કરવો અર્પણ કરવાં એવો નિર્ણય કરાવેછે.

તે તે-પુત્ર, પૌત્ર, પશુ, કીર્તિ, શત્રુજય, સ્વર્ગ આદિ લોક વગેરે વિષયો

૭-૨૧ પ્રાણી પોતાનાં કર્મ પ્રમાણે વાસનાથી જેમ પ્રવૃત્તિ કરવાને ઇચ્છે છે, તેમ બુદ્ધિમાં રહેલો આત્મા પણ પોતાની સન્નિધિથી જ તે બુદ્ધિને તે તે પ્રવૃત્તિને અનુકૂળ શક્તિ આપેછે, પણ સારથી અશ્વને હાંકે છે, તેમ હાંકતો નથી. एको बहूनां यो विदधाति कामान्। શ્રુતિ.

જે જે દેવતાની જે જે ફળને માટે ઉપાસના કરેછે, તેની તે તે ઇચ્છા હું જ પૂર્ણ કરૂંછું. સારાંશ કે પ્રત્યેક દેવ અથવા દેવી હું જ છું; પરંતુ તેને આવી શ્રદ્ધા હોતી નથી, તેથી દેવતાઓ પ્રત્યે તેઓનો જુદો જુદો ભાવ હોયછે.

જેના તે દેવતા આરાધનાનું ફળ પોતાની મેળે જ આપેછે, તે સમજ તાત્ત્વિક દૃષ્ટિએ ખરી નથી. ગમે તે વાસના મનમાં ધારીને તમે ગમે તે દેવની આરાધના કરશો, તોપણ તે આરાધનાનું ફળ આપવાનું કામ સર્વવ્યાપી પરમેશ્વરનું છે, તે દેવતાનું નથી. એવો અધ્યાત્મશાસ્ત્રનો અચળ

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥२२॥

तया श्रद्धया युक्तः सः तस्य आराधनम् ईहते ततः च मया एव विहितान् तान् कामान् हि लभते ॥

એવી શ્રદ્ધાથી યુક્ત થઇને તે ભક્ત તે તે દેવતાની આરાધના કરેછે, અને પછી મેં જ નિર્માણ કરેલાં તે તે કામ્ય ફળ તે પામેછે;

उसी श्रद्धासे युक्त होकर वह भक्त उस उपदेवताके आराधनको करता है, और पीछे मुझ करके निर्माण किये हुए तिन तिन कामनाओंके फलको प्राप्त करता है.

તે શ્રદ્ધાથકી યુક્ત તે જ રૂપની આરાધના તે કરે,
ને પામે પછી કામ જેહ સરવે મારાં જ નિર્મેલ તે.

---

સિદ્ધાંત છે.

अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥२३॥

तेषाम् तु अल्पमेधसाम् तत् फलम् अन्तवत् भवति देवयजः देवान् यान्ति मद्भक्ताः अपि माम् यान्ति ॥

પણ તે અલ્પ બુદ્ધિવાળા મનુષ્યને મળતું તે ફળ નાશવંત હોયછે; દેવોનું ભજન કરનારા દેવોને પામેછે; અને મારા ભક્તો મને પામેછે.

परंतु उन अल्पबुद्धिवालोंका वह फल नाशवान है, देवोके आराधन करनेवाले देवोको पाते है, और मेरे भक्त मुझे ही पाते है.

પામે જે ફળ અલ્પબુદ્ધિ જન આ તે નાશવાળું જ છે,
પામે છે સહુ દેવ દેવ ભજતા, મારા જ ભક્તો મને.

---

હોવાથી હું તે મંદોને અને મારા ભક્તો જ્ઞાનીને ફળરૂપે જુદો પ્રતીત થાઉંછું.

૭-૨૪ મારૂં તથા આત્માનું જે સ્વરૂપ છે, તે અવ્યક્ત છે, તેને કોઇ વિશેષણ લાગતું નથી. કર્તા, સંહર્તા, પાલનકર્તા, પ્રભુ, સ્ત્રી, પુરુષ, નપુંસક, સારૂં, નઠારૂં કોઇ વિશેષણ ઘટતુ નથી, કેમકે જડવસ્તુરૂપ ઉપાધિને લીધે તે વિશેષણોનો સંભવ છે, પણ મારી તે અવસ્થા તો કર્તૃત્વાદિ ગુણોથી અતીત કેવળ ચૈતન્ય છે. જેમ વેરાનમાં મૃગજળનો ભ્રમ થાયછે, તેમ જ આ ચૈતન્ય સ્વરૂપ પરમાત્મામાં ભ્રમથી જ અનંત બ્રહ્માંડ દેખાય છે. જ્યારે જગત મિથ્યા પદાર્થ છે, ત્યારે બ્રહ્મનું સ્વરૂપ જાણ્યા વિના આ મિથ્યા જગતના ભાવને મનમાં રાખીને તેને જ બ્રહ્મ કહેવાથી બ્રહ્મ પણ જગતની સમાન મિથ્યા પદાર્થ થઇ જાયછે, પણ જો બ્રહ્મનો ભાવ સમજીને જગતને બ્રહ્મ કહેવાય તો તે ઠીક છે; તેથી જે લોક પરમાત્માનું સ્વરૂપ જાણ્યા વિના ઇંદ્ર, વરુણ, રામ, કૃષ્ણ આદિ દેવોને પરમાત્મા કહેછે તે લોક અજ્ઞાન છે. મારી માયાના આચ્છાદનથી જે લોક મોહિત છે, તે મારી ચૈતન્ય સ્વરૂપ અવસ્થાને જાણી શકતા નથી, પણ મારા શરણાગત થઇને જે લોક માયાને હઠાવી શકેછે, તે જાણેછે

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥२४॥

अबुद्धयः मम परम् अनुत्तमम् अव्ययम् भावम् अजानन्तः अव्यक्तम् माम् व्यक्तिम् आपन्नम् मन्यन्ते ॥

અજ્ઞાની લોકો મારા પરમ, સર્વોત્તમ અને અવ્યય સ્વરૂપને ન જાણતાં, હું અવ્યક્ત છતાં મને (દેહધારીરૂપે) વ્યક્ત થયેલો માનેછે.

अज्ञानी लोग मेरे परम, सर्वोत्तम और अव्यय स्वरूपको न जानकर अव्यक्तरूप मुझको व्यक्त(प्रगट)रूप मानते है.

મારા અવ્યય શ્રેષ્ઠ ઉત્તમ અતિ જાણ્યા વિના ભાવને,
માને મૂઢ મને જ વ્યક્ત રૂપને પામેલ અવ્યક્તને.

---

જગતની રક્ષા કાજે લીલાથી પ્રકટ થતી નાના પ્રકારની વિશુદ્ધ ઉર્જિત સત્ત્વમૂર્તિ સ્વરૂપ મને પરમેશ્વરને કર્મનિમિત્ત લૌકિક દેહવાળો બીજા દેવતાની જેવો જોનાર મંદમતિ પુરુષો મને અતિશ આદર આપતા નથી, તરત ફળ આપનાર બીજા દેવતાને જ ભજેછે, અને કહેવા પ્રમાણે અંતવત ફળ પામેછે.

ઉપનિષદમાં પણ વાણી, આંખ અથવા કાન ઇત્યાદિને જે ગોચર હોય તે બ્રહ્મ નથી, એમ સ્પષ્ટ કહ્યું છે.

यन्मनसा न मनुते येनाऽऽहुर्मनो मत ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥

જેનું મનવડે મનન થઇ શકતુ નથી, પણ જેને લીધે જ મન ચિંતન કરી શકે છે, તે બ્રહ્મ છે, એમ તુ જાણ; જેની તું ઉપાસના કરેછે, તે બ્રહ્મ નથી. नेति नेति। એ શ્રુતિનો પણ એવો જ અર્થ છે.

૭-૨૫ યોગ-ઇશ્વર સંકલ્પને વશ વર્તનારી ભ્રમ પેદા કરનારી માયાને લીધે અપ્રબુદ્ધ જનો સ્વરૂપે મને ઓળખતા નથી, એટલે એ યોગમાયાથી તેઓને હુ ઢંકાયેલો જણાઉંછું. પરમેશ્વરનુ ખરૂં અને શ્રેષ્ઠ સ્વરૂપ નિર્ગુણ

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥२५॥
वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥२६॥

योगमायासमावृत' अहम् सर्वस्य न प्रकाशः अयम् मूढ. लोकः अजम् अव्ययम् माम् न अभिजानाति ।।

अर्जुन समतीतानि वर्तमानानि च भविष्याणि च भूतानि अहम् वेद माम् तु कश्चन न वेद ।।

યોગમાયાના આવરણને લીધે હું સર્વને સ્પષ્ટ દેખાતો નથી; તેથી આ મૂઢ લોકો અજન્મા અને અવિનાશી સ્વરૂપે મને જાણતા નથી.

હે અર્જુન, પૂર્વે થઇ ગયેલાં, હમણાંનાં વર્તમાન અને ભવિષ્યમાં થનારાં સર્વ ભૂતોને હું જાણુંછું, પરંતુ મને કોઇ જાણતું નથી.

योगमायासे आवृत हुआ मैं सबको प्रकाशित नहीं होता हूं; इसीसे यह मूढ लोग जन्मरहित और अविनाशी स्वरूप मुझे नहीं जानते है.

हे अर्जुन, पूर्व व्यतीत हुए, अबी वर्तमान और आगे होनेवाले सब भूतोंको मैं जानता हू; परंतु मुझे कोई नहीं जानता है.

ઢંકાયો ન જણાઉં સર્વ જનને હું યોગમાયાથકી,
જાણે ના અજ તેમ અવ્યય મને આ મૂઢ લોકો કદિ.
જાણુંછું હું થઇ ગયેલ સરવે ને વર્તમાને સહુ,
ભૂતો સર્વ થનારને, પણ મને કોઇ નથી જાણતુ.

---

હોઇને જ્ઞાન દૃષ્ટિએ તે સ્વરૂપને ઓળખવું, એમાં જ જ્ઞાનની પરિસીમા છે.

૭-૨૬ માયાને બે શક્તિ છે, વિક્ષેપ અને આવરણ. નામરૂપાદિ અનેક રચનાનો અનંત ભેદમય ખેલ તે વિક્ષેપ શક્તિ, જ્ઞાનાદિકને ન અનુભવવાપણું તે આવરણશક્તિ. આ બે શક્તિનો અભાવ થાય ત્યારે બ્રહ્મ અનુભવાયછે.

૭-૨૭ ભજેછે એટલે ભક્તિ કરેછે. આમ જોતાં જ્ઞાન અને ભક્તિ

इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत।
सर्वभूतानि सम्मोहं सर्गे यान्ति परन्तप ॥ २७ ॥
येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम्।
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥ २८ ॥

परन्तप भारत इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन सर्गे सर्वभूतानि सम्मोहम् यान्ति ॥ येषाम् तु पुण्यकर्मणाम् जनानाम् पापम् अन्तगतम् ते द्वन्द्वमोहनिर्मुक्ताः दृढव्रताः माम् भजन्ते ॥

હે શત્રુદમન અર્જુન, ઇચ્છા અને દ્વેષથી ઉપજતા સુખદુઃખાદિ દ્વંદ્વના મોહને લીધે આ સૃષ્ટિમાં (ઉત્પન્ન થતાં જ) સર્વે પ્રાણીઓ મોહ પામેછે. પરંતુ જે પુણ્યશાળી પુરુષોનાં પાપ નાશ પામ્યાં છે, તેઓ સુખ-દુઃખાદિ દ્વંદ્વના મોહમાંથી છુટીને દૃઢવ્રતવાળા થઇને મને ભજે છે.

हे परंतप भारत, इच्छा और द्वेषसे उत्पन्न हुए सुख दुःखरूपी द्वंद्वके मोहसे इस सृष्टिमें (उत्पन्न होते ही) सब प्राणी मोहको प्राप्त होते हैं. पर जिन पुण्यकर्म करनेवाले जनोंके पाप नष्ट हो गये हैं, वे सुखदु खादि द्वंद्वके मोहसे मुक्त होकर दृढ व्रतवाले बनकर मेरा भजन करते हैं.

ઇચ્છા દ્વેષથી પાર્થ! ઉદ્ભવ થતા સૌ મોહથી દ્વંદ્વના,
પામે છે ભ્રમમાત્ર ભૂત સરવે અર્જુન! આ સૃષ્ટિમા.
પામ્યાં છે પણ પાપ નાશ જનનાં જે પુણ્યકર્મીતણાં,
તેઓ દૃઢવ્રતી ભજે છૂટી મને એ મોહથી દ્વંદ્વના.

---

એક જ છે, કેમકે જાણ્યા વિના ભજાતું કે મનાતું નથી, અને માન્યા કે ભજ્યા વિના જાણ્યું ગણાતું નથી.

૭-૨૯,૩૦ તેઓ શુદ્ધ અંતઃકરણવાળા થઇને, તે એટલે જગતનું કારણ, માયાનું અધિષ્ઠાન, શુદ્ધ પરબ્રહ્મ, નિર્ગુણ અને તત્ પદનું લક્ષ્ય જે હું છું તેને જાણેછે. (૭-૨૯)

પ્રયાણ એટલે જવું એટલે કે મરણકાળે જવું. કદાચ અત્યતદુઃખાદિ વ્યથામાં

जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ २९ ॥
साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे ज्ञानविज्ञानयोगो नाम सप्तमोऽध्यायः ॥

ये माम् आश्रित्य जरामरणमोक्षाय यतन्ति ते तत् ब्रह्म कृत्स्नम् अध्यात्मम् अखिलम् कर्म च विदुः ॥

ये माम् साधिभूताधिदैवम् साधियज्ञम् च विदुः ते युक्तचेतसः प्रयाणकाले अपि च माम् विदुः ॥

જેઓ મારો આશ્રય કરીને જરા મરણથી છુટવાને યત્ન કરેછે, તેઓ તે બ્રહ્મને, સર્વ અધ્યાત્મને અને સંપૂર્ણ કર્મને જાણેછે.

જેઓ મને અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ સહિત જાણેછે, તે સમાહિત ચિત્તવાળા પુરુષો મરણકાળે પણ મને ઓળખેછે.

जो लोग मेरा आश्रय लेकर, जरा मरणसे छुटनेके लिये यत्न करते है, वे लोग उस ब्रह्म, संपूर्ण अध्यात्म और संपूर्ण कर्मोंको जानते है.

जो लोग मुझे अधिभूत, अधिदैव और अधियज्ञ सहित जानते है, वे समाहित चित्तवाले मृत्युकालमें भी मुझे जानते है.

મારે આશ્રય જે જરામરણથી છૂટા થવાને મથે,
તે અધ્યાત્મ સહુ ય કર્મ સમજે ને પૂર્ણ બ્રહ્મે ય એ.

વસંત– જે જાણતા જન મને અધિભૂત સાથે,
ને જાણતા વળી મને અધિદૈવ સાથે,
અર્જુન ! હું જ અધિયજ્ઞ સહિત જાણે,
તે યુક્તચિત્ત હું જ મૃત્યુસમે ય જાણે.

એ પ્રમાણે જ્ઞાનવિજ્ઞાનયોગ નામનો સાતમો અધ્યાય પૂરો.

---

તરફડતાં મરણ પામવાનો સમય, તે વેળા પણ મને વિસરતા નથી. (૭–૩૦)

અધ્યાય ૮ મો.

અક્ષરબ્રહ્મયોગ

अर्जुन उवाच।

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥

अर्जुनः उवाच। पुरुषोत्तम तत् ब्रह्म किम् अध्यात्मम् किम् कर्म किम् अधिभूतम् च किम् प्रोक्तम् अधिदैवम् किम् उच्यते ॥

मधुसूदन अत्र अस्मिन् देहे अधियज्ञः कः कथम् नियतात्मभिः च प्रयाणकाले कथम् ज्ञेयः असि ॥

અર્જુને કહ્યું-હે પુરુષોત્તમ, તે બ્રહ્મ શું? અધ્યાત્મ શું? કર્મ શું? વળી અધિભૂત શાને કહ્યું અને અધિદૈવ શું કહેવાયછે?

હે મધુસૂદન, અહીં આ દેહમાં અધિયજ્ઞ કોણ કયે પ્રકારે છે? અને અંતઃકરણને વશ કરનારાથી અંતકાળે તમે કેવી રીતે જાણવા યોગ્ય છો?

अर्जुनने कहा-हे पुरुषोत्तम, वह ब्रह्म क्या है? अध्यात्म क्या है? कर्म क्या है? अधिभूत किसको कहते हैं? ओर अधिदेव किसको कहा जाता है?

हे मधुसूदन, इहा इस देहमें अधियज्ञ किस प्रकार क्या है? और मृत्यु समयमें चित्तको नियममें रखनेवालों करके आप किस प्रकार जानने योग्य हो?

શાર્દૂલ- શું તે બ્રહ્મ શ્રી પુરૂષોત્તમ! પ્રભુ! અધ્યાત્મ શું કર્મ શું?
કહેવાયે અધિભૂત શું વળી કહો એ છે અધિદૈવ શું?
થાયેછે અધિયજ્ઞ કેમ અહીંઆં આ દેહમાં કોણ છે,
ઇંદ્રિયો જીતનારથી કયમ વળી છો જ્ઞેય મૃત્યુ સમે?

૮-૧ ઉપાસનાની સૂચના કરીને હવે બ્રહ્મ વગેરેનું સ્વરૂપ વર્ણવી દેખાડવાને, અંતકાળે મુમુક્ષુનું કર્તવ્ય, ધ્યાનવ્ય, પ્રાપ્તવ્ય કોણ છે

श्रीभगवानुवाच।

**अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते।**
**भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥**

श्रीभगवान् उवाच। परमम् अक्षरम् ब्रह्म स्वभावः अध्यात्मम् उच्यते भूतभावोद्भवकरः विसर्गः कर्मसंज्ञितः ॥

શ્રીભગવાને કહ્યુ-પરમ અને અક્ષર તત્ત્વ બ્રહ્મ છે; તેના સ્વતઃસિદ્ધ ભાવને અધ્યાત્મ કહેછે, સર્વ ભૂતોની ઉત્પત્તિ વૃદ્ધિ કરનાર સૃષ્ટિવ્યાપાર કર્મ કહેવાયછે.

श्रीभगवानने कहा-परम और अक्षर तत्त्व ब्रह्म है; स्वतःसिद्ध भाव अध्यात्म कहा जाता है; जीवोंकी उत्पत्ति और वृद्धि करनेवाले सृष्टि व्यापारको कर्म कहा जाता है.

કહેછે અક્ષર શ્રેષ્ઠ બ્રહ્મ મૂળનો જે ભાવ અધ્યાત્મ તે,
ઉત્પત્તિ ભૂતભાવની કરતી જે સૃષ્ટિક્રિયા કર્મ તે.

---

પ્રતિપાદન કરવાને પુનરાવૃત્તિ સહિત તથા તે રહિત સ્થાનના સ્વરૂપનો બોધ તથા કર્મી અને ઉપાસકોને જવાનો માર્ગ આ અધ્યાયમાં દેખાડેછે.

૮-૩ પરમ શબ્દ, બ્રહ્મના-નિરવયવપણું, નિષ્ક્રયપણું, નિત્યપણું, અભંગપણું, નિત્યશુદ્ધપણું, નિરતિશય મહત્વ, અતિ સૂક્ષ્મતા, સદ્ઘનપણું, ચિદ્ઘનપણું, આનંદઘનપણું, સર્વવ્યાપકપણું, સર્વપ્રકાશપણું, સર્વાધારપણું ઇત્યાદિ-ધર્મોથી સર્વોત્તમપણું પ્રતિપાદન કરેછે.

एतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्ति। श्रुति. હે ગાર્ગિ, વેદ આ બ્રહ્માંડને જ તે બ્રહ્મ કહેછે.

કર્મ-સૃષ્ટિ વ્યાપાર; અસંખ્ય જીવભાવ ઉત્પન્ન કરનારી વિશેષ ક્રિયાઓ.

વિસર્ગ-સૃષ્ટિ વ્યાપાર; જેનો ત્યાગ કરવાનો છે તે દ્રવ્યત્યાગરૂપ યજ્ઞ યાગ હોમ દાનરૂપ આચરણ.

સ્વભાવ-તે જ પરબ્રહ્મનો પ્રતિ દેહમાં પ્રત્યગાત્મભાવ; પ્રત્યેક દેહમાં

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम्।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥

देहभृताम् वर अत्र देहे क्षर भाव अधिभूतम् पुरुष च अधिदैवतम् अधियज्ञ अहम् एव ॥

હે દેહધારીઓમા શ્રેષ્ઠ, આ દેહમા જે નાશવત ભાવ છે તે અધિભૂત છે, ચેતન અધિષ્ઠાતા અધિદૈવત છે અને અધિયજ્ઞ તે હું જ છુ.

हे देहधारियोंमें श्रेष्ठ, उस देहमें नाशवत भाव अधिभूत है, उनके अधिष्ठान स्वरुप चैतन्याश अधिदैवत है, और मै ही अधियज्ञ हू.

કહેવાયે અધિભૂત ભાવ ક્ષર તે આત્મા અધિદૈવ છે,
આ દેહે અધિયજ્ઞ હુ જ વળી છુ હે શ્રેષ્ઠ! દેહીવિષે

---

પરમાત્માનું પ્રત્યગાત્મસ્વરૂપ, જે પોતે પોતાની મેળે થાય તે-પરબ્રહ્મ-રૂપ સ્વભાવ

૮-૪ स वै शरीरी प्रथम स वै पुरुष उच्यते। आदिकर्ता स भूताना ब्रह्माग्रे समवर्त्तत। શ્રુતિ તે જ પ્રથમ શરીરધારી વિરાટ પુરુષ બધા ભૂતોનો આદિ કર્તા અને બ્રહ્માની પણ પૂર્વે થયો.

द्वा सुपर्णा सयुजा सखाया समान वृक्ष परिषस्वजाते। तयोरन्य पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकसि। શ્રુતિ મિત્રભાવથી એક સ્થાનમા રહેનાર જે જીવ અને અતર્યામીરૂપ બને સુદર પક્ષી શરીરરૂપ એક વૃક્ષ ઉપર રહ્યા છે, તેઓમાં એક ફળ ભોગી અને બીજો માક્ષીમાત્ર એટલે જોનાર માત્ર છે.

અધિભૂત-પ્રાણી માત્રનો અધિકાર કરીને સ્થિત રહેનાર દેહાદિ પદાર્થ-ક્ષરભાવ

અધિદૈવત-સૂર્ય, વાયુ, અગ્નિ, જળ, આકાશ વગેરેના આશ્રયરૂપી એટલે તેના અધિષ્ઠાન સ્વરૂપ ચૈતન્યાશ-પુરુષ

અધિયજ્ઞ-પ્રાણાગ્નિહોત્ર વગેરે શારીરયજ્ઞ અને અગ્નિહોત્રાદિ બાહિર-

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम्।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥५॥

अन्तकाले च यः माम् एव स्मरन् कलेवरम् मुक्त्वा प्रयाति सः मद्भावम् याति अत्र संशयः न अस्ति ॥

વળી અંતકાળે જે મારું જ સ્મરણ કરતાં કરતાં દેહ છોડીને જાયછે, તે મારા સ્વરૂપને પામેછે, એમાં સંશય નથી.

अंतकालमें भी जो मेरा ही स्मरण करता हुआ देहको छोडकर जो गमन करता है, वह मेरे स्वरूपको प्राप्त होता है, इसमें संदेह नहीं है.

५. મૃત્યુકાળ મને જ જેહ સ્મરતો જાયે તજી દેહને,
તે પામે જ સ્વરૂપ મુજ કઈ યે શંકા નથી એ વિષે

---

યજ્ઞમાં અધિષ્ઠાન કરનાર દેવતા-હું.

૮-૫ અધિયજ્ઞરૂપ મારું સગુણ બ્રહ્મનું અથવા પરમ અક્ષરરૂપ મારું નિર્ગુણ બ્રહ્મનું સર્વ કાળ વિષે ચિંતન કરનાર, તે ચિંતનના સંસ્કારોની દૃઢતાથી શ્રોત્રાદિક સર્વ કરણોની અસાવધાનતાવાળા મરણકાળ વિષે પણ સ્મરણ કરતાં આ દેહનો ત્યાગ કરવાથી પ્રાણોના વિયોગકાળે ગમન કરે-છે, તે મારા ભાવને પામેછે, અર્થાત્ નિર્ગુણ ભાવને પામેછે.

न तस्य प्राणा उत्क्रामन्त्यत्रैव समवलीयन्ते। ब्रह्मैव सन्ब्रह्माप्येति। શ્રુતિ. તે બ્રહ્મવેત્તા પુરુષના પ્રાણ આ શરીરની બહાર ઉત્ક્રમણ કરતા નથી, પણ આ શરીરની ભીતર જ અધિષ્ઠાન ચૈતન્ય વિષે લયભાવને પામેછે. તે તત્ત્વવેત્તા પુરુષ બ્રહ્મરૂપ જ થઈને બ્રહ્મભાવને પામેછે.

૮-૬ यथा क्रतुरस्मिँल्लोके पुरुषो भवति तथेतः प्रेत्य भवति। શ્રુતિ. જે પ્રમાણે આ લોકમાં મનુષ્યનો સંકલ્પ હોય, તે પ્રમાણે દેહ પડ્યા પછી તેને ગતિ મળેછે.

જેનો આખો જન્મ દુરાચારમાં જ ગયો હોય, તેને માત્ર મરણ-કાળે સદ્બુદ્ધિ થવી કે બ્રહ્મજ્ઞાન થવું એ શક્ય જ નથી, બીજી બાબતની

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम्।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ ६ ॥

कौन्तेय सदा वा तद्भावभावितः यम् यम् अपि भावम् स्मरन् अन्ते कलेवरम् त्यजति तम् तम् एव एति ॥

અથવા હે અર્જુન, નિરંતર તે તે ભાવનાની ભાવનાવાળો હોવાથી તે જે જે ભાવનાનું સ્મરણ કરતાં કરતાં અવસાન કાળે દેહ છોડેછે, તે તે ભાવને જ પામેછે.

या हे अर्जुन, निरंतर उस उस भावकी भावनावाला होकर यह जिस जिस भावका स्मरण करता हुआ अंतकालमें देह छोडता है, उसी उसी भावको प्राप्त होता है.

કાં જે જે વળી ભાવને જ સ્મરતો આ દેહ જાયે તજી,
પામે ભાવ જ તેહ તેહ જ સદા તે ભાવનાભાવથી.

---

પ્રમાણે મનને બ્રહ્મનિષ્ઠ કરવાની પણ ટેવ પાડવી પડેછે. આખા જન્મમાં જેને એક વાર પણ બ્રહ્માત્મૈક્યનો અનુભવ થયો ન હોય, તેને માત્ર અંતકાળે તેવો અનુભવ એકાએક પ્રાપ્ત થવો તે પરમ દુર્ઘટ અથવા અશક્ય છે, માટે દરેક મનુષ્યે મનને નિર્વિષય કરવાનો અભ્યાસ નિરંતર ચાલુ રાખવો, એટલે અંતકાળે પણ તે જ સ્થિતિ કાયમ રહેવામાં અડચણ ન પડતાં મનુષ્ય આખરે મુક્ત થાયછે.

જે પુરુષોને નિર્ગુણ બ્રહ્મ સાક્ષાત્કાર થાયછે, તે તત્ત્વવેત્તા પુરુષોને તો તે બ્રહ્મજ્ઞાનના પ્રાપ્તિકાલ વિષે જ અજ્ઞાનની નિવૃત્તિરૂપ મુક્તિ સિદ્ધ છે; એટલે તે તત્ત્વવેત્તા પુરુષને તે અંત્ય ભાવનાની કંઇ પણ અપેક્ષા નથી.

૮–૭ બ્રહ્મનું અનુસંધાન અને યુદ્ધક્રિયા પ્રસયભેદથી, સાધનભેદથી અને સ્થિતિભેદથી પરસ્પર વિરુદ્ધ હોવાથી બંનેનું એક કાળે અધિકરણ ન સંભવવાથી તે બંને એક સાથે કેમ કરી શકાય? એવી શંકા ન કરવી. ब्रह्मार्पणं ब्रह्म हविः। ઇ૦ પ્રમાણે કર્તા, કરણ અને કાર્ય, ભોક્તા, ભોગ્ય

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७ ॥

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥ ८ ॥

तस्मात् सर्वेषु कालेषु माम् अनुस्मर युध्य च मय्यर्पितमनोबुद्धिः माम् एव असंशयम् एष्यसि ॥

पार्थ न अन्यगामिना अभ्यासयोगयुक्तेन चेतसा अनुचिन्तयन् दिव्यम् परमम् पुरुषम् याति ॥

માટે સર્વ કાળમાં મારૂં સ્મરણ કર અને યુદ્ધ કર, મારામાં મન અને બુદ્ધિ લગાડવાથી તું મને જ પામીશ એમાં સંદેહ નથી.

હે અર્જુન, બીજે ન જતા અભ્યાસની સહાયથી સ્થિર થયેલા ચિત્તથી મારૂં ધ્યાન કરનાર મનુષ્ય દિવ્ય પરમ પુરુષને પામેછે.

इस कारण सब कालमें मुझको ही स्मरण करो और युद्ध करो, मुझमें मन और बुद्धिके लगानेसे तुम निःसंदेह मुझको ही प्राप्त होगा.

हे अर्जुन, दूसरी ओर न जानेवाले और अभ्यासरूप उपायसे युक्त हुए चित्तसे मेरा चिंतन करता हुआ पुरुष दिव्य परम पुरुषको प्राप्त होता है.

તેથી સર્વે સમે મને જ સ્મરતાં તું માંડ આ યુદ્ધને,
મારામાં મન બુદ્ધિ અર્પણ કરી પામીશ નિશ્ચે મને.
બીજે ક્યાં ય જતા ન યુક્ત ચિત્તથી યોગે જ અભ્યાસને,
પામેછે પર પાર્થ! ધ્યાન કરતો તે દિવ્ય પુરુષને.

---

અને ભોજન સર્વે યજ્ઞ જ છે, એ પ્રમાણે સર્વમાં યજ્ઞદષ્ટિવડે શરીરને માટે જ જે કર્મ છે તે કરવું.

૮-૮ यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय।
तथा विद्वान्पुण्यपापे विधूय परात्परं पुरुषमुपैति दिव्यम् ॥ શ્રુતિથી
પર-સત્ય-તેથી પર અંતર્યામી.

**कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।**
**सर्वस्य धातारमचिन्त्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥९॥**

कविम् पुराणम् अनुशासितारम् अणोः अणीयासम् सर्वस्य धातारम् अचिन्त्यरुपम् आदित्यवर्णम् तमसः परस्तात् यः अनुस्मरेत् ॥

સર્વજ્ઞ, અનાદિ, નિયતા, અણુથી પણ સૂક્ષ્મ, સર્વને ધારણ કરનાર, અચિંત્યરૂપવાળા, સૂર્ય જેવા તેજસ્વી, તથા તમ–માયાથી પર પુરુષનુ જે મનુષ્ય સ્મરણ કરેછે,

सर्वज्ञ, अनादि, नियता, सूक्ष्मसे भी सूक्ष्म, सबके विधाता, अचिन्त्यरूप, सूर्यके समान तेजस्वी तथा मायासे पर पुरुषको जो मनुष्य स्मरण करता है,

**વસંત–** સર્વજ્ઞ જે વળી પુરાણ જગન્નિયતા,
જેનું અચિંત્ય રૂપ જે સહુનો ય ધાતા,
છે અંધકારથી અતીત જ સૂર્યવર્ણો,
જે સૂક્ષ્મથી ય વધુ સૂક્ષ્મરૂપે ય તેને,

---

૮-૯ वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् । શ્રુતિ. તે આદિત્યવર્ણ પ્રકૃતિ–માયાથી પર અને મહાન પુરુષને હું જાણુછું.

અનુશાસિતા–સૂર્ય ચંદ્રમા આદિક સર્વ જગતને નિયમપૂર્વક ચલાવનાર; સર્વ પ્રાણીઓનાં હૃદયમાં રહીને તે પ્રાણીઓનાં કર્મો અનુસાર તે પ્રાણીઓને શુભ અશુભ કાર્ય વિષે પ્રવૃત્ત કરનાર.

કવિ–ભૂત ભવિષ્ય વર્તમાન સર્વ વસ્તુના દ્રષ્ટા હોવાથી સર્વજ્ઞ.

પુરાણ–આ સર્વ જગતના કારણ હોવાથી અનાદિ.

૮-૧૦ યોગ–ચિત્તનું, બીજા વિષયો વિષે થતી વૃત્તિને મટાડીને પરમાત્માને વિષે જ સ્થાપન તે, સમાધિ.

યોગબલ–સમાધિથી ઉપજેલા સંસ્કારના પરિચયથી ઉપજેલી પોતાના ચિત્તની સ્થિરતા; તે રૂપ લક્ષણ.

મનસા–મરણ કાળમાં ક્લેશ બાહુલ્ય છતાં પાછ્યા ઉ

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥

सः प्रयाणकाले अचलेन मनसा भक्त्या युक्तः योगबलेन च एव प्राणम् भ्रुवोः मध्ये सम्यक् आवेश्य तम् दिव्यम् परम् पुरुषम् उपैति ॥

તે અંતકાળે મનને સ્થિર કરીને, ભક્તિથી યુક્ત થઇને અને યોગના સામર્થ્યથી પ્રાણને બે ભ્રમરો વચ્ચે બરાબર રાખીને તે દિવ્ય પરમ પુરુષને પામેછે.

वह मृत्युकालमें एकाग्र मनसे भक्तियुक्त और योगबलयुक्त होकर प્राणको दोनो भ्रमरोंके बीचमें भली भांति रखकर उस दिव्य परम पुरुषको प्राप्त होता है.

જે યુક્ત યોગબળથી વળી ભક્તિથી યે,
પ્રાણે ય બે ભ્રુકુટીમધ્ય ધરી સુરીતે,
ને નિશ્ચલે મન સ્મરે જન અંતકાળે,
પામે અવશ્ય પર દિવ્ય પુરુષને તે.

---

સના બળવડે પ્રાસાદિત બુદ્ધિ વૈભવવડે પુરુષ ઇશ્વરના યથારભૂત સ્વરૂપને પામેછે, એ સ્મરણમાં મન સાધન છે, તેવડે. मनसैवानुद्रष्टव्यम्। શ્રુતિ.

૮-૧૧ બ્રહ્મનું ધ્યાન થઇ શકે તથા ભ્રૂના મધ્યમાં ધારણા કરી શકાય, માટે તે બ્રહ્મનું પ્રતીક જે ૐકાર, તેનું વર્ણન કરેછે.

एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्यचन्द्रमसौ विधृतौ तिष्ठतः । શ્રુતિ. હે ગાર્ગિ, આ અક્ષર સ્વરૂપ બ્રહ્મની શિક્ષામાં સૂર્ય અને ચંદ્રમા નિયુક્ત થઇને સ્થિતિ કરેછે.

यः पुनरेतत् त्रिमात्रेणोमित्यनेनैवाक्षरेण परं पुरुषमभिध्यायीत स तमधिगच्छति । શ્રુતિ. જે પુરુષ અકાર ઉકાર મકાર એ ત્રણ માત્રાવાળા ૐ એ અક્ષરથી પરમ પુરુષનું ચિંતન કરેછે, તે પુરુષ તે પરમ પુરુષને જ પામેછે. એ શ્રુતિમાં કહેલી પ્રણવની ઉપાસના અહીં ભગવાન કહેછે.

મરણ પર્યંત કરાતા ૐકારના ધ્યાનથી ક્યા લોકની પ્રાપ્તિ થાય? એ સત્યકામે પૂછતાં પિપ્પલાદ મુનિએ કહ્યું કે सत्यकाम परं चापरं च ब्रह्म

**यदक्षरं वेदविदो वदन्ति विशन्ति यद्यतयो वीतरागाः ।**
**यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये॥११॥**

वेदविदः यत् अक्षरम् वदन्ति वीतरागाः यतयः यत् विशन्ति यत् इच्छन्त. ब्रह्मचर्यम् चरन्ति तत् पदम् ते सङ्ग्रहेण प्रवक्ष्ये ॥

વેદજ્ઞ પુરુષો જેને અક્ષર કહેછે, રાગ રહિત થયેલા યતિઓ જેને પામેછે, અને જેની ઇચ્છા કરીને બ્રહ્મચર્ય વ્રત આચરેછે, તે પદ હુ તને સંક્ષેપમાં કહુંછું.

वेद जाननेवाले जिसको अक्षर कहते है, राग रहित यतिलोग जिसमे लवलीन हो जाते है, और जिसको जाननेकी इच्छा करके ब्रह्मचर्यका अनुष्ठान करते है, उस पदको मैं संक्षेपसे तुम्हारे निमत्त कहता हूं.

જેને કહે પરમ અક્ષર વેદવેત્તા,
જ્યાં પેસતા યતિ પુરુષ વિરાગવતા,
ને બ્રહ્મચર્ય ધરતા વળી ઇચ્છી જેને,
સંક્ષેપમાં પદ કહુંછુ હવે તને તે.

---

यदोंकारः। શ્રુતિ હે સત્યકામ ૐકાર જ પર અને અપર બ્રહ્મ છે. છેવટ કહ્યું કે य पुनरेत त्रिमात्रेण ॐ इति एतेन एव अक्षरेण परं पुरुषमभिध्यायीत। स सामभि उन्नीयते ब्रह्मलोकम्। શ્રુતિ. જે આ ત્રણ માત્રાયુક્ત ૐ એ અક્ષરવડે પરમ્ પુરુષનું ધ્યાન કરેછે, તે સામવડે બ્રહ્મલોકમાં જાયછે.

सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति। यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्त पद सग्रहेण ब्रवीम्योमित्येतत्। શ્રુતિ. સર્વે વેદો જેનું પ્રતિપાદન કરેછે, સર્વે તપો જેને કહેછે, જેને ઇચ્છનારા બ્રહ્મચર્ય પાળેછે, તે પદ હું તને ટુંકામાં કહુંછુ કે તે ૐકાર છે. ઇત્યાદિ વચનોવડે [illegible] બ્રહ્મના વાચકરૂપે અથવા વિષ્ણુ આદિની શાલિગ્રામરૂપ મૂર્તિની પેઠે પ્રતીક-રૂપે આ ૐકાર છે, તે પરબ્રહ્મની પ્રાપ્તિના સાધનપણાવડે [illegible] મધ્યમ બુદ્ધિના અધિકારીઓને માટે સાધનરૂપે કહેવાયેલ ઉપા-સન કાળાંતરે મુક્તિરૂપ ફળ આપનારૂં કહ્યું છે.

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥१२॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥१३॥

सर्वद्वाराणि संयम्य मनः च हृदि निरुध्य आत्मनः प्राणम् मूर्ध्नि आधाय योगधारणाम् आस्थितः ।

यः ब्रह्म ॐ इति एकाक्षरम् व्याहरन् माम् अनुस्मरन् देहम् त्यजन् प्रयाति सः परमाम् गतिम् याति ॥

સર્વ (ઇંદ્રિયરૂપી) દ્વારોને સંયમ કરીને, અને મનનો હૃદયમાં નિરોધ કરીને, પોતાના પ્રાણને મસ્તકમાં (બ્રહ્મરંધ્રમાં) ચડાવીને અને યોગની ધારણામાં સ્થિત થઇને,

જે મનુષ્ય બ્રહ્મવાચક ૐ એકાક્ષરનો જપ કરતો મારૂં સ્મરણ કરતાં કરતાં દેહનો ત્યાગ કરી પ્રયાણ કરેછે, તે પરમ ગતિને પામેછે.

सब (इंद्रियरूप) द्वारोंको संयमित करके, मनको हृदयमें रोक करके अपने प्राणको मस्तकमें (ब्रह्मरंध्रमें) चढाके योग-धारणामें स्थित होकर,

जो मनुष्य मुझको स्मरण करके ब्रह्मका वाचक ॐ इस एकाक्षरको उच्चारता हुआ देहको त्याग करता जाता है, वह परम गतिको पहुचता है.

શાર્દૂલ- સર્વે સંયમી દ્વાર ને હૃદયમાં નિરોધી રાખી મને,
ધારી યોગની ધારણા શિર ધરી પોતાતણા પ્રાણને,
ૐ એકાક્ષર બ્રહ્મને જ જપતો અંતે સ્મરંતો મને,
જાયેછે જન જેહ દેહ તજીને પામે ગતિ શ્રેષ્ઠ તે.

---

૮-૧૨,૧૩ મૂર્ધ્નિ-બ્રહ્મરંધ્રમાં. તે દેવયાન માર્ગવડે બ્રહ્મલોક પામી તેના ભોગનો અંત થતાં ઉત્તમ ગતિને પામે છે. तीव्रसंवेगानामासन्नः। ईश्वरप्रणिधानाद्वा। तस्य वाचकः प्रणवः। तज्जपस्तदर्थभावनम्। समाधिसिद्धिः ईश्वरप्रणिधानात्। યોગસૂત્રો.

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥१४॥

पार्थ यः अनन्यचेताः नित्यशः सततम् माम् स्मरति तस्य नित्ययुक्तस्य योगिनः अहम् सुलभः ॥

હે અર્જુન, જે યોગી અનન્ય ચિત્તથી નિત્ય નિરંતર મારૂં સ્મરણ કરેછે, તે નિત્યયુક્ત યોગીને હું સહજ પ્રાપ્ત થાઉંછું.

हे अर्जुन, जो योगी एकाग्र चित्तसे निरंतर मेरा स्मरण करता है, उस नित्ययुक्त योगीको मैं सहजमें प्राप्त होता हूं.

નિત્યે જે સ્મરતો નિરંતર રહે ચિત્તે અનન્યે મને,
હું તો અર્જુન! તેહને સુલભ છું યોગી સદા યુક્ત જે.

---

૮-૧૪ નિત્યશઃ-દીર્ઘકાળ; છ માસ કે એક વર્ષ નહિ પણ જ્યાં લગી જીવે ત્યાં સુધી.

૮-૧૫ બોધથી જે મારી સાથે યુક્ત થયો છે, તેની નિકટ જ હું હંમેશાં છું, માટે તે મરણ પછી નિઃસંશય મારા રૂપ જ બનેછે. જે શરીર ક્લેશરૂપ વૃક્ષોનું વન છે, જે તાપત્રયરૂપ અગ્નિની ધગધગતી સગડી છે, જે મૃત્યુરૂપ ગીધડાંનો બલિ છે, જે દારિદ્રને વધારેછે, જે મૃત્યુના ભયમાં વૃદ્ધ કરેછે, જે પૂર્ણ દુઃખની મુડી છે, જે ખરાબ બુદ્ધિનું મૂળ છે, પૂર્વ જન્મનાં ખરાબ કર્મોનું ફળ છે, જે ભ્રાંતિનું કેવળ સ્વરૂપ જ છે. જે સંસારનો આશ્રમ છે, જે અહંકારાદિ વિકારોનું ઉપવન છે, જે સર્વ પ્રકારના વ્યાધિથી પીરસાયેલું પાત્ર છે, જે કાળે ચાવી નાંખેલો ઉચ્છિષ્ટ ખીચડો છે, જે આશાનું આંગણું છે, જે સ્વભાવતઃ જન્મ મરણને આપ ચડાવેછે, જે ભ્રાંતિથી પરિપૂર્ણ છે, જે ખરાબ કલ્પનાથી આતપ્રોત ગુંથાયેલું છે, જે વિંછીઓનું નિવાસસ્થાન છે, જે વાઘની બોડ છે, જેને વેશ્યા સાથે મૈત્રી છે, જે વિષયપ્રતીતિ કરવાનું ઉત્તમ યંત્ર છે, જે મક્ષિણીની દયાનું સ્થાન છે, જે વિષયરૂપ શીતળ

मामुपेत्य पुनर्जन्म दु:खालयमशाश्वतम्।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥१५॥

परमाम् संसिद्धिम् गताः महात्मानः माम् उपेत्य दुःखालयम् अशाश्वतम् पुनर्जन्म न आप्नुवन्ति ॥

પરમ સિદ્ધિને પામેલા મહાત્માઓ મને પામ્યા પછી દુઃખના સ્થાનરૂપ અને અશાશ્વત પુનર્જન્મને પામતા નથી

परम सिद्धिको प्राप्त हुए महात्मा लोग मुझे पाकर फिर दुःखोंके स्थानरूप अनित्य पुनर्जन्मको नहीं पाते हैं

સિદ્ધિ મેળવી જેમણે પરમ તે પામી મહાત્મા મને,
દુઃખાગાર વળી અશાશ્વત નહિ પામે પુનર્જન્મ તે.

જળનો બુદબુદો છે, જે સ્નેહભાનથી વર્તનારા ચોગના મજબૂત આશ્વાસન સમાન છે, જે કોઢગ્રસ્ત મનુષ્યના આલિંગન જેવુ છે, જે મહાવિષધારી સર્પના ભાગ જેવુ સુંવાળુ છે, જે પારધિના મોહનિદ્ર ગાન જેવુ સુમધુર છે, જે વૈરીના આદરાતિથ્યની મીજમાની તથા દુર્જને કરેલી આગતા સ્વાગતા સમાન છે, જે પ્રત્યક્ષ અનર્થનો સમુદ્ર છે, જે સ્વપ્નમા આવેલુ સ્વપ્ન છે, જે મૃગજળ પરિપૂર્ણ વન છે અને ધૂળથી ભરેલુ આકાશ છે, એવુ જે શરીર તે મારારૂપ થઈ રહેલા પુરુષને પુનઃ પ્રાપ્ત થતુ નથી

૮-૧૬ ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્ગલોક અને મહર્લોક એ ચારે લોકમા જનારાને પુનરાવૃત્તિ છે, પણ જનલોક, તપલોક અને સત્યલોકમા જનારાને પુનરાવૃત્તિ નથી, તેનુ કારણ પાછળના ત્રણ લોકમા જનારા જ્ઞાન પ્રાપ્ત છે, તે છે

नास्त्य पृष्टे सुकृतेऽनुमूलैम लिकं हीनतरं वा विशेषन्ति। શ્રુતિ જેઓ ક્રમથી મુક્તિફળ આપતી ઉપાસનાવડે બ્રહ્મલોકને પામ્યા છે, ત્યા જ્ઞાન મેળવેલા તેઓનો જ બ્રહ્માની સાથે મોક્ષ થાય છે, બીજાઓનો નહિ

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥१६॥

कौन्तेय अर्जुन आब्रह्मभुवनात् लोकाः पुनरावर्तिनः माम् उपेत्य तु पुनर्जन्म न विद्यते ॥

હે કુંતીપુત્ર અર્જુન, બ્રહ્મલોક સુધીના સર્વ લોક પુનરાવૃત્તિવાળા (ફરી ફરીને આવનારા જનારા) છે, પરતુ મને પામ્યા પછી પુનર્જન્મ થતો નથી.

हे कुंतीपुत्र अर्जुन, ब्रह्मलोकसे लेकर सब लोक फिर फिर आने जाने वाले है, परंतु मुझे पानेसे फिर जन्म नही होता है.

છે લોકો સહુ બ્રહ્મલોક સુધીના પાછા ફરી વાળતા,
પામીને મુજને પૃથાસુતુ! નથી ક્યાં યે પુનર્જન્મ આ.

---

કહ્યું છે કે—

ब्रह्मणा सह ते सर्वे सम्प्राप्ते प्रतिसञ्चरे।
परस्यान्ते कृतात्मनः प्रविशन्ति परं पदम् ॥

૮-૧૭ એ પ્રમાણે પોતાને પામનારને પુનરાવૃત્તિનો અભાવ પ્રતિપાદન કરીને હવે સત્યાદિ લોકોમાં નિત્યપણુ, નિત્યસુખ તથા અનાવર્તપણાની બુદ્ધિથી પુણ્ય કર્મો કરીને ત્યાં જઈને ફરીથી પાછાં આવતાં જતાં ફરી ફરીને જન્મતાં મરતાં છતાં સર્વે પ્રાણીઓ દુઃખનો જ અનુભવ કરેછે. તેઓને સત્ અસતનો વિવેક, વૈરાગ્ય, સંન્યાસ જેથી ઉત્પન્ન થાય એવી સત્ પ્રવૃત્તિની સિદ્ધિને માટે કાળથી પરિછિન્ન સત્યાદિ લોકોનો આવિર્ભાવ તિરોભાવ બ્રહ્માનાં દિવસ રાત્રિથી પતિપાદન કરેછે, અને તે દિવસ રાત્રિથી સર્વે પ્રાણીનાં ઉત્પત્તિ પ્રલય પ્રતિપાદન કરેછે.

પોતાના પ્રમાણવડે સો વર્ષની આયુષ્યવાળા બ્રહ્માના દિવસે દિવસે ત્રિલોકની ઉત્પત્તિ અને રાત્રિએ રાત્રિએ પ્રલય થાય, એમ દર્શાવતાં બ્રહ્માનાં દિવસ રાતનું પ્રમાણ કહેછે.

सहस्रयुगपर्यन्तमहर्यद् ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥१७॥

सहस्रयुगपर्यन्तम् ब्रह्मणः यत् अहः युगसहस्रान्ताम् रात्रिम् विदुः ते जनाः अहोरात्रविदः ॥

જે પુરુષો હજાર યુગ (ચોકડી) સુધીનો બ્રહ્માનો એક દિવસ અને હજાર યુગ (ચોકડી) સુધીની બ્રહ્માની એક રાત્રિ જાણેછે, તે પુરુષો દિવસ રાત્રિને જાણનારા છે.

जो लोग हजार (चतुर)युग पर्यंत ब्रह्माका एक दिन और हजार (चतुर) युग पर्यंत ब्रह्माकी एक रात्री जानते हैं, वे लोग दिन रात जाननेवाले हैं.

જાણે દિન હજાર યુગ સુધીનો જે એક બ્રહ્માતણો,
રાત્રિ યુગ હજારની ય, સમજે તે દિનરાત્રિ જનો.

---

મનુષ્યોનું જે વર્ષ તે દેવોનો એક દિવસ ને રાત. તે દિવસ રાતોવડે પક્ષ માસ વગેરેની ગણત્રી પ્રમાણે પોતાનાં દશ હજાર વર્ષોનો એક ચતુર્યુગ થાયછે, હજાર ચતુર્યુગ એ બ્રહ્માનો એક દિવસ છે, તેવડી જ રાત્રિ છે. એવાં દિવસ રાત્રિઓવડે પક્ષ માસ વગેરેના ક્રમ પ્રમાણે બ્રહ્માનું તેના સો વર્ષનું આયુષ્ય છે. બ્રહ્માના દિવસને કલ્પ કહેછે. એ ગણત્રી પ્રમાણે બ્રહ્માનો એક દિવસ એટલે મનુષ્યનાં ચાર અબ્જ બત્રીશ કોટિ વર્ષો થાયછે.

યુગ શબ્દથી આ સ્થળે ચતુર્યુગ જાણવો. चतुर्युगसहस्रन्तु ब्रह्मणो दिनमुच्यते । એમ શાસ્ત્રમાં કહ્યું છે.

| | |
|---|---|
| १७२८००० વર્ષ સત્યયુગના<br>१२९६००० વર્ષ ત્રેતાયુગના<br>८६४००० વર્ષ દ્વાપરયુગના<br>४३२००० વર્ષ કલિયુગના | આ ૪ યુગ એક હજાર વાર વ્યતીત થાય, તે બ્રહ્માનો એક દિવસ, અને એ રીતે ૪ યુગ એક હજાર વાર વ્યતીત થાય, તે બ્રહ્માની એક રાત્રિ. |

આપણી સૃષ્ટિનું જીવન અને પોષણ સૂર્ય અને ચંદ્રથી જ થાયછે,

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे।
राज्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके॥१८॥

अहरागमे अव्यक्तात् सर्वाः व्यक्तयः प्रभवन्ति राज्यागमे तत्र एव अव्यक्तसंज्ञके प्रलीयन्ते ॥

બ્રહ્માનો દિવસ શરૂ થતાં અવ્યક્તમાંથી સર્વ વ્યક્તિઓ ઉત્પન્ન થાયછે, અને રાત્રિ શરૂ થતાં તે જ અવ્યક્ત સ્વરૂપમાં લય પામેછે.

ब्रह्माका दिन शुरु होनेपर अव्यक्त सब व्यक्तियों उत्पन्न होती है, और रात्रि शुरु होनेपर उन्ही अव्यक्त स्वरूपमें लय हो जाते है.

વ્યક્તિ દિવસ ઉગતાં પ્રભવતી સર્વે ય અવ્યક્તથી,
પામેછે લય ત્યાં જ રાત્રિ પડતાં સર્વે અવ્યક્તે મળી.

---

ઉપનિષદોમાં વારંવાર દર્શાવેલું છે કે સૂર્યથી જે અસર પૃથ્વીને થાયછે, તે તેના જીવનરૂપ છે, અને ચંદ્રથી થાયછે, તે તેના પોષણરૂપ છે. સૂર્યનો અધિકાર ઉત્તરાયનમાં, શુક્લપક્ષમાં, દિવસે એમ પૃથ્વી ઉપર વર્તેછે, ને ચંદ્રનો અધિકાર દક્ષિણાયનમાં, કૃષ્ણપક્ષમાં, રાત્રિએ એમ વર્તેછે.

૮-૧૮ આ દૈનિક પ્રલય છે, એ સિવાય મહાપ્રલય પણ છે.

આપણે ઉંઘી જઇએ છીએ, ત્યારે આપણો સર્વ વ્યવહાર અસ્પષ્ટપણે અદર્શનભાવને પામેછે, તેમ બ્રહ્માના સ્વાપકાળમાં પણ સર્વ વ્યક્તિઓ અદર્શનભાવને પામેછે. આપણે જાગ્યા પછી આપણો અધુરો વ્યવહાર હોય, ત્યાંથી જેમ પાછો ચાલેછે તેમ બ્રહ્માના જાગ્યા પછી પ્રાણીઓનો પાછલો રહેલો વ્યવહાર પણ ચાલુ થાયછે.

સૃષ્ટિના પ્રારંભમાં સર્વ પદાર્થ સૂક્ષ્મ પણ અવ્યક્ત પ્રકૃતિના રૂપમાં હોઇને પછી વ્યક્ત એટલે દૃષ્ટિગોચર થાયછે, અને પ્રલય વખતે આ વ્યક્ત સ્વરૂપનો નાશ થાયછે, એટલે પુનઃ અવ્યક્ત પ્રકૃતિમાં મળી જતાં અવ્યક્ત થાયછે. આ અવ્યક્ત પ્રકૃતિને જ અક્ષર, અને તે પ્રકૃતિમાંથી ઉત્પન્ન થનાર સર્વ પદાર્થને ક્ષર સાંખ્યશાસ્ત્રીઓ કહેછે. ક્ષર એટલે જેનો અત્યંત નાશ

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥१९॥

पार्थ सः एव अयम् अवशः भूतग्रामः भूत्वा भूत्वा रात्र्यागमे प्रलीयते अहरागमे प्रभवति ॥

હે અર્જુન, તેનો તે જ આ સર્વ પરવશ ભૂત સમુદાય પ્રકટ થઇ થઇને રાત્રિ આવતાં લય પામેછે, અને દિવસ આવ્યે પ્રકટ થાયછે.

हे अर्जुन, वही सब प्राणियोंका यह परतंत्र समुदाय फिर फिर उत्पन्न होके रात्रिके आनेपर लय हो जाता है और दिनके आनेपर उत्पन्न होता है.

પામે છે લય જન્મી જન્મી ભૂતનો સંઘાત આ તે જ તે,
રાત્રિ પાર્થ ! થતાં પરાધીન થઇ, જન્મે દહાડો ઉગ્યે.

---

થાયછે તે નહિ, પણ માત્ર જેના વ્યક્તસ્વરૂપનો નાશ થાયછે તે. પ્રધાન, ગુણક્ષોભિણી, બહુધાનક, પ્રસવધર્મિણી આવાં બીજાં પણ તેનાં નામ છે. પ્રકૃતિનાં આ નામો અર્થસૂચક છે. આ પ્રકૃતિનેજ વેદાંતશાસ્ત્રમાં માયા, માયિક દેખાવ એવું નામ આપ્યું છે.

૮-૧૯ અવશ-અવિદ્યા કામ કર્માધીન. આમ સૃષ્ટિ થાય છે ને જાયછે, પણ અત્યંત નાશ કોઇનો નથી. જે એક કલ્પમાં હોય, તે બીજમાંથી જ બીજા કલ્પનાં વૃક્ષ ફળેછે, એટલે કૃતનાશ અકૃતાભ્યાગમરૂપ દોષને અવકાશ નથી. ભૂતગ્રામ એટલે વ્યક્તિમાત્ર. તે જાણે અવશ હોય તેમ પૂર્વના સંસ્કારને બંધાઇ તે દોરે તેમ નવા કલ્પમાં પણ વિસ્તરેછે. કૃતનાશ અને અકૃતાભ્યાગમ દોષ મટાડવાને અને બંધ મોક્ષ શાસ્ત્રની પ્રવૃત્તિની સફળતા માટે અવિદ્યા વગેરેને વશ આ ભૂતસમુહ ફરી ફરી લય પામેછે.

अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।
नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ॥

પ્રમાણે આત્મજ્ઞાન રહિત અજ્ઞાની પુરૂષે જે શુભ અશુભ કર્મ કર્યાં હોય તે અવશ્ય ભોગવવાં પડેછે

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०॥
अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम्।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥२१॥

तस्मात् तु अव्यक्तात् अव्यक्तः परः सनातनः यः अन्यः भावः सः सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥

अव्यक्तः अक्षरः इति उक्तः तम् परमाम् गतिम् आहुः यम् प्राप्य न निवर्तन्ते तत् मम परमम् धाम ॥

પરંતુ તે અવ્યક્તથી પણ અવ્યક્ત અને પર સનાતન જે એક બીજો ભાવ છે, તે સર્વ ભૂતો નાશ પામતાં છતાં પણ નાશ પામતો નથી.

એ અવ્યક્ત (ભાવ) અક્ષર એ નામથી કહ્યો છે, તેને જ પરમ ગતિ કહે છે; જેને પામ્યા પછી ફરી પાછા આવતા નથી, તે મારૂં પરમ ધામ છે.

पर उस अव्यक्तसे भी अव्यक्त और पर सनातन जो एक दूसरा भाव है वह सब भूतोंका नाश होनेपर भी नाश नहीं पाता है.

यह अव्यक्त (भाव) "अक्षर" इस नामसे कहा है, उसीको परम गति कहते है; जिसको पानेसे फिर नहीं लौट आते है, वह मेरा परम धाम है.

તે અવ્યક્તથી તો સનાતન બીજો અવ્યક્ત છે ભાવ જે,
સર્વે ભૂત વિનાશ થાય જ છતાં પામે નહિ નાશ તે.
જેને અક્ષર કહે ગતિ પરમ તે કહેછે જ અવ્યક્તને,
જેને પામી ફરી નહિ જનમ તે મારૂં ઉંચું ધામ છે.

---

૮–૨૦થી૨૨ દૃશ્ય જગત મિથ્યા છે, એટલે જગત આંખેથી દેખાતુ નથી એમ માનવાનું નથી, પણ એક જ દ્રવ્યનાનાનામ રૂપના ભેદમાં પરિણામ પામેલા જગતમાંના સ્થળકૃત અને કાળકૃત અનેક દેખાવો નાશવંત છે, તેથી મિથ્યા છે, અને તે સર્વ દેખાવોનાં નામરૂપાત્મક પાગરણની નીચે કાયમ રહેનારૂં અવિનાશી અને અવિકારી દ્રવ્ય તે જ નિત્ય અને સત્ય

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥२२॥
यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥२३॥

पार्थ यस्य अन्तःस्थानि भूतानि येन इदम् सर्वम् ततम् स परः पुरुषः अनन्यया भक्त्या तु लभ्यः ॥

भरतर्षभ योगिनः यत्र काले तु प्रयाताः अनावृत्तिम् आवृत्तिम् च एव यान्ति तम् कालम् वक्ष्यामि ॥

હે અર્જુન, જેના અંતરમા સર્વ ભૂતોનો વાસ છે, જેનાવડે આ સર્વ જગત વ્યાપી રહેલ છે, તે પરમ પુરુષ અનન્ય ભક્તિવડે જ મેળવી શકાયછે.

હે ભરતશ્રેષ્ઠ, યોગીઓ જે જે કાળે મૃત્યુ પામતાં પાછા અવતરતા નથી, તેમ જ પાછા જન્મ પામેછે, તે કાળ હુ કહુંછું.

हे अर्जुन, सब भूतो जिसके भीतर भरे हुये है, यह सब जगत् जिससे व्याप्त हुआ है, वह परम पुरुष अनन्य भक्तिसे ही पाने योग्य है.

हे भरतश्रेष्ठ, जिस जिस कालमें योगी लोग जन्मसे रहित होते है, और फिर जन्म पाते हैं, उस कालको मैं कहता हू.

જેને અંતર સર્વ ભૂત વસતાં, આ જેથી સૌ વ્યાપ્ત છે,
ભક્તિથી જ અનન્ય પાર્થ ! પર તે પુરુષ તો લભ્ય છે.

જે કાલે મરતાં ફરી ન જનમે જન્મે ફરી કાલ જે,
યોગીઓ, સહુ કાલ અર્જુન ! કહું હું તો તને તે હવે.

---

છે એમ સમજવાનું છે. न तस्य प्रतिमाऽस्ति । શ્રુતિ. તે સત્તારૂપ પરમાત્માની સદૃશ કોઇપણ પદાર્થ નથી.

પર–શ્રેષ્ઠ, અનુત્તમ. अव्यक्तात्तु परः पुरुषः । શ્રુતિ. (८–२०)

अक्षरात्संभवतीह विश्वम् । શ્રુતિ. અક્ષરથી આ વિશ્વ થાયછે. (८–२१)

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥२४॥

अग्निः ज्योतिः अहः शुक्लः उत्तरायणम् षण्मासाः तत्र प्रयाताः ब्रह्मविदः जनाः ब्रह्म गच्छन्ति ॥

અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ અને ઉત્તરાયણના છ મહિના, તે કાળમાં મૃત્યુ પામેલા બ્રહ્મવિત્ પુરુષો બ્રહ્મને પામેછે.

अग्नि, ज्योति, दिन, शुक्लपक्ष और उत्तरायन के छ महीने, उस कालमे मृत्यु पाये हुए ब्रह्मज्ञानी पुरुषों ब्रह्मको पाते है.

અગ્નિ જ્યોતિ છ ઉત્તરાયણતણા માસે દિને જાય જે,
બ્રહ્મજ્ઞો વળી શુક્લ પક્ષમહીં તે પામે જનો બ્રહ્મને.

---

અંતઃસ્થાનિ–દર્પણમાં નગરની પેઠે આભાસ રૂપે રહેલાં.

વ્યાપ્ત–અગ્નિથી વ્યાપ્ત લોઢાના પિંડની પેઠે, ઘટાદિ આકાશવડે વ્યાપ્ત છે તેમ. (૮–૨૨)

૮–૨૪ तेऽर्चिषमभिसम्भवन्ति अर्चिषोऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान् षण्मासानुदङ्ङादित्य एति मासेभ्यो देवलोकम् । શ્રુતિ.

તે પ્રથમ જ્યોતિમાં પ્રવેશ કરીને ત્યાંથી દિવસમાં, ત્યાંથી પક્ષમાં, પક્ષથી ઉત્તરાયણના છ માસમાં, ત્યાંથી વરસમાં, ત્યાથી આદિત્યલોક અને ત્યાંથી દેવલોક(મારા સ્વરૂપ–સાક્ષાત્બ્રહ્મ)ને પામેછે.

દિવસ રાત્રિ આદિ શબ્દોનો અર્થ કાલવાચક હોય તોપણ અગ્નિ, જ્વાલા, વાયુલોક વગેરે બીજા જે વર્ણવ્યા છે, તેના અર્થ કાલવાચક હોઇ શકે જ નહિ, અને જ્ઞાની પુરુષ દિવસે અથવા રાત્રિએ દેહ છોડે, તેમાં ગતિમાં મોટો ફેરફાર પડી જાય, એમ માનવામાં જ્ઞાનનું પણ કોઇ મહત્ત્વ રહેતું નથી, એટલે શાસ્ત્રમાંના અગ્નિ દિવસ આદિ સર્વ શબ્દોને કાલવાચક ન સમજતા, તે શબ્દથી તેના અભિમાની દેવતાઓ સમજવા એવી કલ્પના વધુ યોગ્ય છે.

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥२५॥

धूमः रात्रिः कृष्णः तथा दक्षिणायनम् षण्मासाः तत्र योगी चान्द्रमसम् ज्योतिः प्राप्य निवर्तते ॥

ધૂમ રાત્રિ, કૃષ્ણપક્ષ અને દક્ષિણાયનના છ મહિના, એ કાળમાં મૃત્યુ પામેલો યોગી ચંદ્રલોકની જ્યોતિને પામીને પાછો આવેછે.

धूम, रात्रि, कृष्णपक्ष और दक्षिणायनके छ महीने, उस कालमें मृत्यु पाया हुआ योगी चद्रलोककी ज्योतिको पाके फिर लौट आता है.

રાત્રિ ધૂમ છ દક્ષિણાયનતણા માસે બીજા પક્ષમાં,
યોગીઓ જઈ ચદ્રલોક રહીને પાછા વળી આવતા.

---

૮-૨૫ ते धूममभिसंभवन्ति धूमाद्रात्रिं रात्रेरपक्षीयमाणपक्षमपक्षीयमाणपक्षाद्यान् षण्मासान्दक्षिणादित्य एति मासेभ्यः पितृलोकं पितृलोकात् चन्द्रं चन्द्रं प्राप्यान्नं भवति । શ્રુતિ. તે પ્રથમ ધૂમને પ્રાપ્ત થઇ ત્યાંથી રાત્રિમાં, ત્યાંથી કૃષ્ણ પક્ષમાં, ત્યાંથી દક્ષિણાયનના છ માસમાં, ત્યાંથી પિતૃલોકમાં, ત્યાંથી ચંદ્ર જ્યોતિમાં થઇને પાછો નિવૃત્ત થઇ અન્નરૂપે આવેછે.

એ પ્રમાણે નિવૃત્તિ કર્મ સહિત ઉપાસનાથી ક્રમ પ્રમાણે મુક્તિ, કામ્ય કર્મોવડે સ્વર્ગભોગ ભોગવ્યા પછી પાછું આવવું, નિષિધ કર્મવડે તો નરક ભોગ ભોગવ્યા પછી પાછું આવવું, અને ક્ષુદ્ર કર્મ કરનાર જતુઓને અહીં જ ફરી ફરીને જન્મ થાયછે.

૮-૨૬,૨૭ જ્ઞાનનો પ્રકાશ અધિક હોવાથી, અગ્નિ વગેરે દેવતાથી અધિષ્ઠિત હોવાથી, જ્ઞાનથી પ્રાપ્ય હોવાથી, પ્રકાશલોક મળવાથી બ્રહ્મપ્રાપ્તિનો હેતુ હોઇ ઉત્કૃષ્ટ હોવાથી દેવયાનરૂપ ગતિ શુક્લ છે.

થોડા પ્રકાશવાળા દેવતાથી અધિષ્ઠિત હોવાથી, ધૂમરૂપ હોવાથી અને વળી સસારનો હેતુ હોઇ નિકૃષ્ટ હોવાથી પિતૃયાનરૂપ કૃષ્ણ ગતિ છે

દેવયાનમાં ઉત્તરાયણ પછી સવત્સર, વાયુ લોક, સૂર્ય, ચંદ્ર, વિદ્યુત

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥२६॥
नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥२७॥

जगतः शुक्लकृष्णे एते शाश्वते गती हि मते एकया अनावृत्तिम् याति अन्यया पुनः आवर्तते ॥

पार्थ अर्जुन एते सृती जानन् कश्चन योगी न मुह्यति तस्मात् सर्वेषु कालेषु योगयुक्तः भव ॥

જગતની આ શુક્લ અને કૃષ્ણ બે કાયમની ગતિ માનેલી છે, એકથી પાછા ફરવું પડતું નથી (પુનર્જન્મ) થતો નથી, અને બીજીથી પાછા ફરવું પડે છે (પુનર્જન્મ થાયછે).

હે કુંતીપુત્ર અર્જુન, આ બે માર્ગો જાણનાર કોઇપણ યોગી મોહ પામતો નથી, માટે તું સર્વકાળમાં યોગયુક્ત થા.

जगतकी ये शुक्ल और कृष्ण दो गतियां अनादि सिद्ध मानी हुई है, एकके द्वारा फिर लौटना नहीं पडता है, और दूसरीसे फिर जन्म लेना होता है.

हे कुंतीपुत्र अर्जुन, उन दोनों मार्गोंको जाननेवाला कोई भी योगी मोह नहीं पाता है, उस लिये तुम सब कालेमें योगसे युक्त हो.

આ બે માર્ગ જ શુક્લ કૃષ્ણ જગતે માન્યા સદાના વળી,
પુનર્જન્મ નથી જ એકથી અને છે જન્મ બીજે ફરી.
પામે યોગી ન કોઇ મોહ કદિ એ બે માર્ગને જાણતાં,
તેથી તું પણ યોગયુક્ત સરવે કાલે ય અર્જુન! થા.

---

વરૂણ લોક, ઇંદ્ર લોક, પ્રજાપતિ લોક અને અક્ષરબ્રહ્મ લોક [illegible] આગળની સર્વ પાયરીઓ આપેલી છે.

જે લોક થોડાં પણ શાસ્ત્રોક્ત પુણ્ય કર્મ ન કરતાં [illegible] પાપનું આચરણ કરવામાં ગુંથાઇ રહેછે, તે આ [illegible]

वेदेषु यज्ञेषु तपःसु चैव
दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा
योगी परं स्थानमुपैति चाद्यम् ॥२८॥

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अक्षरब्रह्मयोगो नाम अष्टमोऽध्यायः ॥**

इदम् विदित्वा वेदेषु यज्ञेषु तपःसु दानेषु च एव यत् पुण्यफलम् प्रदिष्टम् तत् सर्वम् योगी अत्येति आद्यम् च परम् स्थानम् उपैति ॥

આ સર્વ જાણ્યા પછી વેદમાં, યજ્ઞમાં, તપમાં અને દાનમાં જે પુણ્યફળ શાસ્ત્રે કહેલું છે, તે સર્વને યોગી ઓળંગી જાયછે, અને સનાતન પરમ સ્થાનને પ્રાપ્ત કરેછે.

यह सब जान लेनेसे योगी, वेद, यज्ञ, तप और दानसे जो पुण्यफल निरूपण किया हुआ है, उन सबको अतीत हो जाता है, और सनातन परम स्थानको पाता है.

**વસંત–** વેદે વળી તપવિષે વળી યજ્ઞમાંહે
જે દાનમાં ય પણ પુણ્ય ફળો કહ્યાં છે,
તે સર્વ આ સમજી યોગી ઉલ્લંઘી જાયે,
પ્હોંચે જઇ પરમ તે વળી આદ્ય સ્થાને.

એ પ્રમાણે...**અક્ષરબ્રહ્મયોગ** નામનો આઠમો અધ્યાય પૂરો.

---

જઇ શકતા નથી. મુઆ પછી તેઓ તરત જ પશુ પક્ષી વગેરે તિર્યગ્ યોનિમાં જન્મ લેછે. આને ત્રીજો માર્ગ કહેછે. (૮-૨૭)

## અધ્યાય ૯ મો

## રાજવિદ્યારાજગુહ્યયોગ

श्रीभगवानुवाच ।

**इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।**
**ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्॥१॥**

श्रीभगवान् उवाच । अनसूयवे ते इदम् गुह्यतमम् विज्ञानसहितम् ज्ञानम् तु प्रवक्ष्यामि यत् ज्ञात्वा अशुभात् मोक्ष्यसे ॥

શ્રીભગવાને કહ્યું-તું દ્વેષ રહિત હોવાથી તને આ અત્યંત ગુહ્ય જ્ઞાન વિજ્ઞાન સહિત કહુંછું, જે જાણવાથી તું અશુભથી મુક્ત થઇશ.

श्रीभगवानने कहा-द्वेष आदि दोषोंसे रहित तुझे विज्ञानके साथ बहुत गुप्त ज्ञान कहता हूं, जिसे जानकर तुम अशुभसे तर जाओगे

શાર્દૂલ- તુ તો ના હઇ દોષદર્શી તુજને વિજ્ઞાન સાથે કહુ,
આ તો ગુહ્યથી ગુહ્ય જ્ઞાન, અઘથી જે જાણી છૂટીશ તું,

---

૯-૧ ગમે તેવો યોગ કે ભક્તિ કરો, પણ રાજયોગ અથવા નિર્વિકલ્પ સમાધિ વિના એ બધુ નિષ્ફળ છે. જ્ઞાનથી જ મોક્ષ થાયછે, એ જ્ઞાન સમજતાં જે નિર્વિકલ્પ સાક્ષાત્કાર થાય તેને રાજયોગ કહેછે. એ રાજયોગનું તત્ત્વ આ અધ્યાયમાં સમજાવે છે.

એ સમાધિ પરમ વિરાગ વિના પ્રાપ્ત થતી નથી, તે વિરાગ થયા પછી જ્યારે વાસના માત્રનો ક્ષય થાય, ત્યારે સર્વે બ્રહ્મમય છે, એવું અદ્વૈત પ્રત્યક્ષ અનુભવાય, એ જ મોક્ષ. એ જ સર્વે યોગ, કર્મ, તપ, ધ્યાન, ભક્તિ આદિનું છેવટનું ફળ. જો એ ફળ ન થાય તો કર્મ માત્ર વ્યર્થ.

ગુહ્યતમ-કાર્યસિદ્ધિ આઠ ઐશ્વર્યસિદ્ધિ વગેરે યોગચર્યાનાં મંત્ર તંત્ર ઔષધ વગેરે જે જે રહસ્યો છે, તે સર્વેથી ગુહ્ય-ઉત્કૃષ્ટ-પરમરહસ્ય; ગુહ્ય ધર્મજ્ઞાન, તેથી આત્મજ્ઞાન દેહાદિ વ્યતિરિક્ત હોવાથી ગુહ્યતર, તેથી પણ

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥२॥

इदम् राजविद्या राजगुह्यम् पवित्रम् उत्तमम् प्रत्यक्षावगमम् धर्म्यम् कर्तुम् सुसुखम् अव्ययम् ॥

આ જ્ઞાન સર્વે જ્ઞાનમા શ્રેષ્ઠ છે, સર્વે ગુહ્યમાં ગુહ્ય છે, પવિત્ર, ઉત્તમ, પ્રત્યક્ષ બોધ થાય એવુ, ધર્મ્ય, આચરવામાં સુખદાયક અને અક્ષય ફલદાયી છે.

यह ज्ञान सब विद्याओंसे श्रेष्ठ है, सब गुप्तोंसे भी गुप्त है, पवित्र, उत्तम, प्रत्यक्ष बोधदायक, धर्मरूप, सुखसे करने योग्य और अक्षय देनेवाले है.

વિદ્યારાજ સુગુહ્યરાજ વળી આ પુનીત ને શ્રેષ્ઠ છે,
છે પ્રત્યક્ષ સુબોધ્ય અવ્યય સુખે કર્તવ્ય ને ધર્મ્ય છે.

---

પરમાત્મજ્ઞાન અતિ રહસ્યયુક્ત હોવાથી ગુહ્યતમ.

૯-૨ આ લોક પરલોકના સાધનભૂત જે વિદ્યા છે, તે સર્વેને સંસાર આપનારી છે, સંસાર નિવર્ત કરનારી નથી. આ બ્રહ્મવિદ્યા તો तत्त्वमसि। એ મહાવાક્યના શ્રવણથી જ ઉત્પન્ન થઇ અનાત્મ વસ્તુમાંથી અહંકારને નસાડીને સર્વ સંસારધર્મેથી નિર્મુક્ત આત્મતત્ત્વનો પ્રકાશ કરેછે જેમ સ્વપ્નના સંસાર તથા તેનાં દુઃખોને જાગ્રત નિવૃત કરેછે, તેમ કારણ સહિત સંસારને જડમૂળથી નિવૃત્ત કરેછે, તેથી સર્વ વિદ્યામાં શ્રેષ્ઠ રાજવિદ્યા છે.

રાજવિદ્યા-જ્ઞાનમાં રાજા, જ્ઞાનમાં શ્રેષ્ઠ, રાજાની વિદ્યા, રાજ્યની વિદ્યા.

રાજગુહ્ય-ગુહ્યમા ગુહ્ય, ગુપ્તમાં ગુપ્ત, અતિ રહસ્યવાળું; રાજનું ગુહ્ય, રાજાનુ ગુહ્ય.

પવિત્ર-અનેક જન્મનાં હજારો સંચિત અને ધર્મ અધર્મ વગેરે મૂળ સહિત કર્મને ક્ષણુ માત્રમાં બાળી નાખેછે, માટે તેની પવિત્રતા કેટલી?

૯-૪ तत्सृष्ट्वा तदेवानुप्राविशत् । શ્રુતિ. તે બ્રહ્મે સૃષ્ટિ કરીને તેમાં

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परन्तप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥३॥

परन्तप अस्य धर्मस्य अश्रद्दधानाः पुरुषाः माम् अप्राप्य मृत्युसंसारवर्त्मनि निवर्तन्ते ॥

હે પરંતપ, આ ધર્મ ઉપર શ્રદ્ધા ન રાખનાર પુરુષો મને નહિ પામતાં મૃત્યુયુક્ત સંસારના માર્ગમાં પાછા પડેછે.

हे परंतप, इस धर्मपर श्रद्धा न रखनेवाले पुरुष मुझे न पाकर मृत્युसे व्याप्त संसारके मार्गमें फिरा करते है.

શ્રદ્ધા જે ધરતા પરંતપ! નથી પુરુષ આ ધર્મમાં,
તે પામી ન મને ફરે મરણુ ને સંસારના માર્ગમાં.

---

(જીવરૂપે) પ્રવેશ કર્યો. છતાં હું તેઓમાં રહેલો નથી એમ કહેવાનો ભાવ એ છે કે-નિર્ગુણ હોવા છતાં સાકાર થયેલો જે હું, તેણે જ આ ત્રૈલોક્યની રચના કરી છે. મહત્તત્ત્વથી લઇને દેહપર્યંત આ સર્વ ભૂતો જે પ્રમાણે પાણીમાં ફીણ જણાયછે, તે પ્રમાણે મારા સ્વરૂપનો આભાસ માત્ર છે, પરંતુ ફીણમાં જોવા જતાં તેમાં પાણી જણાતું નથી, સ્વપ્નમાં જીવો અનેક રૂપો ધારણ કરેછે, પરંતુ જાગ્રત થતાં તે સર્વે નષ્ટ થાયછે, તે પ્રમાણે આ ભૂતો મારામાં જણાયછે, તોપણ હું તેમનામાં નથી.

બીજી રીતે-આ સર્વ ભૂતો મારામાં કલ્પિત છે, એટલે તેઓ મારામાં કલ્પિત છે, એમ કહેવાયછે, પણ હું તેમાં નથી, કેમકે કલ્પિત અને અકલ્પિત એ બેનો સંબંધ હોઇ શકે નહિ. જ્ઞાનીઓ કહેછે, કે જે અધિષ્ઠાનમાં જે વસ્તુ કલ્પિત છે, તે કલ્પિતના કરેલા ગુણવડે કે દોષવડે અધિષ્ઠાન કાંઇપણ સંબંધ પામતું નથી. આથી ભૂતો મારામાં છે, પણ હું ભૂતોમાં નથી; માટે કલ્પિત સ્થિતિ અથવા અધ્યાસ એજ બ્રહ્મમાં ભૂતની સ્થિતિનું કારણ છે, ને જ્યાં જેનો અધ્યાસ હોય તેના ગુણ દોષથી તે અધિકરણને કશો સંગ નથી, એટલે બ્રહ્મ ભૂતમાત્રનું અલિપ્-

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥४॥

अव्यक्तमूर्तिना मया इदम् सर्वम् जगत् ततम् सर्वभूतानि मत्स्थानि अहम् च तेषु न अवस्थित ॥

અવ્યક્ત સ્વરૂપવાળા મારાથી આ સર્વ જગત્ વ્યાપ્ત થયેલું છે, સર્વ ભૂતો મારામા રહેલા છે, પણ હું તેઓમાં રહેલો નથી.

अव्यक्तस्वरूप मेरेसे इस सपूर्ण जगत् व्याप्त हुआ है; सब भूत मेरेमें रहते है, परतु मैं उनमें नहीं रहा हुआ हू.

છે અવ્યક્ત સ્વરૂપી મુજથી સહુ આ વિશ્વ વ્યાપી રહ્યું,
મારામા સરવે રહે ભૂત નથી તેમાં રહ્યો તોય હું.

---

નિમિત્તોપાદાન કારણ છતાં પણ નિર્વિકારી અને શુદ્ધ છે.

મત્સ્થાનિ—જેમ પાણીમાં તરગ પરપોટા વગેરે પાણીની સત્તાથી સત્તાવાળાં થઇને પાણીમાં રહે છે, જેમ નગરવાસીઓ દર્પણની સત્તાથી સત્તાવાળાં થઇને દર્પણમાં રહેછે, તેમ સર્વે ભૂતો મારી સત્તાવડે સત્તા પામીને મારામાં રહેછે.

૯—૫ મારા નિરૂપાધિક સ્વરૂપ પર જે ભૂતોની કલ્પનાનો આરોપ કરેછે, તેને તેની કલ્પનાને લીધે મારામાં ભૂતનો આભાસ થાયછે. તે કલ્પના કરનારી માયાની સમાપ્તિ થઇ એટલે મારૂ નિરૂપાધિક શુદ્ધ સ્વરૂપ સ્પષ્ટ દેખાયછે. ગોળ ફરતાં ફરતાં આપણને ચક્કર આવતાં ચારે તરફના ડુગર વગેરે ફરતા માલમ પડેછે, તે પ્રમાણે આપણા મનમાં કલ્પના ઉત્પન્ન થવાથી અખડ બ્રહ્મસ્વરૂપમાં ભૂતોનો ભાસ થાયછે. બ્રહ્મમાં ભૂતો સંયોગ સંબધથી કે સમવાય સંબધથી કે તાદાત્મ્ય સંબધથી રહેલા નથી પણ અધ્યાસ સંબધથી રહેલાં છે. જેમાં જે વસ્તુનો અધ્યાસ લાગેછે, તેમાં તે વસ્તુનું નામ માત્ર જ છે, વાસ્તવિક રીતે તે નથી; જેમ છીપમા રૂપાનો અધ્યાસ થાયછે તેમ.

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।**
**भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥५॥**

मम आत्मा भूतभृत् भूतभावन च न भूतस्थः भूतानि च न मत्स्थानि मे ऐश्वरम् योगम् पश्य ॥

મારૂં સ્વરૂપ ભૂતોને ધારણ કરનાર તથા તેઓની ઉત્પત્તિ અને પાલન કરનાર છતાં પણ ભૂતોમાં નથી, તેમ જ ભૂતો મારામાં નથી, એ મારો ઇશ્વરી યોગ તું જો.

मेरा स्वरूप भूतोंको धारण करता हुआ तथा भूतोंकी उत्पत्ति और रक्षण करता हुआ भी भूतोंमें नहीं है, वैसे ही भूत मेरेमें नहीं है, ऐसा मेरा ईश्वरी योग तुम देखो.

પોષેછે મુજ આત્મ ભૂત સર્જે તો યે નથી તે ભૂતે,
મારામાં નથી મેં ભૂતો ય મુજ એ જો ઇશ્વરી યોગને.

---

યોગ–ભૂતોની સાથે યોગ, યુક્તિ, ઘટના, અઘટઘટના ચાતુર્ય.

ઐશ્વરી–માયાની ઇશ્વરે નિર્માણ કરેલ (ગગનમાં ગંધર્વ નગરની પેઠે).

ભૂતભાવન–ભૂતોનું પાલન કરનાર; આકાશથી પૃથ્વી સુધીનાં કાર્ય સહિત સર્વ ભૂતોને પોતાની સત્તાથી અને પોતાના પ્રકાશથી સત્તાવાન અને પ્રકાશવાન કરેછે તે

૯-૬,૭ સૃષ્ટિ, સ્થિતિ અને લય એનો આધાર અસંગ આત્મા છે, એમ ચોથા પાચમા શ્લોકવડે પહેલાં કહ્યું તે અર્થને દૃષ્ટાંતવડે સ્પષ્ટ કરીને દેખાડવા આ શ્લોક કહેછે. શ્લોકમાં નિત્ય એ શબ્દ વાપર્યો છે, તેનો અર્થ ભગવાન ભાષ્યકારે સદા કર્યો છે. સદા એટલે સર્વકાળ–ઉત્પત્તિકાળ, સ્થિતિકાળ અને સંહારકાળ. વાયુ સર્વગામી હોવાથી પરિણામે મોટો છે, તે આકાશમાં સર્વદા રહેછે, તે જ પ્રમાણે આકાશથી આરંભી સર્વ ભૂતો જે મહાન છે, તેઓ મારામાં અસંસૃષ્ટપણે રહેછે. (૯-૬)
अव्यक्ताद्व्यक्तय । ઇત્યાદિથી આગળ ભૂતોનો પ્રલય કહેલો છે, તે

यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान्।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥६॥
सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम्।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥७॥

यथा सर्वत्रग महान् वायु नित्य आकाशस्थित तथा सर्वाणि भूतानि मत्स्थानि इति उपधारय ॥

कौन्तेय कल्पक्षये सर्वभूतानि मामिकाम् प्रकृतिम् यान्ति कल्पादौ तानि पुन अहम् विसृजामि ॥

જેમ સર્વવ્યાપક મહાન વાયુ સદૈવ આકાશમાં રહેછે, તેમ સર્વ ભૂતો મારામાં રહેછે, એમ તુ સમજ

હે અર્જુન, કલ્પને અતે (પ્રલયકાળમા) સર્વ ભૂતો મારી પ્રકૃતિમા લીન થાયછે અને કલ્પના પ્રારભમા તેઓને પાછા હું ઉત્પન્ન કરૂંછુ

जैसे सर्वव्यापक महान वायु आकाशमें सदैव रहता है, वैसे सब भूत मेरेमें रहते है, ऐसा तुम समझो.

हे कौन्तेय, कल्पके अतमे (प्रलयकालमें) सब भूत मेरी प्रकृतिमें लय हो जाते है और कल्पके प्रारभमें फिर मै उनको उत्पन्न करता हू

વ્યોમે જેમ વસે મહાન વહતો સર્વત્ર વાયુ સદા,
મારામાં સહુ ભૂત તેમ વસતા એ માન તુ ચિત્તમા
ભૂતો મારી પ્રકૃતિમાં સહુ ભળે કૌતેય ! કલ્પાતમા,
પાછો હુ ફરી તેમને સરજુ છુ આરંભમાં કલ્પના

---

નૈમિક પ્રલય છે, હવે આથી પ્રાકૃત પ્રલય કહેછે. (૯-૭)

૯-૮ માયા નામની અનિર્વચનીય પ્રકૃતિ જે પોતામા જ કલ્પિત છે, તેનો આશ્રય કરીને એટલે સ્વસત્તા અને સ્ફુર્તિવડે દઢ કરીને તે માયા-પ્રકૃતિના વશથી એટલે અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ,

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥८॥

स्वाम् प्रकृतिम् अवष्टभ्य प्रकृतेः वशात् अवशम् इमम् कृत्स्नम् भूतग्रामम् पुनः पुनः विसृजामि ॥

હું મારી પ્રકૃતિનો આશ્રય કરીને, પ્રકૃતિને વશ થતાં પરાધીન થયેલા આ સર્વ ભૂતોના સમુહને વારે વારે સરજુંછું.

मैं अपनी प्रकृतिको आश्रय करके, प्रकृतिके वशसे पराधीन इस सब प्राणियोंको फिर फिर रचा करता हू

લેતાં આશ્રય નિજ આ પ્રકૃતિનો આ ભૂતના સઘને,
સર્જું સર્વ ફરી ફરી પ્રકૃતિથી જે છે પરાધીન તે.

---

એ ક્લેશોના કારણરૂપ અને આવરણ તથા વિક્ષેપ શક્તિ એ રૂપ પ્રભાવથી આ અવશ જગતને હું રચુંછું. જે પ્રમાણે રાજાની આજ્ઞામાં રહેલી પ્રજા પોતપોતાના સ્વાર્થને માટે વ્યાપાર ચલાવ્યે જાયછે, તે પ્રમાણે માત્ર મારો અને પ્રકૃતિનો સંબધ છે. ઉત્પત્તિ સ્થિતિ અને લય એ સર્વ વ્યાપાર તે પ્રકૃતિના જ છે. પુનેમના ચંદ્રને જોતાં જ સમુદ્રમાં અપાર ભરતી આવેછે, પરંતુ તે માટે ચંદ્રને કાંઇ શ્રમ પડેછે? લોઢું જડ હોવા છતાં પણ લોહચુંબક નિકટ હોય તો તે હાલેછે, ત્યારે શું લોઢાની પાસે રહેવામાં લોહચુંબકને કાંઇ પરિશ્રમ પડેછે? આ પ્રમાણે હું પોતાની પ્રકૃતિનો અંગીકાર કરૂંછું, એટલે એકદમ પ્રાણી માત્રની ઉત્પત્તિ થવા લાગેછે. આ સર્વ પ્રાણીસમુદાય પ્રકૃતિને અધીન છે.

૯-૯ પ્રભુ આપ્તકામ હોવાથી તેને કર્માસક્તિ નથી અને કર્માસક્તિ જ બંધનો હેતુ છે; વળી ઉદાસીનપણામાં કર્તત્વપણું ઘટતું ન હોવાથી ઉદાસીન પેઠે વર્તતા પ્રભુને બંધન ઘટતું નથી. માયાવી પુરુષ પોતાની માયાવડે અનેક પદાર્થોની સૃષ્ટિ, સ્થિતિ અને લય કરે, પરંતુ તેનાથી બાધ થતો નથી, તેમજ સ્વપ્નદ્રષ્ટાને તેનું સ્વપ્ન બાધ કરતું નથી, તેમ

**न च मां तानि कर्माणि निबध्नन्ति धनञ्जय।**
**उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥९॥**

धनञ्जय तेषु च कर्मसु असक्तम् उदासीनवत् आसीनम् माम् तानि कर्माणि न निबध्नन्ति ॥

હે અર્જુન, તે તે કર્મોમા આસક્તિ ન રાખતા ઉદાસીનની પેરે રહેલા મને તે કર્મો બંધન કરતા નથી

हे अर्जुन, उन कर्मोंमें आसक्ति रहित उदासीनकी तरह स्थित मुझे वे कर्म बांध नहीं सकते है.

ઉદાસી સમ હું રહું ન હઈને આસક્તિ તે કર્મમા,
તેથી તેહ જરા ધનજય! મને કર્મો નથી બાધતા

---

મને પણ જગતના સૃષ્ટિ આદિ બાધ કરતા નથી,

૯-૧૦ પ્રકૃતિ અને પુરુષનો સયોગ થતા પ્રકૃતિની મૂળ સામ્યાવસ્થા તૂટે છે અને તેના ગુણનો વિસ્તાર થાય છે સર્વ દશ્ય જગત એ માયાત્મક દેખાવનો વિસ્તાર પણ નિયમબદ્ધ છે મૂળ પ્રકૃતિ પ્રમાણે આ નિયમો પણ માયિક જ છે. પ્રભુ આ સર્વ માયિક નિયમોના અધિપતિ છતા તેનાથી પર છે.

एको देव सर्वभूतेषु गूढ सर्वव्यापी सर्वभूतान्तरात्मा कर्माध्यक्ष सर्वभूताधिवास साक्षी चेता केवलो निर्गुणश्च । શ્રુતિ પ્રભુનુ અધ્યક્ષપણું દર્શાવે છે ત્રિમૂર્તિ સ્વરૂપનો ભેદ અટકાવવા एक, અખડ પ્રકાશપણા માટે देव, આદિ ત્યની પેઠે તટસ્થતા બતાવવા सर्वभूतेषु, ત્યારે એ પ્રમાણે સર્વને ન જણાવા સંબધે गूढ, બુદ્ધિ વગેરેની પેઠે પરિછિન્નપણુ નથી માટે सर्वव्यापी, છતા નભની પેઠે અનાત્મતા નથી માટે सर्वभूतान्तरात्मा, જેનુ કર્મ તેનુ તેના ફળનુ સમર્પણ બતાવવા कर्माध्यक्ष, સર્વનું અધિષ્ઠાનપણુ બતાવવા सर्वभूताधिवास, સર્વ ભૂતમા સત્તા સ્ફુર્તિ આપનાર અથવા સંનિધ તથા કર્મનો અધ્યક્ષ માત્ર નહિ પણ તેને જાણનાર માટે साक्षी, અદર્શનરૂપ

मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनाऽनेन कौन्तेय जगद्विपरिवर्तते ॥१०॥

कौन्तेय अध्यक्षेण मया प्रकृतिः सचराचरम् सूयते अनेन हेतुना जगत् विपरिवर्तते ॥

હે અર્જુન, અધિષ્ઠાન સ્વરૂપ મારે લીધે પ્રકૃતિ જંગમ અને સ્થાવર જગતને ઉત્પન્ન કરેછે, અને એ જ હેતુથી જગત પરિવર્તન પામ્યા કરેછે.

हे अर्जुन, मेरी अध्यक्षतासे प्रकृति जंगम और स्थावर जगतको उत्पन्न करती है, इसी ही कारणसे जगतमें परिवर्तन होता है.

ઉત્પત્તિ પ્રકૃતિ ચરાચરતણી અધ્યક્ષ હુંથી કરે,
ચાલેછે ઘટમાળ આ જગતની કૌંતેય ! હેતુથી એ.

---

માટે ચેતા, અદ્વિતીયપણું કેવળપણું બતાવવા કેવલ, ધર્માધર્મથી રહિતપણું માટે નિર્ગુણ અને સર્વે વિશેષ શૂન્ય–અમુક બાબતથી રહિતપણું માટે ચ શબ્દ વાપર્યો છે.

વિપરિવર્તતે–વિ અને પરિ બે ઉપસર્ગ વૃત્ ધાતુ સાથે મૂકવાનો આશય એવો લાગેછે કે જગત માત્ર જે રીતે ઉદ્ભવેછે, તે રીતે તે બ્રહ્મના વિવર્તરૂપ અને પ્રકૃતિના પરિણામરૂપ છે; આમ બને ઉપસર્ગથી વિવર્ત અને પરિણામ બેનો બોધ છે.

૯-૧૨　अग्निहोत्राणि वेदाश्च राक्षसानां गृहे गृहे ।
दया सत्यं च शौचं च राक्षसानां न विद्यते ॥

મોહ કરનારી પ્રકૃતિનો આશ્રય તેમણે કર્યો છે. અર્થાત્ "કાપી નાંખ, ભાંગી નાંખ, પી જા, ખાઇ જા, પારકું લૂટી લે" એ પ્રકારે બોલવાનો જેનો સ્વભાવ છે એવા ક્રૂર કર્મોવાળા તેઓ થાયછે.

કાપી નાંખ, ભાંગી નાંખ, પી જા, ખાઇ જા ઇત્યાદિ પ્રાણીની હિંસા કરવારૂપ સ્વભાવ તે રાક્ષસી પ્રકૃતિ છે, અને કોઇને કાંઇ આપવું નહિ તથા યાગાદિ કરવું નહિ એમ તથા કોઇપણ ઉપાયથી બીજાનું

अवजानन्ति मां मूढा मानुर्षी तनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥११॥
मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥१२॥

मम भूतमहेश्वरम् परम् भावम् अजानन्तः मूढाः मानुषीम् तनुम् आश्रितम् माम् अवजानन्ति ॥

मोघाशाः मोघकर्माणः मोघज्ञानाः विचेतसः मोहिनीम् राक्षसीम् आसुरीम् च एव प्रकृतिम् श्रिताः ॥

સર્વ ભૂતોના મહેશ્વરરૂપ મારા સર્વશ્રેષ્ઠ સ્વરૂપને ન જાણતાં અજ્ઞાની લોકો, મનુષ્ય દેહ ધારણ કરેલો માની મારી અવજ્ઞા કરેછે.

તેઓ વ્યર્થ આશાવાળા, નિષ્ફળ કર્મોવાળા, નિરર્થક જ્ઞાનવાળા, વિપરીત વિચારવાળા, તેમ જ મોહમાં ફસાવનાર રાક્ષસી અને આસુરી પ્રકૃતિનો જ આશ્રય કરનારા છે.

सब प्राणियोंके महेश्वररूप मेरे सबसे उत्कृष्ट स्वरूपको न जानकर, मूर्ख लोग मनुष्य देहधारी मानके मेरी अवज्ञा करते है.

वे व्यर्थ आशावाले, निष्फल कर्मवाले, व्यर्थ ज्ञानवाले, विपरीत विचारवाले और मोहमें फंसानेवाले राक्षसी तथा आसुरी प्रकृतिका आश्रय करनेवाले है.

મારા ભૂતમહેશ્વરી પરમ આ જાણ્યાવિના ભાવને,
મૂઢો માનુષી દેહ ધારી સમજી મારી અવજ્ઞા કરે.
જેનાં વ્યર્થ જ આશ જ્ઞાન કરમે ને શૂન્ય જે ચિત્તથી,
જે છે આશ્રિત મોહિની પ્રકૃતિના આસુરી ને રાક્ષસી.

---

પડાવી લેવું એ આસુરી પ્રકૃતિ છે.

૯-૧૩ ભજેછે એટલે ભક્તિ સ્તુતિ પૂજા કરેછે, એટલું જ અહીં ન સમજવું, પણ ભજવું એટલે અપરોક્ષ અનુભવવું એમ સમજવું, કેમકે જાણ્યા વિના ભજી શકાતું નથી, ને ભજ્યા વિના જાણ્યું કહેવાતું નથી.

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥१३॥**

पार्थ दैवीम् प्रकृतिम् आश्रिताः महात्मानः तु भूतादिम् अव्ययम् ज्ञात्वा माम् अनन्यमनसः भजन्ति ॥

હે અર્જુન, દૈવી પ્રકૃતિનો આશ્રય કરી રહેલા મહાત્માઓ તે ભૂતોનું મૂળ અને અવિનાશી સ્વરૂપ જાણીને મને અનન્ય ચિત્તથી ભજેછે.

हे अर्जुन, दैवी प्रकृतिका आश्रय किये हुए महात्मा लोग वे भूतोंका आदि और अव्यय स्वरूप जानके अनन्य चित्तसे मुझको भजते है.

આશ્રિતો પણ દૈવી જે પ્રકૃતિના તે તો મહાત્મા મને,
જાણી અવ્યય આદિ રૂપ ભૂતનુ ભાવે અનન્યે ભજે.

---

આમ ભક્તિ અને જ્ઞાન અહીં એક જ છે. તે મહાત્માઓ નિરતર મારૂં કીર્તન કરેછે, અર્થાત્ શ્રવણ કીર્તન સ્મરણ પાદસેવનઆદિ નવધા ભક્તિ છે તે કરેછે, ને દશમી અપરોક્ષાનુભવરૂપ આત્મનિવેદન નામ પ્રેમલક્ષણામાં વિરમે છે, કેમકે એમ ભક્તિ કરતાં તેમને સત્વશુદ્ધિ થઇ જ્ઞાન મળેછે.

દૈવી પ્રકૃતિ–શમ દમ દયા શ્રદ્ધા વગેરે લક્ષણવાળી.

૯–૧૪ अहिंसा सत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः। जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमाः महाव्रतम्। યોગસૂત્ર. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ એ પાંચ યમ કહેવાયછે. તે અહિંસાદિક પાંચ યમની ક્ષિપ્ત મૂઢ વિક્ષિપ્ત એ ત્રણ ભૂમિકામાં પણ સભાવના કર્યે જવાયછે, જેથી તે પાંચ યમ સાર્વભૌમ કહેવાયછે. એવા અહિંસાદિક પાંચ યમ જાતિ, દેશ, કાલ, સમય એ ચારવડે અનવચ્છિન્ન થતાં મહાવ્રત કહેવાયછે.

ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यंतरायाभावश्च। યોગસૂત્ર. પરમેશ્વરની અનન્ય ભક્તિરૂપ તે પ્રણિધાનથી આ અધિકારી પુરષને પ્રત્યક્ ચેતનનો સાક્ષાત્કાર થાયછે, તથા સર્વ વિઘ્નોનો પણ અભાવ થાયછે.

સતત–સર્વ ઉપનિષદવડે પ્રતિપાદ્ય હું નિર્ગુણ પરમાત્મા છું, તેના

**सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।**
**नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१४॥**

सततम् माम् कीर्तयन्तः यतन्तः दृढव्रताः च नमस्यन्तः च नित्ययुक्ताः भक्त्या माम् उपासते ॥

તેઓ નિરંતર મારૂં કીર્તન કરતાં, પ્રયત્નશીલ અને દૃઢવ્રતધારી થઇ મને વંદન કરીને નિત્ય યુક્ત થયેલા ભક્તિપૂર્વક મારી ઉપાસના કરેછે.

वे सर्वदा मेरा कीर्तन करते हुए दृढ व्रतधारी और प्रयत्न शील होके वंदन करके नित्ययुक्त हुए भक्ति पूर्वक मेरी उपासना करते है.

ધારીને વ્રત દૃઢ મારી કથતા કીર્ત્તિ મથી યત્નમાં,
વંદી ભક્તિથી નિત્યયુક્ત કરતા મારી જ ઉપાસના.

---

સ્વરૂપનું વેદાંતવાક્યોવડે વિચારપૂર્વક કીર્તન કરે અને એકલો હોય ત્યારે પ્રણવાદિ મંત્રનો જપ કરે, અથવા તો ઉપનિષદના પાઠરૂપ આવૃત્તિ કરે તે મારૂં કીર્તન, અર્થાત્ વેદાંતવાક્યનું શ્રવણ કર્યા કરે.

નિત્યયુક્ત–વાસુદેવ ભગવાનને મન વાણી અને શરીરથી નમસ્કાર કરતા અથવા श्रवणं कीर्तनं विष्णोः । ઇત્યાદિ નવ પ્રકારે ઇશ્વરભક્તિ કરતા.

**૯–૧૫** પરમેશ્વરનું જ્ઞાન પણ દ્વૈત અદ્વૈત વગેરે ભેદથી અનેક પ્રકારે હોઇ શકેછે, અને તેથી જ્ઞાનયજ્ઞ પણ જુદા જુદા પ્રકારનો થઇ શકેછે, પરંતુ જ્ઞાનયજ્ઞ જો આ પ્રકારે અનેક છે, તો પરમેશ્વર વિશ્વતોમુખ હોવાથી એ સર્વ યજ્ઞ એને જ પહોંચેછે, એવું તાત્પર્ય છે.

એકત્વેન–પરબ્રહ્મ એક જ છે એમ પરમાર્થ દર્શનથી.

પ્રથક્ત્વેન–સૂર્યચંદ્ર આદિ સ્વરૂપમાં સ્થિત જાણીને, અથવા હું દાસ છું ભગવાન પ્રભુ છે, એવી ભાવનાથી.

વિશ્વતોમુખ–સર્વ દ્વારે જે કાંઇપણ દીઠું છે, તે ભગવત્સ્વરૂપ જ છે, જે સાંભળ્યું છે તે તેનું જ નામ, જે દીધું અથવા ખાધું, તે તેનેજ અર્પણ કરેલું છે, એમ થાય એ રીતે.

ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥१५॥

अन्ये च अपि एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् यजन्त ज्ञान यज्ञेन माम् उपासते ॥

વળી બીજા કેટલાક અભેદ ભાવથી કે ભેદ ભાવથી, અનેક પ્રકારે વિશ્વરૂપનું યજન કરતા જ્ઞાનયજ્ઞવડે મારી જ ઉપાસના કરેછે

और दूसरे केई केई अभेद भावसे या भेद भावसे, बहुत प્रकारसे विश्व रूपका यजन करते हुए ज्ञानरूप यज्ञसे मेरी ही उपासना करते है

બીજા કોઇક જ્ઞાનયજ્ઞથી યજી કે ભાવ એકત્વને,
કે ભેદે જ ઉપાસતા બહુ રીતે હું વિશ્વતોમુખને

જ્ઞાન–શ્રુતિમા કથન કરેલી ઉપાસ્ય ઉપાસકના અભેદ ચિંતનરૂપ અહ-ગ્રહ ઉપાસના છે તે એ અહગ્રહ ઉપાસના આ પ્રમાણે છે त्व वा अहमस्मि भगवो देव ते अह वै त्वमसि । શ્રુતિ હે ભગવન્, સગુણ દેવતા તથા નિર્ગુણ દેવતા જે તુ છે તે હું છુ, અને જે હું છુ, તે તુ છે, તારા મારામા કાઇપણ ભેદ નથી

બહુધા–પાતંજલિઓ નિર્વિકલ્પ સમાધિરૂપ જ્ઞાનયજ્ઞવડે, ઔપનિષદો હું ભગવાન વાસુદેવ રૂપ છુ એમ જ્ઞાનવડે, પ્રાકૃત પુરુષો સેવ્યસેવકભાવવડે, કોઇ મને વિશ્વતોમુખ જુએછે અર્થાત્ સર્વ દશ્ય ઇશ્વરરૂપ છે, સર્વ શબ્દ ભગવાનના નામરૂપ છે, સર્વ દાન અને સર્વ ભોગ ઇશ્વરને જ અર્પાયછે એમ મર્યાદારૂપ હું પરમેશ્વરને ચિંતવેછે, એમ કોઇ કોઇ ટીકાકારો અર્થ કરેછે

૯–૧૬ સર્વાત્મભાવનુ વિવરણ કરેછે મારૂં તત્ત્વ જાણીને જે ભાવથી મારી ઉપાસના કરાયછે, તેથી મારી જ ઉપાસના થાયછે, કેમકે હું જ સર્વસ્વરૂપ છુ અયુક્ત દષ્ટિથી ઉપાસના કરવાથી તે આકારની જ કેવળ ઉપાસના થાયછે

अहं क्रतुरहं यज्ञः स्वधाऽहमहमौषधम् ।
मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥१६॥

क्रतुः अहम् यज्ञः अहम् स्वधा अहम् औषधम् अहम् मन्त्रः अहम् आज्यम् अहम् अग्निः अहम् हुतम् अहम् एव ॥

શ્રૌત યજ્ઞ હું છું, સ્માર્ત યજ્ઞ હું છું, (પિતૃને અર્પણ થતું) સ્વધા અન્ન હું છું, વનસ્પતિજન્ય અન્ન હું છું, મંત્ર હું છું, ઘી હું છું, અગ્નિ હું છું અને આહુતિ પણ હું જ છું.

मैं ही वेदोक्त यज्ञ हू, मैं ही स्मृतियोंमें व्यक्त (पंच)यज्ञ हूं, मैं ही (पितरोंके अर्पण करनेका) श्राद्धान्न हू, मैं ही (औषधि वनस्पतिजन्य) अन्न हूं, मैं ही मंत्र हू, मैं ही घृत हू, मैं ही अग्नि हूं और मैं ही आहुति हूं.

હું છું શ્રૌત હું સ્માર્ત યજ્ઞ હું સ્વધા હુંછું વળી ઔષધિ,
હું છું મંત્ર ઘી હું જ અગ્નિ પણ હું ને હું જ છું આહુતિ.

---

मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
तस्यावयवसंभूतैर्व्याप्तं सर्वमिदं जगत् ॥

एकं सद्विप्रा बहुधा वदन्ति । इन्द्रं मित्रं वरुणमग्निमाहुः । શ્રુતિથી ગારે બ્રહ્મનું જ સર્વાત્મ્ય પ્રતિપાદન કરેલું છે.

ક્રતુ–અગ્નિહોત્રાદિક શ્રૌતયજ્ઞ

યજ્ઞ–વૈશ્વદેવાદિક સ્માર્તયજ્ઞ.

૯–૧૭ બ્રહ્મબીજના અંકુર અને પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એ ચતુર્વિધ વાચાના આકારનું જે મંદિર તે હું જ છું. તે ૐકારના ગર્ભમાંથી અ, ઉ અને મ્ એ અક્ષરો ઉત્પન્ન થાયછે, અને તે ઉત્પત્તિ પછી ત્રણ વેદનો ઉદ્‌ભવ થયો છે.

પિતા–જગતને ઉત્પન્ન કરનાર પિતારૂપ; માયા વિશિષ્ટ શબલ બ્રહ્મ
માતા–જગતને ઉત્પન્ન કરનાર માતારૂપ; અવ્યક્ત–અપરા પ્રકૃતિ.
ધાતા–જગતનું પોષણ કરનાર અથવા પુણ્ય પાપરૂપ કર્મોનાં સુખ-

पिताऽहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्य पवित्रमोङ्कार ऋक्साम यजुरेव च ॥१७॥

अस्य जगत पिता माता धाता पितामह वेद्यम् पवित्रम् ॐकार ऋक्
र यजु च अहम् एव ॥

આ જગતનો પિતા, માતા, ધાતા, પિતામહ, જાણવા યોગ્ય વસ્તુ,
ત્ર કરનાર વસ્તુ, ૐકાર તથા ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ પણ હું જ છુ.

इस जगतका पिता, माता, धाता, पितामह, जानने योग्य वस्तुरूप, पवित्र
तुरूप, ॐकाररूप तथा ऋग्वेद सामवेद और यजुवद भी मैं ही हू

પિતા આ જગનો પિતામહ વળી માતા હું ધાતા છુ હું,
હુ ૐકાર પવિત્ર વેદ્ય ઋગ હુ વદો યજુર્ સામ હુ

---

ખરૂપ ફળ દેનાર, આધાર, ધારણ કર્તા

પિતામહ–પ્રાણીઓના પિતાના પણ પિતા માયા ઉપહિત અક્ષર

વેદ્ય–અધિકારી જનોને જાણવા યોગ્ય વસ્તુ પરબ્રહ્મ, સર્વ પ્રાણી
ત્રે જાણવાયોગ્ય શબ્દ સ્પર્શરૂપ આદિક વસ્તુ.

પવિત્ર–ગંગાસ્નાન, ગાયત્રીજપ આદિ શુદ્ધ કરનાર

ૐકાર–જાણવાયોગ્ય બ્રહ્મના જ્ઞાનના સાધનરૂપ જે ૐકાર તે

૯–૧૮ પરમેશ્વર સ્વરૂપ નિર્ગુણ, અજ્ઞેય અને અવ્યક્ત છે ઉપાસના
ટે જે વસ્તુ લેવાની તે સગુણ લેવી પડે છે સર્વજ્ઞ, સર્વ શક્તિમાન,
વ્યાપી અને નિરાકાર બ્રહ્મસ્વરૂપ તેનુ એટલે સગુણ છે, પણ તે કેવળ
દ્ધિગમ્ય અને અવ્યક્ત એટલે ઇંદ્રિયને અપ્રત્યક્ષ હોવાથી ઉપાસનાને
ટે ક્લેશમય છે માટે પરમેશ્વરના બને સ્વરૂપના કરતા જે પરમેશ્વર
ર્વજ્ઞ, સર્વસાક્ષી, સર્વશક્તિમાન જગદાત્મા હોવાની સાથે આપણા
પર મમતા કરે, આપણને સન્માર્ગે લઇ જઇ સદ્ગતિ આપે, જેને
ાપણે આપણો કહી શકીએ, આપણા સુખદુ ખની જેને ચિ
નો હું અને જે મારો એવો પ્રત્યક્ષ સંબંધ જ્યા અમા

**गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।**
**प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥१८॥**

गतिः भर्ता प्रभुः साक्षी निवासः शरणम् सुहृत् प्रभवः प्रलयः स्थानम् निधानम् अव्ययम् बीजम् ॥

સર્વની ગતિ, પોષક, પ્રભુ, સાક્ષી, નિવાસસ્થાન, શરણાગતનું શરણ, સુહૃદ, ઉત્પત્તિ, પ્રલય અને સ્થિતિ, નિધાન અને અવિનાશી બીજ હું જ છું.

सबकी गति, पोषक, प्रभु, गवाह, निवास, शरणागतस्थान, सुहृद, उत्पत्ति प्रलय, स्थिति, निधान और अविनाशी बीज मैं ही हूं.

ભર્તા સાક્ષી ગતિ પ્રભુ શરણ હું નિવાસ ને મિત્ર હું,
ઉત્પત્તિ લય સ્થિતિ અવ્યય બીજે સૌનું ય નિધાન હું.

---

થાય, જે મારું પિતાની પેઠે રક્ષણ કરે અને મારા ઉપર માતાના જેવી માયા રાખે; અથવા સગુણ સ્વરૂપ જે સત્યસંકલ્પ, સકલૈશ્વર્યસંપન્ન, દયાસાગર, ભક્તવત્સલ, પરમ પવિત્ર, પરમ ઉદાર, પરમ કારુણિક, પરમપૂજ્ય, સર્વ સુંદર, સકલ ગુણ નિધાન છે, એટલે કે પોતાપણાવાળો સગુણ, પ્રેમગમ્ય અને વ્યક્ત, પ્રત્યક્ષ રૂપધારી સુલભ પરમેશ્વર જ મનુષ્ય ભક્તિ માટે સ્વભાવથી સ્વીકારેછે. નિરાકાર સ્વરૂપ કેવળ બુદ્ધિગમ્ય અને અવ્યક્ત એટલે ઇંદ્રિયને અપ્રત્યક્ષ હોવાથી ઉપાસનાને માટે કલેશમય છે.

ગતિ–કર્મફલ. ભર્તા–પોષનાર. પ્રભુ–સ્વામી. સાક્ષી–પ્રાણીનાં કૃત અકૃતનો. નિવાસ–જેમાં પ્રાણીઓ રહે તે; ભોગસ્થાન. શરણ–દુઃખીનું તથા શરણે આવેલાનું દુઃખ હરનાર. સુહૃત–પ્રત્યુપકારની અપેક્ષા વિના ઉપકારી.

પ્રભવ–જગતની ઉત્પત્તિ. પ્રલય–જેમાં લય થાયછે તે. સ્થાન–જેમાં રહેછે તે. નિધાન–પ્રાણીઓને જુદે જુદે સમયે ભોગ્ય થતાં સંચિતનો નિક્ષેપ જેમાં છે તે; લય સ્થાન; ભંડાર. બીજ–ઉગવાના ધર્મવાળું અને ઉગવાના કારણરૂપ.

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥१९॥
त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान्दिवि देवभोगान्॥२०

अर्जुन अहम् तपामि अहम् वर्षम् निगृह्णामि उत्सृजामि च अमृतम् च एव मृत्युः च सत् असत् च अहम् ॥

त्रैविद्याः सोमपाः पूतपापाः यज्ञैः माम् इष्ट्वा स्वर्गतिम् प्रार्थयन्ते ते पुण्यम् सुरेन्द्रलोकम् आसाद्य दिवि दिव्यान् देवभोगान् अश्नन्ति ॥

હે અર્જુન, હું તાપ પાડુંછું, હું વરસાદને ખેંચી લઉંછું અને વરસાવુંછું, હું અમૃત છું તેમ જ મૃત્યુ પણછુ, સત્ અને અસત્ પણ હું જ છું.

ત્રણ વેદના જ્ઞાતા, સોમપાન કરનારા, નિષ્પાપ પુરુષો યજ્ઞોદ્વારા મારૂ પૂજન કરીને સ્વર્ગપ્રાપ્તિને માટે મારી પ્રાર્થના કરેછે, તેઓ પુણ્યરૂપ ઇંદ્રલોક પામીને સ્વર્ગમાં દેવોના દિવ્ય ભોગો ભોગવેછે.

हे अर्जुन, मैं ही धूप देता हूं, मैं ही वृष्टिरूप रसको खींच लेता हूं, और वरसाता हूं, मैं ही अमृत हूं, मैं ही मृत्यु हूं, सतरूप और असतरूप मै ही हूं.

तीन वेदोंके जाननेवाले, सोमपान करनेवाले, निष्पाप हुए लोग यज्ञोंसे मेरी पूजा करके स्वर्गप्राप्तिके लिये मेरी प्रार्थना करते है, वे पुण्यके फलरूप इंद्रलोक प्राप्त करके स्वर्गमें देवताओंके दिव्य भोगोंको भोगते है.

હું પોતે જ તપુ છઉં વરસુંછું વૃષ્ટિ નિરોધું છઉં,
ને હું છું સત્ પાર્થ ! હું અસત છું સુધા હું ને મૃત્યુ હું.

વસંત–
ત્રિવેદજ્ઞાની અઘવિમલ સોમયાજી,
યાચે મને જ યજી યજ્ઞથી સ્વર્ગપ્રાપ્તિ,
તે પામી પુણ્યસ્વરૂપી જ સુરેંદ્રલોક,
ત્યાં ભોગવે ત્રિદિવ સ્વર્ગીય દેવભોગ.

---

૯-૧૯ સત્–જીવ–કારણ. અસત્–નિર્જીવ–કાર્ય.

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥२१॥

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥२२॥

ते तम् विशालम् स्वर्गलोकम् भुक्त्वा क्षीणे पुण्ये मर्त्यलोके विशन्ति एवम् त्रयीधर्मम् अनुप्रपन्नाः कामकामाः गतागतम् लभन्ते ॥

ये जनाः अनन्याः चिन्तयन्तः माम् पर्युपासते तेषाम् नित्याभियुक्तानाम् योगक्षेमम् अहम् वहामि ॥

તેઓ તે વિશાળ સ્વર્ગલોક ભોગવીને પુણ્યનો ક્ષય થતાં પાછા મૃત્યુ લોકમાં આવેછે. આ પ્રમાણે વેદમાં કહેલા સકામ કર્મરૂપ ધર્મને પાળનારા કામભોગની ઇચ્છાવાળા લોકો આવાગમન પામ્યા કરેછે.

જે પુરુષો અનન્ય ભાવે મારૂં ચિંતન કરી મારી ઉપાસના કરેછે, તેવા સદા મારે પરાયણ થયેલા પુરુષોનો યોગક્ષેમ હું ચલાવુંછું.

वे उस विशाल स्वर्गलोकका उपभोग करके पुण्यका क्षय हो जाने पर फिर मनुष्यलोकमें प्रवेश करते हैं; इस तरह वेदप्रतिपादित काम्य कर्मोंको करते हुए कामभोगोंकी कामनावाले लोग वारंवार आये गये करते हैं.

जो लोग अनन्य भावसे चिंतन करके मेरी उपासना करते हैं, ऐसे सर्वदा मत्परायण जनोंके योगक्षेमको मैं चलाता हूं.

તે સ્વર્ગભુવન વિશાળ જ ભોગવી એ,
પુણ્યો થતાં ક્ષીણ પડે પછી મૃત્યુલોકે,
ત્રિવેદધર્મ શરણે જઇ એમ કર્મી,
પામે જ આવવું જવું સહુ કામ્યકામી.

શાર્દૂલ- ઉપાસે જન જેહ ચિંતન કરી ભાવે અનન્યે મને,
તે યોગે નિત્યયુક્તનાં ચલવુંછું હું યોગ ને ક્ષેમને.

---

૯-૨૨ મહાભારતના શાંતિપર્વમાં પણ કહ્યું છે કે-

येऽप्यन्यदेवतामक्ता यजन्ते श्रद्धयाऽन्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥२३॥

कौन्तेय ये अन्यदेवतामक्ताः अपि श्रद्धया अन्विताः यजन्ते ते अपि अविधिपूर्वकम् माम् एव यजन्ति ॥

હે અર્જુન, જેઓ અન્યદેવોના ભક્ત બની તેનું શ્રદ્ધા સહિત યજન કરેછે તેઓ પણ વિધિપૂર્વક ન છતાં યે મારૂં જ યજન કરેછે.

हे अर्जुन, जो दूसरे देवताओंके भक्त लोग श्रद्धायुक्त होके यजन करते है वे भी विधिपूर्वक न होने पर भी मेरा ही यजन करते है.

બીજા દેવતણા ય ભકત યજતા શ્રદ્ધાથી જોડાઇ જે,
સૌ તેઓ ય મને જ અર્જુન ! યજે જોકે વિના વિધિએ.

---

मनीषिणो हि ये केचिद्यतयो मोक्षधर्मिणः ।
तेषां विच्छिन्नतृष्णानां योगक्षेमवहो हरिः ॥

જેણે પોતાનું ચિત્ત સર્વ ભાવોવડે મને જ વેચી નાંખ્યું છે, જેને મારા સિવાય અન્ય કાંઇ ઠીક લાગતું નથી, અને જેણે મારે માટે જ પોતાનો જીવ રાખી મકયો છે, એવી રીતે એકનિષ્ઠ અંતઃકરણથી મારૂં ચિંતન કરી ને મારી સેવા કરે છે, તેની સેવા હું પોતે કરૂંછું, તેની ચિંતા મને પડેછે. જે પ્રમાણે પાંખ વિનાનાં બચ્ચાંઓના જીવનને માટે પક્ષિણી અત્યત પરિશ્રમ કરે છે અથવા પોતાની ભૂખ તરસ વિસારીને પોતાનાં દૂધમલ બાળકને માટે સુખકારક ઉપાયો યોજેછે, તે જ પ્રમાણે જેણે પોતાનો સર્વ બોજો મારા પર જ નાંખ્યો છે, તેનાં સર્વ ઇચ્છિત કાર્યો હું જ કરૂં છું.

યોગ–ન મળેલી વસ્તુ મળવી; ક્ષેમ–મળેલી વસ્તુનું સંરક્ષણ કરવું; યોગક્ષેમ–સંસારનો નિત્ય નિર્વાહ.

૯–૨૩ एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वा नामहु. ॥ ઋગ્વેદ. પરમેશ્વર એક છે, છતાં તેનાં પડિતો અગ્નિ, યમ, વાયુ એવાં અનેક નામો કહેછે.

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥२४॥

सर्वयज्ञानाम् हि भोक्ता च प्रभु च अहम् एव ते तु माम् तत्त्वेन न अभिजानन्ति अतः च्यवन्ति ॥

કારણ કે સર્વ યજ્ઞોનો ભોક્તા તથા સ્વામી હું જ છું, પરંતુ તેઓ મને યથાર્થ જાણતા નથી તેથી લપસી પડેછે-જન્મ લેછે.

क्योंकि सब यज्ञोंका भोक्ता और प्रभु मैं ही हूं, परंतु वे लोग मुझे अच्छी तरह नहीं जानते हैं, इस लिये गिर पडते हैं-जन्म लेते हैं.

ભોક્તા કારણકે છુ હુ વળી છઉં સ્વામી ય સૌ યજ્ઞનો,
જાણે તત્ત્વથકી નહિ પણ મને તેથી પડે તે જનો.

---

ब्रह्माण शितिकंठं च याश्चान्या देवताः स्मृताः ।
प्रबुद्धचर्याः सेवन्तो मामेवैष्यन्ति यत्परम् ॥ શાંતિપર્વ.

બ્રહ્મા, શિવ અને બીજા દેવતાનું ભજન કરનાર સાધુ પુરુષો મને જ પામેછે. વળી કહ્યુ છે કે–

ये यजन्ति पितॄन्देवान् गुरूंश्चैवातिथींस्तथा ।
गाश्चैव द्विजमुख्यांश्च पृथिवीं मातरं तथा ।
कर्मणा मनसा वाचा विष्णुमेव यजन्ति ते ॥ શાંતિપર્વ.

અવિધિપૂર્વક-અભેદ બુદ્ધિ રહિત, અજ્ઞાનપૂર્વક; વિધિ રહિત, અજ્ઞાનપૂર્વક-अहं क्रतु । ઇત્યાદિમાં કહેલા પ્રકારથી ઇજ્ય, યાજક, યજમાન અને યાગ સર્વે બ્રહ્મ જ છે એવા જ્ઞાન રહિત થઇને.

૯-૨૪ તત્ત્વેન-ब्रह्मार्पणं ब्रह्महविः । તથા सर्वं खल्विदं ब्रह्म । શ્રુતિમાં કહેલા પ્રકારે મેં કહેલી રીતે યજ્ઞ, ભોક્તા આદિ સર્વે બ્રહ્મ જ છે, તેથી બીજું જુદું કાંઇપણ નથી એમ યથાત્મતાથી.

૯-૨૫ यं यथा यथोपासते तदेव भवति । શ્રુતિ. જે પુરુષ જે જે દેવતાની સેવે છે, તે પુરુષ મૃત્યુ પછી તે તે દેવતાભાવને જ પામેછે.

यान्ति देवव्रता देवान् पितॄन्यान्ति पितृव्रताः ।
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ।२५

देवव्रताः देवान् यान्ति पितृव्रताः पितॄन् यान्ति भूतेज्या. भूतानि यान्ति मद्याजिनः अपि माम् यान्ति ॥

દેવોનું વ્રત કરનારા દેવોને પામેછે, પિતૃઓનું વ્રત કરનારા પિતૃઓને પામે-;,ભૂતોનું યજન કરનારા ભૂતોને પામેછે અને મારું યજન કરનારા મને પામેછે.

देवताओंकी पूजा करनेवाले देवोको प्राप्त करते है, पितरोको पूजनेवाले ातरोको प्राप्त करते है, भूतोका यजन करनेवाले भूतोको प्राप्त करते है, ौर मेरा यजन करनेवाले मुझे प्राप्त करते हैं.

પામે દેવવ્રતી જ દેવ, પિતૃને પામે વ્રતી પિતૃના,
પામે ભૂત જ ભૂતભક્ત, મુજસૈ ભક્તો મને પામતા.

---

ઉપાસના માટે લીધેલા બ્રહ્મના ખાસ ગૌણ સ્વરૂપને પ્રતીક અથવા બ્રહ્મનિ-ીક ચિહ્ન પણ કહેછે; અને તે જ સ્વરૂપ મૂર્તિના રૂપમાં આંખની સમક્ષ રાખ-ામાં આવે તે પ્રતિમા કહેવાય; પણ વાસ્તવિક બ્રહ્મસ્વરૂપ આનાથી ભિન્ન છે.

૯–૨૬ પત્ર પુષ્પ આદિ જે કાંઇ વસ્તુ અનાયાસ લભ્ય છે, તે પણ । ઇશ્વરને ભક્તિથી આપવામાં આવેછે તો તે સંતોષ પામેછે, મોટાં મોટાં લિદાન.આપવાની જરૂર નથી. ઇશ્વર તો ભાવનાના ભુખ્યા છે, આ ફેવતમાં પણ ઘણો ઉત્તમ મર્મ સમાયેલો છે. બ્રહ્મ સાક્ષાત્કાર થવા ાટે દૃઢ શ્રદ્ધા અથવા દૃઢ ભાવના જોઇએ, ને તે શ્રદ્ધા કે ભાવનાપૂર્વક ાય તે બધું ફળે, બાકી સોનાના ઢગલાથી પણ પ્રભુ પ્રસન્ન થતા નથી. પૂજા-દ્રવ્ય કે સાહિત્ય પુષ્કળ કે ઓછાં હોવાં તે બાબત મનુષ્યના ાબાની નથી, એટલે યથાશક્તિ પ્રાપ્ત અલ્પ પૂજા-દ્રવ્યથી પણ ભગ-ાન સંતુષ્ટ થાયછે. દેવ ભાવના ભુખ્યા છે, પૂજા-દ્રવ્યના નથી.

સુદામાએ અત્યંત પ્રીતિપૂર્વક આપેલા તાંદુલ, તેમ જ શબરીએ ાપેલાં બોર ભગવાને ખાધાં હતાં, કેમકે કેવળ અનન્ય ભક્તિ જ

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥२६॥

यः पत्रम् पुष्पम् फलम् तोयम् भक्त्या मे प्रयच्छति प्रयतात्मनः भक्त्या तत् भक्त्युपहृतम् अहम् अश्नामि ॥

જે કોઇ પત્ર પુષ્પ, ફલ કે પાણી ભક્તિપૂર્વક મને અર્પણ કરેછે, તે શુદ્ધ ચિત્તવાળા પુરુષનુ ભક્તિપૂર્વક તે આપેલુ હું પ્રીતિપૂર્વક સ્વીકારી લઉંછું.

जो कोई मुझे भक्तिसे पत्र, पुष्प, फल या जल अर्पण करता है, वह शुद्ध चित्तवाले पुरुषके भक्तिपूर्वक दिये हुए उसको मैं प्रीतिपूर्वक स्वीकार कर लेता हूं.

જે ભક્તિથકી પત્ર પુષ્પ ફળ કે પાણી ય અર્પે મને,
અર્પ્યું ભક્તિથી તેહ ચિત્તજીતનું સ્વીકારૂંછું હુંય તે.

---

ભગવાનને પરિતોષનું નિમિત્ત છે.

પત્ર પુષ્પ આદિ શાલિગ્રામમાં અથવા ઇશ્વરની પ્રતિમામાં અથવા તો મારામાં જે મુમુક્ષુ શ્રદ્ધા ભક્તિવડે સમર્પણ કરેછે, તે સ્વીકારીને હું સંતોષ પામુછું; અથવા अभ्यागतः स्वयं विष्णुः । અભ્યાગત પોતે પ્રત્યક્ષ વિષ્ણુ છે, એ સ્મૃતિવાક્ય અનુસાર યથાસમય આવી મળેલા અભ્યાગતને પત્ર એટલે શાકભાજી, પુષ્પ એટલે કાચાં ફળ ફળાદિ અને જળ શ્રદ્ધાભક્તિ વડે જે ગૃહસ્થ આપેછે, તેના એ આપેલાને એ અતિથિના ભોગવવાવડે હું પરમેશ્વર ભોગવુંછું.

૯-૨૯ જેમ અગ્નિ પોતાનું સેવન કરનારનાં જ તમ શીત આદિ દુઃખ મટાડેછે, છતાં તેને વિષમતા નથી, જેમ કલ્પવૃક્ષને વિષમતા નથી, તેમ જ ભક્તોનો પક્ષપાત કરતાં છતાં પણ મારે વિષમતા નથી જ, પણ મારી ભક્તિનો જ એ મહિમા છે.

જે મારા આવા સ્વરૂપને ઓળખી મારી ઉપાસના કરેછે, તે દેહથી વ્યવહાર કરતાં છતાં દેહમાં હોતો નથી. તેનું ચિત્ત મારામાં હોયછે અને હું પણ સંપૂર્ણ રીતે તેના હૃદયમાં હોઉંછું. જે પ્રમાણે વડનું પ્રચંડ વૃક્ષ

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥२७॥
शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।
सन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥२८॥

कौन्तेय यत् करोषि यत् अश्नासि यत् जुहोषि यत् ददासि यत् तपस्यसि तत् मदर्पणम् कुरुष्व ॥

एवम् शुभाशुभफलैः कर्मबन्धनैः मोक्ष्यसे सन्यासयोगयुक्तात्मा विमुक्तः माम् उपैष्यसि ॥

હે અર્જુન, તુ જે કર, જે જમ, જે હોમ, જે દાન કર તથા જે તપ કર, તે સર્વ મને અર્પણ કર.

એ રીતે કરવાથી તું શુભ અશુભ ફળ આપનારા કર્મરૂપ બંધનોથી મુક્ત થઇશ અને સંન્યાસ યોગથી તારૂં અંતઃકરણ યુક્ત થતા મુક્ત થયેલો તું મને પામીશ.

हे अर्जुन, तुम जो कुछ करते हो, जो कुछ खाते हो, जो कुछ हवन करते हो, जो कुछ दान करते हो, और जो कुछ तप करते हो, वह सब मुझे अर्पण करो

ऐसा करनेसे तुम शुभ और अशुभ फल देनेवाले कर्मबंधनोंसे मुक्त हो जाओगे, संन्यासयोगसे तेरा अंतःकरण युक्त होने पर मुक्त हुआ तुम मुझको पाओगे

જે કૌંતેય કરે તુ ખાય પણુ જે આહુતિ તું આપ જે,
જે જે દાન કરે તુ જે તપ કરે તે સર્વ અર્પે મને.
મૂકાઇશ અશુભ શુભ ફળના તું કર્મબંધોથકી,
યુક્તાત્મા થઇ છૂટી પામીશ મને સંન્યાસના યોગથી.

---

તેના બીજમાં જ હોયછે, અને બીજ તે વૃક્ષમાં જ હોયછે, તે પ્રમાણે મારામાં અને તેનામાં માત્ર નામનુ જ અંતર હોયછે, આંતર સ્થિતિનો વિચાર કરી જેતાં તે અને હું એક જ છીએ.

જેમ સર્વત્ર સમાન વિદ્યમાન છતા પણુ સૂર્યનો પ્રકાશ સ્વચ્છ દર્પણ

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥२९॥
अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥३०॥

अहम् सर्वभूतेषु सम मे द्वेष्य न अस्ति न प्रियः ये तु माम् भक्त्या भजन्ति ते मयि अहम् च अपि तेषु ॥

सुदुराचारः अपि अनन्यभाक् माम् भजते चेत् स. साधुः एव मन्तव्य. स हि सम्यग्व्यवसित. ॥

હું સર્વ ભૂતો પ્રત્યે સમાન છું, મારે કોઇ દ્વેષપાત્ર નથી કે પ્રીતિપાત્ર નથી, તો પણ જેઓ મને ભક્તિથી ભજેછે, તેઓ મારામાં છે, અને વળી હુ તેઓમાં છું.

અતિ દુરાચારી મનુષ્ય પણ જો મને અનન્ય ભાવે ભજે, તો તેને સાધુ જ સમજવો કેમકે તેની બુદ્ધિનો નિશ્ચય સારો થયેલો છે.

सब भूतोविषे मैं समान हूं, कोई भी मेरा द्वेषपात्र नहीं है या प्रीतिपात्र नहीं है; परंतु भक्तिसे जो लोग मेरी उपासना करते हैं, वे मेरेमें हैं, और मैं भी उनमें हू.

अत्यत दुराचारी जन भी जब अनन्य भावसे मेरी उपासना करते है, तब वह भी साधु ही समजना चाहिये, क्योंकि उसका निश्चय अच्छा हुआ है.

સર્વે ભૂતવિષે સમાન હું, મને દ્વેષી નથી પ્રિય કો,
જે ભક્તિથી મને ભજે મુજવિષે તે, હુ ય તેમાંહિ તો.
દુરાચારી મહા છતાં પણ ભજે ભાવે અનન્યે મને,
બુદ્ધિનો શુભ નિશ્ચયી સમજવો સાધુ જ તો તેહને.

---

વિષે અભિવ્યક્તિ પામેછે, અસ્વચ્છ ઘટાદિક વિષે પામતો નથી તેમ સર્વત્ર સમાન છતાં હું ભક્તજનોના અત્યંત સ્વચ્છ ચિત્તમાં જ અભિવ્યક્ત થાઉંછું.

૯-૩૦ તેણે પોતાના આયુષ્યનો અંત ભ[illegible]માં [illegible] છે

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥३१॥

क्षिप्रम् धर्मात्मा भवति शश्वत् शान्तिम् निगच्छति कौन्तेय प्रतिजानीहि मे भक्तः न प्रणश्यति ॥

તે ટુંક સમયમાં ધર્માત્મા થાયછે, અને નિરંતર શાંતિ પામેછે; હે અર્જુન, નક્કિ સમજજે કે મારો ભક્ત કદિ પણ નાશ પામતો નથી.

वह शीघ्र धर्मात्मा होता है, और निरंतर शांति प्राप्त करता है; हे अर्जुन, तुम पक्का समझो कि मेरा भक्त कभी भी नष्ट नहीं होता है.

ધર્માત્મા ઝટ થાય ને સતત તે શાંતિ ધરે નિસની,
નક્કિ જાણ તુ પાર્થ! ભક્ત મુજ તો ના નાશ પામે કદિ.

---

એકાદ મનુષ્ય મહા પૂરમાં નદીને આ કાંઠેથી ભુસ્કો મારે અને બીજાને તે મરણ પામેલો લાગતાં છતાં પણ મરણ ન પામતાં સામે પાર નીકળે, તો તેનું ડુબવું વ્યર્થ છે, તે જ પ્રમાણે પૂર્વ વયમાં કરેલાં પાતકો ઉત્તર વયમાં કરેલી ભક્તિથી નાશ પામેછે. કહ્યું છે કે—

अतिपापप्रसक्तोऽपि ध्यायन्निमिषमच्युतं ।
भूयस्तपस्वी भवति पंक्तिपावनपावनः ॥

૯-૩૧ પાપી અજામિલ, પ્રહ્લાદ, ધ્રુવ, ગજ એ આ અર્થને સમર્થન કરનારાં દૃષ્ટાંત છે. નક્કિ સમજજે-પ્રતિજ્ઞા કર કે—न वासुदेवभक्तानामशुभं विद्यते क्वचित् ।

શાંતિ-વિષયભોગની ઇચ્છાની નિવૃત્તિ; ઉપશાંતિ-પરમેશ્વરમાં નિષ્ઠા; પુનરાવૃત્તિ રહિત વિદેહમુક્તિ.

૯-૩૨ મનુષ્યની યોગ્યતા નથી ધંધા ઉપર અવલંબીને રહેતી કે નથી જાતિ ઉપર આશ્રય કરીને રહેતી, પણ તે સર્વ રીતે તેના અંતઃકરણની શુદ્ધિને અવલંબીને રહેછે. મારી પ્રાપ્તિને માટે એક ભક્તિ જ પુરતું સાધન છે, જાતિ વગેરે કાંઇ પ્રતિબંધરૂપ નથી.

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः।**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्॥३२॥**

पार्थ स्त्रियः वैश्याः तथा शूद्राः अपि ये पापयोनयः स्युः ते अपि माम् हि व्यपाश्रित्य पराम् गतिम् यान्ति ॥

હે અર્જુન, સ્ત્રિયો, વૈશ્યો અને શૂદ્રો ઇત્યાદિ જે નિકૃષ્ટ જાતિમાં જન્મેલા છે, તે બધાં યે મારો આશ્રય કરવાથી ઉત્તમ ગતિને પામેછે;

हे अर्जुन, स्त्री, वैश्य और शूद्र इत्यादि जो निकृष्ट जातिमें जन्मवाले हैं, वे सब मेरा आश्रय करके परम गतिको प्राप्त करते हैं;

મારો આશ્રય કુરુનંદન ! લઇ સ્ત્રી વૈશ્ય ને શૂદ્ર જે,
હોયે જો કદિ પાપકારિ પણ તે પામે ગતિ શ્રેષ્ઠને,

---

જ્યાં સુધી નાળાંઓ ગંગામાં મળ્યાં નથી, ત્યાં સુધી તેને નાળાં ઝરણાં આદિ નામથી ઓળખેછે, પરંતુ તે ગંગામાં મળી ગયાં એટલે તે ગંગાસ્વરૂપ જ બની જાયછે. જે પ્રમાણે સમુદ્રમાં મીઠું નાંખી દેવાતાં તે સમુદ્ર સાથે એકરૂપ થઇ જાયછે, તે પ્રમાણે મનોભાવપૂર્વક મારે શરણે આવવાથી જાતિવ્યક્તિ વગેરેનો ભેદ નષ્ટ થાય છે. પારસમણિને તોડી નાંખવાના હેતુથી પણ જો લોખંડ તેનો સ્પર્શ કરેછે, તો તે સ્પર્શની સાથેજ લોખંડનુ સુવર્ણ બની જાયછે. ગોપીઓ વિષયની પ્રીતિથી પ્રભુમાં ચિત્ત રાખવાથી પ્રભુમય થઇ, કંસ ભીતિથી પ્રભુમય થયો, પ્રભુ સાથે અખંડ વૈર કરવાથી શિશુપાલ આદિક પ્રભુમય થયા.

૯-૩૩ આ દુર્લભ મનુષ્યલોક પુરુષાર્થના સાધનરૂપ છે. બીજા લોકમાં ભજન થવાનું નહિ. इह चेदवेदीदथ सत्यमस्ति न चेदवेदीन् महती विनष्टिः। શ્રુતિ. આ સંસારમાં (તેમાંયે ભરતખંડ વિષે) અધિકારી મનુષ્ય દેહ ધારણ કરીને જ્યારે પરમાત્માનો સાક્ષાત્કાર કરેછે, ત્યારે આ પુરુષને મોક્ષરૂપ સત્ય ફળની જ પ્રાપ્તિ થાયછે, અને જ્યારે મનુષ્યશરીર પામીને તે સાક્ષાત્કાર કરતો નથી [illegible] પ્રાપ્તિ [illegible]

**किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।**
**अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥३३॥**

भक्ताः पुण्याः ब्राह्मणाः तथा राजर्षयः किम् पुनः इमम् अनित्यम् असुखम् लोकम् प्राप्य माम् भजस्व ॥

તો પછી મારા ભક્તો, પુણ્યશાળીઓ, બ્રાહ્મણો અને રાજર્ષિઓ માટે તો શું કહેવું ? માટે આ અનિત્ય અને દુઃખકારક મૃત્યુલોક પામીને તું મને ભજ.

तो फिर मेरे भक्तों, पुण्यशीलों, ब्राह्मणों और राजर्षिओंकी क्या बात है? इस लिये तुम इस अनित्य और दुःखकारक मृत्यु लोकको पाके मेरा भजन करो.

ભક્તો બ્રાહ્મણ પુણ્યશાળીતણી શી રાજર્ષિની વાત તે,
પામીને ભજ તું મને અનિત્ય તે આ દુ:ખિયા લોકને.

---

મૃત્યુ તો ઉદરમાંના ગર્ભની પણ શોધ કરેછે. જ્યાં ચિંતન કરવાયોગ્ય વસ્તુનું મનુષ્ય ચિંતન ન કરે, એટલામાં જ યમદૂત આવીને તેનો ટોટો પકડીને લઇ જાયછે અને ક્યાં લઇ જાયછે તેનો પત્તો લાગતો નથી. મૃત્યુલોકની સ્થિતિ તો આવી છે. મનુષ્ય તેમાં વિષયસુખમાં પુષ્કળ લુબ્ધ થયા છતાં દુઃખી ને દુઃખી જ રહેછે. આજ એક ઇચ્છા સફળ થઇ એટલે કાલે નવી ઉત્પન્ન થવાની અને તે સફળ કરવાના વિચારમાં મન પરોવાનું.

યયાતિ રાજા શુક્રાચાર્યના શાપથી ઘરડા થઇ ગયા, પછી તે ઘડપણ કોઇ જુવાનને આપી તેની જુવાની પોતે લેવાની શુક્રાચાર્યે કૃપા કરી. પોતાના પુત્ર પુરની જુવાની લઇને યયાતિએ એક હજાર વર્ષ સુધી વિષયસુખ ભોગવ્યું; ત્યારે પણ પૃથ્વીના સર્વ પદાર્થો એક મનુષ્યની પણ સુખ વાસના તૃપ્ત કરવાને પૂરતા નથી, એવો અનુભવ થયો અને કહેવાઇ ગયું કે–

न जातु काम कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ શાંતિપર્વ, ભાગવત આદિ.

આ જીવિતમાં સુખ કરતાં દુઃખ અધિક છે. આ સંસાર જ અસુખાવહ-દુખાવહ છે. સુખની વ્યાખ્યા કોઇ કઇ અને કોઇ કઇ જાતની કરે

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥३४॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे राजविद्याराजगुह्ययोगो नाम नवमोऽध्यायः ॥

मन्मना मद्भक्तः मद्याजी भव माम् नमस्कुरु एवम् आत्मानम् युक्त्वा मत्परायणः माम् एव एष्यसि ॥

તું મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારૂં યજન કર, અને મને નમસ્કાર કર; એ પ્રમાણે મારામાં ચિત્ત જોડીને મારે પરાયણ થતાં તું મને જ પામીશ.

तुम मेरेमें मन लगाओ, मेरा भक्त होजो, मेरा यजन करो तथा मुझे नमस्कार करो; इस तरह मेरेमें चित्त लगाके मत्परायण होनेसे तुम मुझे ही पाओगे.

વસંત– મારેવિષે મન ધરી મુજ ભક્ત થા તું,
મારૂં કરી યજન વંદ મને વળી તું,
મારે પરાયણ થઇ વળી એ રીતિથી,
પામીશ એક મુજને જ તું આત્મ જોડી.

એ પ્રમાણે...રાજવિદ્યારાજગુહ્યયોગ નામનો નવમો અધ્યાય પૂરો

---

છે, પણ તે બધી વિષયમય હોઇ સુખને બદલે દુઃખની જ વ્યાખ્યા થઇ રહેછે અને અનુભવાયછે. સુખ દુઃખની સરસ અને ચમત્કારિક યોજનાવાળો મત લોકમાન્ય શ્રીતિલકના દર્શાવ્યા મુજબ જર્મન તત્ત્વવેત્તા શોપનહૌરનો છે. તે કહેછે કે એકંદર મનુષ્યની જેટલી સુખેચ્છા થાય તેમાંથી કેટલી સફળ થાયછે, તે ઉપરથી આપણે તે કેટલો સુખી છે તે સમજી શકીએ. જેટલા પ્રમાણમાં સુખોપભોગ સુખેચ્છાથી કમી પડ્યો તેટલા પ્રમાણમાં તે મનુષ્ય દુઃખી ગણાય. આ રીતે સર્વ પ્રકારનો સુખ દુઃખનો અનુભવ કેવળ માનસિક જ છે.

असंतोषस्य नास्त्यन्तस्तुष्टि तु परम सुखम् । અસંતોષનો અંત નથી, સંતોષ એ જ પરમ સુખ છે.

અધ્યાય ૧૦ મો

વિભૂતિયોગ

श्रीभगवानुवाच।

**भूय एव महाबाहो शृणु मे परमं वचः ।**
**यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥१॥**

श्रीभगवान् उवाच। महाबाहो भूयः एव मे परमम् वचः शृणु यत् प्रीयमाणाय ते हितकाम्यया अहम् वक्ष्यामि ॥

શ્રી ભગવાને કહ્યું-હે મહાભૂજ, ફરીથી પણ તું મારૂ ઉત્તમ વચન સાંભળ જે સંતોષ પામતા તને તારા હિતની ઇચ્છાથી હુ કહુછુ

श्री भगवानने कहा-हे महाभूज, फिर भी तुम मेरे उत्तम वचन सुनो, जो प्रसन्न होनेवाले तुझे तुम्हारे हितके लिये कहता हू.

શાર્દૂલ- તું સંતુષ્ઠ થતા તને કહું હવે જે હિતઇચ્છાથી હુ,
મારૂ ઉત્તમ વેણ સુણ ફરીથી તે આ મહાબાહુ' તું

૧૦-૧ જગતની પ્રત્યેક શ્રેષ્ઠ વસ્તુ ભગવાનની વિભૂતિ છે, એમ અનેક ઉદાહરણથી અર્જુનને આ અધ્યાયમા સમજાવેછે.

શ્રી ભગવાન કહેછે કે-પ્રતિવર્ષે ક્ષેત્રમા અનાજ વાવવાથી જેમ જેમ પાક વધતો જાયછે, તેમ તેમ ફરી ફરી અનાજ વાવવાનો ત્યાગ આવતો નથી, અથવા જે પ્રમાણે ઉપરાઉપર તાપ આપવાથી સુવર્ણનો કસ વધેછે, તેથી સોની તેને અધિક અધિક શુદ્ધ કરેછે, વળી જેમ બાળકને અલંકાર પહેરાવતા, બાળકને થાય તેના કરતા પણ તેની માતાને વધારે સુખ થાયછે, તેમ જેમ જેમ તારૂં હિત સાધ્ય થતુ જશે, તેમ તેમ મારૂ સુખ બમણુ વૃદ્ધિ પામતુ જશે

૧૦-૨ પ્રભવ-પ્રભાવ પ્રભુશક્તિની અનિવાર્યતા ઉત્પત્તિ સ્થિતિ લય નિયમ નિગ્રહ અનુગ્રહ વગેરે સામર્થ્ય, એમ

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥२॥
यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असम्मूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥३॥

सुरगणाः मे प्रभवम् न विदुः न महर्षयः देवानाम् हि महर्षीणाम् च आदिः सर्वशः अहम् ॥

यः माम् अजम् अनादिम् लोकमहेश्वरम् च वेत्ति सः मर्त्येषु असम्मूढः सर्वपापैः प्रमुच्यते ॥

દેવગણો અને મહર્ષિઓ પણ મારી ઉત્પત્તિ જાણતા નથી; કેમકે દેવો અને મહર્ષિઓનું આદિ કારણ સર્વ પ્રકારે હું છું.

જે મને અજન્મા, અનાદિ અને સર્વ લોકોનો મહેશ્વર જાણે છે, તે મનુષ્ય લોકમાં મોહ રહિત થઇને સર્વ પાપોથી છૂટી જાય છે.

देवताओंके समुह और महर्षि भी मेरी उत्पत्ति नहीं जानते है, क्योंकि देवताओंका और महा ऋषियोंका आदि कारण सब प्रकारसे मैं हूं.

जो मुझे जन्मरहित, अनादि और सब जगतका महान ईश्वर जानता है, वह मनुष्य लोकमें मोहसे रहित होकर सब पापोंसे मुक्त हो जाता है,

ઉત્પત્તિ સમજે મહર્ષિ મુજ ના ના દેવના યે ગણો,
આદિ હું જ છું દેવનો સહુ રીતે ને છું મહર્ષિતણો.
લોકોનો ય મહેશ જે અજ અને જાણે અનાદિ મને,
યાતાં મોહ રહિત તે મનુષ્યમાં સૌ પાપથી યે છૂટે.

---

પણ નાના પ્રકારની વિભૂતિઓથી ભાવ

૧૦-૩ न तस्य कश्चिज्जनिता न चाधिपः । શ્રુતિથી આદિ કે જન્માદિનું નિમિત્ત કારણ કે ઉપાદાન કારણ નથી, તેથી અનાદિ અને તેથી જ અજ.

૧૦-૪ બુદ્ધિ–અંતઃકરણ વિષે સૂક્ષ્મ અર્થનો વિવેક કરવાનું સાધન. જ્ઞાન–આત્મ અનાત્મ સર્વ પદાર્થોનો અવબોધ.

बुद्धिर्ज्ञानमसम्मोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥४॥

बुद्धिः ज्ञानम् असम्मोहः क्षमा सत्यम् दमः शमः सुखम् दुःखम् भवः अभावः भयम् च अभयम् एव च।

બુદ્ધિ, જ્ઞાન નિર્મોહ, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુઃખ, ઉત્પત્તિ, નાશ, ભય તેમ જ અભય,

बुद्धि, ज्ञान, निर्मोह, क्षमा, सत्य, दम, शम, सुख, दुःख, उत्पत्ति, नाश, भय और अभय,

બુદ્ધિ જ્ઞાન ક્ષમા અને દમ શમે નિર્મોહ ને સત્ય ને,
ઉત્પત્તિ મરણે ભયાભય વળી સુખો દુઃખો યે અને,

---

અસંમોહ–જ્ઞાતવ્યતા રૂપથી અથવા કર્તવ્યતા રૂપથી પ્રાપ્ત થયેલા પદાર્થોમાં વ્યાકુળતાથી રહિત થઇને વિવેક પૂર્વક પ્રવૃત્તિ, અર્થાત્ તેના ઇષ્ટ અનિષ્ટરૂપ ફળની વિચારપૂર્વક પ્રવૃત્તિ.

ક્ષમા–કઠોર વાણી વગેરેથી પ્રહાર ખમેલ પુરુષના ચિત્તનું નિર્વિકારપણું, તે પ્રહાર કરનાર પ્રાણીના અનિષ્ટનું ચિંતન ન કરવું.

સત્ય–પ્રત્યક્ષાદિ પ્રમાણોથી જે અર્થ જે પ્રમાણે નિશ્ચય કર્યો છે, તે અર્થને તે પ્રકારે કહેવો તે.

દમ–શ્રોત્રાદિક બાહ્ય ઇંદ્રિયોની શબ્દાદિક વિષયોથી નિવૃત્તિ.

શમ–અંતઃકરણની તે શબ્દાદિક વિષયોથી નિવૃત્તિ.

સુખ–અસાધારણ કારણ ધર્મ તથા અનુકૂળતા રૂપથી જ સર્વ પ્રાણીઓને જ્ઞાનનો વિષય એવો જે આનંદ તે.

દુઃખ–અસાધારણ કારણ અધર્મ તથા પ્રતિકૂળતા રૂપથી જ સર્વ પ્રાણીઓને જ્ઞાનનો વિષય એવો જે પરિતાપ તે.

૧૦–૫ અહિંસા–સ્થાવર જંગમ સર્વ પ્રાણીઓની પીડાથી નિવૃત્તિ, કોઇપણ પ્રાણીને શરીર મન વાણીવડે પીડાની પ્રાપ્તિ ન કરવં

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥५॥

अहिंसा समता तुष्टिः तपः दानम् यशः अयशः पृथग्विधाः भावाः भूतानाम् मत्तः एव भवन्ति ॥

અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ અને અપયશ એવા જુદા જુદા પ્રકારના મનોભાવ પ્રાણીઓને મારાથી જ ઉત્પન્ન થાયછે.

अहिंसा, समता, संतोष तप, दान, यश और अपयश ये सब भिन्न भिन्न भाव प्राणियोंको मेरेसे ही होते हैं.

કીર્તિ ને અપકીર્તિ દાન સમતા તુષ્ટિ અહિંસા તપે,
મારાથી જ સહુ ય ભાવ ભૂતને જૂદા જૂદા થાય એ.

---

સમતા—ઇષ્ટ કે અનિષ્ટ વસ્તુ પ્રાપ્ત થતાં ચિત્તની જે રાગદ્વેષાદિકથી રહિત અવસ્થા.

તુષ્ટિ—પ્રારબ્ધ કર્મ પ્રમાણે જે કાંઇપણ ભોગ્ય પદાર્થો પ્રાપ્ત થતાં આટલા પદાર્થોથી જ અમને તૃપ્તિ છે, એ પ્રકારની અલંબુદ્ધિ, સંતોષ.

તપ—શાસ્ત્રોપદિષ્ટ માર્ગથી શરીર ઇંદ્રિય આદિનું શોષણ.

દાન—ઉત્તમ દેશ કાલ વિષે સત્પાત્ર વિષે શ્રદ્ધાવડે યથાશક્તિ પરિમાણ અન્ન સુવર્ણ આદિ પદાર્થોનું સમર્પણ.

યશ—ધર્મરૂપ નિમિત્તથી ઉત્પન્ન થયેલી લોક વિષે પ્રશંસારૂપ પ્રસિદ્ધિ.

અયશ—અધર્મરૂપ નિમિત્તથી ઉત્પન્ન થયેલી લોકવિષે નિંદારૂપ પ્રસિદ્ધિ

ભાવ—અવસ્થા, સ્થિતિ, વૃત્તિ; બુદ્ધિનો ભાવ, શારીરિક ભાવ.

મતલબ કે—તેઓ પોતપોતાનાં કર્મ અનુસાર તે ભાવો મારાથી જ પ્રાપ્ત કરેછે, માટે મુમુક્ષુએ મારી ઉપાસના અવશ્ય કરવી. સદુપાસનાથી સર્વ પાપની નિવૃત્તિ અને જ્ઞાનનાં સાધન સહિત જ્ઞાન થાયછે એવો ભાવ છે.

૧૦-૬ ભૃગુ, નલ આદિ સપ્તર્ષિ ચાક્ષુષ મન્વતરના અથવા મરીચિ, અંગિરસ આદિ સપ્તર્ષિ હાલના વૈવસ્વત મન્વતરના.

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः॥६॥
एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः।
सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः॥७॥

पूर्वे सप्त महर्षयः तथा चत्वारः मनवः मानसाः जाताः मद्भावाः येषाम् लोके इमाः प्रजाः॥

मम एताम् विभूतिम् योगम् च यः तत्त्वतः वेत्ति सः अविकम्पेन योगेन युज्यते अत्र न संशयः

પૂર્વે સાત મહર્ષિઓ અને ચાર મનુઓ પણ મનથી ઉત્પન્ન થએલા મારા જ ભાવયુક્ત છે, જેઓની આ લોકમાં આ સર્વ પ્રજા છે.

મારી આ વિભૂતિ અને યોગને જે યથાર્થ જાણેછે, તે અડગ યોગમાં જોડાયછે, એમાં સંશય નથી.

पूर्वकालमें (भृगु आदि) सात महाऋषि और (सावर्णी आदि) चार मनु भी मेरी इच्छासे मेरे भावयुक्त उत्पन्न हुए है, जिनकी इस लोकमें यह सब प्रजा है.

मेरी यह विभूति और योगको जो यथार्थ जानता है, वह अचल योगसे युक्त होता है, इसमें संदेह नहीं है.

સાતે પાર્થ ! મહર્ષિઓ, પ્રથમના ચારે, મનુઓ તથા,
જન્મ્યા ભાવથી મુજ માનસિકથી આ લોક જેની પ્રજા.
જાણેછે મુજ જેહ આ વિભુતિને ને યોગને તત્ત્વથી,
જોડાયે જન સ્થિર યોગથકી તે એમાં ય શંકા નથી.

---

કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ અને વસિષ્ઠ એ હાલના યુગના સપ્તર્ષિ છે.

૧૦-૭ યોગ-વિસ્તાર કરવાનું ચાતુર્ય અગર સામર્થ્ય; યુક્તિ-નો તે વસ્તુ ઉત્પન્ન કરવાનું આત્મા-ઇશ્વરનું સામર્થ્ય.

૧૦-૮ सतोपादनुत्तम. सुखलाभः। યોગસૂત્ર. આ અધિકારી પુરૂષને

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥८॥
मच्चित्ता मद्गतप्राणा बोधयन्त परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥९॥

अहम् सर्वस्य प्रभव मत्त सर्वम् प्रवर्तते इति मत्वा बुधा भावसमन्विता माम् भजन्ते ॥

मच्चित्ता मद्गतप्राणा परस्परम् बोधयन्त माम् कथयन्त च नित्यम् तुष्यन्ति च रमन्ति च ॥

હુ સર્વની ઉત્પત્તિનુ કારણ છુ, અને મારાથી જ આ સર્વ જગત પ્રવૃત્ત થાયછે. એમ જાણી બુદ્ધિમાન પુરુષો વિશ્વાસ યુક્ત થઇને મને ભજેછે

મારામા ચિત્ત રાખી અને મારામા પ્રાણને પરોવીને એક બીજાને મારો બોધ કરતા અને મારૂ કીર્તન કરતા તેઓ સદા સતોષ પામેછે અને આનદ પામેછે.

मैं सबका उत्पत्तिका कारण हू, और मेरेसे ही सब प्रवृत्त होता है, ऐसा समझके बुद्धिमान लोग विश्वाससे युक्त होके मुझे भजते हैं

मुझमें चित्त लगाके और प्राणोंको मुझमें लीन करके आपसमें मेरा तत्त्वका बोध करते हुए तथा मेरा कीर्तन करते हुए वे सदा सतोष पाते हैं और आनद प्राप्त करते हैं

ઉત્પત્તિ સહુની મ હુ, મુજથકી સર્વે પ્રવૃત્તિ કરે,
એવુ માની ભરેલ ભાવથી થઇ સુજ્ઞો ભજેછે મને
બોધી એકબીજા ધરી ચિત્ત અને પ્રાણે ધરી મુજમા,
નિત્યે મારી કથા કરી વિલસતા સતોષને પામતા

---

તે સતોષથી જ સર્વથી ઉત્તમ સુખની પ્રાપ્તિ થાયછે વળી કહ્યુ છે કે-

यच्च कामसुखं लोके यच्च दिव्य महत्सुख ।
तृष्णाक्षयसुखस्यैते नार्हत षोडशीं कलाम् ॥

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥१०॥
तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥११॥

सततयुक्तानाम् प्रीतिपूर्वकम् भजताम् तेषाम् तम् बुद्धियोगम् ददामि येन ते माम् उपयान्ति ॥

तेषाम् एव अनुकम्पार्थम् आत्मभावस्थः अहम् भास्वता ज्ञानदीपेन अज्ञानजम् तमः नाशयामि ॥

નિરંતર ધ્યાનમાં યુક્ત અને પ્રીતિપૂર્વક મને ભજનારા તે લોકોને હું બુદ્ધિનો એવો યોગ આપુછું કે જે વડે તેઓ મને પ્રાપ્ત થાયછે.

તેઓના ઉપર દયા કરવાને માટે તેઓના આત્મભાવમાં રહીને હું પ્રકાશતા જ્ઞાનરૂપ દીપથી તેઓના અજ્ઞાનજન્ય અંધકારનો નાશ કરુંછું.

निरंतर ध्यानमें युक्त और प्रीतिपूर्वक मेरा भजन करनेवाले उन जनोंको मैं बुद्धियोग देता हूं, जिससे वे मुझको मिल जाते है.

उन पर दया करनेके लिये उनके आत्मभावमें स्थित होकर मैं दीप्तिमान ज्ञानरूप दीपकसे उनके अज्ञानजन्य अंधकारका नाश करता हूं

પ્રીતિપૂર્વક નિત્યયુક્ત ભજતા તે સર્વ માનુષને,
હું તે અર્જુન! બુદ્ધિયોગ દઉછું પામે મને જેથી તે.

તેઓને કરવા અનુગ્રહ વળી હું આત્મભાવે રહી,
ટાળું જ્ઞાનદીપે પ્રકાશિત થતું અંધારૂં અજ્ઞાનથી.

---

૧૦–૧૧ જ્ઞાનદીપેન–વિવેક પ્રવાહ રૂપ ભક્તિના અનુગ્રહ રૂપ સીંચેલ, મારી ભાવના રૂપ વાયુની પ્રેરણાથી ઉત્પન્ન થયેલી બ્રહ્મ વગેરે સાધનથી સંસ્કાર પામેલી પ્રજ્ઞાવાળી વાટવાળા, વિરક્ત અંતઃક રૂપ આધારવાળા, વિષયથી ખેંચેલા અને રાગદ્વેષ રહિત વગરના સ્થાન ઉપર રહેલા એકાગ્ર ધ્યાનથી ઉત્પન્ન

अर्जुन उवाच।

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान्।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥१२॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥१३॥

अर्जुनः उवाच। भवान् परम् ब्रह्म परम् धाम परमम् पवित्रम् सर्वे ऋषयः देवर्षिः नारद तथा असित देवल व्यास त्वाम् शाश्वतम् दिव्यम् पुरुषम् आदिदेवम् अजम् विभुम् आहुः स्वयम् च एव मे ब्रवीषि ॥

અર્જુને કહ્યું–આપ પરમ બ્રહ્મ, પરમ ધામ અને પરમ પવિત્ર છો. સર્વે ઋષિઓ તેમ જ દેવર્ષિ નારદ તથા અસિત, દેવલ અને વ્યાસજી આપને શાશ્વત અને દિવ્ય પુરુષ, આદિ દેવ, અજન્મા અને સર્વવ્યાપક કહેછે, તથા આપ પોતે પણ મને એમ જ કહોછો.

अर्जुनने कहा–आप परम ब्रह्म, परम धाम और परमपवित्र हो, सब ऋषि तथा देव ऋषि नारद, असित देवल और व्यासजी आपको शाश्वत, दिव्य पुरुष, आदि देव, अज तथा सर्वव्यापक कहते है, और साक्षात् आप भी मुझसे ऐसा ही कहते हो.

પોતે છો પરબ્રહ્મ ધામ પરમે ને શ્રેષ્ઠ પુનીત છો,
આદિ દેવ જ દિવ્ય ને અજ વિભુ ને નિત્ય પુરુષ છો.
કહેછે એમ જ નારદે સુરઋષિ ને ઋષિઓ આપને,
વ્યાસે દેવલ ને અસિત પણ કહે કહો આપ પોતે મને.

---

વડે સ્ફુરતા જ્ઞાનરૂપ દીવાથી.

૧૦–૧૫ જગત્પતે–ઉત્પાદક, નિયંતા અને આરાધ્ય છતાં પણ સર્વનાં પાલક છો, એમ બતાવવાને આ સંબોધન છે. હિત અહિતનો ઉપદેશ કરનાર વેદના ઉત્પન્ન કરનાર હોઇને સર્વના પાલનકર્તા.

બ્રહ્મને અન્ય કોઇ જાણી ન જ શકે, કેમકે દ્વૈત આવી પડે. બ્રહ્મ પોતે જ

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥१४॥
स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥१५॥

केशव यत् माम् वदसि एतत् सर्वम् ऋतम् मन्ये भगवन् ते व्यक्तिम् देवाः न हि विदुः न दानवाः ॥

भूतभावन भूतेश देवदेव जगत्पते पुरुषोत्तम त्वम् स्वयम् एव आत्मना आत्मानम् वेत्थ ॥

હે કેશવ, આપ મને જે કહોછો, તે સર્વ હું સત્ય માનુંછું; હે ભગવાન, તમારા સ્વરૂપને દેવો જાણતા નથી દાનવો જાણતા નથી.

હે ભૂતોને ઉત્પન્ન કરતાર, ભૂતેશ, હે દેવના દેવ જગતના પતિ પુરુષોત્તમ, તમે પોતે જ પોતાવડે પોતાને જાણોછો.

हे केशव, आप जो कुछ मुझे कहते हो, वह सब मैं सत्य मानता हूं; हे भगवन्, तुम्हारे स्वरूपको देवता नहीं जानते है, दानव भी नहीं जानते है.

हे भूतभावन, हे भूतेश, हे देवदेव, हे जगत्पति पुरुषोत्तम, तुम आप ही आपसे अपनेको जानते हो.

માનુંછું સહુ આ હું સત્ય મુજને જે તું કહે કેશવ !
જાણે ના ભગવાન ! વ્યક્તિ તુજ આ દેવો અને દાનવ.
હે સ્રષ્ટા ! ભૂતના ભૂતેશ ! સુરના હે સુર ! વિશ્વેશ્વર !
જાણો આત્મસ્વરૂપ આત્મથી તમે પોતે પુરુષોત્તમ !

---

સ્વયંપ્રકાશ છે ને તેથી તમે પોતે જ પોતાને જાણોછો એમ કહેવું યથાર્થ છે.

૧૮-૨૭,૧૮ યોગી-માયાના યોગથી ઉત્પન્ન થયેલ ઐશ્વર્યરૂપ યોગ જેને છે તે.

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥१६॥
कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥१७॥

याभि. विभूतिभि त्वम् इमान् लोकान् व्याप्य तिष्ठसि दिव्याः हि आत्मविभूतय. अशेषेण वक्तुम् अर्हसि ॥

योगिन् सदा परिचिन्तयन् अहम् त्वाम् कथम् विद्याम् भगवन् केषु केषु च भावेषु मया चिन्त्य असि ॥

જે વિભૂતિઓથી તમે આ લોકોને વ્યાપીને રહ્યાછો, તે આપની સર્વ દિવ્ય વિભૂતિઓ સંપૂર્ણપણે આપે કહેવી ઘટેછે.

હે યોગી, આપનું સતત ચિંતન કરતા હું આપને શી રીતે જાણી શકુ? હે ભગવાન કયા કયા પદાર્થમાં હું આપનું ચિંતન કરૂં?

तुम जिन विभूतियोंसे इन लोकोंको व्यापकर स्थित हो, अपनी उन सब दिव्य विभूतियां विना शेष रखके कहनेको आप ही योग्य हो.

हे योगी, आपका सदा चिंतन करनेवाला मैं आपको कैसे जान सकूं? हे भगवन, किन किन वस्तुओंमें आपका ध्यान करू?

તો એ દિવ્ય વિભૂતિઓ નિજ સહુ આપે કહેવી ઘટે,
વ્યાપી આપ રહેલ આ જગતને વિભૂતિઓથી જ જે.

શિખરિણી– કરૂં શા શા ભાવે પ્રભુજી! તુજ હું ચિંતન અહા,
તને જાણુ યોગી શી રીત કરતાં ચિંતન સદા

---

યોગ–સર્વજ્ઞપણા તથા સર્વશક્તિસંપન્નપણા ઇત્યાદિક ઐશ્વર્યરૂપ જે યોગ તે. વિભૂતિ–અધિકારી જનોને ધ્યાનના આલબનરૂપ જે વિભૂતિ તે (૧૦–૧૮)

૧૦–૧૯ ગંગાની રેતીના કણની, સમુદ્રના જળના કણની અને નક્ષત્રની સંખ્યાની સીમા છે, મારી વિભૂતિના વિસ્તારની સીમા નથી, તેથી મુખ્ય કેટલીકનું વર્ણન કરીશ.

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥१८॥

श्रीभगवानुवाच ।

हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे ॥१९॥

जनार्दन आत्मनः योगम् विभूतिम् च भूयः विस्तरेण कथय अमृतम् हि शृण्वतः मे तृप्तिः न अस्ति ॥

श्री भगवान् उवाच । हन्त कुरुश्रेष्ठ प्राधान्यतः दिव्याः आत्मविभूतयः ते कथयिष्यामि मे हि विस्तरस्य अन्तः न अस्ति ॥

હે જનાર્દન, આપનો યોગ અને વિભૂતિ ફરીથી મને વિસ્તારપૂર્વક કહો, કેમકે આપનાં અમૃત વચનો સાંભળતાં મને તૃપ્તિ થતી નથી.

શ્રી ભગવાને કહ્યું-ભાઈ અર્જુન, હું મારી મુખ્ય મુખ્ય દિવ્ય વિભૂતિઓ તને કહીશ, કેમકે મારી વિભૂતિના વિસ્તારનો પાર નથી.

हे जनार्दन, विस्तारसे अपना योग और विभूति मुझे फिर कहो, क्योंकि आपके अमृतरूप वचनोंको सुनकर मुझे तृप्ति नहीं होती.

श्री भगवानने कहा-हे यादव कुरुश्रेष्ठ, मैं अपनी मुख्य मुख्य दिव्य विभूति तुझे कहूंगा, क्योंकि मेरी विभूतियोंके विस्तारका अंत नहीं है.

કહો વિસ્તારીને નિજ વિભૂતિ ને યોગ ફરી આ,
મને તૃપ્તિ થાતી નથી તુજ કથામૃત સુણતાં.
મંદાક્રાંતા- ત્યારે મારી કહીશ જ તને દિવ્ય વિભૂતિઓને,
મુખ્યત્વે હું, નથી મુજ કંઈ અંત વિસ્તારનો એ.

---

આ વિભૂતિ કહેવાનો હેતુ એ છે કે મંદાધિકારીને સ...
માટે અને શુદ્ધાધિકારીને નિર્ગુણ સાક્ષાત્કાર માટે ને ઉ...
૧૦-૨૦ પ્રત્યેક પ્રાણીઓના અંતરમાં જે ...
શરીરના આંતરભાગના અંતઃકરણમાં હું જ છું પ્ર...

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥२०॥

गुडाकेश सर्वभूताशयस्थित. आत्मा अहम् भूतानाम् आदिः च मध्यम् च अन्त. एव अहम् ॥

હે ગુડાકેશ, સર્વ ભૂતોના હૃદયમાં રહેલો આત્મા હું છું, અને ભૂતોનો આદિ, મધ્ય અને અંત પણ હું છું.

हे गुडाकेश, मैं सब भूतोंके हृदयमें बैठा हुआ जीव हू; और सब भूतोंका आदि, मध्य और अत भी मैं हू.

આત્મા હું છું સરવ ભૂતના ઉરમાંહે રહેલો,
હું આદિ છુ ભૂત સરવનુ મધ્ય ને અત હું તો.

---

પણ મારૂં જ આચ્છાદન છે અને પ્રાણી માત્રના આરંભમાં, અંતમાં અને મધ્યમા હું જ છુ. જે પ્રમાણે મેઘની નીચે, ઉપર અને અંદર બહાર સર્વત્ર આકાશ જ હોયછે, અને તે આકાશમાં ઉત્પન્ન થઇ આકાશમાં જ રહેછે, અને પછી જે વખતે મેઘ લય પામેછે, તે વખતે પણ આકાશ જ થઇને રહેછે, તે પ્રમાણે ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ પ્રાણીમાત્રની ત્રણે ગતિ હું જ છું. આ પ્રમાણે મારૂ અનતત્વ અને વ્યાપકત્વ મારી વિભૂતિના યોગથી સમજી શકાયછે

अत शरीरे ज्योतिर्मयो हि शुभ्रोऽयं पश्यति यतयः क्षीणदोषा. । શ્રુતિથી આ મુખ્ય અધિકારીએ ઉપાસવા યોગ્ય છે. સર્ગ સ્થિતિ લયરૂપે રહેલો હુ સગુણ પરમાત્મા મધ્યમ અધિકારીએ ઉપાસવા યોગ્ય છું.

૧૦–૨૧ જો કે સર્વ જગત ઇશ્વરની વિભૂતિઓ જ છે, તોપણ આ અધ્યાયમાં જે જે વ્યક્તિઓમાં જે જે ગણાવ્યું છે, તે તેઓમાં વધારે પ્રભાવવાળું છે, એમ સમજવું.

ઉત્તમ મધ્યમ અધિકારીને ઉપાસવા યોગ્ય ભેદનું નિરૂપણ કરી હવે અધમ અધિકારીને ઉપાસવા યોગ્ય પોતાની વિભૂતિ વિશેષનું નિરૂપણ કરેછે.

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥२१॥
वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥२२॥

आदित्यानाम् अहम् विष्णुः ज्योतिषाम् अंशुमान् रविः मरुताम् मरीचिः अस्मि नक्षत्राणाम् अहम् शशी ॥

वेदानाम् सामवेदः अस्मि देवानाम् वासवः अस्मि इन्द्रियाणाम् मनः अस्मि भूतानाम् च चेतना अस्मि ॥

આદિત્યોમાં હું વિષ્ણુ છું, તેજસ્વી પદાર્થોમાં કિરણવંત સૂર્ય છું, મરુતોમાં મરીચિ છું અને નક્ષત્રોમાં હું ચંદ્ર છું.

વેદોમાં હું સામવેદ છું, દેવોમાં હું ઇંદ્ર છું, ઇંદ્રિયોમાં હું મન છું, અને ભૂતોમાં ચેતના હું છું.

मैं आदित्योंमें विष्णु हूं, ज्योतिवालोंमें किरणमय सूर्य हूं, मरुतगणोंमें मरीचि हूं और नक्षत्रोंमें चंद्र मैं हूं.

वेदोंमें मैं सामवेद हूं, देवताओंमें मैं इन्द्र हूं, इद्रियोंमें मैं मन हूं और भूतोंमें मैं चेतना हूं.

તેજસ્વીમાં સકિરણ રવિ વિષ્ણુ આદિત્યમાં હું,
નક્ષત્રોમાં શશિ મરીચિ એ હું મરુતોવિષે છું.
દેવોમાં હું સુરપતિ છઉં સામ સૌ વેદમાં હું,
ઇંદ્રિયોમાં મન પણ હું છું ચેતના ભૂતમાં છું.

---

આદિત્ય–કશ્યપના અદિતિથી થયેલા બાર પુત્ર. વરુણ, સૂર્ય, વેદાંગ, ભાનુ, ઇંદ્ર, રવિ, ગભસ્તિ, યમ, સ્વર્ણરેત, દિવાકર, મિત્ર ને વિષ્ણુ. પ્રત્યેક માસમાં પ્રત્યેક આદિત્ય અધિષ્ઠાતા હોયછે.

૧૦–૨૨ ઇંદ્રિયો–૫ જ્ઞાનેંદ્રિય, ૫ કર્મેંદ્રિય અને મન મળીને અગિયાર. ચેતના–જ્ઞાન શક્તિ; બુદ્ધિની વૃત્તિઃ બુદ્ધિથી સ્થૂળ [illegible]

रुद्राणां शङ्करश्चास्मि वित्तेशो यक्षरक्षसाम्।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥२३॥
पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम्।
सेनानीनामहं स्कन्दः सरसामस्मि सागरः ॥२४॥

रुद्राणाम् च शङ्करः अस्मि यक्षरक्षसाम् वित्तेशः वसूनाम् पावकः अस्मि शिखरिणाम् च अहम् मेरुः ॥

पार्थ पुरोधसाम् च मुख्यम् बृहस्पतिम् माम् विद्धि सेनानीनाम् अहम् स्कन्दः सरसाम् सागरः अस्मि ॥

રુદ્રોમાં હું શંકર છું, યક્ષ અને રાક્ષસોમાં હું કુબેર છું, વસુઓમાં અગ્નિ છું અને પર્વતોમાં હું મેરુ છું.

હે અર્જુન, પુરોહિતોમાં મુખ્ય બૃહસ્પતિ મને જાણ; સેનાપતિઓમાં કાર્તિકસ્વામી હું છું અને જળાશયોમાં હું સાગર છું.

रुद्रोंमें मैं शंकर हूं, यक्ष और राक्षसोंमें मैं कुबेर हूं, वसुओंमें अग्नि हू और पर्वतोंमें मैं मेरुपर्वत हूं.

हे अर्जुन, पुरोहितोंमें मुख्य बृहस्पति मुझको जानना, सेनापतियोंमें कार्तिकस्वामी हू और जलाशयोंमें मैं सागर हू.

રુદ્રોમાં હું શિવ ધનદ છું યક્ષ ને રાક્ષસોમાં,
અગ્નિ છું હું સહુ વસુવિષે મેરુ હું પર્વતોમાં.
પુરોહિતે સમજ મુજને મુખ્ય બૃહસ્પતિ જે,
અબ્ધિ છું હું સહુ સરવિષે સ્કંદ સેનાપતિએ.

---

ચેતનરૂપ કરેછે તે આભાસ સહિત બુદ્ધિની વૃત્તિ.

૧૦-૨૩ રુદ્ર-એ અગિયાર છે. અજય, કપાદ, અહિર્બુધ્ન, વિરૂપાક્ષ, સુરેશ્વર, જયંત, બહુરૂપ, ત્ર્યંબક, અપરાજિત, સર્વત્ર અને હર.

વસુ-ગણદેવતાનો એક વર્ગ એ આઠ છે; ધવ, ધ્રુવ, સોમ, વિષ્ણુ, ..., અનલ, પ્રત્યૂષ અને પ્રભાવ.

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः॥२५॥
अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गन्धर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥२६॥

महर्षीणाम् भृगुः अहम् गिराम् एकम् अक्षरम् अस्मि यज्ञानाम् जपयज्ञ अस्मि स्थावराणाम् हिमालयः ॥

सर्ववृक्षाणाम् अश्वत्थः देवर्षीणाम् नारद. गन्धर्वाणाम् चित्ररथ. सिद्धानाम् च कपिल. मुनिः॥

મહર્ષિઓમાં હું ભૃગુ છું, વાણીઓમાં એકાક્ષર (ૐકાર) હું છું, યજ્ઞોમાં હું જપ યજ્ઞ છું અને સ્થાવરો (અચલ પદાર્થો)માં હુ હિમાલય છુ.

સર્વ વૃક્ષોમાં હુ (અશ્વત્થ) પીપળો છું અને દેવર્ષિઓમાં નારદ, ગંધર્વોમાં ચિત્રરથ અને સિદ્ધ પુરુષોમાં હું કપિલમુનિ છું.

महा ऋषियोमें मैं भृगु हूं, गिराओंमें मैं ॐकार हू, यज्ञोमें मैं जपयज्ञ हू, और स्थावरोमें मैं हिमालय हू.

सब वृक्षोमें मैं पीपल हू, देव ऋषियोंमें नारद, गन्धर्वोमें चित्ररथ और सिद्धोमें मैं कपिलमुनि हूं.

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥२७॥

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कन्दर्पः सर्पाणामस्मि वासुकिः ॥२८॥

अश्वानाम् अमृतोद्भवम् उच्चैःश्रवसम् माम् विद्धि गजेन्द्राणाम् ऐरावतम् नराणाम् च नराधिपम् ॥

आयुधानाम् वज्रम् अहम् धेनूनाम् कामधुक् अस्मि प्रजनः कन्दर्पः अस्मि सर्पाणाम् च वासुकिः अस्मि ॥

અશ્વોમાં અમૃતમથન સમયે નીકળેલો ઉચ્ચૈઃશ્રવા મને જાણ, ગજેન્દ્રોમાં ઐરાવત અને મનુષ્યોમાં (તેઓનો) મુખ્ય રક્ષણ કરનાર–રાજા મને જાણ.

આયુધોમાં વજ્ર હું છું, ગાયોમાં કામધેનુ હું છું, પ્રજા ઉત્પન્ન કરનાર કામ હું છું અને સર્પોમાં હું વાસુકિ છું.

*अश्वोंमें अमृतमथनसमयमें निकला हुवा उच्चैःश्रवा मुझे जानो, गजेन्द्रोंमें* ऐरावत और नरोंमें नरोंका (मुख्य) रक्षक–राजा मुझे जानो.

आयुधोंमें मैं वज्र हूं, गायोंमें मैं कामधेनु हूं, प्रजा उत्पन्न करनेवाले काम मैं हूं और सांपोंमें मैं वासुकि हूं.

સુધા મંથનમાં મળેલ છઉં હુ ઉચ્ચૈઃશ્રવા અશ્વમાં,
ને ઐરાવત છુ ગજેંદ્ર સહુમાં નૃપાળ માનુષમાં.
આયુધોમહીં વજ્ર ધેનુમહીં છું હું કામદુધા વળી,
છું કંદર્પ વળી પ્રજાજનક હું સર્પોવિષે વાસુકિ

---

દોષ આવતો નથી.

૧૦-૨૭ સર્વે નરોમાં સર્વ પ્રજાને ધર્મવિષે પ્રવૃત્ત કરનાર તથા અધર્મથી નિવૃત્ત કરનાર જે નરાધિપ છે, તે મને જાણ.

૧૦-૩૧,૩૪ યુદ્ધકુશલોમાં દશરથપુત્ર સકલ રાક્ષસકૂળનો ક્ષય કર- . મહાવીર શ્રીરામ તે હું છું. वृष्णीनां वासुदेवोऽस्मि । એ વાક્યમાં દર્શાવ્યા

अनन्तश्चास्मि नागानां वरुणो यादसामहम्।
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥२९॥
प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम्।
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०॥

नागानाम् च अनन्तः अस्मि यादसाम् वरुणः अहम् पितॄणाम् अर्यमा अस्मि संयमताम् च यमः अहम् ॥

दैत्यानाम् च प्रह्लादः अस्मि कलयताम् कालः अहम् मृगाणाम् च मृगेन्द्रः अहम् पक्षिणाम् च वैनतेयः ॥

નાગોમાં અનંત પણ હું છું, જળદેવતાઓમાં વરુણ હું છું, પિતૃઓમાં અર્યમા હું છું અને સંયમ કરનારાઓમાં યમ હું છું.

દૈત્યોમાં પ્રહ્લાદ હું છું, ગણનારાઓમાં કાળ હું છું, પશુઓમાં સિંહ હું છું અને પક્ષીઓમાં ગરુડ હું છું.

नागोंमें अनन्त भी मैं हूं, जलदेवताओंमें मैं वरुण हूं, पितरोंमें मैं अर्यमा हूं और नियमन करनेवालोंमें मैं यम हूं.

दैत्योंमें प्रह्लाद मैं हूं, गिनती करनेवालोंमें मैं काल हूं, पशुओंमें मैं सिंह हूं, और पक्षियोंमें मैं गरुड हूं,

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१॥

पवताम् पवन अस्मि शस्त्रभृताम् राम अहम् झषाणाम् मकर. अस्मि स्रोतसाम् च जाह्नवी अस्मि ॥

પવિત્ર કરનારામાં પવન હું છુ, શસ્ત્રધારીઓમાં રામ હું છુ, જળચરોમા મગર હું છુ અને નદીઓમા ગગા હું છુ.

पवित्र करनेवालोंमें मैं पवन हू, शस्त्रधारियोंमें मैं राम हूं, जलचरोंमें मैं मगर हू और नदियोंमें मैं गगा हू.

શસ્ત્રોધારીવિષે હું રામ પવને પુનિતકારીવિષે,
મત્સ્યો સર્વવિષે હુ તો મગર છુ ગગા નદીઓવિષે.

---

અર્થનો અભિપ્રાય કરી ઉચ્ચારેલાં વચનના અન્ય અર્થની કલ્પના કરીને તે વક્તા પુરુષને જે દૂષણ આપવુ તે), જાતિ (અસત્ ઉત્તર), નિગ્રહસ્થાન (પરાજયનો હેતુ) એ ત્રણ વડે પરપક્ષમા દોષ કાઢેછે, તે જલ્પ જેમા એક પોતાના પક્ષને સ્થાપેછે, બીજો છલ જાતિ નિગ્રહસ્થાનથી તે પક્ષમા દોષ કાઢેછે, પણ એક પોતાનો પક્ષ સ્થાપતો નથી તે વિતંડા

આ જલ્પ વિતડા બનેમાં જીતવાને ઇચ્છતા વાદીઓની શક્તિની પરીક્ષા માત્ર થાયછે, એ જ ફળ છે, પણ વાદથી તો ગગ તજી દીધેલ શિષ્ય અને આચાર્યને અથવા બીજા હરકોઇ બેને તત્ત્વનિરૂપણનું ફળ થાયછે, માટે વાદ શ્રેષ્ઠ હોવાથી ભગવાનની વિભૂતિ

પ્રવદતા–વાદી, તત્ત્વનિરૂપણને અર્થે વિચાર કરનાર.

સર્ગ–પ્રાણી, મહદથી સ્થૂળ સુધીના વિકાર, અચેતન સૃષ્ટિ.

આદિ–બ્રહ્મા, ઉપાદાન કારણ. મધ્ય–વિષ્ણુ અંત–શિવ (૧૦-૩૨)

અક્ષર સર્વ વાઙ્મય હોવાથી શ્રેષ્ઠ છે શ્રુતિમા કહ્યુ છે કે-अकारो वै सर्वा वाक् । सैषा स्पर्शोष्मभिर्व्यज्यमाना बह्वी नानारूपा भवति ।

અક્ષય કાળ-પ્રવાહરૂપ કાળ કાળનો પણ કાળ. (૧૦-૩૩)

શ્રી-ધર્મ અર્થ કામરૂપ શ્રી, શરીરની શોભા; ઉજ્વળ કાંતિ.

सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम्॥३२॥

अर्जुन सर्गाणाम् आदिः अन्तः च मध्यम् च एव अहम् विद्यानाम् अध्यात्मविद्या प्रवदताम् वादः अहम्॥

હે અર્જુન, સૃષ્ટિઓનો આદિ, અંત અને મધ્ય પણ હું છું; વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા હું છું અને વિવાદ કરનારાઓમાં વાદ હું છું.

हे अर्जुन, सृष्टियोंका आदि, अंत और मध्य भी मैं हूं; विद्याओंमें अध्यात्मविद्या मैं हूं और विवादकर्ता पुरुषोंमें वाद मैं हू.

આદિ અંત હું પાર્થ! મધ્ય પણ છું સૃષ્ટિ સહુનો અને.
વિવાદી સહુનો હું વાદ છઉં છું અધ્યાત્મ વિદ્યાવિષે.

---

વાક્-સર્વ અર્થને પ્રકાશ કરનારી જે સંસ્કૃત વાણીરૂપ સરસ્વતી.
સ્મૃતિ-પૂર્વે અનુભવ કરેલા અર્થની બહુ કાળપછી સ્મરણ કરવાની શક્તિ.
મેધા-અનેક ગ્રંથોના અર્થને ધારણ કરવાની શક્તિ.

ધૃતિ-અનેક પ્રકારની પીડા પ્રાપ્ત થયા છતાં પણ શરીર ઇંદ્રિયરૂપ સંઘાતને સ્થિરતા કરવાની શક્તિ; ઇચ્છાપૂર્વક પ્રવૃત્તિ કરાવનાર કારણથી ચપળતા પ્રાપ્ત થયા છતાં પણ તે પ્રવૃત્તિથી નિવૃત્તિ કરવાની શક્તિ.

ક્ષમા-માનઅપમાનમાં હર્ષવિષાદ બનેમાંચિત્તની અવિકારતા.(૧૦-૩૪)

૧૦-૩૫ સર્વ સામોવિષે त्वामिद्धि हवामहे। એ ઋચામાં સ્થિત ગીતિ વિશેષરૂપ તથા સર્વના ઇશ્વરરૂપ કરીને ઇંદ્રની સ્તુતિરૂપ જે બૃહત્સામ તે હું છું.

મૃગશીર્ષ નક્ષત્રને અગ્રહાયન કહેછે. હાયન એટલે વર્ષ અને તેનો અગ્ર એટલે આરંભ, અર્થાત્ વર્ષના આરંભનું નક્ષત્ર. એ નક્ષત્ર ઉપરથી જે માસનું નામ માગશર તેને પણ અગ્રહાયણ કહેછે. સારાંશ કે વર્ષના પ્રારંભનો-મુખ્ય માસ હોવાથી તે મારી વિભૂતિ છે. વળી નવીન ધાન્ય તથા પથ્ય શાક માગશરમાં આવેછે તેથી તથા શીત અને ગરમ સમાન

अक्षराणामकारोऽस्मि द्वन्द्वः सामासिकस्य च।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥३३॥

अक्षराणाम् अकारः अस्मि सामासिकस्य च द्वन्द्वः अक्षयः कालः एव विश्वतोमुखः धाता अहम् ॥

અક્ષરોમાં અકાર હુ છુ અને સમાસોમા દ્વંદ્વ સમાસ હું છું, અક્ષય કાળ છુ અને સર્વ બાજુ મુખવાળો કર્મોનાં ફળ આપનાર વિધાતા પણ :

अक्षरोंमें अकार मैं हू, समासोंमें द्वंद्व समास मैं हूं; अक्षय काल और सब तरफ मुहवाला कर्मफल देनेवाला (विधाता) भी मैं हू.

સર્વે અક્ષરમાં અકાર છઉં હું દ્વંદ્વે સમાસે સહુ,
હું ધાતા વળી વિશ્વતોમુખી છઉં કાલે અવિનાશી હું.

---

હોવાથી માગશર માસ હું છુ.

ગાયત્રી–

અક્ષરો અને પદો જેનાં નિયમિત હોયછે તે છંદ કહેવાયછે. ભાવથી વિશિષ્ટ જે વેદની ઋચા છે, તે સર્વ છંદોમાં દ્વિજત્વની સંપા દ્વિજોના બીજા જન્મના હેતુરૂપ છે. જે ચોવીશ અક્ષરોવાળી ગાયત્ર જે ગાયત્રી गायत्री वा इदं सर्वम्। ઇત્યાદિ શ્રુતિઓથી પ્રતિપાદિત એવો ગાયત્રી નામનો છંદ હું છું. પ્રાતઃસવનાદિ ત્રણ સવનમ વ્યાપેલ છે, વળી ત્રિષ્ટુપ્ અને જગતી છંદો સોમને લાવી શક્યા પરંતુ ગાયત્રીએ તે સંપાદન કર્યો છે, માટે તે હુ છું.

ગાયત્રીમાં સૂર્યના તેજનું ધ્યાન છે, અહીં શ્રી ભગવાને यदादित्यगतं तेजः। એમ કહ્યું છે. અમને તે ગાયત્રી સારી બુદ્ધિ આ એમ યાચના કરી છે, અને ददामि बुद्धियोगं तम्। એમ કહી શ્રી ભગ એજ અર્થ પ્રકટાવ્યો છે. તેના ગાનારનું રક્ષણ કરે છે, માટે ગા ગા મંત્ર પરમેશ્વરનો પ્રતિપાદક હોવાથી મારી વિભૂતિ છે. ગા જેવા મંત્રના જપથી શુદ્ધ સાત્ત્વિક વૃત્તિ ઉદય પામે છે અને તેનું યોગ

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम्।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥३४॥

सर्वहरः मृत्युः च भविष्यताम् उद्भवः च अहम् नारीणाम् च कीर्तिः श्रीः वाक् स्मृति. मेधा धृतिः क्षमा ॥

સર્વનો ક્ષય કરનાર મૃત્યુ અને ભવિષ્યમાં થનારાંની ઉત્પત્તિ પણ હું છુ; વળી સ્ત્રીઓમાં કીર્તિ, શ્રી, વાણી, સ્મૃતિ, બુદ્ધિ, ધૃતિ અને ક્ષમા હુ છુ.

सबको नाश करनेवाला मृत्यु और होनेवाला जीवोंकी उत्पत्ति भी मैं हूं; तथा नारियोंमें कीर्ति, श्री, वाणी, स्मृति, बुद्धि, धृति और क्षमा मैं हू.

સર્વને હરનાર મૃત્યુ પણ હુ ઉત્પત્તિ સૌ ભાવિની,
સ્ત્રીઓમાં પણ કીર્તિ વાણીશ્રીસ્મૃતિ મેધા ક્ષમા ને ધૃતિ.

---

પ્રકટે છે. પ્રણવમાં જે શક્તિ છે તે પણ અવર્ણ્ય છે.

ગાયત્રી ત્રિવર્ણના દ્વૈવત સ્વરૂપ શક્તિ છે ગાયત્રી અત્યત પવિત્ર ચારે વેદનો સામાન્ય મહામંત્ર છે. બૃહદારણ્યક ઉપનિષદના ૭ મા અધ્યાયના ૧૪ મા બ્રાહ્મણની શ્રુતિઓમા કહ્યુ છે કે–આ ગાયત્રી ગાન કરનાર કે જપ કરનારની રક્ષા કરેછે. પ્રાણ કે વાગ્ ઇંદ્રિયો ગાન કરનારી છે, તેથી તે વાગ્ આદિકોની ગાયત્રી રક્ષા કરેછે. જે કારણથી તે જપ કરનારની રક્ષા કરેછે, તે કારણથી તે ગાયત્રી નામથી પ્રસિદ્ધ છે. શિષ્યના પ્રાણોની રક્ષા આ ગાયત્રી કરેછે.

જે પુરુષ ત્રણે લોકને ગ્રહણ કરે, તો તે આ ગાયત્રીના પહેલા પાદના ફળની બરાબર ફળ પામે; જેટલી ત્રણે વેદવિદ્યા છે, તેના ફળને પૂર્ણ રીતે જે વિદ્વાન પામે, તે આ ગાયત્રીના આ બીજા પાદના ફળની બરાબર પામે; અને જેટલાં આ પ્રાણીમાત્ર છે, તેટલાં સર્વને જે વિદ્વાન ગ્રહણ કરે–પોતાને વશ કરે, તે આ ગાયત્રીના આ ત્રીજા પાદના ફળની બરાબર પામે; અને જે લોકોત્તરવર્તી સૂર્યસ્થ પુરુષ પ્રકાશેછે, તે જ ચોથા દર્શત નામવાળો ગાયત્રીનો પાદ છે. આ પાદ કોઇ પણ પ્રતિગ્રહવડે

बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम्।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥३५॥

तथा साम्नाम् बृहत्साम छन्दसाम् गायत्री अहम् मासानाम् मार्गशीर्षः ऋतूनाम् कुसुमाकरः अहम् ॥

વળી (ગીતિવિશેષરૂપ) સામો(વેદના મંત્રો)માં બૃહત્સામ અને છંદોમાં ગાયત્રી હું છું, મહિનાઓમાં માર્ગશીર્ષ અને ઋતુઓમાં વસંતઋતુ હું છું.

तथा सामो(वेदके मन्त्रों)में बृहत्साम और छंदोंमें गायत्री मैं हूं, मासोंमें मार्गशीर्ष मास और ऋतुओंमें वसंत ऋतु मैं हूं.

બૃહત્સામ છું સર્વ સામમહીં ને ગાયત્રી સૌ છંદમાં,
ઋતુમાં છું વસંત માગશર છું હું તો સહુ માસમાં.

---

પ્રાપ્ય નથી–તેની બરાબર કોઇ પણ વસ્તુ નથી, તો એવડું મોટું ફળ તો કોઇ ક્યાંથી પામે?

ગાયત્રીનું મુખ અગ્નિ છે, જેમ જ્યારે લોક અગ્નિમાં બહુ ઇંધન નાંખેછે, ત્યારે તે સર્વને અગ્નિ અવસ્ય બાળી દેછે, તેમ ગાયત્રીને એ પ્રમાણે જાણનાર–જ્ઞાતા પુરુષ જો બહુ પાપ કરે, તોપણ સર્વેનો ય નાશ થઇને તે શુદ્ધ પાપરહિત જરારહિત મુક્ત થઇ જાયછે.

ગાયત્રીનું ઉપસ્થાન–गायत्र्यस्येकपदी द्विपदी त्रिपदी चतुष्पद्यपदसि नहि पद्यसे नमस्ते तुरीयाय दर्शताय पदाय परोरजसेऽसावदो मा प्रापदिति यं द्विष्याद्सावस्मै कामो मा समृद्धीति वा न हैवास्मै स काम ऋध्यते यस्मा एवमुपतिष्टतेऽहमदः प्रापमिति वा । હે ગાયત્રી, ત્રૈલોક્યરૂપ એક ચરણુવાળી તું છે, ત્રૈવિદ્યારૂપ બીજા ચરણુવાળી તું છે, પ્રાણુાદિરૂપ ત્રીજા ચરણુવાળી તું છે, દર્શતરૂપ ચોથા ચરણુવાળી તું છે; પરતુ વાસ્તવિક રીતે તું પદરહિત છે, કેમકે તુ કોઇથી જાણી શકાતી નથી. તારા ચોથા પ્રકાશમાન દર્શતપાદને નમસ્કાર. જે આ મારો પાપી શત્રુ છે તેની અભિલાષા પૂરી થાય, એ પ્રમાણે જ્ઞાની જેને પાપ [illegible]

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥३६॥

छलयताम् द्यूतम् अस्मि तेजस्विनाम् तेजः अहम् जयः अस्मि व्यवसायः अस्मि सत्त्ववताम् सत्त्वम् अहम्॥

છળ કરનારાઓનો જુગાર હું છું તથા તેજસ્વીઓનું તેજ હું છું; જય હું છું, વ્યવસાય હું છું, અને સત્ત્વવાળાઓનું સત્ત્વ હું છું

छल करनेवालेका जुआ मैं हू तथा तेजस्वियोंका तेज मैं हू; जय मैं हूं, व्यवसाय मैं हूं और सत्त्ववालोंका सत्त्व मैं हू.

છું હું તો છળનારમાં દ્યૂત અને છું તેજ તેજસ્વીનું,
હું તો છું વ્યવસાય ને જય છઉં હું સત્ત્વ સત્ત્વીતણું.

---

રીતે પૂરી થતી નથી, અને ઉત્તમ અભીષ્ટને હું પ્રાપ્ત થાઉં, એમ જે ઉપાસક કહેછે, તેના સર્વ મનોરથ સિદ્ધ થાયછે.

ગાયત્રીનો વિશેષ અર્થ શાંકરભાષ્ય અને સુરેશ્વરાચાર્યવાર્તિક અનુસાર નીચે પ્રમાણે કરી શકાય. (ગાયત્રીનો મંત્ર અર્પણમાં, તેનો સ્પષ્ટ અર્થમાત્ર અર્પણની ટીકામાં અને સંસ્કૃત ગુજરાતી કાવ્યથી અર્થમાત્ર મંગલ ધ્યાનમાં આપેલો છે.)

(વસંતતિલકા)

પ્રણવ

ॐ જાગૃતે બહિર્પ્રજ્ઞ અકાર વિશ્વ,
સ્વપ્ને ઉકાર થઇ તૈજસ અંતઃપ્રજ્ઞ,
સુષુપ્તિમાં રહી અકામ મકાર પ્રાજ્ઞ,
ૐકાર અદ્વિતીય શિવ અમાત્ર શાંત.

વ્યાહૃતિ

ભૂર્ પ્રાણ હેતુ પ્રિય જીવનનો સહુને,
ભુવર્ અપાન દુઃખટાળક ભક્તને જે,

**वृष्णीना वासुदेवोऽस्मि पाण्डवानां धनञ्जय ।**
**मुनीनामप्यहं व्यास कवीनामुशना कवि ॥३७॥**

वृष्णीनाम् वासुदेव पाण्डवानाम् धनञ्जय अस्मि मुनीनाम् अपि व्यास कवीनाम् उशना कवि अहम् ॥

યાદવોમા વાસુદેવ અને પાડવોમા અર્જુન હુ છુ મુનિઓમા પણ વ્યાસ અને કવિઓમા શુક્ર કવિ હુ છુ

यादवोमे वासुदेव और पाडवोमें अर्जुन मैं हू, मुनियोमें भी व्यासजी और कवियोमे शुक्र कवि मैं हू

વાસુદેવ છુ યાદવ હું જ અને અર્જુન છુ પાડવે,
મુનિઓમહીં વ્યાસ શુક્ર કવિ છુ સર્વે કવિઓ વિષે

સ્વર્ વ્યાન વ્યાપક સહુ કરવાનુ હામે,
સચ્ચિતસુખરૂપ ઇશ્વર એક છે એ

મત

પ્રત્યક્ષ વાણી મનથી ય અગમ્ય જે તે,
ઉત્પત્તિ સ્થિતિ લય સૌ સવિતાથકી જે,
ઉપાસ્ય જ્ઞેય ભજનીય વરેણ્ય હૈયે,
તેનુ અભેદરૂપ ધ્યાન અમે ધરીએ,
અજ્ઞાન કાર્યહર ભર્ગ સ્વયપ્રકાશી
જે દેવ એકરસ પૂર્ણ સહુ પ્રકાશી,
આનદથી રમણ કા કરતા વળી જે,
તેનું અભેદરૂપ ધ્યાન અમે ધરીએ,
તદ્રૂપ બુદ્ધિ પ્રરમે ધરમે જનારી,
જે સત્ય જ્ઞાન ચિદનત રૂપે અમારી,
પ્રેરે જુએ સરવ સાક્ષીરૂપે રહીને,
તેનું અભેદરૂપ ધ્યાન અમે ધરીએ

૧૦-૩૭ વસુદેવના પુત્ર વાસુદેવ સાક્ષાત્ ઇશ્વરછે, તેમ છતા તેમની

दण्डो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम्।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥३८॥

दमयताम् दण्डः अस्मि जिगीषताम् नीतिः अस्मि गुह्यानाम् मौनम् ज्ञानवताम् च एव ज्ञानम् अहम् अस्मि ॥

શાસન કરનારાઓનો દંડ હું છું, જયની ઇચ્છા રાખનારાઓની રાજનીતિ હું છું, ગુહ્ય વાતોનું મૌન હું છું અને જ્ઞાનીઓનું જ્ઞાન હું છું.

शासन करनेवालोंका दण्ड मैं हूं, जय चाहनेवालेकी राजनीति मैं हूं, गुह्य विषयोंका मौन मैं हूं और ज्ञानीयोंका ज्ञान मैं हूं.

દંડે શાસનકારીનો હું જ છઉં નીતિ જયેચ્છુની હું,
ગુહ્યોનું વળી મૌન હું જ છઉં ને હું જ્ઞાન જ્ઞાનીતણું.

---

વિભૂતિમાં ગણના કરી છે, તે ચિંતન કરવા માટે છે, પાછળ પણ શ્રીરામની એવી રીતે ગણના કરી છે. વસુદેવનો પુત્ર, તને પ્રસિદ્ધ ઉપદેશ કરનાર હું શ્રીકૃષ્ણ તે વિભૂતિ છું.

૧૦-૩૮ અશિક્ષિત હોઇ અવળે માર્ગે ચાલનારા દુષ્ટ પુરુષોને ત્યાંથી સુમાર્ગમાં ચલાવનારા રાજાઓ તે દુષ્ટ પુરુષોને કુમાર્ગથી નિવૃત્ત કરવા નિવૃત્ત કરી શિક્ષા કરેછે, એવા શિક્ષા કરનારાઓની શિક્ષા નિગ્રહનો હેતુ હોવાથી હું છું. બીજાઓને દમન કરનારા અને અદાંત પોતે પોતાની જાતને દાબમાં ન રાખી શકનારા ઉન્મત્ત માણસોને જે દંડ કે શિક્ષા થાયછે, અને જેનાથી પ્રાયશ્ચિત ઉત્પન્ન થઇ તેઓ ઉન્નતિને પગથિયે ચડવાના અધિકારી બનેછે, તે દંડ હું છું. રાજાઓ પોતે દમનારા અદાંત હોયછે, તો તેમને પણ દંડ થયા વગર પ્રાયશ્ચિત સ્ફુરાવનાર અનુભવ મળ્યા વગર રહેતો નથી, એ તો મારી સૃષ્ટિનો અપવાદ રહિત નિયમ છે.

નીતિ—ન્યાય, શાસ્ત્રમાં કહેલો ધર્મમાર્ગ.

૧૦-૩૯ મારા સિવાય સત્ અસત્ કાંઇપણ, ક્યાંયપણ, કોઇપણ વડે બની શકતું નથી. મારાથી ભિન્ન ચર અચર કોઇપણ વસ્તુ ત્રણે જગતમાં

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥३९॥
नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परन्तप ।
एषः तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०॥

अर्जुन सर्वभूतानाम् च यत् बीजम् तत् अपि अहम् तत् चराचरम् भूतम् न अस्ति यत् मया विना स्यात् ॥

परन्तप मम दिव्यानाम् विभूतीनाम् अन्तः न अस्ति एषः विभूतेः विस्तरः तु मया उद्देशतः प्रोक्तः ॥

વળી હે અર્જુન, સર્વ ભૂતોનું જે બીજ છે તે પણ હું છું; એવી કોઈપણ જંગમ કે સ્થાવર વસ્તુ નથી કે જે મારા વિના થઈ શકે.

હે પરંતપ, મારી દિવ્ય વિભૂતિનો પાર નથી, અને આ વિભૂતિનો વિસ્તાર તો મેં તને ઉદ્દેશ પૂરતો જ-સંક્ષેપ માત્ર કહ્યો છે.

और हे अर्जुन, सब भूतोंका जो बीज है, वह मैं हूं; ऐसी कोई भी जंगम या स्थावर वस्तु नहीं है, जो मेरे विना हो सके.

हे परंतप, मेरी दिव्य विभूतियोंका अंत नहीं है, यह विभूतियोंका विस्तार तो मैंने तुझे संक्षेपमात्र कहा है.

મંદાક્રાંતા-ને જે યે છે સરવ ભૂતનું બીજ તે પાર્થ ! હું છું,
મારા વિના ચર અચર ના કો થયું હોય એવું.
છે ના છેડો સહુ વિભૂતિનો દિવ્ય અર્જુન! મારી,
વિસ્તારે આ મુજ વિભૂતિનો મેં કહ્યો છે ટુંકાવી.

---

નથી, તેથી સર્વે મારા સ્વરૂપ જ છે. ब्रह्मैवेदं सर्वम् । શ્રુતિ.

૧૦-૪૦ માયાશક્તિના અને તેના વિકારોના અનંતપણાથી મારી વિભૂતિ અનંત છે.

ઉદ્દેશતઃ-સંક્ષેપમાં; દૃષ્ટાંતરૂપે.

દિવ્ય-ત્રિગુણાત્મક માયાથી ઉત્પન્ન થએલી. માયાશક્તિના અને તેના

**यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा।**
**तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसम्भवम् ॥४१॥**

यत् यत् सत्त्वम् विभूतिमत् श्रीमत् वा उर्जितम् एव तत् तत् मम एव तेजोंशसम्भवम् त्वम् अवगच्छ ॥

જે જે સત્ત્વ ઐશ્વર્યયુક્ત હોય, તે તે મારા તેજના અંશથી ઉત્પન્ન થયુ છે એમ તું સમજ.

जो जो सत्त्व प्रतापयुक्त, श्रीयुक्त या प्रभावयुक्त है, वह वह मेरे ही तेजके अंशसे बना हुआ है, ऐसा तुम समझो

જે જે વસ્તુ વિભૂતિ પ્રતિભા કે શ્રીથી યુક્ત હોયે,
તે તે સર્વે સમજ મુજ તું તેજ અંશે થઇ છે.

---

વિકારોના અનંતપણાથી મારી વિભૂતિઓ અનંત છે.

**૧૦-૪૧** જગતની પ્રત્યેક શ્રેષ્ઠ વસ્તુ શ્રીભગવાનની વિભૂતિ છે; સારાંશ કે લોકમાં જે અતિ રમણીય તે ભગવાનનું રૂપ છે એમ ધ્યાન કરવું.

વિભૂતિ–પ્રભાવ, ધન, પુણ્યકર્મ, વિદ્યા, તપ, શૌર્ય, ધૈર્ય, ઔદાર્ય, શમ દમ આદિ સદ્‌ગુણો કે જ્ઞાનની સમૃદ્ધિ.

શ્રી–શોભા, લક્ષ્મી, કાંતિ, સરસ્વતી, બુદ્ધિ, કીર્તિ કે સ્ફુર્તિ.

સત્ત્વ–વસ્તુ, પદાર્થ; પાણી.

**૧૦-૪૨** વિભૂતિ અનંત હોઇ તેઓમાં ઇશ્વરપણાની બુદ્ધિ થવાથી અનેક ઇશ્વરપણાનું જ્ઞાન થાય તેથી મોક્ષના હેતુરૂપ નથી; વિભૂતિ અનંત હોવાથી તેની ઉપાસના એકથી થઇ શકતી નથી; વગેરે કારણથી મુમુક્ષુઓમાં મુખ્ય અધિકારી તું, મને એક સર્વસ્વરૂપ પરમેશ્વરને સંસારની મુક્તિ માટે ભજ એમ સુચના કરેછે.

सहस्रशीर्षा पुरुषः। सहस्रशीर्षं देवम्। पादोऽस्य विश्वाभूतानि। શ્રુતિ: પ્રસિદ્ધ મને એક ઇશ્વરને જ ભજ. મારા ભજનથી તું કૃતાર્થ થઇશ.

[illegible] કારણ [illegible]

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥४२॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे विभूतियोगो नाम दशमोऽध्यायः॥

अथवा अर्जुन, एतेन बहुना ज्ञातेन तव किम् एकांशेन इदम् कृत्स्नम् जगत् विष्टभ्य अहम् स्थित. ॥

અથવા હે અર્જુન, આ વિશેષ જાણવાથી તારે શું કામ છે? મારા એક અંશથી આ સર્વ જગતને ધારણ કરીને હું રહ્યો છું.

अथवा हे अर्जुन इस बहुत जाननेसे तुझको क्या प्रयोजन है ! मैं एक अंशसे इस सब जगतको धारण करके स्थित हूं.

કે તારે આ સરવ સમજ્યે કામ અર્જુન ! છે શું ?
હું ધારી આ જગત સઘળું એક અંશે રહ્યો છું.

એ પ્રમાણે.........વિભૂતિયોગ નામનો દશમો અધ્યાય પૂરો.

---

વિભૂતિનું દેવતારૂપે ધ્યાન કરવા માટે નહિ, પણ તે વિભૂતિમાં સર્વવ્યાપી પરમેશ્વરની જ ભાવના કરવા માટે છે; કેમકે એક જ પરમેશ્વર સર્વ સ્થળે છે એમ જાણવું, અને પરમેશ્વરની જુદી જુદી વિભૂતિ જુદા જુદા દેવતા છે એમ માનવું, તેમાં ભક્તિમાર્ગની દૃષ્ટિએ મોટું અંતર છે, તે શ્રીભગવાને પહેલાં જ કહેલું છે.

## અધ્યાય ૧૧મો
## વિશ્વરૂપદર્શનયોગ

अर्जुन उवाच।

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम्।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥१॥

अर्जुनः उवाच। मदनुग्रहाय त्वया अध्यात्मसंज्ञितम् यत् परमम् गुह्यम् वचः उक्तम् तेन मम अयम् मोहः विगत ॥

અર્જુને કહ્યુ–મારા ઉપર અનુગ્રહ કરીને આપે મને અધ્યાત્મ નામે જે અત્યંત ગુહ્ય વચન કહ્યા, તેથી મારો આ મોહ ઉડી ગયો.

अर्जुनने कहा–मुझपर अनुग्रह करनेके लिये आपने परम गुह्य अध्यात्म नामका वचन कहा, उससे मेरा यह मोह नष्ट हो गया.

શાર્દૂલ– આપે વેણુ કરી અનુગ્રહ મને અધ્યાત્મ નામે કહ્યુ,
જેથી આ મુજ મોહ તો ઉડી ગયો જે ગુહ્ય ને છે ઉચું.

---

૧૧–૧,૨ ભગવાને પાછલા અધ્યાયમાં પોતાની વિભૂતિનુ વર્ણન કર્યું, કેપરથી પરમેશ્વરનું તે વિશ્વરૂપ જોવાની અર્જુનની ઇચ્છા થતાં તેના ાથી બતાવેલા વિશ્વરૂપનુ વર્ણન આ અધ્યાયમા છે, તે વર્ણન એટલુ ક છે કે ગીતાના ઉત્તમ ભાગમા તેની ગણના થાયછે.

આ અધ્યાય શાંત અને અદ્દભુત એ બે રસથી પરિપૂર્ણ છે. ાવાસ્યાને દિવસે સૂર્ય અને ચંદ્ર એ ઉભયનાં બિંબો એક જ વખતે તાં હોય, તે પ્રમાણે શાત અને અદ્દભુત રસનું ઐક્ય થયુ છે. જે ણે ગગા અને યમુના એ બને નદીના ઓઘ પ્રયાગ આગળ મળ્યા ને પ્રમાણે શાંત અને અદ્દભુત એ બને રસ એકત્ર મળી આ અગિયારમો ાાય સાક્ષાત્ પ્રયાગ જ બન્યો છે.

અર્જુનની પ્રાર્થના ઉપરથી તેને પોતાનું વિશ્વરૂપ પ્રત્યક્ષ ૮

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥२॥
एवमेतद्यथाऽऽत्थ त्वमात्मानं परमेश्वर।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥३॥

कमलपत्राक्ष भूतानाम् भवाप्ययौ हि त्वत्तः विस्तरशः मया श्रुतौ अव्ययम् माहात्म्यम् च अपि ॥

परमेश्वर त्वम् आत्मानम् यथा आत्थ एवम् एतत् पुरुषोत्तम ते ऐश्वरम् रूपम् द्रष्टुम् इच्छामि ॥

હે કમલપત્રાક્ષ, ભૂતોની ઉત્પત્તિ અને લય બંને આપની પાસેથી વિસ્તારપૂર્વક મેં સાંભળ્યાં અને આપનું અવિનાશી માહાત્મ્ય પણ સાંભળ્યું.

હે પરમેશ્વર, આપ આપનું સ્વરૂપ જે પ્રમાણે દર્શાવો છો, તે તેવું-જ છે; આપનું એ ઇશ્વરી સ્વરૂપ હે પુરુષોત્તમ, હું જોવાને ઇચ્છું છું.

हे कमलपत्राक्ष, भूतोंकी उत्पत्ति और नाश तुमसे सह विस्तार मैंने सुना, और तुम्हारा अक्षय महात्म्य भी सुना.

हे परमेश्वर, आपने अपने स्वरूपका जैसा वर्णन किया, वह वैसा ही है; हे पुरुषोत्तम, आपके उस ईश्वरी स्वरूपको में देखनेको चाहता हूं.

ઉત્પત્તિ લય મેં સહુ ભૂતતણાં વિસ્તારથી સાંભળ્યાં,
હે પદ્માક્ષ! મહાત્મ્ય અવ્યય વળી સૌ આપથી આપનાં.
આપે આમ સ્વરૂપવર્ણન કર્યું જેવું જ છે આપનું,
પુરુષોત્તમ! ઇશ્વરી સ્વરૂપ તે જોવા જ ઇચ્છું છું હું.

---

હું જ પરમેશ્વર ચારે તરફ વ્યાપી રહેલો છું, એ વાતની સત્યતા ભગવાને અર્જુનની આંખ આગળ માંડી બતાવી અનુભવાવી છે.

આ શ્લોકના પ્રથમ પાદમાં ૮ ને બદલે ૯ એટલે એક અક્ષર વધારે છે, એ આર્ષવચન ગણવું. (૧૧-૧)

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥४॥

प्रभो यदि तत् मया द्रष्टुम् शक्यम् इति मन्यसे ततः योगेश्वर अव्ययम् आत्मानम् त्वम् मे दर्शय ॥

હે પ્રભુ, જો તે રૂપ મારાથી જોઇ શકાય એમ આપ માનતા હો તો હે યોગેશ્વર, તે અવિનાશી પરમાત્મ સ્વરૂપ આપ મને દેખાડો.

हे प्रभु, यदि मेरेसे वह स्वरूप देखना शक्य है, ऐसा आप मानते हो तो हे योगेश्वर, आपने उस अविनाशी परमात्म स्वरूपको मुझे दिखाओ.

જો યોગેશ્વર! શક્ય જોવું મુજથી માનો કદિ આપ તો,
એવું આપ સ્વરૂપ અવ્યય મને હે ઇશ ! દેખાડશો.

---

વિશ્વસૃષ્ટિ આદિનો કર્તા હોવા છતાં પણ, શુભ અશુભ કર્મ કરાવતાં છતાં પણ, બંધ મોક્ષ આદિ વિચિત્ર ફળ આપતાં છતાં પણ અવિકાર, અવિષમતા, અસંગ, ઔદાસીન્ય આદિ સ્વરૂપે અપરિમિત મહત્ત્વ સાંભળ્યું. (૧૧–૨)

૧૧–૪ ઇચ્છાની આસક્તિ પ્રબળ હોવાથી જેમ ઇચ્છા કરનાર મનુષ્ય પોતાની યોગ્યતા વિસરી જાયછે, અથવા જેને ખરી તૃષા લાગી હોય તેની તૃષા શાંત કરવાને સમસ્ત સમુદ્ર પણ અપૂર્ણ લાગેછે, તે જ પ્રમાણે પ્રબળ ઇચ્છાથી હું ભૂલમાં પડેલો હોવાથી મારી ઇચ્છા મારા સ્વાધીનમાં રહી શકતી નથી, માટે માતા જેમ પોતાના પુત્રની યોગ્યતા જાણી તેની ઇચ્છા પૂરી કરેછે, તેમ મારા અધિકારનો વિચાર કરી આપ આપનું વિશ્વરૂપ બતાવવાનો આરંભ કરો. જો મારો અધિકાર હોય તો મારા ઉપર કૃપા કરો, અને અધિકાર ન હોય તો મને ના કહો; કારણકે બધિર મનુષ્યને પંચમ સ્વરનું ઉત્તમ સંગીત સાંભળીને પણ શું આનંદ થનાર હતો?

૧૧–૫ થી ૯ વિરાટદર્શન એટલા જ માટે સપ્રયત્ન છે કે અનાદિ સિદ્ધ અભેદ વ્યવસ્થામાં પ્રાણી પદાર્થ જીવવસ્તુ–સર્વે ...

श्रीभगवानुवाच ।
पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥५॥
पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥६॥

श्रीभगवान् उवाच। पार्थ नानाविधानि नानावर्णाकृतीनि च मे शतशः अथ सहस्रशः दिव्यानि रूपाणि पश्य॥

भारत आदित्यान् वसून् रुद्रान् अश्विनौ मरुतः पश्य तथा बहूनि अदृष्टपूर्वाणि आश्चर्याणि पश्य ॥

શ્રીભગવાને કહ્યું–હે પાર્થ, અનેક પ્રકારનાં, અનેક વર્ણનાં અને અનેક આકારનાં મારા સેંકડો અને હજારો દિવ્ય રૂપો જો.

હે ભારત, આદિત્યો, વસુઓ, રુદ્રો, બે અશ્વિનીકુમારો તથા મરુદ્‌ગણ જો, તેમજ પૂર્વે કદિ નહિ જોયેલાં આશ્ચર્યકારક અનેક રૂપો જો.

श्री भगवानने कहा–हे पार्थ अनेक प्रकारके, अने आकारोंके, अनेक वर्णोंके मेरे सैंकडो और हजारो दिव्य रूपोंको देखो.

हे भारत, आदित्योंको, वसुओंको, रुद्रोंको, दोनो अश्विनीकुमारोंको तथा मरुतोंको देखो और पहिले न देखे हुए अनेक प्रकारके अद्‌भुत रूपोंको देखो

જો તું અર્જુન! સેંકડો મુજ સહુ રૂપો હજારો તથા,
રંગાકાર અનેકનાં જૂદી જૂદી જાતોતણાં દિવ્ય આ.
જો આદિત્ય વસુ તું રુદ્ર મરુતો અશ્વિની કુમારને,
જો પૂર્વે ન દીઠેલ ભારત! બહુ તુ આજ આશ્ચર્યને.

---

ઓતપ્રોત સંબંધવાળાં છે, અભેદના એક સૂત્ર ઉપર ભેદમય મણિ, એવી વિલક્ષણ યુક્તિથી પરોવાયેલા છે કે એક એકની સૂક્ષ્મથી પણ સૂક્ષ્મતમ ક્રિયા–આંતર વિચાર પણ–આખી માળાને અસર કરેછે, અને એ માળાના

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥७॥
न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥८॥

गुडाकेश सचराचरम् कृत्स्नम् जगत् यत् च अन्यत् द्रष्टुम् इच्छसि इह मम देहे एकस्थम् अद्य पश्य ॥

अनेन स्वचक्षुषा तु माम् द्रष्टुम् न एव शक्यसे ते दिव्यम् चक्षुः ददामि मे ऐश्वरम् योगम् पश्य ॥

હે ગુડાકેશ, ચર અચર સહિત બધુ જગત તેમ જ બીજુ જે કાંઇ જોવાની તારી ઇચ્છા હોય તે મારા આ દેહમા એકઠુ થયેલુ અત્યારે જોઇ લે.

પણ તું તારાં આ ચર્મચક્ષુવડે મને જોઇ શકીશ જ નહિ, માટે હું તને દિવ્ય ચક્ષુ આપુછુ, તેથી મારા ઇશ્વરી યોગને જો

हे गुडाकेश, चर और अचर सहित सब जगत और जो कुछ और तुम देखना चाहते होओ, वह सब मेरे देहमें एकत्र स्थित आज तुम देख लो.

परंतु तुम अपनी इस चर्मचक्षुसे मुझे देख नहीं सकोगे, इस लिये मैं तुझे दिव्य चक्षु देता हु, उससे मेरा ईश्वरी योग देखो.

ગુડાકેશ તું જો ચરાચર અહીં આજે થયુ એકઠુ,
મારા દેહવિષે બધુ જગત ને જે ઇચ્છ જોવા બીજું.
જોઇ આ જ સ્વચક્ષુથી નહિ શકે તુ તો પરતુ મને,
ચક્ષુ દિવ્ય તને દઉંછુ મુજ આ જો ઇશ્વરી યોગને.

---

સત્રમાં જ જે કોઇ ગૂઢ ચમત્કારની કમાન સંતાઇ રહેલી છે, તેને અનુસરીને મણિમાત્ર પોતપોતાનાં વર્તન, વિચાર, સ્થાન આદિ પ્રાપ્ત કરેછે. એમ સ્પષ્ટ રીતે અર્જુનને સમજાવી હું આ યુદ્ધ કરીશ કે નહિ કરું એવો અર્જુનરૂપ એક મણિનો અહંભાવ દૂર કરી તેનું

सञ्जय उवाच।

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥९॥

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम्।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥१०॥

सञ्जय उवाच। राजन् एवम् उक्त्वा ततः महायोगेश्वरः हरिः पार्थाय परमम् ऐश्वरम् रूपम् दर्शयामास ॥

अनेकवक्त्रनयनम् अनेकाद्भुतदर्शनम् अनेकदिव्याभरणम् दिव्यानेकोद्यतायुधम्॥

સંજયે કહ્યુ–હે ધૃતરાષ્ટ્ર, એમ કહીને પછી મહાયોગેશ્વર શ્રીકૃષ્ણે અર્જુનને પોતાનુ પરમ ઈશ્વરી રૂપ (વિશ્વરૂપ) દેખાડ્યુ.

અનેક મુખોવાળુ, અનેક નેત્રોવાળું, અનેક અદ્ભુત દેખાવોવાળું, અનેક દિવ્ય અલંકારવાળુ તથા અનેક ઉગામેલા દિવ્ય આયુધોવાળુ (સ્વરૂપ દેખાડ્યુ).

सञयने कहा–हे धृतराष्ट्र, इस तरह कहकर महायोगेश्वर श्रीकृष्णने अपना परम ईश्वरी स्वरूप अर्जुनको दिखाया

अनेक मुखधारी, अनेक नेत्रधारी, बहुविध अद्भुत दर्शनयुक्त, अनेक दिव्य भूषणधारी और उठाए हुए अनेक दिव्य शस्त्रवाला (स्वरूप दिखाया),

એ રીતે વદીને પછી હરિ મહા યોગેશ્વરે પાર્થને,
દેખાડ્યુ ધૃતરાષ્ટ્ર ! શ્રેષ્ઠ નિજ ત્યાં એ ઈશ્વરી રૂપને
જેને નેત્ર બહુ મુખો બહુ બહુ અદ્ભુત દેખાવ ને,
ઉગામેલ બહુ જ આયુધ બહુ દૈવી અલંકાર છે.

---

યોગ્ય સ્થાન સમજાવવુ (૧૧-૫)

આ તે આ રૂપમા, આ જ ક્ષણે, સચરાચર જગતમાં ન જણાય એવું જે હોય તે સર્વ પણ જોઈ લે, તેમ જ જય પરાજય ઇત્યાદિ બીજી

दिव्यमाल्याम्बरधरं दिव्यगन्धानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥११॥
दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥१२॥

अनन्तम् विश्वतोमुखम् सर्वाश्चर्यमयम् देवम् दिव्यमाल्याम्बरधरम् दिव्यगन्धानुलेपनम् ॥

दिवि सूर्यसहस्रस्य भाः यदि युगपत् उत्थिता भवेत् सा तस्य महात्मनः भासः सदृशी स्यात् ॥

અનંત, સર્વ બાજુએ મુખવાળું સર્વ આશ્ચર્યથી ભરપૂર, પ્રકાશ રૂપ, દિવ્ય માળા અને દિવ્ય વસ્ત્રો ધારણ કરેલું તથા દિવ્ય ગંધનું લેપન કરેલું (સ્વરૂપ દેખાડ્યું).

આકાશમાં હજાર સૂર્યની પ્રભા જો એક સાથે પ્રકટી નીકળે તો તે, મહાત્માની કાંતિની જેવી કંઈક થાય.

अनंत, सब ओरसे मुखधारी, सब आश्चर्योंसे भरा हुआ, प्रकाशमय, दिव्य माला और वस्त्रधारी तथा दिव्य गंधके लेपनयुक्त (स्वरूप दिखाया).

यदि आकाशमें हजार सूर्योंकी प्रभा एक साथे उदय होवे, तो उस महात्माकी कांतिके समान कुछ कुछ होवे.

માળા અંબર દિવ્ય લેપન વળી છે દિવ્ય ગંધોતણું,
સર્વાશ્ચર્ય અનંત દેવરૂપ તે જે વિશ્વનોમુખનું.
જો આકાશ સહસ્ર સૂર્યની પ્રભા ઉગી ઉઠે સામટી,
થાયે એહ કદાચ કાંતિ સરખી તો તે મહાત્માતણી.

---

જે જે વાત તારે જોવાની વૃત્તિ હોય, તે પણ અહીં જોઈ લે. અહીં એકસ્થ છે એટલે આ એકમાં જ સર્વનો સમાસ છે, સર્વની આ એકરૂપ પ્રતિકૃતિ કે સમષ્ટિ છે.

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥१३॥
ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनञ्जयः ।
प्रणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत ॥१४॥

तदा पाण्डवः अनेकधा प्रविभक्तम् कृत्स्नम् जगत् तत्र देवदेवस्य शरीरे एकस्थम् अपश्यत् ॥

ततः विस्मयाविष्टः हृष्टरोमा सः धनञ्जयः शिरसा प्रणम्य कृताञ्जलिः देवम् अभाषत ॥

તે સમયે અર્જુને અનેક રીતે વિભક્ત થયેલા સર્વ જગતને તે દેવાધિદેવના શરીરમાં એકત્ર થયેલું જોયું.

પછી આશ્ચર્યચકિત તથા રોમાંચિત થઈને તે અર્જુન મસ્તક નમાવી પ્રણામ કરીને તથા હાથ જોડીને તે દેવ પ્રત્યે બોલ્યો.

तब अर्जुनने उस देवाधिदेवके शरीरमें अनेक प્રकारसे बंटे हुए संपूर्ण जगतको एक ही जगहमें एकत्र देखा.

पीछे आश्चर्यसे चकित और रोमांचित होकर वह अर्जुनने शिरसे प्रणाम करके तथा हाथ जोड कर तिस देवको कहा.

વહેંચાયેલ અનેકધા જગત ત્યાં એકત્ર રહેલું બધું,
દેવોના પણ દેવના શરીરમાં ત્યાં અર્જુને નીરખ્યું.
બોલ્યો અર્જુન વિસ્મયે ચકિત તે રોમાંચ ઉભાં થતાં,
જોડી હાથ પ્રણામ શિરથી કરી તે દેવપ્રત્યે જ ત્યાં.

---

તને દિવ્ય દૃષ્ટિ આપુંછું, એ માત્ર શબ્દો જ નહોતા, પરંતુ પ્રભુનું ઐશ્વર્ય દર્શાવનાર જ્ઞાનરૂપી મશાલ જ શ્રી ભગવાને અર્જુનને માટે પ્રદીપ્ત કરી હતી. પછી દિવ્ય દૃષ્ટિનો પ્રકાશ પડતાં જ અર્જુનની જ્ઞાનદૃષ્ટિ ચોતરફ ફેલાઈ. શ્રીગીતાને અંતે ઉપસંહારમાં આ અદ્ભુત વિરાટદર્શનનું સંજય ફરી ફરી સ્મરણ કરી કરાવી અતિ વિસ્મય પામેછે, અને હર્ષિત થાયછે. (૧૧-૯)

अर्जुन उवाच ।

पश्यामि देवांस्तव देव देहे
सर्वांस्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमीशं कमलासनस्थ-
मृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥१५॥

अर्जुनः उवाच । देव तव देहे सर्वान् देवान् तथा भूतविशेषसङ्घान् कमलासनस्थम् ईशम् ब्रह्माणम् सर्वान् ऋषीन् च दिव्यान् उरगान् च पश्यामि ॥

અર્જુને કહ્યું-હે દેવ, તમારા દેહમાં સર્વ દેવોને, દરેક પ્રકારનાં ભૂતોના સમુદાયને, કમળના આસન ઉપર બેઠેલા દેવેશ બ્રહ્માને, સર્વ ઋષિઓને અને દિવ્ય સર્પોને હું જોઉંછું.

अर्जुनने कहा-हे देव आपके शरीरमें सब देवताओंको, हर प्रकारके भूतोंके समूहको, कमलके आसनपर बैठे हुए सबके नियंता ब्रह्माको, सर्व ऋषियोंको और दिव्य सर्पोंको में देखता हूं.

वसंत-હે દેવ! દેહ તુજમાં સહુ દેવ જોઉં,
ને ભૂતના વિવિધ આ સમુદાયને હું,
બેઠેલ આ કમલ આસન ઇશ બ્રહ્મા,
ને દિવ્ય સર્પ સહુને સહુ ઋષિને આ.

---

૧૧-૧૫ આપના આ વિશ્વરૂપ શરીર ઉપર દેવો સહિત સ્વર્ગ, પંચ મહાભૂતો, તેમાંથી ઉત્પન્ન થનારાં પ્રાણીમાત્ર દેખાયછે. આપના શરીરમાં સત્યલોક છે, બ્રહ્મલોક છે, ચૌદ ભુવન ચિત્રની પેઠે તેમાં આળેખાયેલાં છે.

ભૂતસંઘ-જરાયુજ-મનુષ્ય પશુ વગેરે, અંડજ-પક્ષી સર્પ આદિ, સ્વેદજ-જુ, મચ્છર વગેરે, તથા ઉદ્ભિજ-લતાવૃક્ષ વગેરે.

ઋષિ-વશિષ્ટ આદિ.

ઉરગ-વાસુકી, તક્ષક વગેરે.

કમલાસનસ્થ-પૃથ્વીરૂપ નાભિથી ઉઠેલા કમળસ્વરૂપ સુમેરુ

अनेकबाहूदरवक्त्रनेत्रं
पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम्।
नान्तं न मध्यं न पुनस्तवादिं
पश्यामि विश्वेश्वर विश्वरूप ॥१६॥

विश्वेश्वर विश्वरूप सर्वतः अनेकबाहूदरवक्त्रनेत्रम् त्वाम् अनन्तरूपम् पश्यामि तव अन्तम् न पश्यामि न मध्यम् पुनः न आदिम् ॥

હે વિશ્વેશ્વર, હે વિશ્વરૂપ, સર્વ બાજુએ અનેક બાહુ, અનેક ઉદર, અનેક મુખ અનેક નેત્રવાળા આપને અનંતરૂપે હું જોઉંછું; તમારો અંત હું દેખતો નથી, મધ્ય દેખતો નથી તેમ જ આદિ પણ દેખતો નથી.

हे विश्वेश्वर, हे विश्वरूप, सब ओर अनेक बाहू, अनेक उदर, अनेक मुख और अनेक नेत्रयुक्त आप अनन्तरूपको मैं देखता हूं; आपके अंतको मैं नहीं देखता हूं, मध्यको नहीं देखता हूं और आदिको भी नहीं देखता हूं.

બાહુ બહુ વદન ઉદર નેત્રવાળા,
જોઉં અનંતરૂપ આપ સહુ દિશામાં;
ના અંત મધ્ય તણી આદિ ન તુજ જોઉં,
હે વિશ્વના અધિપ! વિશ્વસ્વરૂપી! હૈં હું.

---

તેના ઉપર બેઠેલા.

૧૧-૧૬ સ્વર્ગ, ભૂમિ, પાતાળ, દિશા કે આકાશ સર્વે આપનામય જ દેખાયછે. આપ ઉભેલા પણ નથી અને બેઠેલા પણ નથી, આપ ઉંચા નથી, નીચા પણ નથી, આપની ઉપર અને નીચે આપ જ છો. આપના રૂપને આપની જ ઉપમા ઘટી શકે. આપના રૂપને આદિ મધ્ય અંત છે જ નહિ. આપ મહા સમુદ્ર છો અને મૂર્તિરૂપ તરંગોથી ઉછાળા મારતા દેખાઓછો. આપે દિવ્ય ચક્ષુ આપીને મારો દૃષ્ટિદોષ નષ્ટ કર્યો છે, તેથી જ આપનો યથાર્થ મહિમા મારી દૃષ્ટિએ પડેછે.

૧૧-૧૭ આ વિશ્વરૂપના તેજનો ચમત્કાર એવો છે કે તે સર્વત્ર

किरीटिनं गदिनं चक्रिणं च
तेजोराशिं सर्वतो दीप्तिमन्तम्।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ताद्
दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥१७॥

किरीटिनम् गदिनम् चक्रिणम् च सर्वतः तेजोराशिम् समन्तात् दीप्तानलार्कद्युतिम् दुर्निरीक्ष्यम् अप्रमेयम् दीप्तिमन्तम् त्वाम् पश्यामि ॥

મુકુટ, ગદા અને ચક્ર ધારણ કરેલા, સર્વ બાજુથી દેદીપ્યમાન, ચોતરફથી સળગેલા અગ્નિ અને સૂર્યના જેવા પ્રકાશવાળા, જોઈ ન શકાય એવા અનુપમ તેજઃપુંજ સ્વરૂપ આપને હું જોઉંછું.

किरीट, गदा और चक्रधारी, सब तरफसे देदीप्यमान, सब तरफसे प्रदीप्त अग्नि और सूर्यके तेजके समान, देखनेको अशक्य, अनुपम तेजःपुंज स्वरूप आपको मैं देखता हूं.

આ ચક્ર મુકુટ ગદા પણ ધારનારા,
ને તેજના સમુહ સૌ દિશ દીપ્તિવાળા,
દીપ્તાગ્નિ સૂર્ય દ્યુતિ શા સહુ દિશ આપ,
હું દુર્નિરીક્ષ્ય પ્રભુ નીરખુંછું અમાપ.

---

ભરેલું દેખાયછે. આ રૂપના તેજની એવી દિવ્ય તીવ્રતા છે કે તેની સમક્ષ અગ્નિનું તેજ ઝાંખું થઇ જાયછે, સૂર્ય કાજળના જેવો શ્યામ પડી જાયછે. મને એમ લાગેછે કે સર્વ સૃષ્ટિ મહા તેજના મહાસાગરમાં ડૂબી ગઇછે, અથવા કલ્પાંતની વીજળીએ સર્વ આકાશને ઘેરી લીધું છે, અથવા પ્રલયકાળના તેજની જ્વાળાએ આકાશ વ્યાપ્ત કરી દીધું છે. આવું આપનું તેજ મારી દષ્ટિથી પણ જોઇ શકાતું નથી એટલું પ્રખર છે.

૧૧-૧૮ આપ પરબ્રહ્મ હોઇ ત્રણ માત્રા સ્વરૂપ ૐકારથી પણ અતીત છો. આપનું સ્થાન શોધી શોધીને શ્રુતિ પણ થાકી ગઇ, આપનું તત્ત્વ જડયું નહિ. આપનામાં પ્રાણીમાત્ર લય પામેછે, આપ વિશ્વનું પરમ

त्वमक्षरं परमं वेदितव्यं
त्वमस्य विश्वस्य परं निधानम्।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे ॥१८॥

त्वम् वेदितव्यम् परमम् अक्षरम् त्वम् अस्य विश्वस्य परम् निधानम् त्वम् अव्ययः शाश्वतधर्मगोप्ता त्वम् सनातनः पुरुषः मे मतः॥

આપ જાણવાયોગ્ય, સર્વશ્રેષ્ઠ, અક્ષરસ્વરૂપ છો, આપ આ વિશ્વના પરમ આધાર છો, આપ અવિનાશી, શાશ્વત(નિત્ય)ધર્મના રક્ષક અને આપ સનાતન પુરુષ છો, એવી મારી માન્યતા છે.

आप जानने योग्य, परम अक्षर स्वरूप हो, आप इस जगतके परम आश्रय हो, आप अविनाशी, सनातन धर्मके रक्षक और सनातन पुरुष हो, ऐसा मैं समझता हू.

તું તત્ત્વ છે પરમ અક્ષર જાણવાનું,
આ વિશ્વનું પરમ સર્વ નિધાન છે તું,
તું અવ્યયે સતત રક્ષક ધર્મનો છે,
જાણ્યો સનાતન પુરુષ વળી તને મેં.

---

સ્થાન હોઇ ગહન છો. આપ ધર્મના જીવન રક્ષક સ્વરૂપ છો, અનાદિ સિદ્ધ છો અને નિત્ય નવા પણ છો. તત્ત્વમાત્રથી અતીત હોઇ પુરુષ સ્વરૂપ છો, અને આ જગતના ઇશ્વર છો.

૧૧-૧૯ ચંદ્ર અને સૂર્ય આપની આંખો છે, અને તે શાંતિ તથા કોપની લીલા દર્શાવેછે. આપ તમોરૂપ નેત્રવડે એકને શિક્ષા કરોછો, અને કૃપારૂપ નેત્રવડે બીજાનું પાલન કરોછો. જેમ પ્રલયાગ્નિ સળગતાં ચોતરફ પ્રકાશ પડેછે, તેમ આપનું મુખ અતિ પ્રખર દીસેછે. પર્વત પર દાવાનળ સળગતાં જેમ તે ઉપરના સર્વ પદાર્થો સળગી ઉઠે છે, અને મોટી મોટી જ્વાળાઓ ઉઠેછે, તેમ આપના આ મુખના અગ્નિની ઉષ્ણતાથી તથા તમારા

अनादिमध्यान्तमनन्तवीर्य-
मनन्तबाहुं शशिसूर्यनेत्रम्।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं
स्वतेजसा विश्वमिदं तपन्तम्॥१९॥

अनादिमध्यान्तम् अनन्तवीर्यम् अनन्तबाहुम् शशिसूर्यनेत्रम् दीप्तहुताश-वक्त्रम् स्वतेजसा इदम् विश्वम् तपन्तम् त्वाम् पश्यामि ॥

ઉત્પત્તિ સ્થિતિ અને નાશરહિત અનંતશક્તિવાળા, અનંત બાહુવાળા, સૂર્ય ચંદ્રરૂપી આંખોવાળા, પ્રદીપ્ત અગ્નિ સમાન મુખવાળા અને પોતાના તેજથી આ વિશ્વને તપાવી રહેલા આપને હું જોઉં છું.

उत्पत्ति, स्थिति और लयसे रहित, अनंत वीर्य और अनन्त भुजावाले, सूर्य और चन्द्ररूप नेत्रवाले, प्रज्वलित अग्निके समान मुखवाले और आपके तेजसे इस विश्वको तपायमान करते हुए आपको मैं देखता हूं.

આદિ ન મધ્ય નહિ અંત અનંત શક્તિ,
જેને અનંત ભુજ ને શશિ સૂર્ય દૃષ્ટિ,
આ વિશ્વને તપવતા નિજ તેજથી જે,
દીપ્તાગ્નિમુખયુત નીરખું તને તે.

---

વિશ્વરૂપના તેજથી સર્વ ભસ્મીભૂત થઈ જાય છે.

૧૧-૨૦ આકાશ સહિત સર્વ વિશ્વ આપના બીજા રૂપમાં ડૂબે છે અથવા તો આપના અદ્ભુત રૂપના રસના પાનમાં ચૌદ ભુવનો સપડાયાં લાગે છે. આપનું રૂપ આશ્ચર્યકારક છે. આપના ભવ્ય રૂપની પ્રાપ્તિની કલ્પના કરી શકાતી નથી, આપના રૂપનું તેજ પણ સહન થતું નથી. આપના રૂપના દર્શનથી જગત સુખની પ્રાપ્તિ મેળવવાને બદલે મહા કષ્ટથી પ્રાણ ધારણ કરી રહે છે. ભીતિથી થતા દુઃખના તરંગોમાં ત્રૈલોક્ય ડૂબે છે. જ્યાં સુધી આપનું રૂપ જોયું નથી ત્યાં સુધી જગતને સંસાર સુખ જ ઉત્તમ લાગે છે, પરંતુ આપનું રૂપ જોવાથી વિશ્વવાસના છૂટી જાય છે, અને ત્રાસ પણ

द्यावापृथिव्योरिदमन्तरं हि
व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः।
दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं
लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥

महात्मन् द्यावापृथिव्योः इदम् अन्तरम् हि त्वया एकेन व्याप्तम् सर्वाः दिशः च तव इदम् अद्भुतम् उग्रम् रूपम् दृष्ट्वा लोकत्रयम् प्रव्यथितम्॥

હે મહાત્મા, આકાશ અને પૃથ્વી વચ્ચેનું આ અંતર અને સર્વ દિશાઓ આપ એકલાએ વ્યાપ્ત કરી દીધી છે; આપનું આ અદ્ભુત ઉગ્ર રૂપ જોઇને ત્રણે લોક દુ:ખી(ભયભીત) થઇ રહ્યાં છે.

हे महात्मन्, आप अकेलेने आकाश और पृथिवीके दर्मियान जो अंतर है सो और सब दिशाओं घेर ली है; आपके यह अद्भुत भयंकर रूप देखके तीनों लोक दुःखी(भयभीत) हो रहे है.

આ અંતરીક્ષ પૃથિવી નભ મધ્યનું જે,
વ્યાપી રહ્યું સહુ દિશા વળી તું જ એક,
અદ્ભુત ઉગ્ર તુજ રૂપ જ જોઇને આ,
લોકો ત્રણેય ભયથી દુ:ખી હે મહાત્મા!

---

ઉત્પન્ન થાયછે. આપના આ ભયંકર વિશ્વસ્વરૂપથી પાછા હઠતાં અનિવાર્ય જન્મમરણરૂપ સંસાર દુ:ખ દેછે, અને આગળ જાય તોપણ આ પ્રચંડ વિશ્વરૂપને ભેદી શકાતું નથી; આવી રીતે બંને તરફથી સપડાઇને બિચારે ત્રૈલોક્ય ગભરાઇ મરેછે. જેમ કોઇ મનુષ્ય અગ્નિમાં [illegible] શમન કરવા સમુદ્ર કાંઠે જાય, અને [illegible] તરંગો [illegible] ભીતિ લાગે, તેવી આ જગત્ [illegible] છે—આ [illegible]

अमी हि त्वां सुरसंघा विशन्ति
केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः
स्तुवन्ति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥२१॥

अमी हि सुरसङ्घाः त्वाम् विशन्ति केचित् भीताः प्राञ्जलयः गृणन्ति हर्षिसिद्धसङ्घाः स्वस्ति इति उक्त्वा पुष्कलाभिः स्तुतिभिः त्वाम् स्तुवन्ति ॥

દેવોના આ સમૂહ આપમાં પ્રવેશ કરેછે, કેટલાક ભયભીત થયેલા હાથ જોડીને આપની સ્તુતિ કરેછે, મહર્ષિ અને સિદ્ધના સમૂહો "સ્વસ્તિ સ્વસ્તિ" એમ બોલીને પુષ્કળ સ્તોત્રોવડે આપનુ સ્તવન કરેછે.

देवोंके ये समूह आपके स्वरूपमें प्रवेश करते है, कोई कोई डरे हुए हाथ जोड़के आपकी स्तुति करते है, महर्षि और सिद्धोंके समुदाय 'स्वस्ति स्वस्ति' कहके बहुत प्रकारके स्तुति वचनोंसे आपका स्तवन करते है.

તારા વિષે સમુહ આ સુરના ય પેસે,
કોઇ બીનેલ કર જોડી સ્તુતિ કરેછે,
'સ્વસ્તિ' વદી સમૂહ સિદ્ધ મહર્ષિનાએ,
સ્તોત્રો અનેકથી તને સ્તુતિથી સ્તવેછે.

---

જેથી સર્વ કર્મોનાં બીજ બાળી ભસ્મ કરીને સદ્‌ભાવથી આપના સ્વરૂપમાં લીન થાયછે. કેટલાક આપના આ રૂપને જોઇ ભયભીત થઇ આપનામાં જ સર્વ વિશ્વને આરોપી, આપના સમક્ષ હાથ જોડી આપની પ્રાર્થના કરેછે. કશ્યપ આદિ મહર્ષિઓ અને કપિલ આદિ સિદ્ધો તથા વિદ્યાધર આદિ ગંધર્વ મંડળ પણ આપનું કલ્યાણ કલ્યાણ એમ કહી પ્રાર્થના કરેછે.

૧૧-૨૨ અગિયાર રુદ્ર, બાર આદિત્ય, આઠ વસુ, સાધ્ય નામના સર્વ દેવતાઓ, અશ્વિનીકુમાર, ઓગણપચાસ મરુત્ વગેરે સર્વે પોતપોતાના લોકમાંથી તીવ્ર ઉત્કંઠાથી આપનું વિશ્વરૂપ લુએછે. આપને જોઇને હર્ષે

रुद्रादित्या वसवो ये च साध्या
विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च।
गन्धर्वयक्षासुरसिद्धसंघा
वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥

रुद्रादित्या वसव ये च साध्या विश्वे अश्विनौ मरुत च उष्मपा' च गन्धर्वयक्षासुरसिद्धसङ्घा च सर्वे विस्मिता एव त्वाम् वीक्षन्ते ॥

રુદ્રો આદિત્યો, વસુઓ, સાધ્યો, વિશ્વેદેવો, અશ્વિનીકુમારો, મરુતો પિતૃઓ, યક્ષ, અસુર અને સિદ્ધના સમૂહો સર્વે વિસ્મય પામીને તમને જોઇ રહ્યા છે

रुद्र, आदित्य, वसु साध्य, विश्वदेव, अश्विनीकुमार, मरुत, पितर, गन्धर्व, यक्ष, असुर और सिद्धोंके समूह सब विस्मयसे आपको देख रहे हैं.

આદિત્ય રુદ્ર મરુતો વસુ વિશ્વેદેવો,
સાધ્યો ય અશ્વિની કુમાર અને પિતૃઓ,
ગંધર્વ યક્ષ અસુરો વળી સિદ્ધ સવો,
વિસ્મિત સર્વ થઇને નીરખે તને તો

---

ક્ષણે મનમા આશ્ચર્ય પામી પોતાના મસ્તક આપની સમક્ષ નમાવેછે

ઉષ્મપા-પિતૃઓ શ્રાદ્ધ સમે પિતૃઓને અર્પણ કરેલું અન્ન જ્યાસુધી ઉનુ ઉનુ હોય ત્યાસુધી તેઓ ગ્રહણ કરેછે, તેથી ઉષ્મપા નામ છે

૧૧-૨૩ મહા કલ્પને અતે ક્રોધ પામેલો યમ જ્યા ત્યા પ્રલયાગ્નિની હોળીઓ પ્રસારી મૂકે, અથવા શત્રુના સહારક યત્રો અને પાત્રો પ્રલયના ભૈરવ મડળો અથવા વધ કરનારી જગદમ્બાની વિભૂતિઓ સંહાર કરવાને માટે આવી હોય, તેમ જ્યા ત્યા આપના પ્રચડ મુખો દેખાયછે આપના દાતો મુખમા ન સમાતા ભયકર દેખાયછે. પ્રલયની રાત્રિના તિમિરમા સહારક પિશાચો નીકળી પડ્યા હોય તેમ પ્રલયકાળના સંહારના રક્તથી તમારી દાઢો ખરડાયેલી છે. આ સર્વ જગત અત્યત દીન જણાયછે

रूपं महत्ते बहुवक्त्रनेत्रं
महाबाहो बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं
दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥२३॥

महाबाहो बहुवक्त्रनेत्रम् बहुबाहूरुपादम् बहूदरम् बहुदंष्ट्राकरालम् ते महत् रूपम् दृष्ट्वा लोकाः प्रव्यथिताः तथा अहम् ॥

હે મહાબાહુ, બહુ મુખવાળું, બહુ નેત્રવાળું, બહુ બાહુવાળું, બહુ જાંઘ અને પગવાળું બહુ પેટવાળું તથા બહુ દાઢોને લીધે વિકાળ દેખાતું આપનું આ વિરાટ રૂપ જોઇને લોકો ભયભીત થઇ ગયા છે, તેમ જ હું પણ થઇ ગયો છું.

हे महाभुज, बहुत मुखवाले, बहुत नेत्रवाले, बहुत बाहु, जाँघ और पैरवाले, बहुत उदरवाले और बहुत डाढें होनेके कारण विकराल आपका इस विश्वरूपको देखके सबलोक भयभीत हो गये है, वैसा ही मैं भी हो गया हू.

મોટું મહાભૂજ! બહુ મુખ નેત્રવાળું,
બાહુ બહુ ઉદર જાંઘ બહુ પગાળુ.
આ રૂપ દાઢ બહુથી વિકરાળ તારૂં,
છે લોક સર્વ નિરખી દુ ખી ને હું યે છું.

---

પ્રલયકાળનો રુદ્ર પણ મારાથી બીએછે, મારી ભીતિથી મૃત્યુ લપાઇ જાયછે, છતાં યે તમારૂં સ્વરૂપ જોઇને હું કંપુછું.

૧૧-૨૪ આપનાં ક્રોધિત મુખો વિશાળ આકાશમાં પણ સમાઇ શકતાં નથી અને તેને ત્રિભુવનનો પવન પણ પહોંચી શકતો નથી. વળી તે પ્રત્યેક મુખમાં સ્વરૂપનો ભેદ છે, અને પ્રલયકાળનો અગ્નિ પણ તે મુખોની સહાયથી જ પૃથ્વીનો પ્રલય કરતો હશે, એમ ભાસ થાયછે. અગ્નિ હળાહળ વિષનું પાન કરતો હોય અથવા મૃત્યુ પોતે જ સંહાર કરવાને ઉદ્યુક્ત થાય, તે પ્રમાણે આ વિશ્વરૂપનુ તેજ પ્રખર છે. પાતાળનં વિવર

नभःस्पृशं दीप्तमनेकवर्णं
व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा
धृतिं न विन्दामि शमं च विष्णो ॥२४॥

विष्णो नभःस्पृशम् दीप्तम् अनेकवर्णम् व्यात्ताननम् दीप्तविशालनेत्रम् त्वाम् दृष्ट्वा हि प्रव्यथितान्तरात्मा धृतिम् शमम् च न विन्दामि ॥

હે વિષ્ણુ, આકાશને અડકતા, પ્રકાશતા, અનેક વર્ણવાળા, ફાડેલા મુખવાળા અને ઝળઝળતા વિશાળ નેત્રવાળા આપને જોઇને ભયભીત થઇ ગયેલ અંતરઆત્માવાળો હું ધૈર્ય અને શાંતિ રાખી શકતો નથી.

हे विष्णु, आकाशको छूनेवाले, दीप्तिमान, अनेक वर्णवाले, पसारे हुए मुख और सतेज विशाल नेत्रवाले आपके स्पको देखके मेरा हृदय महुत भय पा गया है, मैं धीरज और शांति नहीं धर सकता हूं.

આકાશસ્પર્શી બહુ વર્ણથી યુક્ત દીપ્ત,
ફાટચે મુખે નયન દીપ્ત વિશાળ યુક્ત,
જોઇ તને જ ધ્રૂજતો મુજ અંતરાત્મા,
વિષ્ણુ! ન રાખી શકું શાંતિ ધૃતિ હું તો ના.

---

ઉઘાડ્યું હોય તેમ તમારાં આ મુખો પ્રસરેલાં છે, તેમાં જીભ્હા લબડેછે, અને સમસ્ત વિશ્વ પોતાના એક ગ્રાસને માટે પણ પૂરતું નથી એવી દેખાયછે. કપાળના ભાગની બખોલમાં ભયને પણ ભય આપનાર ડોળા, મહામૃત્યુનો પ્રવાહ અંધારામાં છુપાઇને બેઠો હોય તેવા દેખાયછે. મારો જીવાત્મા વિશ્રાંતિને માટે રંક જેવો ચોતરફ દોડી રહ્યો છે. તમારે શરણે ન આવું તો જીવતો શી રીતે રહી શકું?

મૃત્તિકાના 'આ દેહનો નાશ થાય, તેની અને પરવા નથી, પરંતુ મારું ચૈતન્ય રહેશે કે કેમ, તે પણ મને સમજાતું નથી. મનને પણ તાપ થાયછે, બુદ્ધિને પણ ભીતિ થઇ અભિમાનની એ વિસ્મૃતિ થઇ છે; એટલું જ

दंष्ट्राकरालानि च ते मुखानि
दृष्ट्वैव कालानलसन्निभानि।
दिशो न जाने न लभे च शर्म
प्रसीद देवेश जगन्निवास ॥२५॥

दंष्ट्राकरालानि कालानलसन्निभानि च ते मुखानि दृष्ट्वा एव दिशः न जाने शर्म च न लभे जगन्निवास देवेश प्रसीद ॥

દાઢોને લીધે વિકાળ અને પ્રલયકાળના અગ્નિ જેવાં આપનાં મુખ જોતાં જ હું દિશાઓ ભૂલી જાઉંછું, મને શાંતિ વળતી નથી, માટે હે જગન્નિવાસ, દેવાધિપતિ, તમે પ્રસન્ન થાઓ.

डाढोंसे विकराळ और प्रलयकालके अग्नि समान मुखोंकि देखके ही मैं *दिशा भूल गया हूं, मुझे आराम नहीं मिलता है, इस लिये हे जगन्निवास,* हे देवेश, तुम प्रसन्न थाओ.

તારાં મુખો નિરખીને વિકરાળ દાઢે,
અગ્નિ સમાં પ્રલયકાળતણાં ઘણાં એ,
દિશાનું ભાન ભૂલી જાઉં પડે ન ચેન,
થાઓ પ્રસન્ન જગદાશ્રય! હે સુરેશ!

---

નહિ, પણ ઇંદ્રિયોથી ભિન્ન આત્મા છે, તેને પણ કંપારી છુટવા માંડતી જણાયછે. આ વિશ્વરૂપ દર્શનથી તો મારૂં જ્ઞાન પણ ચાલ્યું ગયું, અને આપનો તથા મારો ગુરુ શિષ્યનો સંબંધ પણ હવે રહેશે કે નહિ તે સંશય છે.

**૧૧-૨૫** બ્રહ્માંડનો નાશ કરનાર પ્રલયાગ્નિ ઉદ્‌ભવે અને તેને પ્રલયકાળનો પ્રચંડ પવન સહાય આપે, તેના જેવાં તમારાં આ સંહારક મુખો જોઇને મારૂં ધૈર્ય તદન ખુટી ગયુછે; હું ગાંડા જેવો થઇ ગયોછું, દિશાઓ ભૂલી ગયોછું અને મને પોતાને પણ વિસરી ગયોછું. હવે આ આપના વિશ્વરૂપ પ્રલયાગ્નિથી મારો પ્રાણ બચાવો. ઝટ પ્રસન્ન થઇ આપની

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्रा
सर्वे सहैवावनिपालसङ्घैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथाऽसौ
सहास्मदीयैरपि योधमुख्यैः ॥२६॥

अवनिपालसङ्घैः च सह एव धृतराष्ट्रस्य अमी सर्वे पुत्रा भीष्म द्रोण तथा असौ सूतपुत्र अस्मदीयै अपि योधमुख्यै सह त्वाम् ।

રાજાઓના સમૂહ સહિત ધૃતરાષ્ટ્રના આ સર્વ પુત્રો, ભીષ્મ, દ્રોણાચાર્ય તથા આ કર્ણ, આપણા તરફના પણ મુખ્ય મુખ્ય યોદ્ધાઓ સાથે આપના પ્રત્યે-

दुसरे राजाओंके समूह सहित धृतराष्ट्रके ये सब पुत्र भीष्म द्रोणाचार्य तथा यह कर्ण और हमारे तरफके भी मुख्य मुख्य वीर आपके प्रति-

પુત્રો સહુ ય ધૃતરાષ્ટ્રતણા વળી એ,
ભૂપાળના સહુ મળેન સમૂહ સંગે,
એ ભીષ્મ દ્રોણ સુતપુત્ર જ કર્ણ તો આ,
ને આપણા પણ વળી સહુ મુખ્ય યોદ્ધા,

માયા સંકેલી લો અને મને આ મહા દુઃખોમાંથી ઉગારો. વિશ્વરૂપના દર્શનથી શાંતિ થવાને બદલે ઉલટી વિઘ્નોની જ ઉત્પત્તિ થઈ હવે તો આ વિશ્વ કેવળ કૃષ્ણ જ છે, કેમકે આપ જ તેને ગ્રસવા લાગ્યા છો

૧૧-૨૬ શ્રી કૃષ્ણ યુદ્ધ પહેલા સમાધાન કરવા ગયા હતા અને દુર્યોધને કાંઈ પણ સમાધાનીની વાત સાંભળી નહિ એમ કહેતા ભીષ્મે કહ્યું હતું કે-

कालपक्वमिदं मन्ये सर्वं क्षत्रं जनार्दन । મહાભારત-ઉદ્યોગપર્વ

હે જનાર્દન આ સર્વ ક્ષાત્ર સમાજ કાળથી પાકી ગયો છે, એવું જે શ્રીકૃષ્ણને સ્પષ્ટ શબ્દમાં કહેલું તેનો પ્રત્યક્ષ દેખાવ શ્રીભગવાને પોતાના વિશ્વરૂપથી શ્લો૦ ૨૬ થી ૩૦ સુધીમાં બતાવ્યો છે

કૌરવકુળના વીરો, ધૃતરાષ્ટ્રના પુત્રો દેશ દેશના રાજાઓ અને

यक्त्राणि ते त्वरमाणा विशन्ति
दंष्ट्राकरालानि भयानकानि।
केचिद्विलग्ना दशनान्तरेषु
सदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥२७॥

दंष्ट्राकरालानि भयानकानि ते वक्त्राणि त्वरमाणा विशन्ति केचित् चूर्णितैः उत्तमाङ्गैः दशनान्तरेषु विलग्ना सदृश्यन्ते ॥

દાઢોને લીધે વિકરાળ ભયંકર આપના મુખોમાં ઉપરાઉપર પ્રવેશ કરેછે, કેટલાક ચુરો થઇ ગયેના મસ્તકો સહિત દાંતોના વચલા ગાળામાં ભરાઇ રહેલા દેખાયછે

डाढोंसे विकराल और भयानक आपके मुखोंमे बड वेगसे घुस रहे है कोई चूरा हुए मस्तक सहित दातोंके बीचमें फसे हुए देखनेमे आते है

જોતા ભયંકર અને વિકરાળ દાઢે,
મુખોમહીં તુજ ટપોટપ સર્વ પેસે,
ચોટેલ કોઇક જણાય જ દાંતમાંહે,
ચૂરે ચૂરા થઇ ગયા શિર જેહના છે

ગજોના સમુદાયને પણ કોળીઆની પેઠે મુખમાં ઘટઘટ ઉતારી જાઓછો અત્યવધિ કારી અસ્ત્રોને પણ તમે ગળી જાઓછો

અર્જુન દેવના મનનો અભિપ્રાય સમજી શક્યો નહિ હું મારનાર અને આ કૌરવો મરનાર એવો મોહ નષ્ટ કરવાને માટે જ આ વિશ્વરૂપ બતાવ્યું અને સમજાવ્યું કે કોઇ કોઇને મારતો નથી, પરંતુ સર્વનો સંહાર કરનાર હું જ છું પરંતુ અર્જુન આ ગુહ્ય ન સમજવાથી વધું વ્યાકુળ બની મનમાં ભીતિ ધરવા લાગ્યો

**૧૧-૨૭** ઉંટના મુખમાં વૃક્ષની ડાળીઓ ચવાઇ જાય, તેમ આ સર્વે લોકો આ મુખમાં ચવાઇ જાયછે આ સર્વ જગત આપોઆપ જ આ મુખ તરફ જાયછે, અને આ પ્રભુ એકજ સ્થળે રહી સર્વ જગતને

यथा नदीनां बहवोऽम्बुवेगाः
समुद्रमेवाभिमुखा द्रवन्ति ।
तथा तवामी नरलोकवीरा
विशन्ति वक्त्राण्यभिविज्वलन्ति ॥२८॥

यथा नदीनाम् बहवः अम्बुवेगाः समुद्रम् एव अभिमुखाः द्रवन्ति तथा अमी नरलोकवीराः अभिविज्वलन्ति तव वक्त्राणि विशन्ति ॥

જેમ નદીઓના અનેક જળ પ્રવાહો સમુદ્ર તરફજ દોડી જાયછે, તેમ મનુષ્યલોકના આ વીર પુરુષો તમારાં સર્વ તરફ પ્રજ્વલિત મુખોમાં પ્રવેશ કરેછે.

जैसे नदियोंके बहुतसे जलप्रवाह समुद्रहीके तरफ दौड जाते है, उस तरह मनुष्यलोकके ये वीर आपके सब ओरसे प्रज्वलित मुखोंमें घुस रहे है.

જેવા પ્રવાહ નદીનાં નીરના બહુ યે,
દોડી સમુદ્રની ભણી જ બધા વહેછે,
તેવા જ આ જ નરલોક વીરો સહુ યે,
તારાં ધગીધગી જતાં મુખમાંહીં પેસે.

---

ગળી જાયછે. બ્રહ્મદેવ સરખા પણ આ સ્વરૂપના સર્વથી ઉંચા મુખમાં પડેછે, અને બીજાં પ્રાણી તો જ્યાં ઉદ્ભવ પામેછે ત્યાં જ નાશ પામેછે. આ વિશ્વરૂપના સપાટામાંથી કોઇ પણ છૂટતું જ નથી.

આ વિશ્વરૂપ કાળે જે બલિષ્ઠ લોકોનાં શરીરો ગ્રસ્યાં છે, તેમનાં અસ્થિ-પિંજર છવિતનો નાશ કરીને આ ખાસ રાખી મૂક્યાં છે.

**૧૧-૨૮** ગમે ત્યાંથી ને ગમે તે દિશાથી નાની મોટી નદીઓના પ્રવાહો સમુદ્ર તરફ જ વહેછે, તે પ્રમાણે સર્વ જગત સર્વ દિશાથી દોડતું આવી તમારા મુખમાં પ્રવેશ કરેછે. સર્વ પ્રાણીઓ આયુષ્યરૂપ માર્ગે રાત્રિ અને દિવસરૂપ પગથીઆં દ્વારા ત્વરાથી આપનાં મુખમાં આવી મળવાનો યોગ સાધેછે.

यथा प्रदीप्तं ज्वलनं पतङ्गा
विशन्ति नाशाय समृद्धवेगाः ।
तथैव नाशाय विशन्ति लोका-
स्तवापि वक्त्राणि समृद्धवेगाः॥२९॥

यथा पतङ्गाः समृद्धवेगाः नाशाय प्रदीप्तम् ज्वलनम् विशन्ति तथा एव लोकाः अपि समृद्धवेगाः नाशाय तव वक्त्राणि विशन्ति ॥

જેમ પતંગિયાં જબરા વેગથી નાશ પામવાને માટે સળગતા અગ્નિમાં પડેછે, તેમ જ આ લોક પણ જબરા વેગથી નાશ પામવાને માટે આપનાં મુખોમાં પ્રવેશ કરેછે.

जैसे कीटपतंग बडे वेगसे नाशके लिये प्रज्वलित अग्निमें घुसते है, वैसे ही ये लोग भी बडे वेगसे नाशके लिये आपके मुखोंमें घुस रहे है.

થૈ વેગવાન અતિશે નિજ નાશમાટે,
જ્વાળા પ્રદીપ્તમહીં જેમ પતંગ પેસે,
થૈ વેગવાન અતિશે નિજ નાશમાટે,
તારાં મુખોમહીં ય તેમ જ લોક પેસે.

---

૧૧-૨૯ દાવાનળ સળગેલા પર્વતની ગુફામાં જેમ પશુ પંખી પતંગો ઊડી જાય, તેમ સર્વ લોકો તમારાં મુખમાં આવી પડેછે. તપ્ત થયેલા દીવા પર પાણી પડતાં જ તે બળીને ભસ્મ થઇ જાયછે, તેમ જે જે તમારાં મુખમાં પ્રવેશ કરેછે, તેઓનાં નામરૂપ પણ સર્વથા ભુંસાઇ જાયછે.

૧૧-૩૦ એ રીતે જે અંદર પડેછે તેમને કેવી રીતે ચાવીને નિર્મૂળ કરેછે, તેનું વર્ણન કરેછે, અને એવા મહાક્રૂર કર્મથી પણ જેને લેશ પણ ચિંતા નથી એવા તે રૂપનું એ પ્રકારે અકર્તૃત્વ અને તેથી વિનાશ પામનારનું માત્ર નિયત કર્મ અનુસાર વિનાશ પામવાપણું સૂચવેછે.

સર્વ જગતનો ક્ષય કરવા છતાં આપ હજુ ભૂખ ચાટોછો. આપના મુખ આગળ ખાવાની એક પણ વસ્તુ રહેવા પામી નથી. આવી આ આપની

लेलिह्यसे ग्रसमानः समन्ता-
ल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं
भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ॥३०॥

समन्तात् समग्रान् लोकान् ज्वलद्भिः वदनैः ग्रसमानः लेलिह्यसे विष्णो तव भासः समग्रम् जगत् तेजोभिः आपूर्य उग्राः प्रतपन्ति ॥

સર્વ બાજુથી સર્વ લોકોનો પ્રજ્વલિત મુખોવડે ગ્રાસ કરીને તમે, તમારી જીભ ચાટોછો; હે વિષ્ણો, આપની ઉગ્ર પ્રભા સમગ્ર જગતને બહુ તેજ વડે ભરી દઇને તપાવેછે.

तुम जलते हुए मुखोंसे सब ओरसे सब लोगोंको पकडे हुए तुम्हारी जीभ चाट रहे हो; हे विष्णु, तुम्हारी उग्र प्रभा प्रखर तेजसे भरे हुए समग्र जगतको तपा रही है.

તારે જ્વલંત મુખ લોક સમગ્રને એ,
ચોમેર ગ્રાસ કરતાં જીભને તું ચાટે,
ને તેજથી ભરી દઇ સહુ વિશ્વને જે,
હે વિષ્ણુ! તુજ અતિ ઉગ્ર પ્રભા તપાવે.

---

અપાર ક્ષુધાનો મહિમા શી રીતે વર્ણવવો? ચોતરફ દાવાનળ સળગી ઉઠે અને તેની વચ્ચે હરણો સપડાઇ જાય, તે પ્રમાણે આ સર્વ જગત આપના વદન રૂપી જ્વાળાની મધ્યે સપડાઇ ગયું છે.

અતિ ભોગ ભોગવતાં છતાં જેમ કામની વૃદ્ધિ થાય, અગર અગ્નિમાં કાષ્ટ નાંખીએ તેમ તેમ તે વિશેષ પ્રદીપ્ત થાય, તે પ્રમાણે સર્વ જગતને ખાવા છતાં પણ તમારાં મુખો તો ખાઉં ખાઉં જ કરી રહ્યાં છે. જેને સર્વના આત્મા કહેવામાં આવેછે, તે આપ એક જ છો, અને સર્વ વિશ્વમાં વ્યાપક પણ છો, તો પછી અમારો નાશ કરવાને શા માટે પ્રવૃત્ત થાઓછો, તે પણ અમે જાણી શકતા નથી.

आख्याहि मे को भवानुग्ररूपो
नमोऽस्तु ते देववर प्रसीद।
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं
न हि प्रजानामि तव प्रवृत्तिम्॥३१॥

उग्ररूपः भवान् कः मे आख्याहि देववर ते नमः अस्तु प्रसीद आद्यम् भवन्तम् विज्ञातुम् इच्छामि तव प्रवृत्तिम् न हि प्रजानामि ॥

ઉગ્ર રૂપ ધારણ કરનાર, આપ કોણ છો તે મને કહો, હે દેવાધિપતિ, આપને નમસ્કાર, આપ પ્રસન્ન થાઓ; આદિ પુરુષ આપને હું જાણવાને ઇચ્છુંછું, આપની પ્રવૃત્તિ હું સમજી શકતો નથી.

मुझसे कहो, उग्र रूपवाले आप कौन हो? हे देवाधिपते, आपको नमन हो, आप प्रसन्न होओ; आदि पुरुष आपको मैं जानना चाहता हूं, आपकी प्रवृत्ति मैं नहीं जान सकता हूं.

છો કોણ ઉગ્ર રૂપ આપ મને કહોને,
થાઓ પ્રસન્ન મુજ વંદન છે તમોને,
હુ આપ આદ્ય રૂપ ઓળખવા ય ઇચ્છુ,
તારી પ્રવૃત્તિ કંઇ મે નથી જાણતો હુ.

---

૧૧-૩૧ ભયકરતામાં આપ યમની પણ સ્પર્ધા કરતા હો એવું શા માટે કરોછો? આવું ઉગ્ર સ્વરૂપ ધારણ કરવામાં આપનો હેતુ શો છે? વિશ્વરૂપ બતાવાની વિનતિ કરતાં આપે તો એકદમ ત્રિભુવનને ગળી જવાના હેતુથી મહા ભયકર રૂપ ધારણ કર્યું. આપ કોણ છો? આવાં ભયકર મુખો આપે શા માટે ધારણ કર્યા? આ સર્વ હાથોમાં આવાં શસ્ત્રો શા માટે ગ્રહણ કર્યા છે? તે કૃપા કરી કહો.

ક-પ્રલયકાળના રુદ્ર કે પ્રલયનો અગ્નિ કે મહા મૃત્યુ કે કાલાંતક કે પરમ પુરુષ કે બીજો કોઇ.

૧૧-૩૨-कृष्णस्तु कालिका स्वयम्। દેવીભાગવત.

श्रीभगवानुवाच ।
कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो
लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे
येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥३२॥

श्रीभगवान् उवाच । लोकक्षयकृत् प्रवृद्धः कालः अस्मि लोकान् समाहर्तुम् इह प्रवृत्तः त्वाम् ऋते अपि प्रत्यनीकेषु ये योधाः अवस्थिताः सर्वे न भविष्यन्ति ॥

શ્રીભગવાને કહ્યું–હું લોકોનો ક્ષય કરનાર વૃદ્ધિ પામેલો કાળ છું, લોકોનો સંહાર કરવાને અહીં હું પ્રવૃત્ત થયેલો છું; તારા સિવાય પણ (તું નહીં મારે તોપણ) જુદી જુદી સેનાઓમાં જે જે યોદ્ધાઓ ઉભા છે, તે સર્વે (જીવતા) રહેવાના નથી

श्रीभगवानने कहा–मैं लोकोंका क्षय करनेवाला विस्तीर्ण काल हूं, लोकोंका संहार करनेके लिये मैं यहां प्रवृत्त हुआ हूं; तुम्हारे सिवाय भी (तुम नहीं मारो तौ भी) अलग अलग सैन्योंमें जो योधे खडे हुए है, सब न बचेंगे.

છું કાલ લોકક્ષયકારી પ્રવૃદ્ધ હું તો,
સંહારવા જન પ્રવૃત્ત અહીં થયેલો,
તારા વિના પણ નહિ જીવતા રહે કો,
યોદ્ધા ઉભેલ સહુ સૈન્યવિષે ય જેઓ.

---

તમે પાંડવો આ સંહારરૂપ સંકટમાંથી ક્ષેમ કુશળ બહાર નીકળશો બાકી તો આ બધાને ગળવાને માટે જ હું પ્રવૃત્ત થયો છું. પ્રલય કાળના પ્રચંડ અગ્નિમાં માંખણનો લોદો જેમ તરત નાશ પામેછે, તેમ મારા મુખમાં આ સર્વ જગતનો નાશ નક્કી થશે.

૧૧-૩૩ આ કર્મ મારાં છે, અગર હું તે મારા સ્વાર્થ માટે કરૂંછું એવા અહંકાર બુદ્ધિ જો મનમાં હોય, તો કર્મનાં સારાં માઠાં ફળ તમા

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व
जित्वा शत्रून्भुङ्क्ष्व राज्यं समृद्धम्।
मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन्॥३३॥

तस्मात् सव्यसाचिन् त्वम् उत्तिष्ठ शत्रून् जित्वा यशः लभस्व समृद्धम् राज्यम् भुङ्क्ष्व एते मया एव पूर्वम् एव निहताः निमित्तमात्रम् भव ॥

માટે હે સવ્યસાચી (અર્જુન), તુ (યુદ્ધને માટે) ઉભો થા, શત્રુઓને જીતીને યશ મેળવ અને સમૃદ્ધ રાજ્યને ભોગવ; એઓને તો મેં પ્રથમથી જ હણી રાખેલા છે, તુ તો માત્ર નિમિત્તરૂપ થા.

इस लिये हे सव्यसाची अर्जुन, तुम (युद्धके लिये) उठो, शत्रुओंको जितकर यश प्राप्त करो और सब संपदायुक्त राजका उपभोग लो; इन लोकोंको मैंने पहिले ही मार रखा है, तुम केवल निमित्तमात्र होओ.

તેથી હવે તું ઉઠ મેળવ પાર્થ! કીર્તિ,
શત્રુ જીતી સરસ ભોગવ રાજ્ય ઋદ્ધિ,
આ સર્વ મેં પ્રથમથી જ મૂકેલ મારી,
નિમિત્તમાત્ર તું હવે બન સવ્યસાચી!

---

ભોગવવાં પડે; પણુ પરમેશ્વરના મનમાં જે વસ્તુ કરવાની હોય તે જ વસ્તુ મને નિમિત્ત કરીને પ્રભુ કરાવેછે, એવી ભાવના રાખી પરમેશ્વરાર્પણ બુદ્ધિથી કેવળ સ્વધર્મ સમજીને તે કર્મ જો તું કરે, તો તેમાં કાંઇ જ અયોગ્ય નથી, એટલું જ નહિ, પણ ઉલટુ તેવા પ્રકારનું સ્વધર્માચરણ એ આ સર્વ ભૂતમાત્રના અંતરમાં રહેલા પરમેશ્વરની એક પ્રકારની સાત્વિક ભક્તિ જ છે.

સૈન્યના બળને તો મેં પહેલાંથી જ હરી લીધું છે. હવે આ સર્વ સૈન્ય પૂતળાંની પેઠે નિર્જીવ છે; એ અનાયાસે રણમાં આવ્યું છે, તો તેનો સંહાર કરી તું એકલો યશ પ્રાપ્ત કર.

द्रोणं च भीष्मं च जयद्रथं च
कर्णं तथाऽन्यानपि योधवीरान्।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा
युद्धयस्व जेतासि रणे सपत्नान्॥३४॥

द्रोणम् च भीष्मम् च जयद्रथम् च कर्णम् तथा अन्यान् योधवीरान् अपि मया हतान् त्वम् जहि मा व्यथिष्ठा युद्धयस्व रणे सपत्नान् जेता असि ॥

દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, અને કર્ણ તથા બીજા વીર યોદ્ધાઓને પણ મેં મારી મૂકેલા છે, તેઓને તું હણ, ખેદ કર મા, યુદ્ધ કર, રણમાં શત્રુઓને તું જીતીશ.

द्रोण, भीष्म, जयद्रथ और कर्ण तथा दूसरे भी पराक्रमी वीरोंको मैंने मार रखा है, उनको तुम मारो, खिन्न मत होओ, युद्ध करो, रणमें शत्रुओंको तुम जितोगे

આ દ્રોણ ભીષ્મ વળી કર્ણ જયદ્રથે આ,
તેવા બીજા પણ વળી બહુ વીર યોદ્ધા,
મારા હણેલ હણ ને વળી શોચ મા તું,
તું તો થવાવ રણ યુદ્ધ જીતીશ શત્રુ.

---

૧૧-૩૪ દ્રોણ આદિને જીતવાની આશંકા થવાનું કારણ-દ્રોણ એ ધનુર્વેદી આચાર્ય દિવ્યાસ્ત્રસંપન્ન, મુખ્યત્વે પોતાના મોટા ગુરુ. ભીષ્મ એ મરજી પ્રમાણે મૃત્યુને ઇચ્છનાર દિવ્યાસ્ત્રસંપન્ન અને પરશુરામે દ્વંદ્વ યુદ્ધ માગ્યા છતાં તેનાથી ન હાર્યા. જયદ્રથ એ કે જેના પિતાએ તપ આદર્યું છે કે મારા દીકરાનું મસ્તક પૃથ્વી ઉપર પાડે તેનું માથું પણ પડશે. કર્ણ પણ જીતવો અશક્ય, સૂર્યનો પુત્ર કુંતીજીના કર્ણથી ઉત્પન્ન થયેલ, ઈંદ્રે આપેલ અમોઘ શક્તિથી સંપન્ન. એ અને બીજા નામાંકિત યોદ્ધાઓને પણ ભીંત ઉપર ચિતરેલા સિંહની પેઠે નિર્જીવ સમજ, મેં તેમને પહેલાંથી જ ગ્રસી લીધા છે.

મુક્તિનું કારણ જ્ઞાન, જ્ઞાનનું કારણ ચિત્તશુદ્ધિ અને ચિત્તશુદ્ધિનું કારણ

संजय उवाच।

एतच्छ्रुत्वा वचनं केशवस्य
कृताञ्जलिर्वेपमानः किरीटी।
नमस्कृत्वा भूय एवाह कृष्णं
सगद्गदं भीतभीतः प्रणम्य ॥३५॥

संजयः उवाच। केशवस्य एतत् वचनम् श्रुत्वा कृताञ्जलिः वेपमानः किरीटी
मस्कृत्वा प्रणम्य सगद्गदम् भीतभीतः भूयः एव कृष्णम् आह॥

સંજયે કહ્યું-કેશવનું આ વચન સાંભળીને હાથ જોડી ધ્રૂજતાં ધ્રૂજતાં
ર્જુને નમસ્કાર કરી વળી પ્રણામ કરી ગદ્ગદ કંઠે બીતાં બીતાં ફરીને
કૃષ્ણને કહ્યું.

संजयने कहा-केशवके यह वचन सुनकर, थरथर कांपता हुआ, हाथ
ड़कर, नमन करके, शिर नायके, अर्जुन डरता हुआ गद्गद कंठसे श्रीकृष्णको
र कहने लगा.

આ સાંભળી વચન કેશવનું કિરીટી,
તે ધ્રૂજતો જ ધ્રૂજતો વળી હાથ જોડી,
બીતો બીતો પ્રણમીને પ્રભુની પ્રતિ તો,
વંદી ફરીફરીથી ગદ્ગદ કંઠ બોલ્યો.

---

તપોતાના ધર્મનું અનુષ્ઠાન, એમ સૂચવવાને અહીં યુદ્ધ કર, એમ કહી
પુરુષે પોતપોતાને કર્તવ્યપરાયણ રહેવું એમ તાત્પર્ય દર્શાવ્યું છે; અને
નાથી જ ભક્તિવડે આરાધેલા પરમેશ્વર પોતાના ભક્તનાં દુર્લભ કાર્યને
ણુ સુલભ કરી દેછે, એમ પણ સૂચવ્યું છે.

૧૧-૩૫ શ્રીભગવાન ગભીર વાણીથી એ પ્રમાણે બોલ્યા, તે અર્જુને
ભળતાં તેને સુખ કે દુઃખ લાગ્યું તે સમજી શકાયું નહિ, પણ તેનું
ાંગ કંપવા લાગ્યું અને બીતાં બીતાં શ્રીભગવાનના ચરણ
ો રૂંધાયેલે કંઠે શ્રીકૃષ્ણને ફરીને કહ્યું.

अर्जुन उवाच।
स्थाने हृषीकेश तव प्रकीर्त्या
जगत्प्रहृष्यत्यनुरज्यते च।
रक्षांसि भीतानि दिशो द्रवन्ति
सर्वे नमस्यन्ति च सिद्धसङ्घा ॥३६॥

अर्जुन उवाच। हृषीकेश तव प्रकीर्त्या जगत् प्रहृष्यति अनुरज्यते च रक्षांसि भीतानि दिशः द्रवन्ति सर्वे च सिद्धसङ्घा नमस्यन्ति स्थाने ॥

અર્જુને કહ્યુ–હે હૃષીકેશ, આપના કીર્તનવડે જગત હર્ષ પામેછે, અને (આપનામા) અનુરક્ત થાયછે રાક્ષસો ભયભીત થઇ સર્વ દિશાઓમા દોડાદોડ કરેછે અને સર્વ સિદ્ધના સમુદાય આપને નમસ્કાર કરેછે, તે સર્વ યોગ્ય જ છે

अर्जुनने कहा–हे हृषीकेश, आपका कीर्तन करनेसे जगत आनंद मानता है और प्रेमयुक्त होता है, राक्षसगण डरे हुए सब दिशाओंमें भाग रहे है और सब सिद्धकि समुदाय आपको नमस्कार कर रहे हैं, यह सब योग्य ही है

છે યોગ્ય, કીર્તનથકી તુજ હૃષીકેશ!
પામે જ હર્ષ અનુરક્ત બને ય વિશ્વ,
બીનેન રાક્ષસ બધા મહુ દિશ નાસે,
ને સિદ્ધ સર્વ સરવે તુજને નમેછે

૧૧-૩૬ આપ વિશ્વના સંચાલક અને સૂત્રધાર છો અને તેથી જ આ જગત પૂર્વની સ્થિતિને પ્રાપ્ત થયુ છે આપ દુઃખસમુદ્રમા ડૂબેનાને બહાર કાઢોછો, એવી આપની કીર્તિનુ સ્મરણ મનુષ્યો કરેછે, અને આનંદ સમુદ્રના તરંગોમા આળોટેછે આ જગત જીવનને માટે આપના ઉપર પ્રીતિ કરેછે જે દુષ્ટો છે તેનો આપ નાશ કરોછો, એથી ત્રિભુવન માના રાક્ષસો વગેરેને આપનો ભય જ લાગેછે દેવ, મનુષ્ય, સિદ્ધ, યક્ષ વગેરે સર્વ અને બીજુ જે કંઇ સ્થાવર જંગમ છે, તે આપને જોઇને હર્ષ

कस्माच्च ते न नमेरन्महात्मन्
गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे।
अनन्त देवेश जगन्निवास
त्वमक्षरं सदसत्तत्परं यत् ॥३७॥

महात्मन् गरीयसे ब्रह्मणः अपि आदिकर्त्रे च ते कस्मात् न नमेरन् अनन्त देवेश जगन्निवास सत् असत् तत्परम् यत् अक्षरम् त्वम् ॥

હે મહાત્મન્, સર્વેથી શ્રેષ્ઠ અને બ્રહ્માના પણ આદિકર્તા આપને તેઓ નમસ્કાર કેમ ન કરે? હે અનંત, હે દેવાધિદેવ, હે જગન્નિવાસ, સત્ અસત્ અને તેથી પર જે અક્ષર બ્રહ્મ છે, તે પણ આપ છો.

हे महात्मन्, वे आपको प्रणाम क्योंकर न करेंगे? क्योंकि आप ब्रह्माके भी आदि कर्ता और सबसे श्रेष्ठ हो, हे अनंत, हे देवाधिदेव, हे जगन्निवास, सत् असत् और इन दोनोंसे पर जो अक्षरब्रह्म है, सो भी आप हो.

બ્રહ્માતણો પણ મહા તું જ આદિકર્તા?
વંદે તને ન કયમ તે સહુ હે મહાત્મા!
તું છે સતે અસત હે જગના નિવાસ!
દેવેશ! તેથી પર અક્ષર તું અનંત.

---

યુક્ત બની આપને વંદન કરી રહ્યું છે.

૧૧-૩૭ सर्वं ह्येतद् ब्रह्म। यो वा एतदक्षरं गार्ग्यविदित्वा। सत्यं ज्ञानमनंतं ब्रह्म। શ્રુતિ.

સ્વપ્રકાશનું મુખ્ય સ્થાન આપ દષ્ટિગોચર થતાં જ નિશાચરો સહજ નાશ પામેછે. આપનો અલૌકિક મહિમા હવે મારી દષ્ટિએ પડ્યો. જ્યાંથી અનેક સૃષ્ટિઓની પંક્તિઓ અને પ્રાણીમાત્રની વેલીઓ સમસ્ત વિશ્વમાં પ્રસરેછે, તે માયાનું આદિ અધિષ્ઠાન આપની ઇચ્છા જ છે. આપ અગણિત સત્ત્વોથી અને અમાપ અનંત ગુણોથી ભરપૂર છો. વ્યક્ત પણ આપ છો અને અવ્યક્ત પણ આપ જ છો, તેમ જ તેનાથી અતીત જે

त्वमादिदेवः पुरुषः पुराण-
स्त्वमस्य विश्वस्य परं निधानम्।
वेत्तासि वेद्यं च परं च धाम
त्वया ततं विश्वमनन्तरूप ॥३८॥

त्वम् आदिदेव पुराण- पुरुष त्वम् अस्य विश्वस्य परम् निधानम् वेत्ता वेद्यम् च परम् धाम च असि अनन्तरूप त्वया विश्वम् ततम् ॥

આપ આદિદેવ છો, પુરાણ પુરુષ છો, આપ આ વિશ્વના પરમ નિધાન છો, આપ જ્ઞાતા જ્ઞેય અને પરમ ધામ છો, અને હે અનંતરૂપ આપે આ વિશ્વને વિસ્તાર્યું છે.

आप आदिदेव हो, पुराण पुरुष हो, आप इस विश्वका परम निधान हो, आप जाननेवाले, जानने योग्य और परम धाम हो, और हे अनंतरूप, आपने यह विश्व फैला हुआ है.

તું આદિ દેવ જ પુરાણ પુરુષ તું છે,
આધાર તું પરમ આ સહુ વિશ્વનો છે,
જ્ઞાતા તું જ્ઞેય વળી શ્રેષ્ઠ જ ધામ તું છે,
દીધું અનંત રૂપ! આ જગ વિસ્તરી તેં.

---

જ્ઞેય તત્ત્વ તે પણ આપ જ છો.

૧૧-૩૮ આપ પુરુષ અને પ્રકૃતિના આદિકારણ છો, અને મહત્તત્ત્વની મર્યાદા પણ આપ જ છો. આપ સર્વ વિશ્વના ચાલક અને સર્વ જીવોનું અધિષ્ઠાન છો. ભૂત અને ભવિષ્યના જ્ઞાતા છો, તેમજ જે માયાથી આ સર્વ જગત વ્યાપ્ત છે, તેને પણ આપનો જ આશ્રય છે. આપ સર્વ સૃષ્ટિનું આશ્રયસ્થાન હોવાથી પરમ શ્રેષ્ઠ છો અને બ્રહ્માંડના અંતકાળે માયા પણ આપનામાં જ લય પામે છે.

નિધાન–આધાર, લયસ્થાન.

તત–વિસ્તારેલું, વ્યાપ્ત કરેલું.

वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः
प्रजापतिस्त्वं प्रपितामहश्च।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥३९॥

वायुः यमः अग्निः वरुणः शशाङ्कः प्रजापतिः प्रपितामहः च त्वम् ते सहस्रकृत्वः नमः नमः अस्तु पुनः च भूयः अपि ते नमः नमः ॥

વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્ર, બ્રહ્મા અને તેમના પણ પિતા (પ્રપિતામહ) આપ છો, આપને હજાર વાર નમસ્કાર હો, નમસ્કાર હો; વળી ફરી ફરીથી આપને વારંવાર નમસ્કાર, નમસ્કાર.

वायु, यम, अग्नि, वरुण, चंद्र, प्रजापति(ब्रह्मा) और प्रपितामह आप ही हो; आपको सहस्रो वार नमस्कार है, नमस्कार है, और फिर फिर भी वारंवार आपको नमस्कार, नमस्कार.

વાયુ વરુણ યમ અગ્નિ તું ચંદ્ર છે તું,
તું છે પ્રજાપતિ અને પ્રપિતામહે તું,
વંદુ તને નમુંછું વાર હજાર વંદુ,
ને વાર વાર ફરી યે નમું હું નમુંછું.

---

૧૧-૩૯ જેમાં આપ ન હો એવી કોઇ વસ્તુ જગતમાં નથી, તેમ જ જ્યાં આપ ન હો એવું કોઇ સ્થાન જગતમાં નથી; માટે આપ જ્યાં જ્યાં હો ત્યાં ત્યાં મારા નમસ્કાર છે. સર્વત્ર રહેનાર મહાન વાયુ આપ જ છો, આપ શાસન કરનાર યમ છો, પ્રાણીમાત્રમાં રહેલ જઠરાગ્નિ પણ આપ જ છો. સૃષ્ટિ ઉત્પન્ન કરનાર બ્રહ્મદેવ આપ છો, તેમ જ એ બ્રહ્મદેવને પણ ઉત્પન્ન કરનાર આપ જ છો. આ સિવાય બીજી જે જે સાકાર તેમ જ નિરાકાર આપની વિભૂતિ હોય તેને મારા નમસ્કાર.

૧૧-૪૦ અર્જુન આ રીતે દરેકે દરેક તરફ જોઇ જોઇ નમસ્કાર કરવા લાગ્યો. એક એક અવયવ તરફ પણ દૃષ્ટિ નાખી ચિત્ત સમાધાન

नमः पुरस्तादथ पृष्ठतस्ते
नमोऽस्तु ते सर्वत एव सर्व
अनन्तवीर्यामितविक्रमस्त्वं।
सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥४०॥

सर्व ते पुरस्तात् नमः अथ पृष्ठतः सर्वतः एव ते नमः अस्तु त्वम् अनन्तवीर्यामितविक्रमः सर्वम् समाप्नोषि ततः सर्वः असि ॥

હે સર્વસ્વરૂપ, આપને આગળથી નમસ્કાર, પાછળથી નમસ્કાર અને સર્વ બાજુએથી આપને નમસ્કાર હો; આપ અનંત સામર્થ્યવાળા છો, અમાપ પરાક્રમવાળા છો, આપ સર્વ જગતને વ્યાપીને રહ્યા છો, માટે સર્વસ્વરૂપ છો.

हे सर्वस्वरूप, आपको सामनेसे नमस्कार, पीठके तरफसे नमस्कार और सब तरफसे नमस्कार हो, आप अनंत वीर्यवाले और अपरिमित पराक्रमवाले हो, आप सर्व जगतमें व्याप्त हो, इस लिये सर्वस्वरूप हो.

સન્મુખ વંદન જ વંદન પાછળેથી,
સર્વાત્મ વંદન તને જ સહુ દિશેથી,
છે વિક્રમે અતુલ તુજ અનંત શક્તિ,
સૌને તું વ્યાપી જ રહ્યો સહુરૂપ તેથી.

---

પામી વારંવાર નમસ્કાર કરવા લાગ્યો. અનંત સ્વરૂપ વિશ્વરૂપમાં અદ્ભુત રૂપો આશ્ચર્યથી જોતો જઇને ફરી ફરીને પ્રેમભાવથી નમસ્કાર કરવા લાગ્યો. આગળ અને પાછળ પૂર્વે અને પશ્ચિમે સર્વ દિશાએ એ એક જ વિરાટસ્વરૂપ જોઇ તેને નમસ્કાર કરવા લાગ્યો. ભિન્ન ભિન્ન અવયવોની ગણત્રી ન કરી શકાતાં, તેમ જ કોઇ દિશા તેમના વિના ખાલી ન હોવાથી સર્વસ્વરૂપ અને સર્વનાં અંગસ્વરૂપ વિશ્વરૂપને નમસ્કાર કરવા લાગ્યો; અને સર્વ કાંઇ બ્રહ્માંડમાં જે જે છે, તે તે જ છે, અને તે જ સર્વત્ર ભરેલા છે, એમ જોવા જાણવા અનુભવવા લાગ્યો. પાણીના મહાસાગરમાં તરંગો પણ પાણીના જ આવે, તેમ જ ક્ષીર સમુદ્રમાં તરંગો

सखेति मत्वा प्रसभं यदुक्तं।
हे कृष्ण हे यादव हे सखेति।
अजानता महिमानं तवेदं।
मया प्रमादात्प्रणयेन वापि ॥४१॥

तव इदम् महिमानम् अजानता मया सखा इति मत्वा हे कृष्ण हे यादव हे सखा इति प्रमादात् वा प्रणयेन अपि यत् प्रसभम् उक्तम् ॥

આપનો આ મહિમા ન જાણવાથી મેં આપને મિત્ર માનીને હે કૃષ્ણ, હે યાદવ, હે સખા, એવી રીતે પ્રમાદથી કે પ્રેમથી જે કંઈ અપમાનકારક કહ્યું હોય,

आपका यह महिमा न जानके मैंने आपको सखा मानकर " हे कृष्ण, हे यादव, हे सखा " इत्यादिक जो वचन अमर्यादासे प्रमाद अथवा प्रेमके कारण कहे है,

તારો ન જાણી મહિમા પણ આ તને મેં,
માની સખા પ્રણયથી અથવા પ્રમાદે,
"હે કૃષ્ણ! યાદવ! સખા!" વળી કાંઇ એવું,
હોયે અયોગ્ય અવિવેકથી જે વદાયું.

---

પણ દૂધના જ આવે, તે પ્રમાણે સર્વ પદાર્થોને પ્રભુ સ્વરૂપે જોવા લાગ્યો, અને તેમનાથી ભિન્ન કાંઇ નથી, એવી પ્રતીતિ અર્જુનને થઇ ગઇ.

૧૧-૪૧ મેં અમૃતનો ઉપયોગ લીંપવામાં કર્યો અને કામધેનુને આપી દઇ તેને બદલે વાછડો લીધો. પારસમણિનો ડુંગર હાથ લાગતાં તેને તોડીને ઘરની દીવાલ બનાવી અને કલ્પતરુને કાપીને તેની ક્ષેત્રની ચોતરફ વાડ બનાવી ચિંતામણિની ખાણ હાથ લાગી તો તેના પત્થરો ગોફણમાં ઘાલીને તેવડે પક્ષીઓ ઉડાડ્યાં. તમે યોગીઓનું સમાધિસુખ હોવા છતાં મેં મૂર્ખે આપને ઓળખ્યા નહિ, અને તમારી સાથે વિનોદથી વર્ત્યો.

यच्चावहासार्थमसत्कृतोऽसि
विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाऽप्यच्युत तत्समक्षं
तत्क्षामये त्वामहमप्रमेयम्॥४२॥

अच्युत विहारशय्यासनभोजनेषु च एकः अथवा अपि तत्समक्षम् यत् अवहासार्थम् असत्कृतः असि तत् अप्रमेयम् त्वाम् अहम् क्षामये ॥

અને હે અચ્યુત, વિહારમાં, શયનમાં, આસનમાં કે ભોજનમાં એકલા અથવા બીજાની સમક્ષ મશ્કરીમાં મેં આપનું જે કાંઇ અપમાન કર્યું હોય, તે માટે અનુપમ એવા આપની હું ક્ષમા માગુંછું.

और हे अच्युत, आपके अकेले रहनेके समय अथवा मित्रोंके सामने विहार करते, सोते, बैठते अथवा भोजन करते परिहासके लिये मैंने जो आपका अपमान किया है, उसके लिये आप अप्रमेयकी मैं क्षमा याचता हूं.

વિહારમાં શયન આસન ભોજને યે,
એકાંત કે કંઇક અચ્યુત! સૌ સમક્ષે,
વિનોદમાં તુજ કઇ અપમાન કીધું,
તેની ક્ષમા તુજ કને અપ્રમેય યાચું.

---

तवेद ને બદલે तवेम પાઠ છે. કોઇ સ્થળે तवेय એવો પાઠ પણ છે. અહીં सखेति એ આર્ષપ્રયોગ હોઇ નિયમ વિરુદ્ધ છે, તે ભૂલ ન ગણાય.

૧૧-૪૨ આપને સગા ગણીને હું આપની સાથે વિનોદથી બોલતો હતો, સર્વત્ર આપને મેં શીખામણ પણ આપી છે. શય્યા ઉપર પણ આપની પાસે જ સૂતો બેઠો છું. આપને મશ્કરીમાં બીજા યાદવો જેવા માનીને મશ્કરી પણ કરી છે, કંઇ કંઇ રીતે આપને આદર આપવામાં ભૂલ થઇ છે, અથવા તો આપનો અનાદર પણ કર્યો છે, તે બધાંની મને ક્ષમા આપો. ગમે તેવો અપરાધ માતા ક્ષમા કરેછે, તો આપ તો અનુપમ પ્રભાવવાળા હોવાથી મારો અપરાધ ક્ષમા કરશો એવી વિનંતિ

पिताऽसि लोकस्य चराचरस्य
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान्।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो
लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥४३॥

त्वम् अस्य चराचरस्य लोकस्य पिता असि पूज्य च गुरु गरीयान्, अप्रतिमप्रभाव लोकत्रये अपि न अस्ति अभ्यधिक अन्य कुत ॥

આપ આ ચરાચર લોકના પિતા છો, પૂજ્ય છો, ગુરુ છો અને ગુરુથી પણ શ્રેષ્ઠ છો, અનુપમ પ્રભાવવાળા આપના સમાન ત્રણે લોકમાં કોઇ નથી, તો અધિક બીજો ક્યાંથી હોય?

आप इस चर और अचर लोकके पिता हो, पूज्य हो, गुरु हो और श्रेष्ठ हो, तीन लोकोंमें उपमारहित प्रभावयुक्त आपके समान कोई नहीं है, तो दूसरा कहांसे होवे?

તું તો પિતા જ સચરાચર લોકનો છે,
ને પૂજ્ય તું વળી ગુરુ પણ ગુરુનો છે,
ત્રિલોકમાં તુજ સમો નથી કોઇ યે તો,
ક્યાંથી બીજો વધુ અનુપ પ્રભાવ જેનો?

---

જેવુ ચાતુર્માસમાં નદીના મેલા જળનો પણ સમુદ્ર અંગીકાર કરેછે, તો પ્રીતિ તેમ જ ભૂલને લીધે કાંઇ પણ વિરુદ્ધ આચરણ થયું હોય, કે વેણુ કવેણુથી માઠું લાગ્યું હોય તો ક્ષમા કરશો. મારા સર્વે અપરાધ ક્ષમા કરશો, હું ફરી ફરીને આપની ક્ષમા માગું છું

૧૧-૪૩ હે પ્રભુ, હવે જ આપનો મહિમા યથાર્થ જાણ્યો. આ ચરાચર જગતનું ઉત્પત્તિસ્થાન આપ જ છો આપ જ વિષ્ણુ શંકર આદિ સર્વ દેવોના પણ દેવ છો, પરમ દૈવત સ્વરૂપ છો બ્રહ્મદેવને વેદ આપનાર ભણાવનાર ગુરુ આપ જ છો ત્રિભુવન સર્વેમાં આપ એક જ હોઇ આપની બરોબરી કરનાર કોઇ પણ નથી, તો આપનાથી

तस्मात्प्रणम्य प्रणिधाय कायं
प्रसादये त्वामहमीशमीड्यम्।
पितेव पुत्रस्य सखेव सख्युः
प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥४४॥

देव तस्मात् कायम् प्रणिधाय प्रणम्य अहम् ईड्यम् ईशम् त्वाम् प्रसादये पुत्रस्य पिता इव सख्युः सखा इव प्रियाया प्रियः सोढुम् अर्हसि॥

માટે હે દેવ, શિર નમાવી (કાયા નમાવી–સાષ્ટાંગ) પ્રણામ કરીને હું સ્તુત્ય પ્રભુ આપની પ્રસન્નતા થવા માટે પ્રાર્થના કરૂંછું; જેમ પિતા પુત્રનો, મિત્ર મિત્રનો અને પ્રિય પ્રિયનો અપરાધ સહન કરેછે, તેમ મારો અપરાધ આપે સહન કરવો ઘટેછે.

इस लिये हे देव, मैं काय झुकाके प्रणाम करके स्तुति करने योग्य आप ईश्वरको प्रसन्न होनेके लिये प्रार्थना करता हूं; जैसे पिता पुत्रके, मित्र मित्रके और प्रिय प्रियके अपराध सह लेते है, वैसे ही मेरे अपराधको आप सहन करने योग्य हो.

સાષ્ટાંગ દંડવત તેથી કરી પ્રણામ,
હું સ્તુત્ય વિનવું તને ઇશ થા પ્રસન્ન,
પ્રિયાતણો પ્રિય, પિતા સુતનો સખાનો,
સુહૃદ પેઠ કર દોષ ક્ષમા તું મારો.

---

બીજો કોઇ છે, એમ તો કહેવાય જ કેમ? આપનો મહિમા અગાધ છે, હુ તો તેનું વર્ણન કરવા અસમર્થ છું.

**૧૧-૪૪** હે પ્રભુ, પુત્રના હાથે ઘણા અપરાધ થયા હોય, તોપણ પિતા દ્વેષભાવ ન રાખતાં તે સહન કરેછે, તેમ મારા અપરાધો આપ સહન કરો. મિત્રની ઉદ્ધતાઇ કે અપરાધ મિત્ર શાંતિથી સહન કરેછે, તેમ મારા અપરાધ આપ સહન કરો. પોતાનાં તન મન અને આત્મા સહિત પોતાના પતિને અર્પણ કર્યાં છે, એવી પતિવ્રતા સ્ત્રી પોતાના મનની

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा
भयेन च प्रव्यथितं मनो मे
तदेव मे दर्शय देव रूपं
प्रसीद देवेश जगन्निवास ॥४५॥

अदृष्टपूर्वम् दृष्ट्वा हृषितः अस्मि भयेन च मे मनः प्रव्यथितम् जगन्निवास देव देवेश प्रसीद तत् एव रूपम् मे दर्शय ॥

પહેલાં કદિ નહિ જોયેલું આ રૂપ જોઇની હું હર્ષ પામ્યો છું અને ભયવડે મારૂં મન બહુ વ્યાકુળ થયું છે; માટે હે દેવાધિદેવ, હે જગન્નિવાસ, પ્રસન્ન થાઓ અને આપનું મૂળનુંજ રૂપ મને દેખાડો

मैंने पहिले न देखे हुए यह रूप देखके मैं हर्षित हो रहा हूं, और डरसे मेरा मन बहुत व्याकुल हो रहा है, इस लिये हे देवाधिदेव हे जगन्निवास, प्रसन्न होओ, और अपने पूर्व रूपको ही मुझे दिखाओ.

આ જોઇ હું હરખુ ના નિરખેલ પૂર્વે,
પામે વ્યથા વળી ભયે મન મારૂં તોયે,
દેખાડ દેવ મૂળ રૂપ હવે મને તો,
દેવેશ' હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ.

---

શત પતિને કહ્યા સિવાય રહે નહિ, પતિ તેના અપરાધ શાંતિથી સહન કરેછે, તેમ મારા અપરાધ સહન કરો.

प्रिय.प्रियायार्हसि । ઇ. यथा वा प्रियः प्रियाया अपराधं क्षमते । ભર્તા જેમ પ્રિય ભાર્યાનો અપરાધ ક્ષમા કરેછે તેમ.

प्रियायाः-પતિવ્રતાના. અહીં प्रियायाऽर्हसि । એમાં इव શબ્દનો લોપ થયો છે, અને સંધિપ્રયોગ છાંદસ-આર્ષ છે.

૧૧-૪૫ દેવને પણ દુર્લભ આપનું વિશ્વરૂપ જોઇને મારૂં મન પ્રફુલ્લિત થયું છે; અને આગળ કહી તેવી અનેક પ્રકારની ભ્રાંતિથી મારૂં મન બહુ જ વ્યાકુળ થયું છે; માટે એ સ્વરૂપ સંકેલી લઇ આપનું મૂળ

किरीटिनं गदिनं चक्रहस्त-
मिच्छामि त्वां द्रष्टुमहं तथैव।
तेनैव रूपेण चतुर्भुजेन
सहस्रबाहो भव विश्वमूर्ते ॥४६॥

तथा एव किरीटिनम् गदिनम् चक्रहस्तम् त्वाम् द्रष्टुम् अहम् इच्छामि सहस्रबाहो विश्वमूर्ते तेन एव चतुर्भुजेन रूपेण भव ॥

પહેલાંની જેવા જ મુકુટધારી, ગદાધારી અને હાથમાં ચક્ર ધારણ કરેલા આપને જોવાને હું ઇચ્છુછું, માટે હે સહસ્રબાહુ વિશ્વમૂર્તિ તે જ ચતુર્ભુજ સ્વરૂપે આપ પ્રગટ થાઓ.

पूर्ववत् ही मुकुट पहने हुए और हाथमें गदा और चक्र लिये हुए आपको देखनेकी मेरी इच्छा है, इस लिये हे सहस्रबाहो, हे विश्वमूर्ति, आप उस चतुर्भुज रूपसे प्रकट होओ.

શિરે મુકુટ કર ચક્ર ગદા ધરેલા,
ઇચ્છુંછું તે મૂળ રૂપે જ તને હું જોવા,
હે વિશ્વમૂર્તિ! વિભુ! તેથી સહસ્રબાહુ!
થા તે ચતુર્ભુજ રૂપે જ પ્રભુ! હવે તું.

---

સ્વરૂપ દેખાડો. યોગ કરનારને એ મૂળ રૂપનાં જ દર્શન થાયછે, શાસ્ત્રોનો વિચાર કરતાં પણ તે જ સ્વરૂપનો સિદ્ધાંત પ્રતિપાદન કરાયછે, યતની ફલપ્રાપ્તિમાં પણ એ જ રૂપ છે, અને એ જ સ્વરૂપને માટે તીર્થો કરાયછે, પુન્યદાન કરાયછે. એ જ રૂપ ઉપર મને પ્રેમભાવ છૂટેછે.

૧૧-૪૬ મસ્તક ઉપર ધારણ કરેલા મુકુટને મસ્તકના સૌંદર્યથી વિશેષ શોભા પ્રાપ્ત થાયછે, તેની જ અંગની પ્રભાથી સર્વ શૃંગારને શોભા મળેછે. દાનવોને પણ મુક્તિપદ આપનાર આપના હાથમાંનાં ગદા તથા ચક્ર પણ કેટલાં સૌમ્ય જણાયછે? આવી આપની સર્વ શોભા વાળું ચતુર્ભુજ સ્વરૂપ જોવાને હું ઉત્સુક છું, માટે ચતુર્ભુજ સ્વરૂપે

श्रीभगवानुवाच ।
मया प्रसन्नेन तवार्जुनेदं
रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनन्तमाद्यं
यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥४७॥

श्रीभगवान् उवाच । अर्जुन मे इदम् तेजोमयम् अनन्तम् आद्यम् परम् विश्वम् रूपम् आत्मयोगात् प्रसन्नेन मया तव दर्शितम् यत् त्वदन्येन न दृष्टपूर्वम् ॥

શ્રી ભગવાને કહ્યું–હે અર્જુન, મારૂં આ તેજોમય, અનંત, આદ્ય અને પરમ વિશ્વરૂપ મારા યોગ બળવડે મેં તારા ઉપર પ્રસન્ન થઇને તને દેખાડ્યું છે; જે તારા સિવાય બીજા કોઇએ પૂર્વે જોયેલું નથી.

श्री भगवाने कहा–हे अर्जुन, मैंने प्रसन्न होकर अपने योगके सामर्थ्यसे मेरे यह तेजोमय अनंत आदिभूत तथा परम विश्वरूप तुमको दिखलाया; जो तुम्हारे सिवाय किसी दुसरेने पहिले नहीं देखा था.

પૂર્વે નહિ તુજ વિના દીઠું કોઇએ જે,
તેજસ્વી વિશ્વરૂપ આદ્ય અનંત આ તે,
દેખાડ્યું શ્રેષ્ઠ તુજને મુજ આત્મયોગે,
થાતાં પ્રસન્ન તુજ ઉપર પાર્થ ! મેં યે.

---

થઇ મને દર્શન આપો.

૧૧–૪૭ શ્રી ભગવાન અર્જુનને કહેછે કે મારૂં આ સ્વરૂપ મેં તને દેખાડીને અલભ્ય લાભ આપ્યો છે, છતાં આનંદમાન ન પામતાં ભયથી બીકણુની પેઠે તું બોલેછે. હું પ્રસન્ન થાઉંછું ત્યારે જ મારૂં આ સ્વરૂપ દેખાડુંછું. તારી પ્રેમભક્તિને લીધે જ તારી ઇચ્છા પૂર્ણ કરવા માટે મારૂં પરમ ગુહ્ય આ વિશ્વરૂપ તને દેખાડ્યું. એ મારૂં અખંડ અને અનાદિ સ્વરૂપ હોઇ એમાંથી જ કૃષ્ણ આદિ બધા અવતાર ઉત્પન્ન થાયછે. એ સ્વરૂપ કેવળ જ્ઞાન તેજથી બનેલું વિશ્વમય, અનંત અને અચળ હોઇ સર્વ વસ્તુનું

न वेदयज्ञाध्ययनैर्न दानै-
र्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवं रूपः शक्य अहं नृलोके
द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥४८॥

कुरुप्रवीर एवं रूपः अहम् न वेदयज्ञाध्ययनैः न दानैः न क्रियाभिः न उग्रैः तपोभिः च नृलोके त्वदन्येन द्रष्टुम् शक्यः ॥

હે કુરુવીર, આ પ્રકારનું મારૂં રૂપ વેદથી, યજ્ઞથી, અધ્યયનથી, દાનથી, કર્મથી કે ઉગ્ર તપથી પણ મનુષ્યલોકમાં તારા વિના બીજા કોઇથી જોવું શક્ય નથી (જોઇ શકાય એમ નથી).

हे कुरुवीर, वेदके पठनसे, यज्ञके अनुष्ठानसे, कर्मसे या कठोर तपसे भी मनुष्यलोकमें तुम्हारे सिवाय दूसरा कोई भी मेरे इस प्रकारके रूपको देखनेको समर्थ नहीं है.

વેદે ન અધ્યયન યજ્ઞથી ના ન દાને,
ક્રિયાથી ના નહિ જ ઉગ્ર તપોથી યે કે,
આવું સ્વરૂપ મુજ જોઇ શકાય બીજે,
કુરુપ્રવીર ! તુજ વિણ મનુષ્યલોકે.

---

આદિ કારણ છે. તારા સિવાય બીજા કોઇએ તે જોયું તો નથી, પણ સાંભળ્યું યે નથી, કારણકે એ સાધનોથી પ્રાપ્ત થઇ શકે એવું નથી.

૧૧-૪૮ આ સ્વરૂપની શોધ કરતાં વેદો મુંગા બની ગયા છે, યજ્ઞ પણ સ્વર્ગ પર્યંત જઇ પાછા વળ્યા છે, યોગાભ્યાસ કરનાર તેમ જ અધ્યયન કરનારને પણ આ સ્વરૂપ દુર્લભ છે, સત્કર્મો પણ મહાશ્રમથી સત્યલોક પર્યંત જ જતાં એને શોધી શક્યાં નથી, તપ આદિ સાધન એનાથી દૂર રહ્યાં છે. એ રૂપનું દર્શન કેવળ અનન્ય ભક્તિથી, એટલે જેને પરાભક્તિ કહેછે, તેથી, અર્થાત્ જેમાં અન્ય નથી, ભક્તિ ભક્ત, ભગવાન સર્વ એક છે, તેવી તેના અપરોક્ષ જ્ઞાનથી થાયછે, અનુભવાયછે, બીજા કશાથી નહિ.

मा ते व्यथा मा च विमूढभावो
दृष्ट्वा रूपं घोरमीदृङ् ममेदम्।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं
तदेव मे रूपमिदं प्रपश्य ॥४९॥

मम ईदृक् इदम् घोरम् रूपम् दृष्ट्वा ते व्यथा मा विमूढभावः च मा व्यपेतभीः प्रीतमनाः त्वम् इदम् मे तत् एव रूपम् पुनः प्रपश्य ॥

મારૂં આવું ઘોર રૂપ જોઇને તને દુઃખ ન થાઓ અને તું મુંઝાઇ ન જા; ભય કાઢી નાખી મન પ્રસન્ન રાખી તું આ મારૂં તે જ રૂપ ફરીથી જો.

मेरे इस प्रकारके यह घोर रूपको देखके तुम मत डरो और मत घबराओ, भय छोडके प्रसन्न मनसे यह मेरे उसी ही रूपको फिर देखो.

આવું સ્વરૂપ મુજ ઘોર જ નીરખીને,
થાઓ વ્યથા નહિ તને નહિ મોહભાવે,
થા તું પ્રસન્નમન ભીતિ તજી ફરીને,
આ તે જ તું મૂળનું મુજ સ્વરૂપ જોને.

---

शक्यः+अहંનો સંધિ शक्योऽहं થાય, પણ વિસર્ગનો લોપ થયો છે, તે છાંદસપ્રયોગ છે. કારક ક્રિયાની સંધિમાં અર્થગૌરવની બુદ્ધિથી અથવા शक्यः ખેંચાવાથી સંધિનો અભાવ છે, તે દોષ નથી.

૧૧-૪૯ તું અંગને છોડીને પ્રતિછાયાને આલિંગન દેછે, તું અધીરો બની અહીંના સાકાર ચતુર્ભુજ રૂપ ઉપર પ્રીતિ કરેછે, પરંતુ તે મારૂં ખરૂં સ્વરૂપ નથી. હજી પણ ચતુર્ભુજ સ્વરૂપની આસ્થા છોડ અને મારા વિશ્વરૂપ પ્રતિ અનાસ્થા ધરીશ નહિ. એ રૂપ યદ્યપિ ભયંકર અને વિસ્તૃત છે, તોપણ તેમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખ. જેમ કૃપણ પોતાનું મન દ્રવ્યભંડારમાં રાખી માત્ર શરીરથી જગતના વ્યવહાર કરેછે, અથવા માળામાં રહેલાં પાંખ ફુટ્યા વિનાનાં પોતાનાં બચ્ચાંમાં જીવ રાખી પક્ષિણી જે પ્રમાણે ભ્રમણ કરેછે, અથવા ગાય ડુંગર પર ચરેછે, તોપણ તેનો જીવ

सञ्जय उवाच ।

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा
स्वकं रूपं दर्शयामास भूयः ।
आश्वासयामास च भीतमेनं
भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥५०॥

सञ्जयः उवाच । इति वासुदेवः अर्जुनम् उक्त्वा भूयः स्वकम् तथा रूपम् दर्शयामास पुनः च सौम्यवपुः भूत्वा महात्मा भीतम् एनम् आश्वासयामास ॥

સંજયે કહ્યું–એ પ્રમાણે વાસુદેવે અર્જુનને કહીને પાછું પોતાનું પૂર્વનું રૂપ દેખાડયું અને પાછા સૌમ્ય દેહધારી થઇ તે મહાત્માએ ભય પામેલા અર્જુનને આશ્વાસન આપ્યું.

सजयने कहा–वासुदेवने अर्जुनसे ऐसा कहनेके पीछे फिर अपना पूर्व रूप दिखाया, और फिर सौम्य शरीर धरकर महात्माने भयभीत अर्जुनको आश्वासन दिया.

અર્જુનને વચન એ કહી વાસુદેવે,
દેખાડયું નિજ મૂળ રૂપ પછી ફરીને,
પાછા ફરીથી થઇ સૌમ્યવપુ મહાત્મા,
આશ્વાસને વળી દીધું ભયભીતને ત્યાં.

---

જે પ્રમાણે ઘેર બાંધેલા પોતાના વાછડામાં હોયછે, તે પ્રમાણે તારો પ્રેમ મારા વિશ્વરૂપમાં કાયમ રાખ. ભય તો જ્યાં સુધી દ્વિતીય, દ્વૈત હોય ત્યાં સુધી છે, અદ્વૈતમાં ભય છે નહિ. अभयं वै जनक प्राप्तोऽसि । आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन । શ્રુતિ.

૧૧–૫૦ આ વિશ્વરૂપ દર્શન જેવું અદ્‌ભુત છે, તેવી જ તે ઉપર શ્રીજ્ઞાનેશ્વર મહારાજની ટીકા પણ અદ્‌ભુત અને વિસ્તારપૂર્વક છે. તેઓશ્રી કહેછે કે આ પ્રકારે શિષ્યની હઠ સહન કરનાર ગુરુ કોઇ પણ દેશમાં જોવામાં આવ્યો છે કે ? આ પ્રકારે પ્રભુ પોતાના ભક્ત ઉપર કેટલી પ્રીતિ રાખેછે તે અવર્ણનીય છે. જેમ પરમાત્મ સ્વરૂપમાં સર્વ

अर्जुन उवाच ।

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥५१॥

श्रीभगवानुवाच ।

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥५२॥

अर्जुनः उवाच । जनार्दन तव इदम् सौम्यम् मानुषम् रूपम् दृष्ट्वा इदानीम् सचेताः संवृत्तः अस्मि प्रकृतिम् गतः ॥

श्रीभगवान् उवाच । मम यत् इदम् रूपम् दृष्टवान् असि सुदुर्दर्शम् देवा अपि अस्य रूपस्य नित्यम् दर्शनकांक्षिणः ॥

અર્જુને કહ્યું–હે જનાર્દન, આપનું આ સૌમ્ય મનુષ્યરૂપ જોઇને હવે હું સચેત થયો છું, તથા (પૂર્વપેરે) સ્વસ્થ થયો છું.

શ્રીભગવાને કહ્યું–મારૂં જે આ વિશ્વરૂપ તેં જોયું, તે જોવા પામવું બહુ કઠિન છે; દેવતાઓ પણ એ રૂપ જોવાને માટે સદાય આકાંક્ષા રાખેછે.

अर्जुनने कहा–हे जनार्दन, आपका इस सौम्य मनुष्य रूपको देखके अब मैं सचेत हुआ हूं और (पूर्ववत) स्वस्थताको प्राप्त हुआ हूं.

श्रीभगवानने कहा–मेरा यह विश्वरूप तुमने देखा, जो दिखनेमें मुश्किल है; देवताओं भी सदा इस रूपको देखनेके लिये इच्छा करते हैं.

**મંદાક્રાંતા**– જોઇ તારૂં મનુષ્યશરીરી કૃષ્ણ! આ રૂપ સૌમ્ય,
પામ્યો મારી પ્રકૃતિ હું હવે ને થયો છું સચેત.
જોયું જે તેં મુજ સ્વરૂપ આ દેખવું દુર્લભે છે,
ઇચ્છે છે સૌ સુર પણ સદા રૂપ એ દેખવાને.

---

જીવસ્વરૂપનો સમાવેશ થાયછે, અથવા બીજમાં વૃક્ષ સમાઇ જાયછે, અગર સ્વપ્નનું દશ્ય કે વિચાર પણ જાગૃત અવસ્થામાં નષ્ટ થાયછે, તે પ્રમાણે શ્રીકૃષ્ણે પાછું ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કરી વિશ્વરૂપનો દેખાવ નષ્ટ કર્યો.

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥५३॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप ॥५४॥

माम् यथा दृष्टवान् असि एवंविधः अहम् द्रष्टुम् न वेदैः न तपसा न दानेन न च इज्यया शक्यः ॥

परन्तप अर्जुन अनन्यया भक्त्या तु एवंविधः अहम् ज्ञातुम् द्रष्टुम् च तत्त्वेन प्रवेष्टुम् च शक्यः ॥

તેં મને જે રૂપે જોયો છે, તે રૂપે હું વેદોથી, દાનથી કે યજ્ઞથી પણ જોઈ શકાઉં એમ નથી.

હે પરંતપ અર્જુન, અનન્ય ભક્તિથી જ એ રૂપે મને જાણવો, જોવો અને તત્ત્વથી પ્રવેશ (અભેદરૂપે પ્રાપ્ત) કરવો શક્ય છે.

तुमने मुझे जिस रूपसे देखा है, वैसा मैं वेदाध्ययन, तप, दान और यज्ञके अनुष्ठानसे भी देखनेको शक्य नहीं हूं.

हे परंतप अर्जुन, इस प्रकारके रूपवाला मैं अनन्य भक्तिसे ही जाननेको शक्य हूं, देखनेको शक्य हूं तथा तत्त्वसे प्रवेश करनेको (अभेद रूपसे प्राप्त होनेको) शक्य हूं.

જોયો તેં જે રૂપથી મુજને શક્ય હું તેમ જોવે,
ના વેદે કે નહિ તપથી ના દાન કે યજ્ઞથી યે.
એ રીતે હું કુરુપ્રવીર ! છું શક્ય ભક્તિ અનન્યે,
જોવાને ને વળી સમજવા તત્ત્વથી પામવાને.

---

૧૧-૫૪ અનન્ય ભક્તિથી જ મારૂં તત્ત્વથી જ્ઞાન કે દર્શન થાય, અથવા મારામાં પ્રવેશ પમાય-મારામય થવાય, હું એવું રહે જ નહિ, અદ્વૈત થવાય.

૧૧-૫૫ ઇશ્વરાર્પણ બુદ્ધિથી એટલે જગતનાં સર્વ કર્મ પરમેશ્વરનાં છે, અને તે જ ખરો કર્તા કારવતા છે, પણ તે કર્મ આપણને નિમિત્ત-

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥५५॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शनयोगो नामैकादशोऽध्यायः।

पाण्डव मत्कर्मकृत् मत्परम सङ्गवर्जित सर्वभूतेषु निर्वैरः यः मद्भक्तः स. माम् एति ॥

હે અર્જુન, મારી (પ્રભુ) પ્રીતિ અર્થે કર્મ કરનાર, મારે (પ્રભુ) પરાયણ, આસક્તિથી રહિત, અને સર્વ ભૂતો પ્રત્યે વૈર રહિત જે મારો ભક્ત છે, તે મને પ્રાપ્ત થાયછે

हे अर्जुन, जो मेरा भक्त मेरे निमित्त कर्म करनेवाला, मुझे परायण, आसक्ति रहित और सब भूतोमे वैरभाव वर्जित है, वह मुझे प्राप्त होता है.

વસંત- આસક્તિથી રહિત ને મુજ ભક્ત છે જે,
જે સર્વ ભૂતપ્રતિ વૈર રહિત થૈને,
મારે પરાયણ કરે મુજ માટ કર્મો,
આવી મળે જ કુરુનંદન! તે મને તો

એ પ્રમાણે વિશ્વરૂપદર્શનયોગ નામનો અગિયારમો અધ્યાય પૂરો.

---

માત્ર કરીને તે કરાવેછે એવી નિરભિમાન બુદ્ધિથી જગતનો સર્વ વ્યવહાર ભગવદ્‌ભક્તોએ કરવો એટલે તે કર્મો શાંતિની કે મોક્ષપ્રાપ્તિની આડે આવશે નહિ. આ રીતે આ શ્લોકમા સર્વ ગીતાશાસ્ત્રનું તાત્પર્ય આવેલું છે. ગીતાનો ભક્તિમાર્ગ સ્વસ્થ થઇને હરિ હરિ કરવાનો નથી, ધગધગની ભક્તિની સાથે જ ઉત્સાહથી સકળ નિષ્કામ કર્મ કરવાનું કહેનારો છે.

મત્પરમ-તે જ અમારો રક્ષક છે, તે જ આશ્રણીય, તે જ પ્રાર્થનીય, તે જ પ્રાપ્તવ્ય, તે જ આધાર, તે જ મારી ગતિ છે, એમ નિરતિશય પ્રેમથી રક્ષકપણા વગેરે ધર્મથી હું જ જેને ઉત્કૃષ્ટતમ છું તે.

## અધ્યાય ૧૨ મો

### ભક્તિયોગ

अर्जुन उवाच।

**एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते।**
**ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥१॥**

अर्जुनः उवाच। एवम् सततयुक्ताः ये भक्ताः त्वाम् पर्युपासते ये च अपि अव्यक्तम् अक्षरम् तेषाम् के योगवित्तमाः ॥

અર્જુને કહ્યું—એવી રીતે નિરંતર યુક્ત થઇને જે ભક્તો આપની ઉપાસના કરેછે, અને જેઓ અવ્યક્ત અક્ષરની (નિર્ગુણ બ્રહ્મની) ઉપાસના કરેછે, તેઓમાંથી ઉત્તમ યોગવેત્તા કોણ?

अर्जुनने कहा–इस तरह निरंतर युक्त हुए जो भक्त लोग तुम्हारी उपासना करते हैं और जो अव्यक्त अक्षर ब्रह्मकी उपासना करते हैं, इन दोनोंमें उत्तम योगवेत्ता कौन है?

શાર્દૂલ– ભક્તો સંતત યુક્ત એમ કરતા જે તારી ઉપાસના,
ને અવ્યક્ત જ જેહ અક્ષરતણી યોગજ્ઞ બેમાં કયા?

---

૧૨–૧ આગળ વ્યક્ત ઉપાસના સંબંધે કહેવાઇ ગયું છે. વ્યક્તોપાસના એટલે ભક્તિ, પણ તે ભક્તિ નિરનિરાળાં અનેક ઉપાસ્યની એવો અર્થ આ અધ્યાયમાં વિવક્ષિત નથી. ઉપાસ્ય અથવા પ્રતીક ગમે તે હોય, પણ તેમાં એક જ સર્વવ્યાપી પરમેશ્વરની ભાવના કરી જે ભક્તિ કરાયછે, તે જ ખરી વ્યક્તોપાસના છે અને તે જ આ અધ્યાયમાં કહેછે.
બીજા અધ્યાયમાં સ્થિતિપ્રજ્ઞનું જેવું વર્ણન આપેલું છે, તેવું જ પરમ ભગવદ્‌ભક્તની સ્થિતિનું વર્ણન આ અધ્યાયમાં કરેલું છે.

૧૨–૨ વર્ષાઋતુમાં નદી અધિક વધેછે, તે પ્રમાણે મારી ભક્તિ કરતાં જેનામાં નિત્ય નવી શ્રદ્ધા દષ્ટિગોચર થાયછે, અથવા સમુદ્રને મળ્યા પછી

श्रीभगवानुवाच।

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥२॥

श्रीभगवान् उवाच। ये मयि मनः आवेश्य नित्ययुक्ताः परया श्रद्धया उपेताः माम् उपासते ते मे युक्ततमाः मताः॥

શ્રીભગવાને કહ્યું–જેઓ મારામાં ચિત્ત લગાડી નિત્યયુક્ત થઇ પરમ શ્રદ્ધા સહિત મારી ઉપાસના કરેછે, તેઓને મેં શ્રેષ્ઠ યોગયુક્ત માનેલા છે.

श्रीभगवानने कहा– जो मुझमें चित्त एकाग्र करके नित्ययुक्त हुए परम श्रद्धासे मेरी उपासना करते है, उनको मैंने श्रेष्ठ योगयुक्त माना है.

મારામાં મન નિત્યયુક્ત ધરીને ઉપાસતા જે મને,
શ્રદ્ધા શ્રેષ્ઠ સહિત ઉત્તમ હું તો માનુછું તે યોગીને.

---

જેનામાં અપરિહાર્ય તરગો ઉદ્‌ભવ્યા કરેછે, એવી ગંગાની પેઠે જેના હૃદયમાં પૂર્ણ પ્રેમભાવ ઉછાળા માર્યા કરેછે; તેમ જ દિવસ અને રાત મનમાં ન આણતાં મન વચન કાયાદ્વારા મારામાં જ ચિત્ત રાખી જે મારી ઉપાસના કરેછે, અને એ પ્રમાણે જે ભક્તો પોતાની જાતને ઘસડીને મારામાં જ લાવેછે, તેને જ હું પરમ યોગયુક્ત સમજુંછું.

૧૨–૩,૪ एतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदंत्यस्थूलमनण्वह्रस्वमदीर्घम्। શ્રુતિથી સર્વધર્મશૂન્ય નિરુપણ કરેલ; તેથી જ અનિર્દેશ્ય–વાણીથી ન જાણી શકાય એવું, વાણીને અગોચર હોવાથી બુદ્ધિનો પણ અવિષય. यतो वाचो निवर्तते अप्राप्य मनसा सह। શ્રુતિ

दृश्यते त्वग्रया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः। શ્રુતિ. સૂક્ષ્મદર્શી વિદ્વાન પુરુષોએ વિષયવાસનાથી રહિત એકાગ્ર સૂક્ષ્મ બુદ્ધિવડે જ આ આત્માને સાક્ષાત્કાર કરેલ છે. मनसैवानुद्रष्टव्यम्। શ્રુતિ. આ આત્મા કેવળ શુદ્ધ મનવડે જ દેખી શકાયછે. शास्त्रयोनित्वात्। વેદાંતસૂત્ર. જેને વિષે ઉપનિષદ્‌રૂપ પ્રમાણ છે, એવું પરબ્રહ્મ છે. મહાવાક્યજન્ય શુદ્ધ બુદ્ધિની વ્નિ

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥३॥
संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥४॥

ये तु इन्द्रियग्रामम् संनियम्य सर्वत्र समबुद्धयः सर्वभूतहिते रताः अनिर्देश्यम् अव्यक्तम् सर्वत्रगम् अचिन्त्यम् कूटस्थम् अचलम् ध्रुवम् च अक्षरम् पर्युपासते ते माम् एव प्राप्नुवन्ति ॥

અને જેઓ ઇંદ્રિયના સમુહનો સંયમ કરીને અને સર્વત્ર સમબુદ્ધિ રાખીને તથા સર્વ ભૂતમાત્રના હિતમાં મચ્યા રહીને અવર્ણનીય, અવ્યક્ત, સર્વવ્યાપક, અચિંત્ય, કૂટસ્થ, અચલ અને ધ્રુવ અક્ષરબ્રહ્મની ઉપાસના કરેછે, તેઓ મને જ પામે છે.

और जो पुरुष सब इद्रियोंको संयमित करके और सब भूतोंके हितमें आनद पाये हुए सर्वत्र समदृष्टि करके अवर्णनीय, अव्यक्त, सर्वव्यापक, अचिंत्य, कूटस्थ, अचल और ध्रुव अक्षरब्रह्मकी उपासना करते हैं, वे मुझको ही पाते हैं.

ને અવ્યક્ત અચિંત્ય અક્ષર અને કૂટસ્થ ને ધ્રુવને,
ઉપાસે વળી સર્વવ્યાપી અચલે જેઓ અનિર્દેશ્યને,
રાખીને સમબુદ્ધિ સર્વમહીં ને સૌ સંયમી ઇંદ્રિયો,
પામે તે ય મને જ સર્વ ભૂતના હિતે રહીને મચ્યો.

---

સંયુક્ત થઇ બ્રહ્માશ્રિત તથા બ્રહ્મવિષયક અવિદ્યાની નિવૃત્તિ ઉપચાર માત્રથી તે પરબ્રહ્મવિષે વાણીની વિષયતા તથા બુદ્ધિની વિષયતા કહી છે. अभयं सर्व भूतेभ्यो दत्वा संन्यासमाचरेत् ॥ શ્રુતિ. આ અધિકારી પુરુષ શરીર, મન તથા વાણીથી સર્વ સ્થાવર જંગમ પ્રાણીઓને અભયદાન આપીને સંન્યાસ ધારણ કરે.

કૂટસ્થ–વાસ્તવિક રીતે મિથ્યા છતાં જે સત્યરૂપ પ્રતીત થાય તે કૂટ, તેમાં આધ્યાસિક સંબંધવડે અને અધિષ્ઠાનતાવડે રહે તે કૂટસ્થ, અર્થાત્ અજ્ઞાન

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम्।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥५॥

अव्यक्तासक्तचेतसाम् तेषाम् क्लेशः अधिकतरः देहवद्भिः हि अव्यक्ता गतिः दुःखम् अवाप्यते ॥

અવ્યક્તમાં આસક્ત ચિત્તવાળા તેઓને ક્લેશ ઘણો વધારે પડેછે; કેમકે (દેહાભિમાની) મનુષ્યોથી અવ્યક્તનો માર્ગ બહુ દુઃખથી સિદ્ધ થઇ શકેછે.

अव्यक्तमें अनुरागयुक्त चित्तवाले जनोंको अधिक क्लेश भोगना पडता है; क्योंकि (देहाभिमानी) जनों अव्यक्तका मार्ग बडे दुःखसे प्राप्त करते हैं.

અવ્યક્તે ચિત્ત સક્ત જેનું અધિકો છે તેમને ક્લેશ ત્યાં,
કાં કે સિદ્ધ થતી ગતિ મનુષ્યને દુઃખેથી અવ્યક્તમાં.

---

અને તેના કાર્યનું અધિષ્ઠાન. કૂટ-માયામા તેના અધ્યક્ષપણાવડે રહેછે તે કૂટસ્થ છે અથવા રાશિની પેઠે જે સ્થિત તે કૂટસ્થ. અક્ષર કૂટસ્થ છે માટે જ અચળ છે, ને તેથી ધ્રુવ છે અર્થાત્ નિત્ય છે. કૂટ એટલે એરણની પેઠે સ્થિર-અનેક ઘાના સ્પર્શમા આવતાં છતાં અવિકૃત છે, તેમ પ્રપંચનું અધિષ્ઠાન છતાં અવિકારી, અપરિણામી, નિત્ય.

અવ્યક્ત-શબ્દ પ્રવૃત્તિનાં નિમિત્ત જાતિ, ગુણ ક્રિયા અને સંબંધ એ કોઇથી સ્પષ્ટ કરી શકાતું નથી. આમ શબ્દ પ્રવૃત્તિ પોતપોતાના અર્થમાં છે, પરંતુ નિર્વિશેષ બ્રહ્મમાં જાતિ ગુણ આદિ વિશેષ ધર્મ નથી, એટલે તે વ્યક્ત નથી, અર્થાત્ અવ્યક્ત છે અને તેથી જ અનિર્દેશ્ય છે, એટલે શબ્દથી કહી શકાય નહિ તેવુ છે.

ઉપાસન-ઉપાસ્ય અર્થની પાસે સ્થિતિ કરવી એટલે કે ઉપાસ્યને ચિત્તનો વિષય કરવામાં તેલની ધારાની પેઠે અવિચ્છિન્નપણે ચિત્તનો એક પ્રત્યય પ્રવાહ તે ધ્યેય વસ્તુ તરફ દીર્ઘ કાળ પર્યંત ચાલ્યો જાય તે.

૧૨-૫ સગુણ ઉપાસના અને નિર્ગુણ ઉપાસનામાં ફળ ૨.

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥६॥

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः अनन्येन योगेन एव ध्यायन्तः माम् उपासते ॥

પણ જેઓ સર્વે કર્મો મને અર્પણ કરીને, મારે પરાયણ થઇ અનન્ય યોગવડે ધ્યાન કરતાં મારી ઉપાસના કરેછે;

परंतु जो लोग मुझको सब कर्म अर्पण करके मेरेमें तत्पर होके अनन्य भक्तियोगसे ध्यान करते हुए मेरी उपासना करते है,

જે સૌ કર્મ મને પરાયણ થઇ મારેવિષે અર્પીને,
ઉપાસે વળી મુજ ધ્યાન કરતા યોગે અનન્યે મને;

---

છતાં પણ સગુણ કરતાં નિર્ગુણ ઉપાસનામાં ક્લેશ વધારે હોવાથી નિર્ગુણ ઉપાસના કરતાં સગુણ ઉપાસના સુકર છે. નિરાકાર પરબ્રહ્મનું નિદિધ્યાસન કરનાર યતિને વિષય ત્યાગથી, આશ્રમ ધર્મથી, યમ નિયમ વગેરેના અભ્યાસ કરવાથી, અસત્ પ્રત્યયને તજી દેવાથી અને નિરાકાર બ્રહ્મમાં મન સ્થાપન કરવાથી ક્લેશ વધારે થાયછે.

પતિ સિવાય રોજ સતી થવું એવા પ્રકારનો આ યોગ છે. આ સ્થળે પતિને માટે અગ્નિમાં પ્રવેશ કરવાનું હોતું નથી કે કુલધર્મ સાચવવાનું નિમિત્ત નથી, તોપણ મૃત્યુની સાથે નિત્ય નવી નવી લડાઇ કરવી પડેછે. આવું મૃત્યુથી પણ તીખુ અને કડુ વિષ ગળવા જેવું છે.

અવ્યક્તચેતસ–નિર્ગુણ બ્રહ્મચિંતન પરાયણ; અદશ્ય આદિ ગુણવાળા અતર્ક્ય અચિંત્ય અને અપ્રમેય પરબ્રહ્મમાં આસક્ત એટલે તે ભાવની પ્રાપ્તિને માટે યત્ન કરનારા–નિરાકાર પરબ્રહ્મમાં નિદિધ્યાસન કરનારા.

૧૨-૬ અનાયાસે અક્ષરોપાસનાની સિદ્ધિના કારણરૂપ સગુણ ઉપાસના મુમુક્ષુએ અવશ્ય કરવી. એવી નિષ્ઠાવાળા અનાયાસે અક્ષરોપાસના અને તેની પ્રાપ્તિને પામેછે; એ પ્રમાણે સાધ્ય સાધન બંને ભાવનો અંગીકાર

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥७॥
मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥८॥

तेषाम् मयि आवेशितचेतसाम् पार्थ मृत्युसंसारसागरात् अहम् न चिरात् समुद्धर्ता भवामि ॥

मयि एव मनः आधत्स्व मयि बुद्धिम् निवेशय अतः ऊर्ध्वम् मयि एव निवसिष्यसि न संशयः ॥

તેવા મારામાં પોતાનું ચિત્ત લગાડેલા પુરુષોનો, હે પાર્થ, મૃત્યુયુક્ત સંસારસાગરથી હું સત્વર ઉદ્ધાર કરનાર છું.

તું મારામાં જ મન લગાડ, મારામાં જ બુદ્ધિને સ્થિર કર, એટલે મૃત્યુ પછી તું મારામાં જ નિવાસ કરીશ એમાં સંશય નથી.

हे पार्थ, जिनके चित्त मुझमें घुसे हुए हैं, उन जनोंका मैं मृत्युयुक्त संसारसमुद्रसे जल्द ही उद्धार करता हूं.

तुम मुझमें ही मन लगाओ और मुझमें ही बुद्धिको स्थिर करो; ऐसा करनेसे मृत्युके पीछे तुम मुझमें ही वास करोगे, इसमें संदेह नहीं है.

તે જે ચિત્ત પરોવનાર મુજમાં તેને જ હે પાર્થ ! હું,
આ સંસારસમુદ્ર મૃત્યુમયથી તત્કાળ ઉદ્ધારૂં છું.
મારામાં જ લગાડ તુજ મન ને પેસાડ હુંમાં મતિ,
મારામાં જ હવે પછી રહીશ તું શંકા ય એમાં નથી.

---

કરીને સાધનની અવશ્ય કર્તવ્યતા સુચવવાને કહેછે.

૧૨-૮ આ શ્લોકમાં एव अतः શબ્દોનો સંધિ નથી કર્યો, તે શ્લોકની રચનાના પૂર્ણાર્થ માટે નથી કર્યો.

૧૨-૯ ઉત્તરોત્તર મંદ અધિકારીઓને આ શ્લોકથી અભ્યાસયોગ,

**अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम्।**
**अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनञ्जय ॥९॥**

अथ मयि चित्तम् स्थिरम् समाधातुम् न शक्नोषि ततः धनञ्जय अभ्यासयोगेन माम् आप्तुम् इच्छ ॥

જો તું મારામાં ચિત્ત (સ્થિર) એકનિષ્ઠ કરવાને સમર્થ ન હો, તો પછી હે અર્જુન, અભ્યાસના યોગથી મને પામવાની ઇચ્છા કર.

यदि तुम मुझमें अपना चित्त (स्थिर) एकनिष्ठ करनेको समर्थ न होओ, तो हे धनजय, अभ्यासके योगसे मुझे पानेकी इच्छा करो.

ને તું ચિત્ત કરી શકે સ્થિર નહિ મારેવિષે જો કદિ,
તો ઇચ્છા કર પામવા પણ મને અભ્યાસના યોગથી.

---

તેની પછીના શ્લોકથી ભાગવતધર્મ અને તે પછીના શ્લોકથી સર્વ કર્મફલત્યાગ બતાવાયછે.

જેમ શરદ ઋતુનો પ્રારંભ થતાં નદીઓમાં પાણી કમી થવા લાગેછે, તેમ જેમ મારામાં તારૂં ચિત્ત ઠરાશે તેમ તેમ તે પ્રપંચમાંથી બહાર નીકળશે; અથવા જેમ પૂનેમ પછી ચંદ્રબિંબ રોજ નાનું થતું થતું અમાવાસ્યાએ નષ્ટ થઇ જાયછે, તેમ ચિત્ત ધીમે ધીમે વિષયોપભોગમાંથી નીકળીને મારામાં લાગતાં અંતે મદ્રૂપ જ થઇ જશે. આ જ અભ્યાસયોગ છે.

અભ્યાસયોગ–ચિત્તને સર્વ તરફથી ખેંચીને એક આલંબનમાં ફરી ફરીને સ્થાપન કરવું તે અભ્યાસ, અને આ અભ્યાસપૂર્વક સમાધાનરૂપ યોગ તે અભ્યાસયોગ.

૧૨–૧૦,૧૧ મત્કર્મ–નવ પ્રકારની ભક્તિસ્વરૂપ મત્પ્રીત્યર્થ કર્મ (૧૨-૧૦)

સિદ્ધિ–મોક્ષ પ્રાપ્ત કરવા સારૂ ક્યે માર્ગે ક્યાં જવાનું છે, તેથી વધારે અધ્યાત્મશાસ્ત્ર કહી શકે નહિ. શાસ્ત્રોક્ત માર્ગમાં કાંટા અથવા અડચણો હોય તે કાઢી નાંખી માર્ગ સાફ કરીને તે જ માર્ગે છેવટ ધ્યેય વસ્તુની પ્રાપ્તિ કરવી, તે કામ પ્રત્યેકે પોતાના પ્રયત્નથી જ કરવું જોઇએ. આ

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥१०॥
अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥११॥

अभ्यासे अपि असमर्थः असि मत्कर्मपरमः भव मदर्थम् कर्माणि कुर्वन् अपि सिद्धिम् अवाप्स्यसि ॥

अथ एतत् कर्तुम् अपि अशक्तः असि ततः मद्योगम् आश्रितः यतात्मवान् सर्वकर्मफलत्यागम् कुरु॥

અભ્યાસ કરવાને પણ જો તું અસમર્થ હો તો મારી પ્રાપ્તિને અર્થે કર્મ કરનાર થા; મારે અર્થે કર્મો કરવાથી પણ તુ સિદ્ધિ(મોક્ષ)ને પામીશ.

જો એમ કરવાને પણ તુ અશક્ત હો, તો મારા યોગનો આશ્રય કરી, આત્મસંયમવાળો થઇ સર્વ કર્મના ફળનો ત્યાગ કર.

यदि अभ्यास करनेमें भी तुम असमर्थ होओ, तो मेरी प्राप्तिके लिये कर्म करते जाओ, मेरे लिये कर्मका अनुष्ठान करनेसे भी तुम सिद्धि(मोक्ष)को पाओगे.

अब यह भी करनेको तुम असमर्थ होओ, तो मेरे योगके आश्रय करके सयत चित्तसे सब कर्मोके फलोका परित्याग करो.

અભ્યાસે અસમર્થ હોય કદિ તો હું કાજ કર્મો કરે,
હું કાજે પણ પાર્થ ! કર્મ કરતાં પામીશ તુ સિદ્ધિને.
જો તે યે ન કરી શકે તું મુજના આ યોગનો આશ્રયી,
સર્વે કર્મફળો તુ ત્યાગ કરજે આત્મા પછી સંયમી.

---

પ્રયત્ન પણ પાતંજલ યોગ, અધ્યાત્મ વિચાર, ભક્તિ, કર્મફળત્યાગ ઇત્યાદિ અનેક પ્રકારે થઇ શકેછે.

મદ્યોગ-મારામાં સર્વ કર્મનુ સમર્પણ　　　　(૧૨-૧૧)

૧૨-૧૨ શ્રવણ મનનથી ઉત્પન્ન થતા જ્ઞાનથી ધ્યાન એટલે નિદિ-

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥१२॥

अभ्यासात् हि ज्ञानम् श्रेयः ज्ञानात् ध्यानम् विशिष्यते ध्यानात् कर्मफल-त्यागः त्यागात् अनन्तरम् शान्तिः ॥

કેમકે અભ્યાસ કરતાં જ્ઞાન વધારે સારૂં છે, જ્ઞાન કરતાં ધ્યાન વધારે સારૂં છે, ધ્યાન કરતાં કર્મફળનો ત્યાગ શ્રેષ્ઠ છે અને કર્મફળત્યાગથી પછી શાંતિ પ્રાપ્ત થાયછે.

क्योंकि अभ्याससे ज्ञान श्रेष्ठ है, ज्ञानसे ध्यान श्रेष्ठ है, ध्यानसे कर्म-फलका त्याग श्रेष्ठ है और कर्मफलत्यागसे अनतर शांति प्राप्त होती है.

છે અભ્યાસથી શ્રેષ્ઠ જ્ઞાન વધુ છે એ ધ્યાન તો જ્ઞાનથી,
કર્મોનો ફલત્યાગ ધ્યાનથી ચડે શાંતિ પછી ત્યાગથી.

---

ધ્યાસન વિશેષ છે કેમકે આ ધ્યાન આત્માનો સાક્ષાત્કાર થવામાં હેતુ છે, અને એથી ધ્યાન સર્વ સાધનથી શ્રેષ્ઠ છે.

અભ્યાસથી જ્ઞાન એમ ઉત્તરોત્તર વિશિષ્ટપણાથી ઉપદેશ કરી સર્વ કર્મફલત્યાગને વખાણેછે. यदा सर्वे प्रमुच्यते । શ્રુતિએ સર્વ કામત્યાગથી પ્રસિદ્ધ અમૃતપણું કહ્યું છે, અને કામના ત્યાગથી ધ્યાનનિષ્ઠ વિદ્વાનને છેવટ શાંતિ જ છે. એ પ્રમાણે સર્વ કર્મફલત્યાગી અજ્ઞાનીને સર્વકામત્યાગ સામાન્ય છે.

જ્ઞાન–પ્રતિબંધ સહિત જ્ઞાન.

શાંતિ–આત્યંતિક સંસારનો ઉપશમ.

અભ્યાસ–સર્વ સંન્યાસપૂર્વક યમ નિયમ વગેરે શ્રમથી સાધ્ય શ્રવણ વગેરેનો અભ્યાસ.

૧૨–૧૪ समाधिसिद्धिरीश्वरप्रणिधानात् । ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यंतरायाभावश्च ॥ યોગસૂત્ર. આ અધિકારીને ઈશ્વરના ચિંતનરૂપ ઈશ્વરપ્રણિધાનથી સમાધિની પ્રાપ્તિ થાયછે. તે ઈશ્વરપ્રણિધાનથી જ આ અધિકારીને

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहङ्कारः समदुःखसुखः क्षमी ॥१३॥
सन्तुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥१४॥

सर्वभूतानाम् अद्वेष्टा मैत्रः करुण च एव निर्ममः निरहङ्कार. समदुःखसुख. क्षमी सततम् सन्तुष्ट' यतात्मा दृढनिश्चय' मयि अर्पितमनोबुद्धि' योगी य मे भक्त: सः मे प्रियः ॥

જે સર્વ ભૂતો પ્રત્યે દ્વેષ રહિત, મિત્રના રાખનાર, તેમ જ દયાળુ, મમતા રહિત, અહંકાર રહિત, સુખ દુઃખમાં સમાન અને ક્ષમાવાળો, સદા સર્વદા સંતોષી, મનનો સંયમ રાખનાર, દૃઢ નિશ્ચયવાળો છે, અને જેણે મારામાં મન બુદ્ધિ અર્પણ કરેલાં છે, એવો યોગી જે મારો ભક્ત છે, તે મને પ્રિય છે.

जो सब भूतोंका द्वेष न करनेवाला, मित्रतायुक्त, करुणावान्, ममता रहित, अहंकार रहित, सुखदुःखमें समान भावयुक्त और क्षमाशील, सदैव संतोषी, संयत चित्तवाला और दृढ निश्चययुक्त है और जिनके मन और बुद्धि मुझमें अर्पित हैं, ऐसा योगी जो मेरा भक्त है, वह मुझे प्रिय है.

**મંદાક્રાંતા**– અદ્વેષી જે સરવ ભૂતનો મિત્ર કૃપાળુ ક્ષંતા,
સુખે દુઃખે સદૃશ મમતા ને તજેછે અહંતા,
સંતોષી જે સતત દૃઢ છે નિશ્ચયે સંયમી જે,
અર્પે યોગી મન મતિ મને ભક્ત વ્હાલો મને તે.

---

પ્રત્યક્‌ચેતનનો સાક્ષાત્કાર થાયછે તથા વિઘ્નરૂપ અંતરાયોનો અભાવ થાયછે.

સંતોષી–વર્ષાઋતુ સિવાયની બીજી ઋતુમાં પણ જેમ સમુદ્ર સદૈવ ભરેલો રહે છે, તેમ આનંદ ઉત્પન્ન કરવાના ઉપાય કર્યા વિના જે સહજ આનંદમાં નિમગ્ન હોયછે તે.

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥१५॥
अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥१६॥

यस्मात् लोकः न उद्विजते यः च लोकात् न उद्विजते यः च हर्षामर्ष द्वेगैः मुक्तः सः मे प्रियः ॥

यः मद्भक्तः अनपेक्षः शुचिः दक्षः उदासीनः गतव्यथः सर्वारम्भपरि सः मे प्रियः ॥

જેનાથી લોકો ઉદ્વેગ પામતા નથી, તેમ જ જે લોકોથી ઉદ્વેગ પા નથી, તથા જે હર્ષ, અમર્ષ, ભય અને ખેદથી મુક્ત છે, તે મને પ્રિય

જે મારો ભક્ત નિસ્પૃહ, (અંતર્બાહ્ય) પવિત્ર, ચતુર, ઉદાસીન, રહિત, અને સર્વ કામ્યકર્મનો ત્યાગ કરનાર છે, તે મને પ્રિય છે.

जिससे लोक उद्वेग नहीं पाते है, और जो लोगोसे उद्वेग नहीं है तथा जो हर्ष, अमर्ष, भय और उद्वेगसे रहित है, वही मुझे प्रिय

जो मेरा भक्त स्पृहा रहित, (अंतर्बाह्य) पवित्र, चतुर, उदासीन, व्य रहित और फलकी इच्छासे कोई भी कर्म न करनेवाला होता है, वह प्रिय है.

દુભે જેથી ન જન જનથી જે દુભાયે નહિ તે,
ક્રોધોદ્વેગે હરખ ભયથી મુક્ત વ્હાલો મને તે.
વાંછા ત્યાગી પુનીત અદુઃખી દક્ષ ઉદાસી છે જે,
સૌ આરંભો રહિત મુજ જે ભક્ત વ્હાલો મને તે.

---

પ્રાણીને સંતાપ થતો નથી, અને જે લોકથી સંતાપ પામતો નથી, એ ઉપદ્રવ કરનાર ચોર, સર્પ, વાઘ આદિથી એટલે તેના આવવાથી, દર્શ કે સ્પર્શથી ઉદ્વેગ પામતો નથી, તે જ્ઞાની.

૧૨-૧૬ અનપેક્ષ–જોયેલી અને સાંભળેલી વસ્તુઓમાં, દેહના જીવ

यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥१७॥
समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥१८॥

यः भक्तिमान् न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति यः शुभाशुभपरित्यागी सः मे प्रियः ॥

शत्रौ च मित्रे च तथा मानापमानयोः समः शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥

જે ભક્તિમાન પુરુષ (કશાથી) હર્ષ પામતો નથી, (કશાથી) દ્વેષ કરતો નથી, (કશાને માટે) શોક કરતો નથી, (કશાની) ઇચ્છા કરતો નથી અને જે શુભ અશુભ કર્મનો ત્યાગ કરેછે, તે મને પ્રિય છે.

જે શત્રુ અને મિત્રમાં માન અને અપમાનમાં સમાન છે. તેમ જ શીત અને ઉષ્ણ, સુખ અને દુઃખમાં પણ સમાન હોઇ સર્વમાં આસક્તિ વિનાનો છે;

जो भक्तिमान पुरुष हर्ष नहीं पाता है, द्वेष नहीं करता है, शोक नहीं करता है, इच्छा नहीं करता है और शुभ अशुभ कर्मोंका परित्याग करता है, वह मुझे प्रिय है.

जो शत्रु और मित्रमें तथा मान और अपमानमें समान है, तथा शीत उष्ण और सुखदुःखमें भी समान होकर सर्वमें आसक्तिसे रहित है;

ના શોચે જે વળી ન હરખે દ્વેષ વાંછા ન રાખે,
જે ત્યાગી છે શુભ અશુભનો ભક્ત વ્હાલો મને તે.

શત્રુ મિત્રે સમ સમ વળી જેહ માનાપમાને,
શીતે ઉષ્ણે સમ સુખ દુઃખે ત્યાગી આસક્તિ જેણે;

---

અને મોક્ષની ઇચ્છામાં પણ જેને અપેક્ષા નથી, એવો સર્વકામનિર્મુક્ત.

१२-१९ સર્વ પ્રપંચવિષે અસ્તિ ભાતિ પ્રિય રૂપવડે જે પરમાત્માનું

तुल्यनिन्दास्तुतिर्मौनी सन्तुष्टो येनकेनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥१९॥

तुल्यनिन्दास्तुति मौनी येनकेनचित् सन्तुष्ट अनिकेत स्थिरमति भक्तिमान् नर मे प्रिय ॥

જેને નિંદા અને સ્તુતિ સરખા છે, જે થોડું બોલનારો છે, જે કાંઈ મળે તેવડે સંતુષ્ટ છે નિશ્ચિત સ્થાન વિનાનો છે અને જેની બુદ્ધિ સ્થિર થયેલી છે, તે ભક્તિમાન પુરુષ મને પ્રિય છે

जिसको निंदा और स्तुति समान है जो संयत वाक्ययुक्त है, जो जो कुछ मिल जावे उसीसे संतुष्ट है, जिसके वास नियत नहीं है और जिसकी बुद्धि स्थिर हुई है, ऐसा भक्तिमान पुरुष मुझको प्रिय है.

જેને નિંદા સ્તુતિ સમ, મુનિ તુષ્ટ જે કૈં મળ્યે જે,
જેને સ્થાને નહિ, સ્થિરમતિ ભક્ત વ્હાલો મને તે

દર્શન છે, તે જ તે પરમાત્માવિષે એકાંત ભક્તિ છે અર્થાત્ અનન્ય ભક્તિ છે.

एकांतभक्तिर्गोविंदे यत्सर्वत्र तदीक्षण ।
अहैतुक्यव्यवहिता या भक्ति पुरुषोत्तमे ॥
लक्षण भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ।

—

येन केनचिदाच्छन्नो येन केनचिदाशित ।
यत्र क्वचन शायी स्यात्त देवा ब्राह्मण विदु ॥ મહા–શાંતિપર્વ

૧૨–૨૦ જે કારણથી આ અદ્વેષ્ટૃત્વ આદિક ધર્મરૂપ અમૃતને શ્રદ્ધાવડે સંપાદન કરનાર અધિકારી પુરુષ પરમેશ્વરને અત્યંત પ્રિય છે, તે કારણથી જ્ઞાનવાન પુરુષને સ્વભાવસિદ્ધ હોવાથી લક્ષણરૂપ છતા પણ આ અદ્વેષ્ટૃત્વ આદિક ધર્મતત્ત્વ જાણવાને ઇચ્છનાર તથા વિષ્ણુના પરમપદની પ્રાપ્તિની ઇચ્છા રાખનાર મુમુક્ષુ જને આત્મજ્ઞાનના ઉપાય રૂપે કરીને અત્યંત પ્રયત્નથી સંપાદન કરવા

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे भक्तियोगो नाम द्वादशोऽध्याय.।

ये तु मत्परमा श्रद्धाना यथा उक्तम् इदम् धर्म्यामृतम् पर्युपासते ते भक्ता मे अतीव प्रिया ॥

જેઓ મારે પરાયણ થઇ એ રીતે કહેલા ધર્મરૂપ અમૃતનુ સેવન શ્રદ્ધાપૂર્વક કરેછે, તે ભક્તો મને અતિશય પ્રિય છે

जो मत्परायण होकर इस धर्मरूप अमृतका सेवन करते है, वे अवतक कहे हुए भक्त मुझको बहुत ही प्रिय हैं

શ્રદ્ધાળુ જે કથિત ગીત આ ધર્મપીયૂષ સેવે,
રૂહે માગમા રચી પચી અતિ પ્રિય ભક્તો મને તે

એ પ્રમાણે ભક્તિયોગ નામનો બારમો અધ્યાય પૂરો

પહેલા પ્રિયો હિ જ્ઞાનિનોઽત્યર્થમ્ । કહ્યુ છે તેનુ જ આ સ્પષ્ટીકરણ भक्तास्तेतीव मे प्रिया । એ વાક્યથી અહીં કરી બતાવ્યુ છે જેથી કરીને પહેલા કહેલા આ ધર્મરૂપી અમૃતનુ અનુષ્ઠાન કરતો પુરુષ વિષ્ણુ ભગવાન પરમેશ્વરને અતિશય પ્રિય થાયછે, તેથી કરીને આ ધર્મરૂપી અમૃત, વિષ્ણુના પ્રિય અને પરમ ધામને ઇચ્છતા મુમુક્ષુએ યત્નપૂર્વક ઉપાસવુ જોઇએ એવો વાક્યાર્થ છે

## અધ્યાય ૧૩ મો.
## ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ

श्रीभगवानुवाच।
**इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।**
**एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥१॥**

श्रीभगवान् उवाच । कौन्तेय इदम् शरीरम् क्षेत्रम् इति अभिधीयते एतत् यः वेत्ति तम् तद्विदः क्षेत्रज्ञः इति प्राहुः ॥

શ્રીભગવાને કહ્યું-હે અર્જુન, આ શરીર ક્ષેત્ર કહેવાયછે, અને એને જે જાણેછે, તેને તત્ત્વજ્ઞ પુરુષો ક્ષેત્રજ્ઞ કહેછે.

श्रीभगवानने कहा-हे कौंतेय, यह शरीर क्षेत्र कहा जाता है, और जो इसको जानते है, उनको तत्त्वज्ञ पुरुष क्षेत्रज्ञ कहते है.

શાર્દૂલ- હે કૌંતેય! મનુષ્યનું શરીર આ તે ક્ષેત્ર કહેવાય છે,
ને એને વળી જાણનાર જીવને ક્ષેત્રજ્ઞ જ્ઞાતા કહે.

---

૧૩-૧ પરમેશ્વર પિંડમાં એટલે મનુષ્યના શરીરમાં કે ક્ષેત્રમાં આત્મારૂપે રહેછે, અને આ આત્માનું એટલે ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે જ આ પરમેશ્વરનું એટલે પરમાત્માનું પણ જ્ઞાન છે. આ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞરૂપ બે પ્રકૃતિમાંની ક્ષેત્રરૂપ ભૂમિ આદિ આઠ પ્રકારની પરા પ્રકૃતિ અને ક્ષેત્રજ્ઞરૂપ જીવવાળી અપરા પ્રકૃતિ પહેલાં કહેવાઇ ગઇ છે, તેનું વિવેચન આ અધ્યાયમાં કરેછે.

આ શરીર-ઇંદ્રિયો અને અંતઃકરણ સહિત ભોગ ભોગવવાનું સ્થાન.

ક્ષેત્ર-આ શરીરનું ક્ષતથી રક્ષણ કરવું પડેછે તેથી તથા તે નશ્વર હોવાથી તેનો ક્ષય થઇ જાયછે તેથી, અને ક્ષેત્રની પેઠે તેમાંથી કર્મફળની પ્રાપ્તિ કરાયછે તેથી તે ક્ષેત્ર કહેવાયછે.

प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥

भारत सर्वक्षेत्रेषु च अपि क्षेत्रज्ञम् माम् विद्धि क्षेत्रक्षेत्रज्ञयो. यत् ज्ञानम् तत् ज्ञानम् मम मतम् ॥

હે ભારત, સર્વ ક્ષેત્રોમા ક્ષેત્રજ્ઞ મને જ જાણ, ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનુ જે જ્ઞાન છે, તે જ જ્ઞાન મારા મત પ્રમાણે ખરૂ જ્ઞાન છે.

हे भारत, सब क्षेत्रोंमें मुझको क्षेत्रज्ञ जानो, क्षेत्र क्षेत्रज्ञ दोनोंका जो ज्ञान है, उस ज्ञान ही मेरे मत अनुसार ज्ञान है.

ક્ષેત્રો સર્વ વિષે મને પણ વળી ક્ષેત્રજ્ઞ તો જાણ તું,
માનું જ્ઞાન હુ તે જ જ્ઞાન વળી જે આ ક્ષેત્રક્ષેત્રજ્ઞનુ.

કેટલાંક મૂળ પુસ્તકોમાં પહેલા શ્લોકની પૂર્વે અર્જુનના પ્રશ્નરૂપે આ શ્લોક છે, પરંતુ ક્ષેપક હોઇ ભગવાન ભાષ્યકાર અને બીજા ટીકાકારોએ તે ગ્રહણ કર્યો નથી.

૧૩-૨ દેહાદિમા આત્મબુદ્ધિવાળો મૂઢ રાગદ્વેષાદિયુક્ત ધર્માધર્મનું અનુષ્ઠાન કરતો જન્મેછે તથા મરેછે. દેહથી જુદો આત્મા જાણનાર આત્મદર્શી રાગદ્વેષાદિ ન હોવાથી ધર્માધર્મની પ્રવૃત્તિ બંધ થવાથી મોક્ષ પામેછે. ક્ષેત્રજ્ઞ ઇશ્વરનુ જ અવિદ્યાકૃત ઉપાધિના ભેદથી સંસારીપણુ લાગેછે. ક્ષેત્ર ક્ષેત્રે હુ જુદો છુ એમ નહિ પણ સર્વ ક્ષેત્રમાં હુ જ એકનો એક એકરૂપ છુ એમ ક્ષેત્રજ્ઞ અને બ્રહ્મની એકતા છે.

જ્ઞાન-ક્ષેત્રની બાધ્યનાથી અને ક્ષેત્રજ્ઞની સર્વઆધાવધિભૂતપણાથી જે અપરોક્ષ જ્ઞાન, તેજ તત્ત્વનિશ્ચય, તેજ મારૂં સમ્યગ્જ્ઞાન. એ બન્નેનુ જ્ઞાન તે બ્રહ્મજ્ઞાન. विद्वान् बिभेति कुतश्चन । શ્રુતિ. જ્ઞાની પુરુષ કોઇથી બીતો નથી, અજ્ઞાનીને તો અથ तस्य भयं भवति । શ્રુતિ. અજ્ઞાનીના માર્ગમાં ભય આવેછે.

આ દેખાયછે તે સંસાર અવિદ્યા માત્ર છે. અવિદ્યા અને તેનું કાર્ય

तत्क्षेत्रं यच्च यादृक्च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥३॥

तत् क्षेत्रम् यत् च यादृक् च यत् विकारि यतः च यत् सः च यः यत्प्रभावः च तत् मे समासेन शृणु ॥

તે ક્ષેત્ર શુ, કેવા પ્રકારનું છે, કેવા વિકારનું છે, શેમાંથી ઉત્પન્ન થયેલું અને શું છે? તથા ક્ષેત્રજ્ઞ કોણ અને તેનો શો પ્રભાવ છે, તે મારી પાસેથી સંક્ષેપમાં સાંભળ.

सो क्षेत्र जैसा है, जिस प्रकारका है, जिस विकारोंवाला है, जिससे उत्पन्न हुआ है, तथा क्या है और सो कौन है तथा जिस स्वभाववाला है, यह मुझसे संक्षेपसे सुनो.

શું તે ક્ષેત્ર જ કેવું વિકૃતિ શી શી શાથી વળી થાયછે,
કો ક્ષેત્રજ્ઞ વળી પ્રભાવ પણ શો સંક્ષેપમાં સુણ તે.

---

તે કેવળરૂપ ક્ષેત્રજ્ઞનાં નથી. મિથ્યાજ્ઞાન પરમાર્થ વસ્તુને દૂષણ આપવા સમર્થ નથી. મેદાનને પલાળવાને ઝાંઝવાનું જળ શક્તિમાન નથી, તેમ અવિદ્યા ક્ષેત્રજ્ઞને કાંઇપણ કરવા સમર્થ નથી.

૧૩-૩ ચોવીશ ભેદથી ભિન્ન પ્રકૃતિ ક્ષેત્ર એમ કહેવાયછે, તોપણ દેહરૂપ પરિણામ પામેલી તે પ્રકૃતિમાં અહંભાવવડે અવિવેક સ્પષ્ટ છે, તેથી તેનો વિવેક થવાને માટે આ શરીર ક્ષેત્ર છે એમ કહી તેનું જ વધારે વિવેચન કરતાં હવે કહેછે.

૧૩-૪ यतो वा इमानि भूतानि जायन्ते। જેથી આ સર્વ ભૂતો ઉત્પન્ન થયાં છે; ઇત્યાદિ તટસ્થ લક્ષણો પ્રતિપાદન કરનારાં જે ઉપનિષદ વાક્યો, અને सत्यं ज्ञानमनंतं ब्रह्म। સત્ય જ્ઞાન અનંતરૂપ બ્રહ્મ છે; ઇત્યાદિ સ્વરૂપ લક્ષણવાળાં પદો–જે વાક્યોથી સાક્ષાત બ્રહ્મનું પ્રતિપાદન થાયછે તે બ્રહ્મ-પદ, सदेव सौम्येदमग्र आसीत् कथमसतः सज्जायेत। હે સૌમ્ય, આ સૃષ્ટિની પૂર્વે સત્ માત્ર હતું, અસતમાંથી સત કેમ થાય? તથા को ह्येवान्यात् कः

ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥४॥

विविधैः छन्दोभिः पृथक् ऋषिभिः बहुधा गीतम् हेतुमद्भिः विनिश्चितैः ब्रह्मसूत्रपदैः च एव ॥

વિવિધ છંદોવડે જુદા જુદા ઋષિઓએ બહુ પ્રકારે એ ગાયેલું છે, અને હેતુ-યુક્તિ સહિત નિશ્ચિત અર્થને દર્શાવનારાં બ્રહ્મસૂત્રનાં પદોથી પણ એ કહેવાયેલું છે.

विविध छंदोंसे भिन्न भिन्न ऋषियोंने बहुत प्रकारसे यह निरुपण किया है और हेतुयुक्ति संयुक्त तथा निश्चित अर्थवाले ब्रह्मसूत्रपदोंसे भी सो कथन किया है.

ગાયું એ બહુ રીતથી ઋષિજને વિવિધ છંદે જુદું,
સુનિશ્ચિત જ બ્રહ્મસૂત્રપદથી હેતુભર્યાથી કહ્યું.

---

प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात् एष ह्येवानन्दयति । જો આ હૃદય રૂપ આકાશમાં આનંદરૂપ આત્મા ન હોત તો અપાન અને પ્રાણવાયુની ચેષ્ટા કોણ કરે? તેથી આ આત્મા જ આનંદયુક્ત કરેછે; ઇત્યાદિ યુક્તિવાળાં પદો,

અથવા अथातो ब्रह्मजिज्ञासा । ઇત્યાદિ બ્રહ્મસૂત્રનાં બ્રહ્મપ્રાપ્તિ કરાવનાર પદો; ईक्षतेर्नाशब्दम् । आनन्दमयोऽभ्यासात् । ઇત્યાદિ યુક્તિવાળાં બ્રહ્મસૂત્રો.

૧૩-૫ મહાભૂત-પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ.

અહંકાર-જેમ જાગૃતાવસ્થામાં સ્વપ્ન ગુપ્ત છે, કાષ્ઠમાં જેમ અગ્નિ ગુપ્ત છે, તેમ માયાના ઉદરમાં જે ગુપ્ત હોયછે; અને જેમ હાડજ્વર કુપથ્યનું નિમિત્ત થવાની વાટ જોઇ રહેછે અને નિમિત્ત મળતાં શરીરને અંતર્બાહ્ય વ્યાપેછે, તેમ પંચ મહાભૂતોનો સંયોગ થઇ જે વેળા દેહનો આકાર બનેછે, તે વેળા દેહને જે ચોતરફ નચાવેછે તે.

બુદ્ધિ-જે ઇંદ્રિયોની સહાયથી વિષયોના સમુહને જીતી લાવેછે, સુ

**महाभूतान्यहङ्कारो बुद्धिरव्यक्तमेव च ।**
**इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः ॥५॥**

महाभूतानि अहङ्कारः बुद्धिः अव्यक्तम् च एव दश इन्द्रियाणि एकम् च पञ्च च इन्द्रियगोचराः ॥

પાંચ મહાભૂત, અહંકાર, બુદ્ધિ, અવ્યક્ત (પ્રકૃતિ) તથા દશ ઇંદ્રિયો, એક મન, પાંચ જ્ઞાનેંદ્રિયના પાંચ વિષયો;

पंच महाभूत, अहंकार, बुद्धि, अव्यक्त (मूल प्रकृति) तथा दश इंद्रिय, एक मन और पंच ज्ञानेंद्रियके पंच विषय;

પાંચે ભૂત મહા અહંકૃતિ વળી અવ્યક્ત ને બુદ્ધિ ને,
ઇંદ્રિયો અગિયાર ઇંદ્રિયતણા એ વિષયો પાંચ ને;

---

આદિની યોગ્યતા જેને લીધે સમજાયછે, જે જ્ઞાન તત્ત્વનું મૂળ છે, જે સત્ત્વગુણની વૃદ્ધિ પામતી દશા છે અને જે આત્મા તથા જીવ ઉભયની સંધિમાં વસેછે તે.

અવ્યક્ત-પ્રકૃતિ (સાંખ્ય); જીવ; પંચ મહાભૂતો તથા ભૂતોનો સમુદાય સ્થૂળ ધર્મ છોડી જે સ્થળે સૂક્ષ્મ થઇ અંતર્ધાન પામેછે તે.

જ્ઞાનેંદ્રિય-કર્ણ, નેત્ર, ત્વચા, નાક અને જીવ્હા. આ પાંચ તત્ત્વોના ઐક્યદ્વારા બુદ્ધિ સુખદુઃખનો વિચાર કરેછે.

કર્મેંદ્રિય-વાચા, હસ્ત, પાદ, ગુદા અને ઉપસ્થ. પ્રાણની સ્ત્રી ક્રિયાશકિત આ શરીરમાં રહી પાંચ કર્મેંદ્રિયના દ્વારથી અંતર્બાહ્ય જવા આવવાનો વ્યાપાર કરેછે.

વિષય-શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ. જેમ પશુ લીલા ચારા તરફ દોડી જાયછે, તેમ આ પાંચ જ્ઞાનેંદ્રિયના દ્વારથી જ્ઞાન બહાર દોડી આવેછે.

૧૩-૬ આ ઇચ્છા વગેરે આત્મધર્મો નથી, પણ મનના ધર્મ છે, તેથી તે ક્ષેત્રરૂપ છે. *कामः सङ्कल्पो विचिकित्सा श्रद्धा अश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भी-*

इच्छा द्वेष सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥६॥

इच्छा द्वेष सुखम् दुःखम् संघात चेतना धृति सविकारम् एतत् क्षेत्रम् समासेन उदाहृतम् ॥

ઇચ્છા, દ્વેષ સુખ, દુઃખ, સઘાત, ચેતના અને ધૈર્ય એ વિકારો સહિત આ ક્ષેત્ર સક્ષેપમા કહ્યુ છે

इच्छा, द्वेष, सुख, दुःख, संघात चेतना और धीरज, ये सब विकार सहित इस क्षेत्रको संक्षेपमें कहा है

ઇચ્છા દ્વેષ સુખો દુઃખો વળી ધૃતિ સઘાત ને ચેતના
તેના સર્વ વિકાર સાથ કહ્યુ મેં એ ક્ષેત્ર સક્ષેપમા

रित्येत् सर्वं मन एव । શ્રુતિ ઇચ્છા, સંકલ્પ, સંશય, શ્રદ્ધા અશ્રદ્ધા, ધૃતિ, અધૃતિ, લજ્જા વૃત્તિજ્ઞાન, ભય એ સર્વ મનરૂપ છે

ઇચ્છા–પૂર્વે જે પદાર્થનો ઉપભોગ લીધો હોય, તેનું સ્મરણ થતુ કર્ણ આદિ પર શબ્દ આદિ અથડાતાની સાથે જે વૃત્તિ પ્રગટ થાયછે, ઇંદ્રિયો અને વિષયોનો મેળાપ થતા કામનો ટેકો ગ્રહીને જે તરત ઉત્પન્ન થાયછે જે વૃત્તિનો ઉદ્ભવ થવાથી મન આમ તેમ ભ્રમણ કરવા મડી પડેછે, ને જ્યા ન જવુ જોઇએ, એવા સ્થળે ઇંદ્રિયો મો ઘાલેછે, જે વૃત્તિની સગતિથી બુદ્ધિ ઉન્મત્ત બની જાયછે અને જે વિષયો પર પ્રીતિ રાખેછે તે વૃત્તિ જે જાતના સુખના હેતુરૂપ પદાર્થને પહેલા પામીને પછી તે જાતનો પદાર્થ પામવાને સુખના હેતુથી ઇચ્છેછે તે

દ્વેષ–જ્યારે ઇચ્છા ઉત્પન્ન થતાની સાથે ઇંદ્રિયોને પોતાના ઉપભોગને માટે વિષયો મળતા નથી ત્યારે જે વૃત્તિ ઉત્પન્ન થાયછે તે

સઘાત–પચ મહાભૂતોના પરિણામરૂપ જે ઇંદ્રિયો સહિત શરીર તે

ચેતના–પ્રાણાદિકનો દ્દષ્ટિગોચર વ્યાપાર, જીવતપણાની ચેષ્ટા

ધૃતિ–અવસાદ, નિરુત્સાહ કે અસાવધાનતા પામેલા દેહ અને ઇંદ્રિયોને

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥७॥

अमानित्वम् अदम्भित्वम् अहिंसा क्षान्ति. आर्जवम् आचार्योपासनम् शौचम् स्थैर्यम् आत्मविनिग्रह ।

અમાનીપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, સરલતા, આચાર્યોની સેવા, (અંતર્બાહ્ય) પવિત્રતા, સ્થિરતા, મનોનિગ્રહ,

मानका न चाहना, दम्भका न करना, हिंसासे रहित होना, क्षमा, सरलता, गुरुसेवा, अंतःकरण और शरीरकी शुद्धता, स्थिरता, मनोनिग्रह,

નિર્માનિત્વ ક્ષમા અદંભીપણુ ને શૌચે અહિંસા અને,
સેવા ગુરુની સ્થિરતા સરલતા ને ચિત્તનો સંયમે,

---

જેણે સાવધ કરી શકાયછે તે.

૧૩-૭ થી ૯ ક્ષેત્રનુ યથાર્થ સ્વરૂપ બતાવ્યા પછી ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ બતાવવાનું છે, તે બતાવવા માટે સાધન બતાવેછે. તે સાધન જ્ઞાન છે, તેનું સ્વરૂપ બતાવેછે.

અમાનિત્વ-વિદ્યમાન અવિદ્યમાન ગુણોવડે પોતાની શ્લાઘા તે માનિત્વ, તેથી રહિત તે અમાનિત્વ.

અદંભિત્વ-લાભ પૂજા ખ્યાતિ માટે સ્વધર્મનું પ્રકટીકરણ તે દંભિત્વ તેથી રહિત તે અદંભિત્વ.

અહિંસા-મન, વાણી, શરીર અને કર્મથી પ્રાણીઓને પીડા ન કરવી તે-પ્રાણીઓ ઉપર દયા. આ અહિંસામાં બ્રહ્મચર્ય આદિ બાકીના યમોનો અંતર્ભાવ સમજવો.

ક્ષાંતિ-ચિંતા અને વિલાપ વિના આધ્યાત્મિક આદિ ઉપદ્રવોને સહન કરવા તે. બીજો માણસ અપરાધ કરે એ ચિત્તમાં વિકારનો હેતુ છે, તે હેતુ આવી મળતા છતાં પણ ચિત્ત નિર્વિકારી રહે અને અપરાધને સહન કરે, તેવી ચિત્તની અવિક્રિયતા તે.

इन्द्रियार्थेषु वैराग्यमनहङ्कार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥८॥

इन्द्रियार्थेषु वैराग्यम् अनहङ्कारः च एव जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ।

ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય તેમ જ અહંકારનો અભાવ, જન્મ મૃત્યુ જરા અને વ્યાધિના દુઃખમાં દોષદૃષ્ટિથી જોવું.

इंद्रियोंके विषयमें वैराग्य, अहंकारसे रहित होना, जन्म मृत्यु जरा और व्याधिके दुःखमें दोषदृष्टिसे विचार करना,

તે વૈરાગ્ય થવો વળી વિષયમાં ને નિરહંકાર ને,
દૃષ્ટિ દોષની જન્મ મૃત્યુ દુઃખમાં રોગે જરામાંહી એ,

---

આર્જવ–અકુટિલતા; પોતાના ધર્મમાં મન વાણી અને કાયાની પ્રવૃત્તિનું સદા એકરૂપપણું; જેવું હૃદયમાં હોય તેવું બાહ્ય આચરણ.

શૌચ–શૌચ બાહ્ય અને અભ્યંતર બે પ્રકારનું છે. માટી જળ વગેરેથી બાહ્ય શૌચ થાયછે, અને રાગ આદિ મલનું ધોવું તે અભ્યતર શૌચ છે. સ્મૃતિમાં કહ્યું છે કે–

शौचञ्च द्विविधं प्रोक्तं बाह्यमाभ्यंतरं तथा ।
मृज्जलाभ्यां स्मृतं बाह्यं भावशुद्धिस्तथांतरम् ॥

શુચિ–કર્મના યોગથી જેની બાહ્ય શુદ્ધિ થઇ છે અને જ્ઞાનના યોગથી અંતઃશુદ્ધિ થઇ છે; આ ઉભય પ્રકારે જે શુદ્ધ થયો છે તે.

સ્થૈર્ય–ફરતાં નક્ષત્રોની સાથે ધ્રુવ ફરતો નથી, પ્રવાસીની સાથે રસ્તો કે વૃક્ષો જતાં આવતાં નથી, તે પ્રમાણે પંચ મહાભૂતાત્મક શરીરની હાલ-ચાલ ઇંદ્રિયોના સંબંધથી થાયછે, તોપણ જેનું મન કોઇપણ વિકારની લહરીથી ડળતું નથી. જે પ્રમાણે વાવાઝોડાના સપાટાથી પૃથ્વી હાલતી નથી, તે પ્રમાણે વિકારના યોગથી જેનું મન ડોલી જતું નથી. દારિદ્ર દુઃખ, ભીતિ શોકથી જે વ્યાકુળ થતો નથી, મૃત્યુથી જે ડરતો . ી એકાદ વસ્તુની બળવત્તર આશા, વાર્ધક્ય કે સર્વાંગ વ્યાધિની -

असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥९॥

असक्तिः पुत्रदारगृहादिषु अनभिष्वङ्गः इष्टानिष्टोपपत्तिषु च नित्यम् समचित्तत्वम् ।

(કર્મમાં) અનાસક્તિ, પુત્ર સ્ત્રી ઘર વગેરેમાં અલોલુપતા, તથા ઇષ્ટ અને અનિષ્ટની પ્રાપ્તિમાં હમેશ ચિત્તની સમાનતા,

(कर्ममें) अनासक्ति, पुत्र स्त्री और गृह आदिके सुख दुःखमें सुखी दुःखी न होना, इष्ट और अनिष्टकी प्राप्तिमें सदा समान चित्त,

સ્ત્રીપુત્રો ગૃહ આદિમાં ન મમતા કર્મે અનાસક્તિ ને,
પામ્યે ઈષ્ટ અનિષ્ટ નિત્ય સમતા જે ચિત્તની હોવી તે,

---

પણ જેનું ચિત્ત ડગતું નથી; નિંદા, અપમાન, દંડ, કામ, લોભથી જેના મનનો વાળ પણ વાંકો થતો નથી, આકાશ તૂટી પડે, પૃથ્વી દ્રવી જાય, પણ જેની ચિત્તવૃત્તિ પાછી ફરતી નથી, શબ્દોનો પ્રહાર હાથીની ઉપરના પુષ્પપ્રહારની પેઠે જેને ખુંચતો નથી, ઈંદ્રિયો પર વિષય વિકારના ગમે તેટલા તરંગો આવે તોપણ જેનું મન તૂટી પડતું નથી કિંવા કલ્પાંતે પણ જે ધૈર્ય છોડતો નથી, તેનું આવું જે લક્ષણ તે સ્થૈર્ય-સ્થિરતા. (૧૩-૭)

જન્મ શબ્દથી તેની સાથે ગર્ભવાસ પણ જાણવો. ગર્ભમાં નવ માસ પિંડ થઈને રહેવું, મળકૃમિનું કરડવું, માતા જઠરાગ્નિથી બળવું, તેના વિષય શયન ગમન વગેરેથી ઘટવું, ઓર વગેરેથી વીંટાવું, આદિ મહા દુઃખ, અને મળમુત્રમાં રહેવું અને તેનો રસ પીવો તે દોષ. જન્મમાં પ્રસવના વાયુથી ખેંચાવું, યોનિયંત્રનું પીડાવું તે મહાદુઃખ, તેના દ્વારે આવવુ તે દોષ. મરણમાં સર્વે નાડીઓનું ખેંચાવું, મર્મનું ચીરાવું, પ્રાણનું તણાવું, ઉંચો શ્વાસ અને મરણની બળતરા તે મહાદુઃખ, અને ઉલટા ખેંચાવાથી તથા વ્યથાથી મલજળમાં પડવું વગેરે દોષ. મૃત્યુ શબ્દથી તેને લાગુ પડતો નરકવાસ પણ સમજવો. કુંભીપાક રૌરવ અસિપત્ર અને

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥१०॥

मयि च अनन्ययोगेन अव्यभिचारिणी भक्ति विविक्तदेशसेवित्वम् जनसंसदि अरति ।

મારા પ્રત્યે અનન્ય યોગયુક્ત અવ્યભિચારિણી ભક્તિ, એકાંત સ્થળનું સેવન, લોકોના સમુદાયમાં અણગમો,

मुझपर अनन्य योग करके अव्यभिचारिणी(निर्दोष) भक्ति, एकांत देशका सेवन, लोगोंके झुंडमें अप्रीति,

ભક્તિ અવ્યભિચારિણી મુજવિષે યોગે અનન્યે વળી,
એકાંતે નિજ વાસ તેમ અરતિ માનુષમગે વળી,

વૈતરણી વગેરેમાં ઉંધા પડવું તે મોટું દુઃખ, બાઝ્યા લાદી પરૂ વીર્ય મળ મૂત્રના ઘરમાં વસવું અને બાઝ્યા વગેરેનું પાન કરવું તે દોષ.

ઘડપણમાં સર્વ અંગનું શિથિલ થવું, મંદપણું, અધૈર્ય, ગદગદ કંપ વગેરે, વ્યથા વગેરેમાં પડવું અને પોતાના માણસોથી પરાભવ તે મહાદુઃખ, મળ જળ લાળનું નીકળી પડવું તે દોષ

વ્યાધિમાં દુર્બલપણું શીતજ્વર વગેરેના વેગથી બળવું વગેરે, કડવું પીવું વગેરે મોટું દુઃખ, શરીરમાં દુર્ગંધપણું પરુમવો વગેરે દોષ (૧૩-૮)

અનભિષ્વંગ-પુત્રાદિના સુખદુઃખમાં પોતે જ સુખી દુઃખી એ પ્રમાણે અધ્યાસના અતિરેકનો અભાવ (૧૩-૯)

૧૩-૧૦ અવ્યભિચારિણી-કોઈપણ પ્રતિકૂલ હેતુથી નિવૃત્ત કરવી અશક્ય

વિવિક્ત દેશ-જનના સંસર્ગથી રહિત સ્થળો, નદીકાંઠા, પર્વત, ગુફા, આરામસ્થળ, અરણ્ય વગેરે એકાંત પ્રદેશ

જનસંસદિ અરતિ-પ્રાકૃત સંસ્કારશૂન્ય અને વિનય વિનાના જનોના સમુહમાં અપ્રીતિ

૧૩-૧૧ આ પ્રકારે અમાનિત્વથી તત્ત્વજ્ઞાનાર્થ દર્શન ...

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम्।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥११॥

अध्यात्मज्ञाननित्यत्वम् तत्त्वज्ञानार्थदर्शनम् एतत् ज्ञानम् इति प्रोक्तम् यत् अतः अन्यथा अज्ञानम् ॥

અધ્યાત્મજ્ઞાનમાં નિત્યનિષ્ઠા અને તત્ત્વજ્ઞાનના અર્થનો સાક્ષાત્કાર, એ સર્વ જ્ઞાન છે એમ કહ્યું છે, અને એથી જે ઉલટું છે તે અજ્ઞાન છે.

अध्यात्मज्ञानमें नित्यनिष्ठा और तत्त्वज्ञानके अर्थका साक्षात्कार होना, ये सब ही ज्ञान है और इसके विरुद्ध जो है वह अज्ञान है.

નિષ્ઠ જ્ઞાન અધ્યાત્મમાં નીરખવો ને તત્ત્વજ્ઞાનાર્થને,
એ સૌ જ્ઞાન કહ્યું જ તે વિણ બીજું સર્વે ય અજ્ઞાન છે.

---

કરેલાં સાધન આત્મજ્ઞાનથી પ્રાપ્તિના હેતુરૂપ હોવાથી જ્ઞાન નામથી કથન કર્યા છે.

અજ્ઞાન–અજ્ઞાનની વૃદ્ધિનું સાધન–સંસારનું કારણ અને જ્ઞાનમાં પ્રતિબંધ કરનાર.

૧૩–૧૨ જાતિ, ક્રિયા, ગુણ અને સંબંધદ્વારા શબ્દની પ્રવૃત્તિ થાયછે. બ્રહ્મનો જાતિ ભેદ નથી, માટે સત્ અસત્ શબ્દનું વાચ્ય નથી; નિર્ગુણપણાથી, નિષ્ક્રિયપણાથી, એકપણાથી, અદ્વિતીયપણાથી અને આત્મપણાથી કોઇ શબ્દ બોલી શકાતો નથી. આત્મા અને બ્રહ્મ નિર્ગુણ, નિરંજન અને અનિર્વાચ્ય હોવાથી તેનું સ્વરૂપ વર્ણવવા જતાં ચુપ બેસવું, અથવા શબ્દવડે કોઇ કોઇ વર્ણન કરે, તો નેતિ નેતિ એ નહિ, એ નહિ, એ તો નામરૂપ ખરૂં, ખરૂં બ્રહ્મ તો તેની પેલી પાર બીજુ જ છે, એમ હમેશાં કહ્યા સિવાય અન્ય માર્ગ રહેતો નથી; એટલે ચિત્ (જ્ઞાન) સત્ (સત્તામાત્રત્વ, અસ્તિત્વ) અને આનંદ, એ બ્રહ્મરૂપનાં લક્ષણ સામાન્ય રીતિ કહેવામાં આવેછે, એ લક્ષણો અન્ય સર્વ લક્ષણો કરતાં શ્રેષ્ઠ છે, તથાપિ આ લક્ષણો પણ બ્રહ્મસ્વરૂપની શબ્દથી થાય તેટલી ઓળખાણ

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥१२॥

यत् ज्ञेयम् तत् प्रवक्ष्यामि यत् ज्ञात्वा अमृतम् अश्नुते अनादिमत् परम् ब्रह्म तत् सत् न उच्यते न असत् ॥

હવે જે જ્ઞેય–જાણવા યોગ્ય છે, તે કહું છું કે જેને જાણવાથી મોક્ષ મળેછે, તે અનાદિ અને મર્યથી પર બ્રહ્મ છે, તે સત્ કહી શકાતું નથી અસત્ પણ કહી શકાતું નથી

जो ज्ञेय–जानने योग्य है, और जिसके जाननेसे जीवको मुक्ति मिलती है, उसको अब मैं कहता हू, उसको आदि नहीं है, सर्वोत्कृष्ट परब्रह्म है, वह न सत् कहा जाता है, न असत् कहा जाता है

જે જાણી મળતો જ મોક્ષ, કહું છુ જે જ્ઞેય તે હું હવે,
કહેવાયે નહિ તે સતે ન અસતે બ્રહ્મ અનાદિ પરે.

- - - - - - - - - - - - - - - -

આપવા માટે જ આપેનાં છે. ખરું બ્રહ્મસ્વરૂપ નિર્ગુણ જ છે, તેનું જ્ઞાન થવા માટે તેનો અપરોક્ષ અનુભવ જ થવો જોઇએ.

ना सदासीन्नो सदासीत्तदानीं नासीद्रजो नो व्योमापरोयत् । श्रुति. આ સૃષ્ટિની પૂર્વે શૂન્ય પણ નહોતું તથા ત્રિગુણાત્મક પ્રધાન પણ નહોતું, તથા પરમાણુ પણ નહોતું તથા અવ્યક્ત પણ નહતું.

જે વસ્તુ છે એમ કહેવાથી વિધિમુખવડે પ્રમાણનો વિષય થાયછે, તે સત્ કહેવાયછે; અને જે વસ્તુ નથી એમ કહેવાથી નિષેધમુખવડે પ્રમાણનો વિષય થાયછે, તે અસત્ કહેવાયછે. જ્ઞેય બ્રહ્મ નિર્વિશેષ છે તથા સ્વપ્રકાશ ચૈતન્યરૂપ છે, તેથી તે સત્ અસત્થી વિલક્ષણ છે, માટે તે નથી કહેવાતું સત્ કે નથી કહેવાતું અસત્ यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । શ્રુતિ. તેથી બ્રહ્મ સદ્ભાવત્વ ધર્મનો આશ્રય નથી, તે શબ્દશક્તિવડે કહી શકાતું નથી

१३-१३ परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी  नव

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥१३॥

तत् सर्वतः पाणिपादम् सर्वतः अक्षिशिरोमुखम् सर्वतः श्रुतिमत् लोके सर्वम् आवृत्य तिष्ठति ॥

તેને સર્વ બાજુએ હાથ પગ છે, સર્વ બાજુએ નેત્ર મસ્તક અને મુખ છે અને સર્વ બાજુએ કાન છે. તે આ લોકમાં સર્વને વ્યાપીને રહેલ છે.

उसके सब ओरसे हाथ और पाव है, सब ओरसे नेत्र मस्तक और मुख है, सब ओरसे कान है, वह इस जगतमें सबको व्याप्त करके स्थित है.

તેને સૌ દિશ હાથ પાય શિર ને આંખો મુખો સૌ દિશે,
સૌ દિશ વળી કાન સર્વ વિંટીને લોકે રહ્યું છે અધે.

---

શ્રુતિપ્રસિદ્ધ અચિંત્ય શક્તિવડે તેનું સર્વાત્મપણું પાંચ શ્લોકથી દર્શાવેછે.

તત્–તે; સર્વ તરફથી સર્વ દેહોમાં હાથપગ વગેરે અચેતન છતાં પોતપોતાના વ્યાપારમાં પ્રવર્તતા લાગેછે, એ જેનાથી થાયછે તે. જ્ઞાન અર્થાત્ ક્રિયાશક્તિવાળું બ્રહ્મ તે. विश्वतश्चक्षुरुत विश्वतो मुखो विश्वतो बाहुरुत विश्वतस्पात् । स बाहुभ्यां धमति संपतत्रैर्द्यावाभूमी जनयन् देव एकः । શ્રુતિ. બ્રહ્મ–જ્ઞેય સર્વ તરફ ચક્ષુવાળું, સર્વ તરફ મુખવાળું, સર્વ તરફ બાહુવાળુ ને સર્વ તરફ પગવાળુ છે; તે હાથવડે દિવસને પ્રેરેછે તથા ગતિવાળા પગોવડે આકાશને અને પૃથ્વીને પ્રકાશે છે, એવો તે દેવ એક છે.

૧૩–૧૪ प्रपंचे सर्वत्र सदन्वयाचिदन्वयाच सद्वीद सर्वम् । શ્રુતિ પ્રમાણે સર્વ બ્રહ્મ જ છે. सत्यं चानृतं च सत्यमभवत् । શ્રુતિ. તેથી બ્રહ્મથી ન્યારી કોઇપણ વસ્તુનો અભાવ હોવાથી બ્રહ્મનું પરિચ્છિન્નપણું યે નથી, ને સદ્વિતીયપણું પણ નથી.

अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः । શ્રુતિ. તે બ્રહ્મ હાથ પગ નથી તોપણ ગ્રહણ કરનાર તથા વેગવાન છે, ચક્ષુહીન છતાં દેખેછે અને કાન-

**सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।**
**असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥१४॥**

सर्वेन्द्रियगुणाभासम् सर्वेन्द्रियविवर्जितम् असक्तम् सर्वभृत् च एव निर्गुणम् गुणभोक्तृ च ॥

સર્વે ઇંદ્રિયોના ગુણધર્મોને પ્રકાશ કરેછે અને સર્વ ઇંદ્રિયથી રહિત છે, અનાસક્ત છે અને સર્વને ધારણ કરનારૂં છે, નિર્ગુણ છે અને ગુણોનુ ભોક્તા છે.

वह सब इंद्रियोंके गुणोंके प्रकाशक है, और सब इंद्रियोंसे रहित है, अनासक्त (सगसे रहित) है, और सबको धारण करता है, निर्गुण है और गुणोंका भोक्ता है.

ભાસે ઇંદ્રિયના ગુણે, રહિત છે જે સર્વ ઇંદ્રિયથી,
ભર્તા સર્વતણો અસક્ત ગુણનો ભોક્તા અને નિર્ગુણી

હીન છતા ભાસળેછે.

ध्यायतीव लेलायतीव । શ્રુતિ બુદ્ધિ આદિક ઉપાધિઓના સંબંધથી આ આત્મા ધ્યાન કરનારની પેઠે તથા ચલાયમાનની પેઠે પ્રતીત થાયછે

असंगोह्ययं पुरुषः । असंगो न हि सज्जते । શ્રુતિ. આ પરમાત્મા સર્વ સંગથી રહિત હોવાથી અસંગ છે, તથા આ અસંગ આત્મા કોઇપણ પદાર્થની સાથે સંબંધ પામતો નથી.

साक्षी चेता केवलो निर्गुणश्च । આ પરમાત્મા સર્વનો સાક્ષી છે તથા ચેતન અને અદ્વિતીય છે તથા સત્ત્વાદિક સર્વ ગુણોથી રહિત છે.

સર્વેંદ્રિય વિવર્જીત—સર્વે ઇંદ્રિઓ, તેના આશ્રય અને તેણે કરેલા પુણ્ય પાપ વગેરેથી પણ રહિત.

સર્વભૃત્—પોતામા આરોપાયેલા અવ્યક્તથી સ્થૂળ સુધીના સર્વને પોતાની સત્તા અને સ્ફુર્તિથી સત્તાવાળુ અને સ્ફુર્તિવાળુ કરીને જ પ્રકાશાવે છે તે.

**बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।**
**सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥१५॥**

भूतानाम् अन्तः बहिः च अचरम् चरम् एव च तत् सूक्ष्मत्वात् अविज्ञेयम् तत् दूरस्थम् च अन्तिके च ॥

તે સર્વ ભૂતોની અંદર છે અને બહાર પણ છે, સ્થાવર છે, તેમ જ જંગમ પણ છે. તે સૂક્ષ્મ હોવાથી ન જાણી શકાય એવું છે, તે દૂર રહેલું છે તેમ જ સમીપમાં પણ છે.

वह सब प्राणियोंके भीतर है और बाहर भी है, अचल है और चल भी है, सूक्ष्म होनेके कारण वह जाना नहीं जा सकता है, वह दूर स्थित है और नजदीक भी है.

સૌ ભૂતોની બહાર અંદર જડે છે જેહ જે ચેતને,
જે છે દૂર નજીક સૂક્ષ્મ હઇને તે તો અવિજ્ઞેય છે.

---

૧૩-૧૫ અવિદ્યા કલ્પિત ત્વક્ પર્યંત દેહને (આત્મપણાથી) લઇને તેને જ અવધિ ઠરાવીને બહાર કહેવાયછે તથા પ્રત્યગાત્માને લઇને દેહને જ અવધિ ઠરાવીને અંતર્ કહેવાયછે.

तदेजति तन्नैजति तद्दूरे तद्वदन्तिके ।
तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥ શ્રુતિ.

તે ચાલેછે, તે નથી ચાલતું, તે આ સર્વની અંદર છે, તે આ સર્વની બહાર છે. તે અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મ જ આ સર્વ પ્રપંચના અંતર બાહ્ય વ્યાપક છે.

सूक्ष्मात्सूक्ष्मतरं नित्यम् । શ્રુતિ. તે પરબ્રહ્મ આકાશાદિક સૂક્ષ્મ પદાર્થોથી પણ અત્યંત સૂક્ષ્મ છે તથા નિત્ય છે.

दूरात्सुदूरे तदिहान्तिके च पश्यत्स्विहैव निहितं गुहायाम् । શ્રુતિ. જે પુરુષ વિવેક વૈરાગ્યાદિક સાધનોથી રહિત છે, એવા બહિર્મુખ પુરુષોને તો આ પરમાત્મા અત્યંત દૂર છે, અને જે પુરુષ સાધનસંપન્ન થઇને અસંવેતા

**अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम्।**
**भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥१६॥**

अविभक्तम् च भूतेषु विभक्तम् इव च स्थितम् तत् ज्ञेयम् च भूतभर्तृ ग्रसिष्णु प्रभविष्णु च ॥

તે અવિભક્ત છે, છતાં ભૂતોમા વિભક્ત હોય એમ રહેલું છે, વળી તે જ્ઞેય ભૂતોનુ પોષણ કરનાર, સંહાર કરનાર અને ઉત્પત્તિ કરનાર છે.

वह अविभक्त है, तौ भी विभक्तकी भांति स्थित है, और वह ज्ञेय सब प्राणियोका पालनेवाला, संहार करनेवाला और उत्पन्न करनेवाला है.

છે તે તો અવિભક્ત તોય ભૂતમાં વિભક્ત પેઠે રહે
પોષે ભૂત જ ભૂત ગ્રાસ કરતુ જન્માવતું જ્ઞેય તે.

ગુરુના શરણને પ્રાપ્ત થાયછે, તેને તે પરબ્રહ્મ અત્યત સમીપ-હૃદય-દેશ વિષે જ સાક્ષાત્કાર થાયછે.

૧૩-૧૬ બાલ્યાવસ્થા, તારુણ્યાવસ્થા તથા વૃદ્ધાવસ્થાને જે પ્રમાણે એક જ શરીર આધારભૂત હોયછે, તે પ્રમાણે તે ઉત્પત્તિ સ્થિતિ તથા લય એ ત્રણ અવસ્થાઓને આધારભૂત છે દિવસના પ્રાત કાળ મધ્યાહ્નકાળ તથા સાયકાળ એ ત્રણે કાળ વ્યતીત થાય, તોપણ આકાશમા જેમ ફેરફાર થતો નથી તેમ તેમાં ફેરફાર થતો નથી.

પ્રભવિષ્ણુ—અજ્ઞાન દશામાં તે જ જ્ઞેય બ્રહ્મ. આધ્યાત્માદિ રૂપે રજ્જુની પેઠે આરોપેના આકાર રૂપે જણાવાનો જેનો સ્વભાવ છે તે સૂક્ષ્મને પ્રપચાકારે જ બ્રહ્મ ભાસેછે सत्य चानृतं च सत्यमभवत्। શ્રુતિ.

ભૂતભર્તૃ—તે જ બ્રહ્મ પોતામા આરોપેનાં વ્યોમાદિ ભૂતોને મત્તા સ્ફૂર્તિ આપીને ભરણ કરેછે માટે ભૂતભર્તૃ છે. પોતામા આરોપેલા સર્વનુ સૂક્ષ્મના વ્યવહાર અર્થે ભરણ કરેછે એ ભાવ व्यक्ताव्यक्त भरते विश्वमीश । શ્રુતિ

ગ્રસિષ્ણુ—પ્રબોધ દશામાં—અધિષ્ઠાનરૂપ યાથાત્મ દર્શનકાળમા આરોપેલા સર્વને પોતાથી સંહારવાને અને પોતામા જ તિરોભાવ પમાડવાને જેનો

**ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।**
**ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥१७॥**

तत् ज्योतिषाम् अपि ज्योतिः तमसः परम् उच्यते ज्ञानम् ज्ञेयम् ज्ञान-गम्यम् सर्वस्य हृदि धिष्ठितम् ॥

તે જ્યોતિનુ પણ જ્યોતિ છે અને અંધકારથી પર કહેવાયછે; તે જ્ઞાન-સ્વરૂપ, જ્ઞેયસ્વરૂપ તથા જ્ઞાનથી જણાય એવુ છે અને સર્વના હૃદયમાં સ્થિત છે.

वह प्रकाश देनेवालेोंका भी प्रकाश देनेवाला है, और अंधकारसे पर कहाता है, वह ज्ञानस्वरूप, ज्ञेयस्वरूप और ज्ञानके द्वारा ही प्राप्त होने योग्य है और सबके हृदयोंमें स्थित है.

જ્યોતિનુ પણ જ્યોતિ તે પર વળી છે અંધકારેથી યે,
સૌને હૃદય જ્ઞાન જ્ઞેય વસનો ને જ્ઞાનગમ્યે ય તે.

---

સ્વભાવ છે તે. परे व्यये सर्वे एकी भवंति सर्वे वेदा यत्रैकं भवति। श्रुति.

१३-१७ येन सूर्यस्तपति तेजसेद्धः। न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निस्तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्व-मिदं विभाति। श्रुति. જેના વડે સૂર્ય તપેછે, પ્રકાશક છે ત્યાં સૂર્યચંદ્ર તારા કે વીજળી પ્રકાશ કરી શકતી નથી, તો અગ્નિ ક્યાંથી કરે? તે પ્રકાશરૂપથી સર્વ પ્રકાશેછે, એ બ્રહ્મના પ્રકાશથી આ સર્વ જગત પ્રકાશે-છે. आदित्यवर्णं तमसः परस्तात्। श्रुति.

સૃષ્ટિમા સૂર્ય, ચંદ્ર અગ્નિ, વિદ્યુત ઇત્યાદિ પદાર્થો અન્ય પદાર્થોને પ્રકાશ કરેછે, તે બાહ્ય જ્યોતિ કહેવાયછે. મન બુદ્ધિ આદિક અંતર્જ્યોતિ કહેવાયછે. એ સર્વ જ્યોતિવાળા પણ અનાત્મ પદાર્થને પ્રકાશનાર તે જ્ઞેય બ્રહ્મ છે.

જ્ઞાનગમ્ય–પોતાના જ્ઞાનથી પોતાવડે બ્રહ્મ જાણવુ. मनसैवानुद्रष्टव्य मनसैवेदमाप्तव्यम्। श्रुति જ્ઞેય જાણી લીધુ હોવાથી જ્ઞાનનુ ફળ તે જ્ઞાન-ગમ્ય કહેવાયછે, પરંતુ તે જ્યાલગી જ્ઞાયમાન એટલે જણાતુ નથી ત્યા જ્ઞેય છે.

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥१८॥

इति क्षेत्रम् तथा ज्ञानम् ज्ञेयम् च समासत उक्तम् एतत् विज्ञाय मद्भक्त मद्भावाय उपपद्यते ॥

એ પ્રમાણે ક્ષેત્ર તથા જ્ઞાન અને જ્ઞેય તને સંક્ષેપમાં કહ્યું, એ જાણવાથી મારો ભક્ત મારા સ્વરૂપને પામેછે.

इस तरह क्षेत्र, ज्ञान और ज्ञेय विषयको तुमसे संक्षेपमें कहा, इनके जाननेसे मेरा भक्त मेरे स्वरूपको प्राप्त करता है.

એવી રીતથી ક્ષેત્ર જ્ઞાન જ કહ્યું ને જ્ઞેય સંક્ષેપમાં,
પામેછે મુજ ભક્ત ભાવ મુજનો મૌ જાણવાથી ય આ

હૃદિ-બુદ્ધિમાં—જો કે બ્રહ્મ આકાશની પેઠે સર્વ ઠેકાણે રહેલું પરિપૂર્ણ છે, તોપણ નિરવયવ નિરાકાર અને સૂક્ષ્મ હોવાથી સર્વત્ર જણાતું નથી, પણ સર્વ ઠેકાણે રહેલો સૂર્યના તડકાનો અગ્નિ જેમ શુદ્ધ સ્ફટિકમાં જણાયછે, તેમ નિર્મળ બુદ્ધિમાં જ જણાયછે.

૧૩-૧૮ ब्रह्म वेद ब्रह्मैव भवति । શ્રુતિ આ અધિકારી પુરુષ હું બ્રહ્મરૂપ છું, એ રીતે બ્રહ્મને પોતાના આત્મારૂપ જાણીને બ્રહ્મરૂપ જ થાયછે.

મદ્‌ભાવ—આગળ ભક્તના જે ચિહ્ન કહ્યા, તે લક્ષણવાળો ભક્ત મારા ભાવને પામેછે વળી કહ્યું છે કે—

अग्नौ क्षिप्तं घृतं सर्वं अग्निरेव भवेद्यथा ।
विदितं विदितं वेद्यं सविदेव भवेत्तथा ॥
कर्पूरो दीपसंसर्गात् दीप एव भवेद्यथा ।
वेद्य वेदनसंसर्गात् सविदेव भवेत्तथा ॥
संविदितं संविदितं संविन्मयमेव भवति संवेद्यम् ।
अग्न्याहितमाहितमग्निमयं किं न जायते काष्ठम् ॥

ક્ષેત્રક્ષેત્રજ્ઞ જ્ઞાન-પ્રકૃતિ પુરુષ વિવેક.

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसम्भवान् ॥१९॥

प्रकृतिम् पुरुषम् च उभौ अपि अनादी एव विद्धि विकारान् च गुणान् च प्रकृतिसम्भवान् एव विद्धि ॥

પ્રકૃતિ અને પુરુષ એ બનેને ય તુ અનાદિ જ સમજ, અને વિકાર તથા ગુણોને પ્રકૃતિથી જ ઉત્પન થયેલા સમજ

प्रकृति और पुरुष य दोनोको भी तुम अनादि ही जानो, तथा विकारोको और गुणोको प्रकृतिसे ही उत्पन्न जानो.

તુ બને ય અનાદિ જાણ પ્રકૃતિ પુરુષને યે તથા,
વિકારો ગુણ જાણ તુ પ્રકૃતિથી ઉત્પન્ન સર્વે યતા

૧૩-૧૯ પુરુષ–અવિદ્યોપાધિક ક્ષેત્રજ્ઞ

અનાદિ–જેને આદિ નથી તે, કેમકે ઇશ્વર અને તેની બને પ્રકૃતિ નિત્ય છે બને પ્રકૃતિ જ ઇશ્વરનું ઇશ્વરપણુ છે. જે બનેથી તે ઇશ્વર જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયનો હેતુ છે, તે બને અનાદિ હોવા છતા સંસારનુ કારણ છે

વિકાર–આકાશ, વાયુ તેજ, જળ અને પૃથ્વી પચ મહાભૂત તથા શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, ઘ્રાણ, વાક્, પાણિ, પાદ, ઉપસ્થ, પાયુ અને મન મળી ૧૧ ઇંદ્રિય, એ ૧૬ વિકારો છે

૧૩-૨૦ અચેતન પ્રકૃતિનું સ્વત કર્તાપણું સભવતુ નથી, તેમ જ અવિકારી પુરુષનું પણ ભોક્તાપણુ સંભવતું નથી, તોપણ કર્તાપણુ એટલે ક્રિયાનુ નિવર્તકપણુ તે અચેતનને પણ ચેતનની સન્નિદ્ધિથી અને ચૈતન્યના અધિષ્ઠાનપણાથી સભવેછે જેમ અગ્નિનું ઉંચે બળવુ, વાયુનું નીચે વાનુ વત્સની સન્નિધિથી આચળમાથી દૂધનું ઝરવુ ઇત્યાદિ.

માટે પુરુષના સન્નિધાનથી પ્રકૃતિને કર્તાપણુ કહેવાયછે, અને ભોક્તા સુખદુ ખ, સંવેદન એ ચેતનધર્મ છે, એટલે પ્રકૃતિના સન્નિધાનથી

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥२०॥

कार्यकारणकर्तृत्वे प्रकृतिः हेतुः उच्यते सुखदुःखानाम् भोक्तृत्वे पुरुषः हेतुः उच्यते ॥

કાર્ય (દેહ) અને કરણ (ઇંદ્રિયો)ના કર્તાપણામાં પ્રકૃતિ હેતુ છે એમ કહેવાય છે, અને સુખદુઃખના ભોક્તાપણામાં પુરુષ હેતુ છે એમ કહેવાય છે.

कार्य (शरिर) और करण (इंद्रियों)के उत्पत्तिका कारण प्रकृति कही जाती है और सुखदु:खके भोगनेमें पुरुष हेतु कहा जाता है.

કહેવાયે કરવા જ કાર્ય કરણો હેતુ પ્રકૃતિ અને,
હેતુ ભોગવવા જ સુખ દુઃખને, પુરુષ કહેવાયછે.

---

પુરુષને ભોક્તાપણું કહેવાયછે.

કાર્ય અને કરણ–સુખ અને દુઃખરૂપે તથા હેતુ અને ફળ એ રૂપોવડે રૂપાંતર પામનારી ભોગ્ય પ્રકૃતિવડે તેના વિરૂદ્ધ સ્વભાવવાળા પુરુષને ભોક્તૃત્વવડે અવિદ્યાનો સંયોગ થાય, ત્યારે જ સંસાર થાયછે, માટે પ્રકૃતિ કાર્ય અને કરણ અથવા કારણના કર્તાપણામાં, અને પુરુષ, સુખદુઃખના ભોક્તૃત્વમાં કારણ હોઇ બંનેનું સંસાર કારણપણું કહ્યું છે.

**૧૩-૨૧** પાણી હાલેછે ત્યારે તેમાં ચંદ્રનાં અનેક બિંબો દૃષ્ટિગોચર થાયછે, દર્પણમાં જેમ બે મુખો દેખાયછે કે કકુ ઉપર સ્ફટિક મણિ મુકવામાં આવે તો તે લાલ દેખાયછે તેમ ગુણની સંગતિથી જન્મરહિત પુરુષ જન્મ લેતો હોય એમ લાગેછે, પરન્તુ વાસ્તવિક જોતાં તેમ બનતું નથી.

स यथा कामो भवति तत्क्रतुर्भवति यत्क्रतुर्भवति तत्कर्म कुरुते। श्रुति. તે પુરુષ જે વસ્તુવિષયક અભિલાષારૂપ કામવાળો હોયછે, તે વસ્તુ વિષયકજ નિશ્ચયવાળો થાયછે અને જે વસ્તુ વિષયક નિશ્ચયવાળો હોયછે, તે વસ્તુની પ્રાપ્તિ વાસ્તે જ કર્મ કરેછે, અને જે વસ્તુની પ્રાપ્તિ માટે કર્મ કરેછે, વસ્તુને જ પ્રાપ્ત થાયછે.

पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान्।
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥२१॥

प्रकृतिस्थः पुरुषः हि प्रकृतिजान् गुणान् भुङ्क्ते अस्य गुणसङ्गः सदसद्योनिजन्मसु कारणम् ॥

પ્રકૃતિમાં રહેલો પુરુષ પ્રકૃતિજન્ય (સુખદુઃખાદિક) ગુણોને ભોગવેછે, અને એ પુરુષને ગુણો સાથેનો સંબંધ સારી નઠારી યોનિઓમાં જન્મ થવામાં કારણ બનેછે.

प्रकृतिमें स्थित पुरुष प्रकृतिजन्य (सुखदुःखादिक) गुणोंको भोगता है, और गुण संबंध यही पुरुषके भले बुरे जन्मका कारण बनता है.

પુરુષે પ્રકૃતિ-ગુણો પ્રકૃતિમાં રહેતાં વળી ભોગવે,
એને કારણ જન્મનું સદસદે સ્થાને, ગુણાસક્તિ છે.

---

पश्वादिभिश्चाविशेषात्। વેદાંતસૂત્ર. વ્યવહારકાળમાં વિદ્વાન પુરુષની પશુ આદિની સાથે તુલ્યતા જ હોયછે; તે પ્રકૃતિજન્ય ગુણોને સમાન જ ભોગવેછે.

પ્રકૃતિજ ગુણ-પ્રાકૃતગુણ-દેહના ગુણો બાળપણુ જરા વગેરે, ઇંદ્રિયગુણો કાણાપણું બોડાપણું વગેરે, પ્રાણના ગુણો ભુખ વગેરે, મનના ગુણો અનુકૂળપણું વગેરે, બુદ્ધિના ગુણો કર્તાપણું ભોક્તાપણું વગેરે. આ સ્થૂળ સૂક્ષ્મ કારણદેહના ધર્મોને અને સુખ દુઃખાદિ પ્રસંગોને પોતાના જાણીને ભોગવતાં હું મનુષ્ય, બ્રાહ્મણ, યતિ, મૂઢ, પંડિત, શિષ્ટ, ભ્રષ્ટ, કર્તા, ભોક્તા, સુખી દુઃખી એમ તથા આ મારૂં એમ પોતે પ્રકૃતિ સ્વરૂપ થઇને તેના ધર્મો જન્મ જરા જાતિ વર્ણાશ્રમ વગેરેનો તથા પુણ્ય પાપ વગેરેનો પોતાના ધર્મો જાણીને અનુભવ કરેછે. आत्मेंद्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः। શ્રુતિ.

૧૩-૨૨ ઉપદ્રષ્ટા-પોતે કાંઇ ન કરતાં સમીપ રહેલો દ્રષ્ટા-સાક્ષી; દેહ ચક્ષુ મન બુદ્ધિ વગેરેનો દ્રષ્ટા. साक्षी चेता केवलो निर्गुणश्च। શ્રુતિ. તે સાક્ષી, સર્વને ચૈતન્યકારી, અધિષ્ઠાનરૂપ અને ગુણથી અતીત છે. एष

उपद्रष्टाऽनुमन्ता च भर्ता भोक्ता महेश्वरः।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥२२॥

उपद्रष्टा अनुमन्ता च भर्ता भोक्ता महेश्वरः च अपि अस्मिन् देहे परः पुरुषः परमात्मा इति उक्तः ॥

ઉપદ્રષ્ટા(સાક્ષી), અનુમતા(અનુમોદન આપનાર), ભર્તા, ભોક્તા અને મહેશ્વર સ્વરૂપે આ દેહમાં રહેલા પરમ પુરુષને જ "પરમાત્મા" એમ કહ્યો છે.

उपद्रष्टा(साक्षीभूत), अनुमंता(अनुमोदन देनेवाला), भर्ता, भोक्ता और महेश्वर स्वरूपसे इस देहमें विद्यमान परमपुरुषको ही "परमात्मा" इस नाम करके कहा है.

સાક્ષી સંમતિદાયી ઇશ્વર મહા ભર્તા ય ભોક્તા તથા,
કહેવાયો પરમાત્મ તે પરમ જે પુરુષ આ દેહમાં.

---

सर्वेश्वर एष भूताधिपतिरेष लोकपालः। શ્રુતિ. આ પુરુષ સર્વ ભૂતોનો અધિપતિ, સર્વનો ઇશ્વર અને લોકમાત્રનો પ્રતિપાલક છે.

અનુમંતા–કાર્ય કારણ પ્રવૃત્તિમાં પોતે અપ્રવૃત્ત છતાં પ્રવૃત્તની પેઠે તેને અનુકૂળ પ્રકાશે છે તેથી અથવા પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત થયેલાને તેનો સાક્ષીભૂત ક્યારે પણ અટકાવતો નથી માટે.

ભર્તા–પોતાની અવિદ્યાવડે પોતામાં અધ્યાસ કરેલા મહદાદિ સર્વ વિકારોને સત્તા સ્ફૂર્તિ આપીને જે ભરેછે તે. જેમ મરુભૂમિ પોતામાં આરોપેલાં ઝાંઝવાંનાં જળને, તરંગને, ફીણને અને બુદબુદને પોતે જ તે રૂપે થઇ જેમ સ્ફૂર્તિ આપેછે તેમ.

પરમાત્મા–અવિદ્યાથી કલ્પિત દેહ વગેરેના પ્રત્યગાત્મપણાથી ઉત્કૃષ્ટ ઉપદ્રષ્ટા વગેરે લક્ષણરૂપ આત્મા. શ્રુતિમાં કહેવા પ્રમાણે આ દેહમાં અવ્યક્તથી પર આ ઉત્તમ પુરુષ હોવાથી પરમાત્મા.

૧૩–૨૩ न स भूयोऽभिजायते। क्षीयन्ते चास्य कर्माणि। ब्रह्मविद् ब्रह्मैव

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥२३॥

यः एवम् पुरुषम् गुणैः सह प्रकृतिम् च वेत्ति सः सर्वथा वर्तमानः अपि भूयः न अभिजायते ॥

જે એ પ્રમાણે પુરુષને તથા ગુણો સહિત પ્રકૃતિને જાણેછે, તે સર્વ પ્રકારે વર્તતાં છતાં પણ ફરીથી જન્મ પામતો નથી.

जो इस प्रकार पुरुषको ओर गुणसहित प्रकृतिको जानता है, वह सब प्रकारसे वर्तता हुआ भी फिर जन्म नहीं पाता है.

જાણે આ રીત જે પુરુષ પ્રકૃતિ ગુણોની સાથે વળી,
સર્વે રીતથી વર્તતાં ય ફરીને તે જન્મતો યે નથી.

---

भवति । तस्य तावदेव चिरमिषीकातूणवत् सर्वकर्माणि प्रदूयन्ते । ઇત્યાદિ ઘણી શ્રુતિથી વિદ્વાનને સર્વ કર્મોનો દાહ કહ્યો છે. આમાં પણ યથેધાંસિ। ઇ.થી સર્વ કર્મનો દાહ કહ્યો છે. અવિદ્યાને લીધે કામ ક્લેશ બીજ નિમિત્ત કર્મો ફળના આરંભરૂપ હોઇ બીજા જન્મના અંકુરને શરૂ કરેછે. એમાં પણ પ્રસંગે પ્રસંગે ભગવાને કહ્યું છે કે અહંકાર સહિત કરાયેલાં કર્મો ફળારંભ આપનાર થાયછે, બીજાં નહિ. જેમ શેકેલાં બી ફરીથી ઉગતાં નથી, તેમ જ્ઞાનથી બળેલાં ક્લેશરૂપ કર્મોથી આત્મા ફરી જોડાતો નથી. જેમ વર્તમાન શરીરના જન્મનાં આરંભક કર્મો જ્ઞાન થયા છતાં નાશ થતાં નથી, અને ફળ આપવાને પ્રવૃત્ત થયેલાં છે જ, તેમ અનારબ્ધ ફળવાળાં કર્મનો ક્ષય પણ ઘટતો નથી એમ કહેવું અમત્ છે. છૂટેલા બાણની પેઠે તેના ફળની પ્રવૃત્તિ થઇ જવાથી જેમ પહેલાં લક્ષ્યવેધી મૂકેલું બાણ છોડ્યા પછીના વખતમાં પણ આરંભ થયેલા વેગનો ક્ષય થવાથી પડવાથી જ નિવૃત્ત થાયછે, તેમ શરીરનાં આરંભક કર્મ શરીર-સ્થિતિનું પ્રયોજન નિવૃત્ત થયા છતાં પણ સંસ્કારના વેગનો ક્ષય થતાં —સુધી પૂર્વની પેઠે વરતેછે જ. જેમ તે જ બાણ પ્રવૃત્તિ નિમિત્ત તેનો

**ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।**
**अन्ये साङ्ख्येन योगेन कर्मयोगेन चापरे ॥२४॥**

केचित् ध्यानेन अन्ये साङ्ख्येन योगेन अपरे च कर्मयोगेन आत्मना आत्मनि आत्मानम् पश्यन्ति ॥

કેટલાક ધ્યાનયોગવડે, કેટલાક સાખ્યયોગવડે અને વળી બીજા કેટલાક કર્મયોગવડે પોતાથી જ આત્માને વિષે આત્માનુ દર્શન કરેછે (આત્માનો સાક્ષાત્કાર અનુભવેછે)

कोई ध्यानयोगसे, कोई साख्ययोगसे और दूसरे कोई कर्मयोगके द्वारा अपनेसे ही आत्मामें आत्माको देखते है (आत्माको साक्षात्कार करते है).

કોઇ ધ્યાનથી આત્મને નીરખતા આત્માથી આત્માવિષે,
બીજા તો વળી સાખ્યયોગથી બીજા તે કર્મયોગે જુએ.

વેગ ધનુષ્યમા આરભ ન થતા છોડ્યુ ન હોય તો ત્યા જ પડ્યુ રહેછે, તેમ અનારબ્ધ કર્મો પોતાના આશ્રયસ્થાનને વિષે જ જ્ઞાનથી નિર્બીજ થઇ જાયછે, માટે આ વિદ્વાનનુ શરીર પડ્યા પછી તે ફરીથી જન્મતો નથી એમ કહ્યુ છે, તે યોગ્ય જ છે.

तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात् । વેદાતસૂત્ર હુ બ્રહ્મરૂપ છુ એ પ્રકારે આત્મસાક્ષાત્કાર થતાં એ તત્ત્વવેત્તા પુરુષનાં પૂર્વનાં પુણ્ય પાપરૂપ સર્વ સચિત કર્મ નાશ પામેછે, અને તે આત્મજ્ઞાન થયા પછી કરેલા કર્મોનો સ્પર્શ તે તત્ત્વવેત્તા પુરુષને થતો નથી

**૧૩-૨૪** બ્રહ્મસાક્ષાત્કાર સર્વને એક જ પ્રકારે થાયછે, એમ નથી. અધિકારી ભેદે કરીને જુદા જુદા પ્રકાર સંભવે છે. કોઇ ધ્યાનવડે એટલે વિજાતીય પ્રવાહના તિરસ્કાર પૂર્વક સજાતીય પ્રવાહ પ્રવૃત્તિરૂપ નિદિધ્યાસનથી આત્માને અનુભવેછે, શ્રુતિ યુક્તિ અનુભવથી બ્રહ્માભેદ અપરોક્ષ સાધેછે. કોઇ સાંખ્યયોગ એટલે હુ સર્વદા અસંગ કૂટસ્થ બ્રહ્મ છુ એ રૂપ જ્ઞાનના યોગથી અર્થાત્ શ્રવણ મનનથી બ્રહ્મને જાણી અનુભવવા પ્રયત્ન કરેછે.

अन्ये त्वेवमजानन्तः श्रुत्वाऽन्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥२५॥

एवम् अजानन्तः अन्ये तु अन्येभ्यः श्रुत्वा उपासते श्रुतिपरायणाः च ते अपि मृत्युम् अतितरन्ति एव ॥

પરંતુ એ પ્રમાણે ન જાણનારા બીજા કેટલાક, બીજાઓ પાસેથી સાંભળીને પણ તેની ઉપાસના કરેછે, અને શ્રવણ પરાયણ થયેલા તેઓ પણ મૃત્યુને અવશ્ય તરી જાયછે.

परंतु इस तरह न जाने हुए दूसरे कोई दूसरोंसे सुनके भी आत्माकी उपासना करते हैं और श्रवणपरायण हुए वे भी मृत्युको अवश्य तैर जाते हैं.

બીજા એમ ન જાણતા પણ સુણી બીજાથી ઉપાસતા,
ને તેઓ ય શ્રુતિપરાયણ થતાં મૃત્યુ તરીને જતા.

---

કોઇ કર્મયોગ એટલે ઇશ્વરાર્પણ બુદ્ધિથી કર્મમાત્ર કરવાં એવો યોગ સાધેછે, અને નિષ્કામ ભક્તિ આદરી બ્રહ્મને અનુભવે પહોંચવા યત્ન કરેછે.

ધ્યાનેન-વિજાતીય પ્રત્યયોને રોકી કેવળ આત્માના જ સજાતીય પ્રત્યયનો પ્રવાહ ચલાવી-નિદિધ્યાસન કરી બુદ્ધિમાં આત્માનો સાક્ષાત્કાર કરેછે, તે ઉત્તમ અધિકારી ધ્યાનયોગવડે આત્માને જુએછે.

**૧૩-૨૫** પાતન્જલ યોગ પ્રમાણે ધ્યાન, સાંખ્ય માર્ગ પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી કર્મસંન્યાસ, કર્મયોગ પ્રમાણે નિષ્કામ બુદ્ધિથી પરમેશ્વરાર્પણ કર્મ કરવાં તે, અને જ્ઞાન ન હોય તોપણ શ્રદ્ધાથી આપ્ત પુરુષનાં વચન ઉપર વિશ્વાસ રાખી પરમેશ્વરની ભક્તિ કરવી તે, આવા આત્મજ્ઞાનના જુદા જુદા માર્ગો આ બે શ્લોકમાં કહ્યા. ગમે તે માર્ગે ગયા, પણ આખરે ભગવાનનું જ્ઞાન થઇ મોક્ષ મળેછે.

ન જાણતાં છતાં મંત્રાદિ ભ્રમની પેઠે ઉપાસના કરતાં ફળ મળી જાયછે. વસિષ્ઠજીએ કહ્યુંછે કે-હે સાધુ સત્ય અવિનાશી હોવાથી અસત્ય રૂપ સંસારમાં પણ તે જણાયછે, તેથી અનુભવ વિના પણ શબ્દમાત્ર

यावत्सञ्जायते किञ्चित्सत्त्वं स्थावरजङ्गमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥२६॥

भरतर्षभ स्थावरजङ्गमम् यावत् किञ्चित् सत्त्वम् सञ्जायते तत् क्षेत्रक्षेत्रज्ञ संयोगात् विद्धि ॥

હે ભરતશ્રેષ્ઠ, સ્થાવર જંગમ જે કાંઈપણ સત્ત્વ ઉત્પન્ન થાયછે, તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી ઉત્પન્ન થાયછે એમ તું સમજ.

हे भरतश्रेष्ठ, स्थावर या जंगम जितना कुछ सत्त्व उत्पन्न होता है, वह क्षेत्र और क्षेत्रज्ञके संयोगसे उत्पन्न होता है, ऐसा तुम जानो

**મંદાક્રાંતા–** જે જે કાંઈ ચર અચર આ વસ્તુ ઉત્પન્ન થાયે,
યાતી જાણે ભરતવર ! તે ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગે.

ધ્યાનયોગથી અવિનાશી પદ પામી શકાયછે
असत्ये सत्यता साधो शाश्वती परिदृश्यते ।
शून्येन ध्यानयोगेन शाश्वतं प्राप्यते पदम् ॥

१३-२६ ક્ષેત્રક્ષેત્રજ્ઞ સંયોગ–અવિદ્યા અને તેના કાર્યરૂપ, જડ, અનિર્વચનીય તથા સત્ અને અસત્ રૂપ જે કાંઈ દૃશ્ય છે, તે સર્વ ક્ષેત્ર છે અને તેનાથી વિલક્ષણ તેને પ્રકાશ કરનાર, સ્વપ્રકાશ પરમાર્થસ્વરૂપ, સત્, ચૈતન્ય અને અસંગરૂપ, ઉદાસીન, ધર્મ રહિત અને અદ્વિતીય ક્ષેત્રજ્ઞ છે, તેઓનો સંબધ માયાને લઈને પરસ્પરના અવિવેકથી સત્યાસત્યનુ મિથુન કરવારૂપ મિથ્યા તાદાત્મ્યાધ્યાસ છે, પણ વાસ્તવિક નથી પવનના સંયોગથી જે પ્રમાણે પાણીમા તરંગો ઉત્પન્ન થાયછે, અગર મરુભૂમિમા સૂર્યકિરણ પડતા જેમ મૃગજળના પ્રવાહો ઉત્પન્ન થાયછે, અથવા વર્ષાની ધારા પૃથ્વી ઉપર પડતા જેમ કોટ્યાવધિ અંકુરો જમીનમા ઉત્પન્ન થાયછે, તેમ સર્વ ચરાચર કે જેને જીવ કહેવામા આવેછે, તે આ ઉભયના સંયોગથી ઉત્પન્ન થાયછે

१३-२७ સર્વ લોક જુએછે, પણ વિપરીત જુએછે, માટે

**समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥२७॥**

विनश्यत्सु अविनश्यन्तम् परमेश्वरम् सर्वेषु भूतेषु समम् तिष्ठन्तम् यः पश्यति स पश्यति ॥

સર્વ ભૂતો નાશ પામતા છતાં પણ નાશ ન પામનાર પરમેશ્વરને સર્વ ભૂતોમાં સમાનપણે રહેલા જે જુએછે, તે જ યથાર્થ જુએછે.

सब भूतोंका विनाश होने पर भी अविनाशी परमेश्वरको सब भूतोंमें समान भावसे स्थित जो देखता है, वही यथार्थ रूपसे देखता है.

સૌ ભૂતોમાં સમ જ વસતા, નાશ સૌનો ન નાશે,
જેનો, એવા પરમ ઇશને જે જુએ તે જ જુએ.

---

જુએછે એ વિશેષ છે. જેમ તિમિર દૃષ્ટિવાળો અનેક ચંદ્ર દેખેછે, તેને લઇને એક ચંદ્ર દેખનાર-તે જ જુએછે એમ વિશેષ છે, તેમ અહીં પણ એક અવિભક્ત બરાબર કહેવા પ્રમાણે જ આત્માને જુએછે, તે જુદા જુદા અનેક આત્માને દેખનારથી વિશેષ છે-તે જ જુએછે. બીજા અનેક ચંદ્રદર્શીની પેઠે વિપરીત જોવાથી જોતાં છતાં પણ જોતા નથી, એ ભાવ છે.

૧૩-૨૮ જે એ પ્રમાણે જોતો નથી, તે દેહની સાથે આત્માનો પણ નાશ કરેછે. શ્રુતિઓમાં કહ્યું છે કે—

असूर्या नाम ते लोका अन्धेन तमसावृता. ।
तांस्ते प्रत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥

જે લોકો અદર્શાત્મક અજ્ઞાનથી આવૃત છે, તે આસુર નામથી પ્રસિદ્ધ છે, અને જે કોઈ આત્મહત્યારા જનો છે, તેઓ આ દેહને ત્યાગીને તે લોકોને પામેછે.

હિનસ્તિ—આત્મા પરમાર્થરૂપે એક છે, પરમાનંદરૂપ છે, અકર્તા અભોક્તા છે, તથા સર્વદા ભાસતો છે, તેને અવિદ્યાને લીધે નથી ભાસતો એમ કહેવું, તે તેનું હનન છે. તેમ જ અવિદ્યા આત્મપણાવડે દેહેંદ્રિય

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् ॥२८॥

सर्वत्र हि समम् समवस्थितम् ईश्वरम् पश्यन् आत्मना आत्मानम् न हिनस्ति ततः पराम् गतिम् याति ॥

સર્વ ભૂતોમાં સમાનપણે રહેલા પરમેશ્વરને જોનાર પુરુષ પોતાવડે પોતાને હણતો નથી અને તેથી ઉત્તમ ગતિને પામેછે.

सब भूतोंमें समान भावसे स्थित परमेश्वरको देखनेवाला पुरुष अपनेसे अपनेको हनन नहीं करता है, इस लिये श्रेष्ठ गति प्राप्त करता है.

**શાર્દૂલ**- સૌ ભૂતે સરખો રહેલ સમ તો જે ઇશને દેખતો,
તે પોતાથી જ પડને ન હણતાં ઉંચી ગતિ પામતો.

---

સંઘાતને આત્મા છે એમ સ્વીકારવું અને ધર્માધર્મ સંસ્કારને લઇને તેને છોડી નવું શરીર પકડવું એ પણ તેનું હનન છે. આ પ્રમાણે ઉભયથા આત્મહનન છે.

૧૩-૨૯,૩૦ પ્રકૃતિ સત્વ રજ તમના ક્રમી ન્યૂનાધિકપણાથી અનેક સ્વાંગ ધારણ કરી પુરુષની આગળ એક સરખી રીતે નાચેછે. પ્રકૃતિના આ નાચથી ભોળવાઇ મોહમાં પડી અથવા વૃથાભિમાનથી પ્રકૃતિનું આ કર્તૃત્વ પુરુષ પોતાના ઉપર વૃથા ઓઢી લઇ, જ્યાં સુધી સુખદુઃખના પાસમાં પોતાની જાતને ગુચવી નાખેલી રાખેછે, ત્યાં સુધી તેને કદિ પણ મોક્ષ મળવાનો નથી; પણ જ્યારે ત્રિગુણાત્મક પ્રકૃતિ જુદી અને હું જુદો એવું જ્ઞાન પુરુષને થાયછે, ત્યારે તે મુક્ત જ છે. કારણ કે વસ્તુતઃ જોતાં પુરુષ મૂળથી જ કર્તા પણ નથી, તેમ બદ્ધ પણ નથી. તે સ્વતંત્ર છે અને સ્વભાવથી જ કેવળ નિર્ગુણ અકર્તા છે. જે કાંઇ થાયછે તે પ્રકૃતિ જ કરેછે. મન અને બુદ્ધિ પણ પ્રકૃતિના જ વિકાર છે, અને બુદ્ધિને જે જ્ઞાન થાયછે, તે પ્રકૃતિના કૃત્યનું જ ફળ છે. (૧૩-૨૮)

સર્વ ભૂતનો નાશ થાય તોપણ એક જે કાયમ રહેછે તે જ ખરું છે,

प्रकृत्यैव च कर्माणि क्रियामाणानि सर्वशः ।
यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति ॥२९॥

कर्माणि च सर्वशः प्रकृत्या एव क्रियमाणानि तथा आत्मानम् अकर्तारम् यः पश्यति सः पश्यति ॥

સર્વ કર્મો સર્વ પ્રકારે પ્રકૃતિવડે જ કરાયછે, અને આત્મા કર્તા નથી, એમ જે જુએછે, તેજ યથાર્થ જુએછે.

प्रकृतिके योगसे ही सब कर्म सब प्रकारसे किये जाते है, और आत्मा कर्ता नहीं है, ऐसा जो देखता है वही यथार्थ देखता है.

કર્મો સર્વ કરાયછે પ્રકૃતિથી સર્વે પ્રકારે અને,
આત્મા કાંઇ કરે ન એ નીરખતો જે દેખતો તે જ છે.

---

અને પિંડ બ્રહ્માંડમાં સર્વત્ર તેજ ભરેલું છે, એવો અદ્વૈતપરાયણ સિદ્ધાંત સ્વીકારવો પડશે. આત્મૌપમ્ય બુદ્ધિનું જે નીતિતત્ત્વ ગીતામાં કહેલું છે, તેની પૂરી સાંકળ પણ અદ્વૈત સિવાય બીજા પ્રકારની વેદાંતદૃષ્ટિથી બંધ બેસતી નથી. શ્રી શંકરાચાર્યના વખતમાં અથવા તેમના પછીના વખતમાં અદ્વૈતમતપ્રતિપાદક જે અનેક કોટિઓ અથવા પ્રમાણો નીકળ્યાં છે, તે એકે એક ગીતામાં પ્રતિપાદન કર્યાં છે, એમ કહેવાનો આશય નથી. દ્વૈતી, અદ્વૈતી, વિશિષ્ટાદ્વૈતી વગેરે સંપ્રદાયો નીકળ્યા પહેલાં ગીતા થયેલી છે, અને તેથી તેમાં કોઇપણ વિશિષ્ટ સંપ્રદાયની કોટિઓનો સમાવેશ થવો શક્ય નહોતો; પણ ગીતામાં જે વેદાંત છે તે સામાન્ય રીતે શાંકર સંપ્રદાયના જ્ઞાન પ્રમાણે અદ્વૈતી છે, દ્વૈતી નથી, એમ કહેવામાં કાંઇ બાધ આવતો નથી.

એકસ્થ–એક જ આત્માને વિષે રહેલું.

વિસ્તાર–આત્માના સકાશથી જ ભૂતોનો વિસ્તાર–દ્વૈત અપચ્યુંવસ્ફુરણ.

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म सम्पद्यते तदा ॥३०॥

यदा भूतपृथग्भावम् एकस्थम् अनुपश्यति ततः एव च विस्तारम् तदा सम्पद्यते ॥

જ્યારે પુરુષ સર્વ ભૂતના જુદા જુદા ભાવને એક (આત્મા-પરમે--બ્રહ્મ)માં જ રહેલા જુએછે, અને તે એકમાં જ સર્વ વિસ્તાર થયેલો છે, ત્યારે તે બ્રહ્મને પામેછે

जब पुरुष सब भूतोंके भिन्न भिन्न भाव एक(आत्मा-परमेश्वर-ब्रह्म)में स्थित देखता है, और एकसे ही सब विस्तार हैं ऐसा समझता है, तब ब्रह्मको सपादन करता है.

ભૂતોના વિધવિધ ભાવ સરવે એકસ્થ જ્યારે જુએ,
ને વિસ્તાર બધો ય એકથી જ તે ત્યારે મળે બ્રહ્મને.

---

જુએછે-आत्मैवेद सर्वम् । શ્રુતિવચનથી જ વિસ્તારવાળી ઉત્પત્તિને છે-આત્માના પ્રાણ, આત્માની અગ્નિ, આત્માના સ્વર, આત્મા-આકાશ પાણી પૃથ્વી, આવિર્ભાવ તિરોભાવ, અન્ન વગેરે સર્વ આત્મ-જુએછે-વિસ્તાર જુએછે; માટીમાથી ઉત્પન્ન થયેલા ઘડાનુ માટી-જ દીઠેલું છે, તેમ આત્માથી ઉત્પન્ન થયેલા ભૂતવિસ્તારની પ્રતીતિ ર દશામાં પણ આત્મમત્તા સિવાય બીજી કોઈ સ્વતઃ સત્તા ન ાથી આત્મપણાને જોતો આ સર્વ હું જ છુ, એ પ્રમાણે સર્વને જ-પોતારૂપે જ જુએછે. (૧૩-૩૦)

૧૩-૩૧ સંસાર અવસ્થામાં દેહસંબધ નિમિત્ત કર્મો અને તેના ફળ દુ ખાદિવડે વિષમતા પ્રાપ્ત થાય જ, જે દુષ્પરિહાર્ય છે, તો સમદર્શન ી થાય તેનો ઉત્તર આપેછે.

શંકા-સર્વ ભૂતોમા આત્મા વ્યાપી રહેલો હોવાથી "આશ્રયના

अनादित्वान्निर्गुणत्वात्परमात्माऽयमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥३१॥

कौन्तेय अनादित्वात् निर्गुणत्वात् अयम् अव्ययः परमात्मा शरीरस्थः अपि न करोति न लिप्यते ॥

હે અર્જુન, અનાદિ અને નિર્ગુણ હોવાથી આ અવ્યય પરમાત્મા શરીરમાં રહેલો છતા પણ કાંઇ કરતો નથી, અને કશાથી લેપાતો નથી.

हे अर्जुन, अनादि और निर्गुण होनेसे यह अविनाशी परमात्मा शरीरमें स्थित हुआ भी कुछ नहीं करता है, न किसीसे लिप्त होता है.

હોવાથી જ અનાદિ નિર્ગુણ વળી દેહે રહેતો છતાં,
કાંઇ યે પરમાત્મ અવ્યય કરે ના તેમ લેપાય ના.

---

નાશથી આશ્રિતનો પણ નાશ થાય", એ પ્રમાણે પોતાનાં આશ્રય-ભૂતોનો નાશ થવાથી આશ્રિત આત્માનો નાશ થવાના પ્રસંગથી, લાકડું નાશ પામતાં દહનનો પણ નાશ દેખાયછે, તેમ ઉપાધિના નાશથી ઉપહિતનો પણ નાશ થાય. અશ્વની ગતિને લીધે તે ઉપર બેઠેલા માણસનું પણ ગમન દેખાવાથી પ્રકૃતિએ કર્મ કર્યાં છતાં તેમાં રહેલા આત્માને પણ કર્મનું કરણ અને તેના ફળનો અનુભવ થાય તો આત્માનું અકર્તાપણું અને નિત્યપણું કેમ હોય ? સિંહાવલોકન ન્યાયે પાછળના બે શ્લોકમાં કહેલાની શંકા કરેછે.

સમાધાન—આત્મા અજ અને નિર્ગુણ હોવાથી ભૂતોનો નાશ થવા છતાં પણ તેનો નાશ નથી. કૂટસ્થપણાથી અને વિકાર રહિત હોવાથી આત્માને કર્તાપણું વગેરે પણ સંભવતુ નથી, એમ કહેછે. निष्कलं निर्गुणं निष्क्रियं शांतम् । શ્રુતિ.

અનાદિ—પૂર્વની અસત્ત્વાવસ્થાનું નામ આદિ, તે જેને ન હોય તે. અવ્યય—વ્યય એટલે નાશ બે પ્રકારે થાયછે. એક ધર્મીસ્વરૂપ ઉત્પત્તિ-

**यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।**
**सर्वत्रावस्थितो देहे तथाऽऽत्मा नोपलिप्यते ॥३२॥**

यथा सर्वगतम् आकाशम् सौक्ष्म्यात् न उपलिप्यते तथा आत्मा देहे सर्वत्र अवस्थित न उपलिप्यते ॥

જેમ સર્વમા રહેવુ છતા આકાશ સૂક્ષ્મ હોવાને લીધે કશાથી લેપાતુ નથી, તેમ આત્મા દેહમા સર્વત્ર રહેલો હોવા છતા કશાથી લેપાતો નથી

जैसे सबमें व्यापक होनेसे आकाश सूक्ष्मताके कारण किसीसे लिप्त नहीं होता है, वैसे आत्मा शरीरमें सर्वत्र रहा हुआ भी किसीसे लिप्त नहीं होता है

લેપાયે જ્યમ સર્વ વ્યાપી નભ ના આ સૂક્ષ્મ હોવાથકી,
લેપાયે નહિ તેમ દેહ વસતો સર્વત્ર આત્મા કઈ

---

વાનું હોવાથી તે નાશ પામેછે એવી જાતનો નાશ આત્માના અનાદિપણાને નથી એમ સિદ્ધ થાયછે, અને બીજો નાશ ધર્મીસ્વરૂપને ઉત્પત્તિનો અભાવ હોય, પરંતુ તેના ધર્મો ઉત્પત્તિવાળા છે, તેઓ નાશ પામતા ધર્મીનો પણ નાશ થાય એમ કહેવાયછે, આત્મા નિર્ગુણ છે એટલે તે અવિનાશી છે

**૧૩-૩૨** असङ्गो नहि सज्जते। શ્રુતિ આ આત્મા અસંગ હોવાથી કોઈપણ વસ્તુની સાથે સંબંધ પામતો નથી

**૧૩-૩૩** सूर्यो यथा सर्वलोकस्य चक्षु । શ્રુતિ પ્રમાણે જેમ સર્વ લોકના નેત્રરૂપ સૂર્ય ચક્ષુના વિષયરૂપ બ્હારના પદાર્થોના દોષોથી લેપાયમાન થતો નથી, તેમ સર્વ ભૂતોનો એક અંતરાત્મા પણ પ્રકાશસ્વરૂપ દેહાદિકોના દુ ખોથી લેપાયમાન થતો નથી.

રવિના આ દૃષ્ટાંતથી આત્માના બંને વિષય સરેછે. એક રવિની પેઠે

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥३३॥

भारत यथा एकः रविः इमम् कृत्स्नम् लोकम् प्रकाशयति तथा क्षेत्री कृत्स्नम् क्षेत्रम् प्रकाशयति॥

હે ભારત, જેમ એક જ સૂર્ય આ સર્વ જગતને પ્રકાશિત કરેછે, તેમ ક્ષેત્રજ્ઞ સર્વ ક્ષેત્રને પ્રકાશિત કરેછે.

जैसे एक ही सूर्य यह सब जगतको प्रकाशित करता है, वैसे क्षेत्रज्ञ सब क्षेत्रको प्रकाशित करता है.

આખું યે જગ એકલો સૂરજ આ જેવો પ્રકાશી રહે,
આખું યે ત્યમ ક્ષેત્ર ભારત! સદા ક્ષેત્રી પ્રકાશી રહે.

---

સર્વ ક્ષેત્રમાં અને બીજું રવિની પેઠે નિર્લેપ.

પ્રકાશયતિ-સત્તા અને સ્ફુર્તિ આપેછે.

૧૩-૩૪ વ્યક્ત થયેલું નામ રૂપાત્મક જગત જે સત્ શબ્દથી કહેવાયું છે, તે જગત ભૂત છે, અને પ્રકૃતિ એટલે નામરૂપથી અવ્યક્ત છે, અને જેને અસત્ શબ્દથી કહ્યું છે, તે જગતનું કારણ-તે ભૂતનો અને પ્રકૃતિનો બંનેનો મોક્ષ, પાછળ न सत्तन्नासदुच्यते । એ વાક્યથી અભાવ જણાવ્યો છે, તે એટલે ભૂત અને પ્રકૃતિનો અત્યંત અભાવ.

આ ક્ષેત્રજ્ઞ વિભાગ આ શ્લોક પ્રમાણે જ્ઞાનચક્ષુથી સમજાય તેવો છે, તો નવમા અધ્યાયની રાજવિદ્યા પ્રત્યક્ષ એટલે ચર્મ ચક્ષુથી સમજાય તેવી છે, અને અગિયારમા અધ્યાયનું વિશ્વરૂપ દર્શન પરમ ભગવદ્‌ભક્તને જ કેવળ દિવ્ય ચક્ષુથી થાયછે.

ભૂત-આકાશ વગેરે; વ્યક્ત નામ રૂપાત્મક સત શબ્દવાળું જગત.

પ્રકૃતિ-ઉપાદાન-ત્રિગુણાત્મિકા અવિદ્યા; અસ્પષ્ટ નામરૂપવાળું અસત શબ્દવાળું જગતનું કારણ.

क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥३४॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञविभागयोगो नाम त्रयोदशोऽध्यायः।

एवम् ये ज्ञानचक्षुषा क्षेत्रक्षेत्रयो. अन्तरम् भूतप्रकृतिमोक्षम् च विदुः ते परम् यान्ति ॥

આ પ્રમાણે જેઓ જ્ઞાનરૂપ ચક્ષુવડે ક્ષેત્રજ્ઞના ભેદને તથા ભૂતોની મૂળભૂત પ્રકૃતિથી થવાની મુક્તિને જાણેછે, તેઓ પરબ્રહ્મને પામેછે.

जो इस तरह ज्ञानचक्षुके द्वारा क्षेत्र और क्षेत्रज्ञका भेद और प्राणियोंके कारणरूप प्रकृतिकी मुक्तिको जानते है वह ब्रह्मको पाते है.

જાણે એમ જ ભેદ જ્ઞાનનયને જે ક્ષેત્રક્ષેત્રજ્ઞનો,
મોક્ષે ભૂતની પ્રકૃતિથી નર તે પામે પરબ્રહ્મ તો.

એ પ્રમાણે ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ નામનો તેરમો અધ્યાય પૂરો.

---

મોક્ષ-એ અવિદ્યાનો વિદ્યાવડે નિર-વય ઉચ્છેદ.

સંસારી જીવો જે પ્રતિક્ષેત્ર ભિન્ન છે, તેમનો અસંસારી પરમાત્મા સાથે અભેદ શી રીતે હોઇ શકે? જીવનું સંસારીપણું અને ભિન્નપણું એ અવિદ્યાકલ્પિત અજ્ઞાનધર્મ છે, પણ વાસ્તવ ધર્મ નથી. તદર્થ દેહ, ઇંદ્રિય, પ્રાણ, અંતઃકરણ, ઇંદ્રિયાદિ રૂપ ક્ષેત્રોથી ક્ષેત્રજ્ઞ નામનો જીવ પુરુષ તે સર્વમાં રહેલો એક હોઇને નિર્વિકારી છે, એમ વિવેકવડે પ્રતિપાદન કરવા સારૂ આ તેરમા અધ્યાયમાં ક્ષેત્રક્ષેત્રજ્ઞ વિવેક કર્યો છે.

## અધ્યાય ૧૪ મો
## ગુણત્રયવિભાગયોગ

**श्रीभगवानुवाच।**

**परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम्।**
**यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः॥१॥**

श्रीभगवान् उवाच। ज्ञानानाम् उत्तमम् परम् ज्ञानम् भूयः प्रवक्ष्यामि यत् ज्ञात्वा सर्वे मुनयः इतः पराम् सिद्धिम् गताः॥

શ્રી ભગવાને કહ્યું–સર્વ જ્ઞાનમાં ઉત્તમ અને શ્રેષ્ઠ જ્ઞાન ફરીથી તને કહુંછું, જેને જાણવાથી સર્વે મુનિઓ આ જન્મમાંથી પરમ સિદ્ધિ (મોક્ષ) પામ્યા છે.

श्रीभगवानने कहा–सब ज्ञानोंमेंसे उत्तम और श्रेष्ठ ज्ञानको मैं तुझसे फिर कहता हू, जिस ज्ञानके जाननेसे सब मुनिजन इस जन्मसे परम सिद्धि पा गये है.

**શાર્દૂલ–** જ્ઞાનોમાં વળી જ્ઞાન ઉત્તમ કહું ઉંચું ફરીથી હવે,
પામ્યા સિદ્ધિ મુનિ સહુ પરમને જાણી અહીંથી જ જે.

---

૧૪-૧જેમ રોગના, ઔષધના, અનુપાનના અને ભક્ષ્યના જ્ઞાન કરતાં આ અપથ્ય પદાર્થ છે, એ ખાવાથી આરોગ્યતામાં અને ઔષધમાં પ્રતિબંધ થાયછે, એવું વિજ્ઞાન અપથ્ય આચરણની નિવૃત્તિ થવાથી અને આરોગ્યની સિદ્ધિ થવાથી ઉત્તમ છે, કેમકે અપથ્યના અભાવના બળથી જ ઔષધની અને આરોગ્યની પણ સિદ્ધિ થાયછે; તેમ જ્ઞાનના ફળને પ્રતિબંધ કરનાર ગુણોનું અને તેના કાર્યોનું જ્ઞાન ઉપર કહેલાં જ્ઞાનોમાં ઉત્તમ છે; કેમકે ગુણ અને તેના કાર્યના સબંધના અભાવના બળથી જ જ્ઞાનની અને તેના ફળની સિદ્ધિ થાયછે.

જ્ઞાનોમાં–ક્ષેત્ર અનાત્મા, ક્ષેત્રજ્ઞ આત્મા, સત્યાદિ લક્ષણ બ્રહ્મ, બ્રહ્મજ ક્ષેત્રજ્ઞ એવું મોક્ષ સંબંધનું જે જ્ઞાન તે મધ્યે; યજ્ઞાદિ જે જ્ઞેય વસ્તુ છે,

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥२॥

इदम् ज्ञानम् उपाश्रित्य मम साधर्म्यम् आगताः सर्गे अपि न उपजायन्ते प्रलये च न व्यथन्ति ॥

આ જ્ઞાનનો આશ્રય કરીને મારા (સાયુજ્ય) સ્વરૂપને પામેલાઓ સૃષ્ટિની ઉત્પત્તિ કાળે પણ જન્મતા નથી અને પ્રલયકાળે નાશ પામતા નથી

इस ज्ञानको आश्रय करनेसे जो मेरे सायुज्यताको प्राप्त हुए है, वे सृष्टि-उत्पत्तिके कालमें भी जन्म नहीं पाते है और प्रलयकालमें नाश नहीं पाते है.

સેવીને વળી જ્ઞાન આ જ મુજ જે પામેલ સાધર્મ્યને,
જન્મે સૃષ્ટિ સમે નહિ પ્રલયમાં વિનાશ પામે ન તે.

---

તેના વિષયવાળાં સર્વે જ્ઞાનોમાં.

જ્ઞાન–ગુણ અને તેના કાર્યનું જ્ઞાન, જેણે કરીને આત્મવસ્તુ જણાય-છે તે; અહીં જ્ઞાન શબ્દ પરમાત્મવિષયક જ્ઞાનના સાધનનો વાચક છે.

મુનિઓ–બ્રહ્મવિત્ શુક વગેરે યતિઓ.

૧૪–૨ મુક્તિ છ જાતની છે. સામીપ્ય, સાલોક્ય, સાયુજ્ય, સારૂપ્ય, સાર્ષ્ટિ, કૈવલ્ય. આમાં કહેલી છે તે કૈવલ્ય–બ્રહ્મરૂપ–બ્રહ્મ થવુ તે.

સાધર્મ્ય–પૂર્ણપણું; મારો ભાવ; અહીં મારા સાધર્મ્યને પામેલા એમ કહેવામાં જાતિ અને રૂપાદિથી સમાનતા પામેલા એવો અર્થ નથી કેમકે બ્રહ્મમાં જાતિરૂપ નથી. બ્રહ્મ અજાત, અભૂત, અપ્રતિષ્ઠ, અશબ્દ, અપ્રાણ, અપાણિપાદ છે એમ શ્રુતિ કહેછે. તે સર્વવ્યાપી, સર્વનું સાક્ષી અને નિર્ગુણ છે; તેથી સાધર્મ્ય એટલે પૂર્ણપણું એ જ અર્થ ઘટેછે. पूर्णमदः पूर्णमिदम्। શ્રુતિ પણ એમ જ કહેછે.

૧૪–૩ મારી ઇશ્વરતાની ઉપાધિભૂત મારી માયા–ત્રણગુણની સામ્યાવસ્થા રૂપ પ્રકૃતિ તે યોનિ, જે સર્વ ભૂતોની ઉત્પત્તિનું કારણ છે. તે સર્વે કાર્યથી મહત્વવાળી હોવાથી મહદ્, પોતાનાં કાર્યોને વધારવાથી

**मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम् ।**
**सम्भवः सर्वभूतानां ततो भवति भारत ॥३॥**

भारत महत् ब्रह्म मम योनिः तस्मिन् अहम् गर्भम् दधामि ततः सर्वभूतानाम् सम्भवः भवति ॥

હે ભારત, મહદ્ બ્રહ્મ(પ્રકૃતિ) મારું ગર્ભાધાનનું સ્થાન છે, તેમાં હુ ગર્ભ મૂકુછુ, તેમાથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાયછે.

हे भारत, महद् ब्रह्म(प्रकृति) मेरे गर्भाधानका स्थान है, उससे मैं गर्भ रखता हू, उससे सब भूतोकी उत्पत्ति होती है.

હુ તો ગર્ભ મૂકુછુ મુજ પ્રકૃતિ યોનિ મહદ્બ્રહ્મમાં,
થાયે તેહ થકી જ સર્વ ભૂતની ઉત્પત્તિ અર્જુન! આ.

---

અથવા બ્રહ્મની ઉપાધિ હોવાથી બ્રહ્મ કહેવાયછે, તે જગતના બીજરૂપ મહદ્ બ્રહ્મમાં હું ગર્ભ મૂકુછુ.

પ્રાણીઓ ચાર પ્રકારનાં છે. ઉદ્‌ભિજ, સ્વેદજ, અંડજ અને જરાયુજ. પાંચ જ્ઞાનેંદ્રિયો તથા પાંચ કર્મેંદ્રિયો જેમાં સમાન હોયછે અને જેમાં મન બુદ્ધિ પણ હોયછે, તે જરાયુજ કહેવાયછે. જરાયુજ એટલે ઓરમાંથી ઉત્પન્ન થનારા, જેમાં મુખ્ય મનુષ્ય છે. અંડજ એટલે ઇંડામાથી ઉત્પન્ન થનારાં, સ્વેદજ એટલે પરસેવાથી ઉત્પન્ન થનારાં અને ઉદ્‌ભિજ એટલે ભોયમાંથી ઉત્પન્ન થનારી તમામ પ્રકારની વનસ્પતિ.

ગર્ભ–હિરણ્યગર્ભના જન્મનુ બીજ–સર્વ ભૂતના જન્મના કારણનું બીજ.

મહત્–અવ્યાકૃત બ્રહ્મ; અવિદ્યા, અજ્ઞાન, પ્રકૃતિ, ત્રિગુણાત્મિકા માયા ઇત્યાદિ નામથી કહેવાયેલ અવ્યાકૃત.

૧૪–૫ પ્રકૃતિસંભવ–પ્રકૃતિ એટલે સત્ત્વ રજ અને તમની સામ્યાવસ્થા, એ જ ભગવાનની માયા. તેનાથી પરસ્પર અંગાંગી ભાવવડે એટલે વિષમતાવડે પરિણામ પામેછે, તેથી ગુણો પ્રકૃતિસંભવ છે એમ

सर्वयोनिषु कौन्तेय मूर्तयः सम्भवन्ति याः
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥४॥

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसम्भवाः ।
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥५॥

कौन्तेय सर्वयोनिषु या मूर्तय सम्भवन्ति तासाम् महत् ब्रह्म योनि अहम् बीजप्रद पिता ॥

महाबाहो सत्त्वम् रज तम इति गुणा प्रकृतिसम्भवा अव्ययम् देहिनम् देहे निबध्नन्ति ॥

હે કુંતીપુત્ર, સર્વ યોનિઓમા જે જે મૂર્તિઓ ઉત્પન્ન થાયછે, તે સર્વેની મહદ્ બ્રહ્મ(પ્રકૃતિ) માતા છે અને હું બીજપ્રદ પિતા છુ.

હે મહાભૂજ, સત્ત્વ રજ અને તમ એ ત્રણ ગુણો પ્રકૃતિમાથી ઉત્પન્ન થયા છે તે અવિકારી આત્મા(જીવાત્મા)ને આ દેહમા બાધેછે.

हे कुंतीपुत्र, सब योनियोंमें जो जो मूर्तियां उत्पन्न होती है, उन सबकी माता महद् ब्रह्म(प्रकृति) है, और मैं बीजारोपण करनेवाला पिता हू.

हे महाबाहो, सत्त्व रज और तम ये तीन गुण प्रकृतिसे उत्पन्न हुए है, वे इस देहमें अविकारी आत्मा(जीव)को बाधते है.

મૂર્તિઓ સહુ પાર્થ ! યોનિ સહુમા ઉત્પન્ન જે થાયછે,
તેઓનો છુ પિતા હું બીજપ્રદ ને યોનિ મહદ્બ્રહ્મ છે.
ગુણો સત્ત્વ રજો તમો પ્રકૃતિથી ઉત્પન્ન થાતા ત્રણે,
દેહે અવ્યય દેહીને સહુ ગુણો બાધે મહાભૂજ ! તે

---

કહેવાયછે, પ્રકૃતિરૂપ

૧૪-૬ સત્ત્વગુણના દોષથી કર્મ કરીને વિદ્વાન પણ બધાયછે. સત્ત્વ ગુણના ફ્લ દયાદોષથી અંતઃકરણ દુષિત થવાથી અનાત્મમા આત્મભાન કરીને ભરત વિદ્વાન છતા પણ હરણમા પોષણપણાનો અને મમત્વ

तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ॥ ६ ॥

अनघ तत्र सत्त्वम् निर्मलत्वात् प्रकाशकम् अनामयम् सुखसङ्गेन ज्ञानसङ्गेन च बध्नाति ॥

હે નિષ્પાપ અર્જુન, તેમાં સત્ત્વગુણ નિર્મળતાને લીધે પ્રકાશક તથા નિર્દોષ છે, તે સુખ અને જ્ઞાનના સંગવડે (પ્રાણીને) બાંધેછે.

हे निष्पाप अर्जुन, इनमें सत्त्वगुण निर्मलताके कारण प्रकाशक और निर्दोष है, वह सुख और ज्ञानके सङ्गसे (जीवात्माको) बांधता है

તેમાં સ્વચ્છ હઈ પ્રકાશક અને નિર્દોષ તો સત્ત્વ છે,
બાંધેછે સુખસંગથી અનઘ ઓ તે જ્ઞાનસંગે ય તે.

---

અધ્યાસ કરીને સ્નેહપાશથી બંધાઈ જન્માદિ બંધને પામ્યા; માટે સત્ત્વાદિ ગુણ અને તેનાં કાર્યોથી દૂષિત થયા વગર જ વિદેહ કૈવલ્યાર્થી વિદ્વાને સદા આત્મનિષ્ઠાથી જ રહેવું

અહીં સુખ શબ્દથી તથા જ્ઞાન શબ્દથી અંતઃકરણના પરિણામ રૂપ સુખ તથા જ્ઞાન સમજવું, આત્મસ્વરૂપ સુખ તથા જ્ઞાન તે સુખ શબ્દથી ન સમજવું.

જ્ઞાનસંગ–વિવિધ શાસ્ત્રના વિચારજન્ય, તેમાં સંગ–કામ; શાસ્ત્રમાં સંગ–તેથી પ્રતિપાદ્ય કરેલા પરમેશ્વરના ગુણ કથા શ્રવણ ભજન કીર્તન વગેરેમાં આસક્તિ.

બાંધેછે–તર્કમીમાંસા સાંખ્ય યોગ આગમ તન્ત્રોના અર્થમાં આસક્ત કરેછે, બ્રહ્મનિષ્ઠામાંથી પાડેછે.

૧૪-૭ રજોગુણથી જીવનું સદૈવ રંજન થાયછે અને કામવાસના સદા જાગૃત રહેછે, એથી એ રજોગુણ કહેવાયછે. જીવમાં એનો થોડો પ્રવેશ થતાં જ એને કામનો નાદ લગાડી મનની ઇચ્છાઓ પવનની પેઠે દોડાવેછે. તેની ઇચ્છા પ્રબળ થઈ દુઃખદાયક ઘટના પણ તેને સુખદાયક

**रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् ।**
**तन्निबध्नाति कौन्तेय कर्मसङ्गेन देहिनम् ॥ ७ ॥**

कौन्तेय रजः रागात्मकम् तृष्णासङ्गसमुद्भवम् विद्धि तत् कर्मसङ्गेन देहिनम् निबध्नाति ॥

હે અર્જુન, રજોગુણને તું અનુરાગ સ્વરૂપ અને તૃષ્ણા તથા સંગથી ઉત્પન્ન કરનાર જાણ, તે કર્મની આસક્તિવડે જીવાત્માને બાંધેછે.

हे अर्जुन, रजोगुणको तुम अनुराग स्वरूप, तथा तृष्णा और आसक्तिको उत्पन्न करनेवाला जानो, वह जीवात्माको कर्मकी आसक्तिसे बांधता है.

ते रागात्मक तुं रजो समज जे आसक्ति तृष्णा करे,
बांधेछे वळी कर्म संगथी सदा ते पार्थ ! सौ देहीने.

---

લાગેછે અને ઇંદ્રલોકની પ્રાપ્તિ થવા છતાં પણ તેને તૃપ્તિ થતી નથી. આ પ્રકારે વિષયવાસનાની વૃદ્ધિ થતાં મેરુ પર્વત હસ્તગત થતાં પણ તેનાથી પૈ એ અધિક મોટી વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખેછે. પોતાની પાસેનું દ્રવ્ય આજે પૂરું થઇ જશે તો કાલે આપણી શી દશા થશે એવો ભ્રમ ધરી તૃષ્ણાના બળથી મોટા મોટા ઉદ્યોગો શરૂ કરેછે.

કર્મસંગેન–જે કર્મ આ લોકના ફળમાં હેતુ છે તે દષ્ટ અને પરલોકના ફળમાં હેતુ છે તે અદષ્ટ; એટલે લૌકિક કે વૈદિક એ સર્વે કર્મોમાં આત્મા જે અકર્તારૂપ છે, તેને હું આ કર્મ કરૂંછું કે કર્મને ભોગવુંછું એવા અભિનિવેશવડે.

૧૪-૮ પ્રમાદ-પ્રયત્નથી કરવા યોગ્ય કાર્યમાં વિસ્મૃતિ; વસ્તુનો વિવેક કરવામાં અસામર્થ્ય તે સત્ત્વગુણના પ્રકાશરૂપ કાર્યનો વિરોધી છે.

આલસ્ય–કર્તવ્ય કાર્યમાં શ્રદ્ધારહિત થવાથી ઉત્સાહનો અભાવ; પ્રવૃત્તિ કરવાનું અસામર્થ્ય. તે રજોગુણની પ્રવૃત્તિનું વિરોધી છે.

નિદ્રા-બુદ્ધિની અધિક જડતાથી કર્તવ્ય છોડી દઇને ઉંઘી જવું: તમોગુણનું અવલંબન કરનારી લયરૂપ વૃત્તિ તે સત્ત્વ અને રજોગુણના

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥

सत्त्वं सुखे सञ्जयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे सञ्जयत्युत ॥ ९ ॥

भारत तमः तु अज्ञानजम् सर्वदेहिनाम् मोहनम् विद्धि तत् प्रमादालस्यनिद्राभिः निबध्नाति ॥

भारत सत्त्वम् सुखे रजः कर्मणि सञ्जयति उत तमः तु ज्ञानम् आवृत्य प्रमादे सञ्जयति ॥

હે ભારત, તમોગુણને અજ્ઞાનજન્ય અને સર્વ પ્રાણીને મોહ પમાડનારો તું જાણ; તે જીવને પ્રમાદ, આળસ અને નિદ્રાવડે બાંધેછે.

હે ભારત, સત્ત્વગુણ સુખમાં, રજોગુણ કર્મમાં અને તમોગુણ તો જ્ઞાનને ઢાંકી દઇને જીવને પ્રમાદમાં જોડી દેછે.

हे भारत, तमोगुणको तुम अज्ञानजन्य और प्राणीमात्रको मोहानेवाला जानो, वह जीवको प्रमाद, आलस और निद्रासे बांधता है.

हे भारत सत्त्वगुण सुखमें, रजोगुण कर्ममें और तमोगुण तो ज्ञानको आच्छादित करके जीवको प्रमादमें लगा देता है.

અજ્ઞાને થઇ જાણ મોહ કરતો દેહી સહુને તમો,
નિદ્રા આળસ ને પ્રમાદથી વળી કૌંતેય ! તે બાંધતો.

જોડે સત્ત્વ જ કુરુનંદન ! સુખે કર્મે રજો જોડતો,
જોડેછે જ પ્રમાદમાં વળી તમો ઘેરી લઇ જ્ઞાન તો.

---

કાર્યની વિરોધી છે.

૧૪-૧૦ કેવળ સત્ત્વગુણી, કેવળ રજોગુણી કે કેવળ તમોગુણી પદાર્થ છે જ નહિ. પ્રત્યેક પદાર્થમાં ત્રણે ગુણોની હિલચાલ ચાલતી જ હોયછે આ હિલચાલમાં જે ગુણ પ્રબળ જણાયછે, તે ગુણ પ્રમાણે તે પદાર્થ સાત્ત્વિક, રાજસ અથવા તામસ કહેવાયછે.

रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥
सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ ११ ॥

भारत रज तम च अभिभूय सत्त्व भवति सत्त्वम् तम च एव रज
॥ सत्त्वं रज· तम ॥

यदा अस्मिन् देहे सर्वद्वारेषु ज्ञानम् प्रकाश उपजायते तदा उत सत्त्वम्
द्धम् इति विद्यात् ॥

હે ભારત, રજોગુણ તમોગુણને દબાવીને સત્ત્વગુણ પ્રબળ થાયછે,
ત્ત્વગુણ અને તમોગુણને દબાવીને રજોગુણ પ્રબળ થાયછે, તેમ જ
ત્ત્વગુણ અને રજોગુણને દબાવીને તમોગુણ પ્રબળ થાયછે.

જ્યારે આ દેહમાં સર્વે (ઇંદ્રિય) દ્વારોમા જ્ઞાનરૂપ પ્રકાશ ઉત્પન્ન
યછે, ત્યારે સત્ત્વગુણ વધેલો છે એમ જાણવું.

हे भारत, सत्त्वगुण, रजोगुण और तमोगुणको परास्त करके बढता है,
जोगुण, सत्त्वगुण और तमोगुणको परास्त करके बढता है और वैसे ही
मोगुण, सत्त्वगुण और रजोगुणको परास्त करके बढता है,

जब इस देहमे सब (इंद्रिय) द्वारोंमे ज्ञानरूप प्रकाश उत्पन्न होता है,
ब सत्त्वगुणकी वृद्धि हुई है ऐसा जानना

**સત–** વાધે પ્રધાન થઇ ભારત ! સત્ત્વ પાડી,
બને તમો વળી રજોગુણને હરાવી,
થાયે રજો પ્રબળ સત્ત્વ તમો હરાવી,
થાયે તમો ગુણ રજો વળી સત્ત્વ દાબી.

॥**દૂલ–** આ દેહે વળી જ્ઞાનજ્યોતિ પ્રકટે જ્યારે સહુ દ્વારમાં,
ત્યારે સત્ત્વની વૃદ્ધિ થૈ સમજવી અર્જુન ! ત્રિગુણમા.

---

અભિભૂય–દબાવ કરીને (ઉત્કૃષ્ટ) થાયછે–મનેને પોતાનાં કરીને પોતે

लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥
अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥ १३ ॥

भरतर्षभ रजसि विवृद्धे लोभ प्रवृत्ति कर्मणाम् आरम्भ अशम• स्पृहा एतानि जायन्ते ॥

कुरुनन्दन तमसि विवृद्धे अप्रकाश अप्रवृत्ति• च प्रमाद॰ मोह॰ एव च एतानि जायन्ते ॥

હે ભરતશ્રેષ્ઠ, જ્યારે રજોગુણની વૃદ્ધિ થાયછે ત્યારે લોભ પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશાંતિ અને ઇચ્છા એ સર્વ ઉત્પન્ન થાયછે.

હે અર્જુન, જ્યારે તમોગુણની વૃદ્ધિ થાયછે ત્યારે અપ્રકાશ (અંધકાર), અપ્રવૃત્તિ, પ્રમાદ તેમ જ મોહ એ સર્વ ઉત્પન્ન થાયછે.

हे भरतश्रेष्ठ, रजोगुणकी वृद्धि होनेसे लोभ, प्रवृत्ति, कर्मोंका आरंभ, अशांति और इच्छा, ये सब उत्पन्न होते हैं.

हे अर्जुन, तमोगुणकी वृद्धि होनेसे अप्रकाश (अज्ञानता), अप्रवृत्ति, प्रमाद और मोह ये सब उत्पन्न होते हैं.

કર્મારંભ પ્રવૃત્તિ કર્મતણી ને લોભે અશાંતિ સ્પૃહા,
થાયે એ સરવે રજોગુણતણી અર્જુન વૃદ્ધિ થતાં.
થાયેછે અપ્રકાશ અપ્રવૃત્તિ ને મોહે પ્રમાદે બધા,
ત્રણે ગુણમહીં તમો ગુણતણી હે ! પાર્થ વૃદ્ધિ થતાં.

---

પોતા રૂપે જ રહીને પોતાનું કાર્ય કરેછે.

૧૪-૧૨ પ્રવૃત્તિ-પરદ્રવ્ય વગેરેમાં ઇચ્છા-પ્રવર્તન-સામાન્ય ચેષ્ટા.
આરંભ-જેમાં ઘણું ધન ખરચાતાં સિદ્ધિ થાય તથા શરીરને શ્રમ થાય એવાં કામ્ય, નિષિદ્ધ, લૌકિક ઇત્યાદિ કર્મોમાં ઉદ્યોગ.

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥
रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥

यदा सत्त्वे प्रवृद्धे तु देहभृत् प्रलयम् याति तदा उत्तमविदाम् अमलान् लोकान् प्रतिपद्यते ॥

रजसि प्रलयम् गत्वा कर्मसङ्गिषु जायते तथा तमसि प्रलीन मूढयोनिषु जायते॥

જ્યારે સત્ત્વગુણની પ્રબળતા હોય અને જીવ મૃત્યુ પામે તો તે ઉત્તમ જ્ઞાનીઓના નિર્મળ લોકને પામેછે

રજોગુણની પ્રબળતા સમયે મૃત્યુ પામવાથી કર્મસક્ત મનુષ્યોમાં જન્મેછે અને તમોગુણની પ્રબળતા સમયે મૃત્યુ પામનાર જીવ મૂઢ (તિર્યક્) યોનિમા જન્મેછે

जब सत्त्वगुणकी वृद्धि होवे और जीव मर जावे, तब वह उत्तम ज्ञानियोके निर्मल लोकोको प्राप्त करता है

रजोगुणकी वृद्धिके समयमें मृत्यु पानेसे कर्मासक्त मनुष्योमें जन्म पाता है, और तमोगुणकी वृद्धिके समयमें मरनेवाला जीव मूढ (तिर्यक्) योनिमें जन्म पाता है.

પામે મૃત્યુ જ સત્ત્વવૃદ્ધિ સમયે જે કોઇ યે દેહી તે,
પામે ઉત્તમ તત્ત્વજ્ઞાની જનના વિશુદ્ધ લોકો ય તે
કર્માસક્ત જ લોકમા અવતરે મૃત્યુ રજોમા થતા,
જન્મેછે મૂઢ યોનિમા મરણ તો થાતા તમોવૃદ્ધિમા.

---

૧૪-૧૪ મૃત્યુ સમયે જીવાત્માને પુણ્યાપુણ્ય કર્મને લઇને સત્ત્વાદિ ગુણનો ઉત્કર્ષ થાયછે, ને તેને અનુકૂળ યજ્ઞાદિ લોકની પ્રાપ્તિ થાયછે, એટલે પુણ્ય અપુણ્યરૂપ કર્મ પ્રમાણે શ્રુતિમા કહેલી ગતિ અને આ શ્લોકમા ગુણ પ્રમાણે બોધેલી ગતિમાં વિરોધ નથી.

૧૪-૧૫ કર્મસંગી–શ્રુતિ અને સ્મૃતિમા બતાવેલા ...

कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम्।
रजसस्तु फलं दुखमज्ञानं तमसः फलम्॥ १६॥
सत्त्वात्सञ्जायते ज्ञानं रजसो लोभ एव च।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७॥

सुकृतस्य कर्मणः फलम् सात्त्विकम् निर्मलम् रजसः तु फलम् दुःखम् तमसः फलम् अज्ञानम् आहुः॥

सत्त्वात् ज्ञानम् सञ्जायते रजसः लोभः एव तमसः च प्रमादमोहौ भवतः अज्ञानम् एव च॥

પુણ્યકર્મનું ફળ સાત્ત્વિક અને નિર્મળ કહ્યું છે, રજોગુણવાળા કર્મનું ફળ દુઃખ અને તમોગુણવાળા કર્મનું ફળ અજ્ઞાન કહ્યું છે.

સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાયછે, રજોગુણથી લોભ જ ઉત્પન્ન થાયછે અને તમોગુણથી પ્રમાદ, મોહ અને અજ્ઞાન જ ઉપજેછે.

पुण्यकर्मका फल सात्त्विक और निर्मल कहा है, राजस कर्मका फल दुःख और तामस कर्मका फल अज्ञान कहा है.

सत्त्वगुणसे ज्ञान उत्पन्न होता है, रजोगुणसे लोभ ही उत्पन्न होता है और तमोगुणसे प्रमाद, मोह तथा अज्ञान ही उत्पन्न होते हैं.

કહેછે સાત્ત્વિક તેમ નિર્મળ ફળે સૌ પુણ્યકર્મોતણું,
છે અજ્ઞાન તમોતણું ફળ ફળે દુઃખો રજોગુણનું.
થાયે સત્ત્વથી જ્ઞાન લોભ જ વળી થાયે રજોગુણથી,
ને અજ્ઞાન પ્રમાદ મોહ સરવે થાયે તમોગુણથી.

---

પ્રતિષિદ્ધ કર્મોના અધિકારવાળાં મનુષ્યોમાં.

૧૪-૧૮ કર્તૃત્વ માત્ર પ્રકૃતિનું છે, પુરુષનું નથી. પ્રકૃતિના ગુણોથી છૂટીને જે પુરુષને આ જ્ઞાન થયું નથી, તેનો જન્મમરણનો ફેરો પણ છૂટતો નથી; પછી સત્ત્વગુણના ઉત્કર્ષને લીધે ભલે તેને દેવ શરીર પ્રાપ્ત થાય કે રજોગુણના ઉત્કર્ષથી મનુષ્ય શરીર પ્રાપ્ત થાય કે તમોગુણની

ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥ १८ ॥
नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टाऽनुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥

सत्त्वस्थाः ऊर्ध्वम् गच्छन्ति राजसाः मध्ये तिष्ठन्ति जघन्यगुणवृत्तिस्थाः तामसाः अधः गच्छन्ति ॥

गुणेभ्यः अन्यम् कर्तारम् न यदा द्रष्टा अनुपश्यति गुणेभ्यः च परम् वेत्ति सः मद्भावम् अधिगच्छति ॥

સત્ત્વગુણી મનુષ્યો ઉપરના લોકમાં જાયછે, રજોગુણી મધ્યમાં (મનુષ્ય-લોકમાં) રહેછે અને કનિષ્ઠ ગુણ વૃત્તિવાળા તમોગુણી નીચ ગતિને પામેછે.

ગુણો સિવાય બીજો કોઇ કર્તા નથી, એમ જ્યારે દ્રષ્ટા જુએછે, અને આત્માને ગુણોથી પર (અતીત) જાણેછે, ત્યારે તે મારા સ્વરૂપને પામેછે.

सत्त्वगुणी पुरुषो उपरके लोकको जाते है, रजोगुणी मध्यमें रहेते है और कनिष्ठ गुणकी वृत्तिमें स्थित तमोगुणी नीचे जाते है,

गुणोसे अतिरिक्त अन्य कोई कर्ता नहीं है, ऐसा जब द्रष्टा देखता है, और आत्माको गुणोसे पर (अतीत) जानता है, तब वह मेरे स्वरूपको पाता है.

ઉંચે તો ચડતા જ સત્ત્વગુણીઓ મધ્યે રહે રાજસો,
રહેલા જે ગુણવૃત્તિ એ અધમમાં નીચે પડે તામસો.
દ્રષ્ટા કોઇ ન જ્યાહરે ગુણ વિના બીજો ય કર્તા જુએ,
પામે તે મુજ ભાવ તત્ત્વ પરને જાણે ગુણોથી ય જે.

---

વૃદ્ધિથી તે પશુયોનિમાં જન્મે. જન્મ મરણના ચક્રનાં આ ફળ પ્રત્યેક પુરુષની આસપાસ રહેલી પ્રકૃતિમાંના એટલે તેની બુદ્ધિમાંના સત્ત્વ રજ અને તમના ઉત્કર્ષ અને અપકર્ષને લીધે ઉત્પન્ન થાયછે.

૧૪–૨૨,૨૩ ત્રિગુણાત્મક માયાના ફાંસામાથી છુટી પ્રકૃતિ અને પુરુષની પેલી પાસ રહેલા પરમાત્માને ઓળખનાર સિદ્ધ પુરુષ

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥

अर्जुन उवाच ।

कैर्लिङ्गैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥

देहसमुद्भवान् एतान् त्रीन् गुणान् अतीत्य जन्ममृत्युजरादुःखैः विमुक्तः देही अमृतम् अश्नुते ॥

अर्जुनः उवाच । प्रभो एतान् त्रीन् गुणान् अतीतः कैः लिङ्गैः भवति आचारः किम् एतान् च त्रीन् गुणान् कथम् अतिवर्तते ॥

દેહની ઉત્પત્તિના કારણરૂપ આ ત્રણે ગુણોને ઓળગીને (અતિક્રમણ કરીને) જન્મ મૃત્યુ અને જરાના દુઃખોથી મુક્ત થઈને જીવ મોક્ષ પામેછે.

અર્જુને કહ્યું–હે પ્રભુ, જીવ એ ત્રણ ગુણોથી અતીત ક્યા લક્ષણો વડે થાયછે? તેનું આચરણ કેવું હોય? અને તે એ ત્રણ ગુણને શી રીતે ઓળંગી જાયછે?

देहके उत्पत्तिका बीजरूप इन तीनों गुणोंका उलंघन करके जन्म मृत्यु और बुढापेके दुःखोंसे मुक्त होकर जीव मोक्ष पाता है.

अर्जुनने कहा–हे प्रभु, जीव इन तीन गुणोंसे अतीत किन किस चिह्नोंसे होता है (जाना जाता है)? उसका आचार कैसा है? और वह इन तीनों गुणोंको कैसे उलंघता है.

દેહોત્પત્તિ તણા જ હેતુ ત્રણ આ દેહી તરી ગુણને,
મૃત્યુ જન્મ જરા દુઃખોથી છૂટીને કૈવલ્યને ભોગવે.
ગુણો આ ત્રણથી અછત જન તે શાં લક્ષણે જાણવો?
શા આચાર જ કેમ ગુણ ત્રણ એ વિભુ! તરી તે જતો.

---

વર્ણન આ છ શ્લોકમાં છે.

પ્રકાશ–તે સત્ત્વગુણનો વિકાર છે, અર્થાત્ વિષયનાં સુખ અને જ્ઞાન તેમાં આસક્ત થયેલાં ચિત્ત અને ઇંદ્રિયોનો પ્રસાદ છે, તે જ રસાસ્વાદ કહેવાયછે.

श्रीभगवानुवाच।
प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।
न द्वेष्टि सम्प्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति ॥ २२ ॥
उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥ २३ ॥

श्रीभगवान् उवाच। पाण्डव प्रकाशम् च प्रवृत्तिम् च मोहम् च एव सम्प्रवृत्तानि न द्वेष्टि निवृत्तानि न काङ्क्षति।

यः उदासीनवत् आसीनः गुणैः न विचाल्यते गुणाः वर्तन्ते इति एव यः अवतिष्ठति न इङ्गते।

શ્રીભગવાને કહ્યું-હે અર્જુન, પ્રકાશ અને પ્રવૃત્તિ તેમ જ મોહ પ્રાપ્ત થતાં જે તેનો દ્વેષ કરતો નથી, અને નિવૃત્ત થતાં તેની ઇચ્છા કરતો નથી;

જે ઉદાસીનની જેવો રહી ગુણોવડે ચલાયમાન થતો નથી, અને ગુણો પોતપોતાનું કામ કરેછે, એમ માની જે સ્થિર રહેછે અને ડગતો નથી;

श्रीभगवानने कहा-हे अर्जुन, जो प्रकाश तथा प्रवृत्ति और मोहके प्राप्त होनेसे उनका द्वेष नहीं करता है, और निवृत्त होनेसे उनकी इच्छा नहीं करता है;

जो उदासीनकी भांति बैठकर गुणोंसे चलायमान नहीं होता है और गुण अपने अपने कार्योको कर रहे हैं, ऐसा मानकर जो स्थित रहता है और हिलता नहीं है;

થાતાં પ્રાપ્ત પ્રકાશ તેમ પ્રવૃત્તિ ને પાર્થ ! મોહે વળી,
પામ્યે દ્વેષ કરે નહિ સમી જતાં વાંછા ય રાખે નહિ;
ઉદાસી સમ જે રહે વળી ગુણે જે ના ચળાવાય ને,
ગુણો માત્ર કરે જ કર્મ, ગણી એ રહે સ્થિર ને ના ડગે;

---

પ્રવૃત્તિ-એ રજોગુણનું કાર્ય છે. એનું મૂળ રાગ છે, તે ચિત્તને અને ઇંદ્રિયોને બાહ્ય વિષયોમાં તાણી જાયછે, તેથી વિક્ષેપ થાયછે.

મોહ-એ તમોગુણનો વિકાર છે. તે ચિત્તને નિદ્રા, ..

**समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।**
**तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥ २४ ॥**
**मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।**
**सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥**

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः तुल्यप्रियाप्रियः तुल्यनिन्दात्मसंस्तुतिः धीरः ।

मानापमानयोः तुल्यः मित्रारिपक्षयोः तुल्यः सर्वारम्भपरित्यागी सः गुणातीत उच्यते ॥

જેને સુખ દુઃખ સમાન છે, જે સ્વરૂપમાં સ્થિત છે, જેને માટી પત્થર અને સોનું સમાન છે, જેને પ્રિય અને અપ્રિય તેમ જ પોતાની નિંદા અને સ્તુતિ સરખાં છે અને જે ધીર છે;

વળી જે માન અને અપમાનમાં તેમ જ મિત્રપક્ષ અને શત્રુપક્ષમાં સમાન દૃષ્ટિવાળો છે, અને જેણે સર્વે કર્મફળનો ત્યાગ કર્યો છે, તે પુરુ ગુણાતીત કહેવાયછે.

जो सुख दुःख समान माननेवाला, स्वरूपमें स्थित, मिट्टी पत्थर और सोनेको समान समझनेवाला, प्रिय और अप्रियको तथा अपनी निंदा और स्तुतिको समान माननेवाला तथा धीर है,

जो मान और अपमानमें समदृष्टिवाला है, वैसे ही मित्रपक्ष और शत्रुपक्षमें समान दृष्टिवाले है, और सब कर्मके फलका त्याग करनेवाला है, वह पुरुष गुणातीत कहाता है.

માટી પત્થર હેમ તુલ્ય સમ છે દુઃખો સુખો જેહને,
નિંદા સ્તુતિ અપ્રિય પ્રિય સમ છે જે સ્વસ્થ ને ધીર છે;
શત્રુ મિત્રતણો ય પક્ષ સરખો માનાપમાને તથા,
ગુણાતીત ગણાય તેહ તજતાં આરંભ સૌ કર્મના.

---

પ્રમાદની સાથે જોડેછે, ત્યારે લય કહેવાયછે, અને ચિત્તમાં ફરી ફરીને સરા-

**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।**
**स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥**

य च अव्यभिचारेण भक्तियोगेन माम सेवते स. एतान् गुणान् समतीत्य ब्रह्मभूयाय कल्पते ॥

વળી જે એકનિષ્ઠ ભક્તિયોગવડે મારી સેવા કરેછે, તે આ ગુણોને સારી રીતે ઓળગી જઇને બ્રહ્મસ્વરૂપ થવાને માટે યોગ્ય બનેછે.

और जो एकनिष्ठ भक्तियोगसे मेरी सेवा करता है, वह इन गुणोंको अच्छी तरह उलघके ब्रह्मस्वरूप होनेको योग्य होता है.

ભક્તિયોગ અનન્યથી જ વળી જે સેવા કરે માહરી,
તે છે યોગ્ય જ બ્રહ્મભૂત બનવા આ ગુણ સર્વે તરી.

---

ગતા ઉપજાવેછે, માટે કષાય કહેવાયછે. એ ત્રણે સમાધિમાં અંતરાયરૂપ છે. અનુતિષ્ઠતિ, એવો પાઠ પણ છે. (૧૪-૨૩)

૧૪-૨૬ અવ્યભિચાર ભક્તિયોગ-ચિત્તના એક પ્રવાહમાં બીજી વૃત્તિવડે તૂટ પડવી,તે વ્યભિચાર; તેથી રહિત અવ્યભિચારી ભક્તિયોગવડે સેવેછે. ભક્તિ એટલે ધ્યેય વસ્તુમાં એકાકાર ચિત્તવડે તે જ વસ્તુના આકારમય ચિત્તનો પ્રવાહ-અખંડાકાર વૃત્તિ તે.

मत्कथाश्रुतिमात्रेण मयि सर्वगुहाशये ।
मनोगतिरविच्छिन्ना यथा गगाम्भसोऽम्बुधौ ॥
अहैतुक्यव्यवहिता या भक्ति पुरुषोत्तमे ।
लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ॥

કૈવલ્યસિદ્ધિમાં આ સર્વોત્તમ ઉપાય છે, તે ઉપાયવડે મને સેવેછે.

૧૪-૨૭ एतदमृतमभयमेतद्ब्रह्म। શ્રુતિ. મરણ ધર્મ રહિત, અવિનાશી, જન્મરહિત અમૃતનું અવિનાશીપણું યોગ છે, માટે અમૃતથી આદિ અંત વિકારોનો અભાવ સુચવ્યો. અવ્યય-અવિકારી, એ પ્રમાણે, શબ્દથી પરિણામનો અભાવ સુચવ્યો. શાશ્વત-નિત્ય, આ શબ્દથી

ब्रह्मणो हि प्रतिष्ठाऽहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥ २७ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णाऽर्जुनसंवादे गुणत्रयविभागयोगो नाम चतुर्दशोऽध्यायः।

अव्ययस्य हि अमृतस्य च शाश्वतस्य धर्मस्य च ऐकान्तिकस्य सुखस्य च ब्रह्मणः प्रतिष्ठा अहम् ॥

કેમકે નિત્ય અમૃત(મોક્ષ)રૂપ, શાશ્વત ધર્મરૂપ અને ઐકાંતિક–અખંડ સુખરૂપ બ્રહ્મની પ્રતિષ્ઠા હું છું.

क्योंकि नित्यमोक्षरूप, शाश्वत धर्मरूप और ऐकांतिक सुखरूप ब्रह्मकी प्रतिष्ठा में हूं.

કાં કે બ્રહ્મ અમૃત અવ્યયતણી ને શાશ્વતે ધર્મની,
ને ઐકાંતિક સુખની પણ જુઓ હું તો પ્રતિષ્ઠા વળી.
એ પ્રમાણે ગુણત્રયવિભાગયોગ નામનો ચૌદમો અધ્યાય પૂરો.

---

તુક અસ્તિત્વ અપક્ષયનો અભાવ સુચવ્યો. પ્રતિષ્ઠા–વાસસ્થાન, આધાર. ઐકાંતિક–એક અંત તે એકાંત–એક પ્રત્યય–એક જ જ્ઞાન, તેનાથી જે પમાય તે ઐકાંતિક–સર્વત્ર અવ્યભિચરિત સત્તાવાળું–પરિપૂર્ણ. જે સુખ વિષયજન્ય સુખની પેઠે વ્યભિચારી નથી, પણ સર્વ દેશ તથા સર્વ કાળ વિષે વિદ્યમાન છે, તે જ વ્યાપક સુખનું યો वै भूमा तत्सुखम्। શ્રુતિ કથન કરેછે.

બ્રહ્મ–સોપાધિક બ્રહ્મ, જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયના હેતુભૂત તત્પદનું વાચ્ય છે, તેનું હું આશ્રયસ્થાન છું.

હું–ચિન્માત્ર બ્રહ્મની હું પ્રતિષ્ઠા એટલે ઘનીભાવરૂપ મૂર્તિ છું. જેમ તેજની ઘનીભાવ મૂર્તિ સૂર્ય છે, પરિમળની ઘનીભાવ મૂર્તિ જેમ કપૂર છે, તેમ હું ચિન્માત્ર બ્રહ્મની ઘનીભૂત પ્રતિમા છું. હું એટલે પારમાર્થિક, નિર્વિકલ્પ અને સત્ ચિત્ આનંદરૂપ તથા તત્પદના લક્ષ્યાર્થરૂપ.

## અધ્યાય ૧૫ મો
## પુરુષોત્તમયોગ

श्रीभगवानुवाच ।
ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥

श्रीभगवान् उवाच । ऊर्ध्वमूलम् अधः शाखम् छन्दांसि यस्य पर्णानि अव्ययम् अश्वत्थम् प्राहुः तम् यः वेद स वेदवित् ॥

શ્રીભગવાને કહ્યું–જેના મૂળ ઉપર છે અને શાખા નીચે છે, અને વેદ જેના પાંદડા છે, તેને અવિનાશી (સંસારરૂપ) પીપળો કહેછે, એને જે જાણે છે તે જ વેદવેત્તા છે

श्रीभगवानने कहा जिसके मूल उपर है, जिसकी शाखें नीचे है, और वेद जिसके पत्ते है, उसको अविनाशी (संसाररूप) पीपल वृक्ष कहते है और जो इनको जानता हैं, वही वेदज्ञ हैं

વસંત– જેના ઉંચે મૂળ રહ્યા નીચી ડાળી છે તે
વેદો રહેલ સહુ પત્રરૂપે જ જેને,
અશ્વત્થ તે જ તરુ અવ્યયને કહેછે,
વેદજ્ઞ તે જ વળી તે તરુ જેહ જાણે

૧૫-૧,૨ ગીતા નામનું સમસ્ત શાસ્ત્ર છે, તે શાસ્ત્ર આ અધ્યાય જ છે, કેમકે આમાં સર્વ ગીતાશાસ્ત્રનો અર્થ સંક્ષેપમાં કહ્યો છે

ઉર્ધ્વમૂલ–કાળના સૂક્ષ્મપણાથી, કારણપણાથી, નિત્યપણાથી, મહત્ત્વથી ઉર્ધ્વ કહેવાયછે आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । શ્રુતિપ્રસિદ્ધ મનુષ્ય આનંદથી આરંભીને સો સો ગણા વધતા આનંદની શ્રેણી ઉપર રહેલ પરમાનંદરૂપ અદ્વય વસ્તુ તે ઉર્ધ્વ મૂલ કારણ

અધ શાખ–મહદાદિ વિકારો સર્વ પ્રકૃતિની નીચે રહેવાથી અધ. ઉપરથી નીચે ઉતરતી શાખાની પેઠે અવ્યક્ત મહદહંકાર પંચ તન્માત્રા સોળ વિકાર હિરણ્યગર્ભ વિરાટ પ્રજાપતિ સુર ગંધર્વ અસુર નર તિર્યંક સ્થાવરરૂપ જેને

न रूपमस्येह तथोपलभ्यते
नान्तो न चादिर्न च संप्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूल-
मसङ्गशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३॥

तथा अस्य रूपम् इह न उपलभ्यते न अन्तः न च आदिः न च संप्रतिष्ठा एनम् सुविरूढमूलम् अश्वत्थम् दृढेन असङ्गशस्त्रेण छित्त्वा ।

એવી રીતનું એનું રૂપ આ લોકમાં અનુભવમાં આવતું નથી, તેને અંત નથી, આદિ નથી અને પ્રતિષ્ઠા કે આધાર નથી; આ મજબૂત મૂળવાળા પીપળાને વૈરાગ્યરૂપ દૃઢ શસ્ત્રવડે કાપી નાંખીને,

तिस प्रकारका उसका रूप इस लोकमें अनुभवमें नहीं आता है, उसका अंत नहीं है, आदि नहीं है और प्रतिष्ठा या आधार भी नहीं है, ऐसे दृढ मूलवाले इस वृक्षको दृढ वैराग्यरूप शस्त्रसे काटके,

ને રૂપ તેનું અહીંયાં ય નથી જણાતું,
આધાર મૂળ નહિ અંત ન આદિ તેનું,
અશ્વત્થ એહ તરને દૃઢ મૂલધારી,
વૈરાગ્ય રૂપ દૃઢ શસ્ત્રથી છેદી નાંખી,

---

ग्वरोऽश्वत्थः । એવાં વિષ્ણુના ત્રણ વૃક્ષાત્મક નામો વિષ્ણુસહસ્રમાં આપેલાં હોવાથી આ સ્થળે આ અશ્વત્થ શબ્દથી પીપળો અર્થ લેવો ઠીક છે. (૧૫-૧)

હિરણ્યગર્ભ વગેરે કાર્યોપાધિ જીવો શાખાસ્થાને રહેલા કહ્યા, તેમાં જે દુષ્કૃતિ પુરુષો છે, તે નીચ પશુ આદિ યોનિમાં વિસ્તાર પામી રહ્યા અને સુકૃતિ પુરુષો દેવાદિ યોનિમાં વિસ્તાર પામ્યાં.

જ્યાં સુધી કર્મ શેષ રહ્યું છે, ત્યાં સુધી શરીર છે, અને શરીર હોય ત્યાં સુધી કર્મ કર્યા સિવાય રહી શકાતું નથી, માટે મનુષ્યદેહ અન્ય કર્મરૂપી શાખાનુ મૂળ છે.

કર્માનુબંધીનિ–ધર્મઅધર્મરૂપ કર્મને, પોતેઉત્પન્ન થયાપછી ઉત્પન્ન કરેછે તે.
વિષયપ્રવાલા–જીવરૂપ શાખાઓનો વૃદ્ધિક્રમ આ શબ્દથી બતાવ્યો છે.

ततः पदं तत्परिमार्गितव्यम्
यस्मिन्गता न निवर्तन्ति भूयः।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥

ततः च यस्मिन् गताः भूय न निवर्तन्ति तम् एव आद्यम् पुरुषम् प्रपद्ये तत् पदम् परिमार्गितव्यम् यतः पुराणी प्रवृत्तिः प्रसृता ॥

પછી જેને પામેલા અહીં પાછા આવતા નથી, તે જ આદ્ય પુરુષને હું શરણે છુ, એવી ભાવનાથી તે પદ(સ્થાન)ને શોધી કાઢવું કે જેમાંથી પ્રાચીન પ્રવૃત્તિ ફેલાયેલી છે.

अनतर, जिसको प्राप्त हुए लोग फिर वापिस नहीं लौटते है, उसी ही आद्य पुरुषके शरणको मैं प्राप्त हुआ हूं, इस भावसे तिस पदको ढूंढना चाहिये, जिससे पुरानी प्रवृत्ति फैली हुई है.

ને શોધવું પછી જ તે પદ એક જેમાં,
પ્હોંચી ગયેલ ફરતા નથી કોઇ પાછા,
પુરાણી જેથી પ્રવૃત્તિ પ્રસરી રહી શું!
હું આદ્ય તે પુરુષને શરણે જઉંછું.

---

શબ્દાદિ ભોગ્ય પદાર્થો વિષયરૂપ ટીશાઓ અથવા કુંપળો છે; એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસાદિ ભોગ્યોનો ઇંદ્રિયોની સાથે સંબંધ થતાં તેમાં રાગ, દ્વેષ, કામ, ક્રોધ, લોભ આદિ ઉત્પન્ન થઇ ફરી ફરીને જીવાત્મા કર્મ સાથે જોડાયછે.

મનુષ્યલોકમાં–પ્રાણી વર્ગમાં–સર્વત્ર વિષયોમાં કામને ઉત્પન્ન કરતી અને કર્મો કરાવતી આ ઝીણાં મળરૂપ વાસનાઓ લિંગશરીરમાં રહેછે, તેથી કરીને વાસનાઓ કામનાઓને ઉપજાવેછે. કામ ઉંચનીચ કર્મ કરાવેછે, કર્મો ફરી ફરીને શરીરો ઉપજાવેછે. આમ વાસના જ પરંપરા બંધન વધારેછે. (૧૫-૨)

૧૫–૩ થી ૫ સૃષ્ટિનો સંસાર એટલે નામ રૂપાત્મક કર્મ એ અનાદિ છે, અને તેનો ક્ષય કરવો એટલે તેમાં જે આસક્તિ હોય તે કાઢી નાંખવી તે. બીજી કોઇ રીતે તેનો ક્ષય થવો શક્ય નથી, કેમકે સ્વરૂપે તે અનાદિ

निर्मानमोहा जितसङ्गदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामा ।
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
र्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥

निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामा सुखदुःखसंज्ञैः द्वन्द्वैः विमुक्ता अमूढा तत् अव्ययम् पदम् गच्छन्ति ॥

અભિમાન અને મોહથી રહિત, આસક્તિના દોષને જીતનારા, સદા અધ્યાત્મ પરાયણ જેની કામનાઓ નિવૃત્ત થઇ ગઇ છે એવા, સુખ દુઃખાદિ દ્વંદ્વથી મુક્ત થયેલા જ્ઞાની પુરુષો તે અવ્યય પદને પામે છે

जिनका अभिमान और मोह चला गया है, जिन्होंने आसक्तिदोष जीत लिये है, जो नित्य अध्यात्मपरायण है, जिनकी कामना नष्ट हो गई है, और जो सुखदुःखरूपी द्वंद्वोंसे छूटे है, वे ज्ञानी पुरुष उस अव्यय पदको पाते है

જેને ન માન નહિ મોહ ન સંગ દોષે,
અધ્યાત્મનિષ્ઠ વિરમ્યા વળી કામ જેને,
દ્વંદ્વોથી મુક્ત સમ સુખ દુઃખો ય જેને,
નિર્ભ્રાંત તેજ પદ અવ્યય તેહ પામે.

અને અવ્યય છે

આ સંસારવૃક્ષનુ રૂપ જેવુ વર્ણવ્યુ છે તેવુ આ લોકમા નથી જ પમાતુ કેમકે સ્વપ્ન, મૃગજળ અને માયાથી ઉત્પન્ન થએલ ગંધર્વ નગરના જેવુ આનુ રૂપ હોઇને તે જોતા વાર નાશ પામે એવા સ્વરૂપવાળુ છે એટલા માટે આનો અંત એટલે છેલ્લી મર્યાદા અથવા સમાપ્તિ નથી તેમ જ આદિ નથી એટલે કે અહીંથી આરંભીને અહીં લગી છે એમ કોઇથી જણાતુ નથી, અને સપ્રતિષ્ઠા એટલે સ્થિતિ અથવા મધ્ય પણ કોઇથી સમજાતું નથી

અસંગ-વિષયી રાગનો અભાવ પુત્રૈષણા વિત્તૈષણા લોકૈષણા એ ત્રણે ઇષણાના ત્યાગરૂપ વૈરાગ્ય

સુવિરૂઢ મૂળ-અનેક કોટિ બ્રહ્માકલ્પની અનુસ્યુત વિવિધ પ્રકારની

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ६ ॥

तत् सूर्यं न भासयते न शशाङ्कः न पावकः यत् गत्वा न निवर्तन्ते तत् मम परमम् धाम ॥

તેને સૂર્ય પ્રકાશી શકતો નથી, ચંદ્ર પ્રકાશી શકતો નથી કે અગ્નિ પ્રકાશી શકતો નથી, જ્યાં ગયા પછી લોકો પાછા આવતા નથી, તે મારૂં પરમ ધામ છે.

जिसको सूर्य प्रकाशित नहीं कर सकता है, चंद्र प्रकाशित नहीं कर सकता है या अग्नि प्रकाशित नहीं कर सकता है, जिसमें गये हुए पुरुष फिर वापिस नहीं आते है, वही मेरा परम धाम है.

શાર્દૂલ– તેને સૂર્ય પ્રકાશી યે નહિ શકે ના ચંદ્ર કે અગ્નિ યે,
જ્યાં પ્હોંચી ન ફરી વળે, પરમ એ તો ધામ મારૂં જ છે.

---

વાસનાના પટથી અત્યંત બદ્ધ થયેલ મૂળવાળું; એરંડીયા તેલના લેપથી તેના પાત્રની પેઠે મર્ત્ય તરફથી વિવિધ વિષય વાસનાની જાળરૂપી મૂળો જેને ખૂબ વ્યાપી રહ્યાં છે તે. (૧૫-૩)

સોઽન્વેષ્ટવ્યઃ સ વિજિજ્ઞાસિતવ્યઃ। શ્રુતિ. તે પરબ્રહ્મ જ આ અધિકારી પુરુષે શોધવા યોગ્ય છે: તથા તે પરબ્રહ્મ જ આ અધિકારી પુરુષે જાણવાની ઇચ્છા કરવા યોગ્ય છે. (૧૫-૪)

જિતસંગદોષા–ઇંદ્રિય અને મનનો વિષયોની સાથે સંસર્ગ તે સંગ. તે જ કામસંકલ્પાદિ દોષનું કારણ છે, માટે તે દોષ કહેવાય છે. ધ્યાન દર્શન અને શ્રવણ આદિવડે ઇંદ્રિયોની સાથે વિષયોનો સંસર્ગ થતાં કામ સંકલ્પ આદિ દોષો ઉત્પન્ન થાય, પછી ભોક્તૃ ભોગ્ય આદિ અધ્યાસ ઉપજે, પછી પ્રવૃત્તિ થાય અને પછી પ્રત્યક્ દર્શનમાં વિચ્છેદ પડે એમ ધ્યાયતો વિષયાન્પુંસઃ ઇત્યાદિ દોષોની પરંપરા થાય. આ પ્રમાણે સંગદોષનું પરિણામ છે, તે સંગદોષ જેમણે છત્યો છે એવા. (૧૫-૫)

૧૫-૬ પાણીનો ઓઘ સમુદ્રમાં મળી ગયા પછી જેમ પાછો આવતો નથી, મીઠાની બનાવેલી હાથણી સમુદ્રમાં બુડ્યા પછી બહાર નીકળતી

**ममैवांशो जीवलोके जीवभूत सनातन ।**
**मन षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥**

जीवलोके सनातन जीवभूत मम एव अश प्रकृतिस्थानि मन षष्ठानि द्रयाणि कर्षति ॥

મનુષ્ય લોકમા સનાતન જીવરૂપ બનેલો મારો જ અશ પ્રકૃતિમા લી પાચ ઇદ્રિયો સહિત છઠ્ઠા મનને ખેંચેછે

मनुष्यलोकमें सनातन जीवरूपी मेरा ही अश प्रकृतिमें स्थित इद्रियोंको र छटवा मनको आकर्षण करता है

મારો અશ પુરાણુ જીવ જગતે થૈ જીવ રૂપે જ તે,
ખેંચે ઇદ્રિય પાચ સાથ મનને રહેતા પ્રકૃતિવિષે

ા, આમશમા પહોચેલી અગ્નિજ્વાળા જેમ પાછી નીચે આવતી નથી યવા જેમ તપ્ત લોઢા ઉપર નાખેલુ પાણી પાછુ મળી શકતુ નથી તેમ ; જ્ઞાન થનાથી જે મારી સાથે ઐક્ય પામેછે,તે પુનર્જન્મથી મુક્ત થાયછે

**૧૫-૭** સૂક્ષ્મ કે લિંગ દેહ શુ અને તે સ્થૂળ દેહમા શી રીતે આવેછે, તે આમા | છે અવિદ્યાથી બ્રહ્મનુ જીવપણુ છે જેમ તેલ અને વાટના સબધથી અગ્નિનુ દીપ એવુ નામ છે, તેમ ઉપાધિ વિશિષ્ટ બ્રહ્મનું જ જીવ એવુ નામ છે પ્રકૃતિ એટલે અજ્ઞાન, તેમા સૂક્ષ્મરૂપે સ્થિત છે, તે પ્રકૃતિસ્થ ઇદ્રિયો ે મન, એ સર્વને લઇને જીવાત્મા જાગ્રત ભોગનો ઉદય કરનારા કર્મને ને ફરીને બીજા શરીરમા પેસેછે स एष इह प्रविष्ट आनखाग्रम्य । सृष्ट्वा तदेवानुप्राविशत् । શ્રુતિ તે પરમાત્માએ જ આ સઘાત વિષે નખના ા ભાગથી પ્રવેશ કર્યો, અને તેણે જ આ સઘાતને ઉત્પન્ન કરીને પોતે જીવરૂપ થઇને આ સઘાત વિષે પ્રવેશ કર્યો

પરમેશ્વર કે પરમાત્મા સર્વવ્યાપી છે, તો તે નિરવયવ, એકરસ અને ારૂપ વિનાનો એટલે અછેદ્ય અને અવિભરી છે, તેથી તેના જુદા જુદા ગ એટલે છુટા છુટા ટુકડા થવા સભવતા નથી ચારે તરફ ગીચોગીચ રેલુ આ એકરસ પરબ્રહ્મ અને મનુષ્યના શરીરમા રહેલો આત્મા. એ

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥ ८ ॥

ईश्वरः यत् शरीरम् अवाप्नोति यत् च अपि उत्क्रामति वायुः गन्धान् आशयात् इव एतानि गृहीत्वा संयाति ॥

જ્યારે જીવ કોઇ (સ્થૂળ) શરીરને પ્રાપ્ત થાયછે, તેમજ કોઇ શરીરમાંથી નીકળી જાયછે, ત્યારે વાયુ ગંધને પોતાના સ્થાનરૂપ પુષ્પાદિમાંથી લઇ જાયછે તેમ એ સર્વ(મન ઇંદ્રિયો)ને પોતાની સાથે લઇને જાયછે.

जीव जब कोई (स्थूल) शरीरको प्राप्त करता है, और कोई देहसे चला जाता है, तब जैसे पवन अपने स्थानरूप पुष्पादिकोंसे गंध ले जाता है, वैसे इन सब(मन और इंद्रियों)को अपने साथ ले जाता है.

જ્યારે ઇશ્વર પામતો શરીરને ને ત્યાગતો દેહને,
એ સૌને લઇ જાયછે કુસુમથી લે જેમ વા ગંધને.

---

બે વચ્ચેનો ભેદ બતાવવા માટે શારીર આત્મા એ પરબ્રહ્મનો જ અંશ છે એમ જો કે વ્યવહારમાં કહેવું પડેછે, તોપણ અંશ અથવા ભાગ એ શબ્દનો અર્થ કાપી કાઢેલો અલગ ટુકડો અથવા દાડમના અનેક દાણામાંનો એક દાણો એવો ન કરતાં મઠાકાશ, ઘટાકાશ એવા જેમ એક જ સર્વવ્યાપી આકાશના ભાગ હોયછે, તેવો જ આત્મા એ પરબ્રહ્મનો ભાગ છે, એવો તાત્ત્વિક દૃષ્ટિએ તેનો અર્થ કરવો.

જીવભૂત-કર્તા ભોક્તા એ પ્રમાણે.

પ્રકૃતિસ્થાનિ-સાંખ્ય દેહમાં રહેલાં.

૧૫-૮ સ્થૂળ દેહમાંથી લિંગદેહ બહાર શી રીતે નીકળે છે, તે કહેછે.

મહાન્ (બુદ્ધિ), અહંકાર, મન, દશ ઇંદ્રિયો અને પાંચ તન્માત્રા એ મળીને થયેલાં અઢાર તત્વો તે બધાં સૂક્ષ્મ છે એટલે તેની સાથે પુરુષનો સંબંધ કાયમ રહેતા જે દેહ બનેછે, તેને સ્થૂળ શરીરને મુકાબલે સૂક્ષ્મ અથવા લિંગશરીર કહેછે.

સ્થૂળદેહનો કોશ બાદ કરતા બાકી રહેલા પ્રાણ આદિ કોશ સૂક્ષ્મ

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥

श्रोत्रम् चक्षुः स्पर्शनम् च रसनम् च एव घ्राणम् मनः च अधिष्ठाय अयम् विषयान् उपसेवते ॥

કાન, આંખ, ત્વચા, જીભ અને નાક તેમ જ મનનો આશ્રય લઇને આ જીવ વિષયોનો ઉપભોગ લેછે.

यह जीव, कान, आंख, त्वचा, जीभ और नाक वैसे ही मनको आश्रय करके विषयोंका उपभोग लेता है.

કાને નેત્રવિષે ત્વચામહીં વળી ને નાકમાં ને જીભે,
આ આધારરૂપે થઇ વળી મને સૌ વિષયો ભોગવે.

---

ઇંદ્રિય અને પંચ તન્માત્રા તેને લિંગ શરીર અથવા સૂક્ષ્મ શરીર કહેછે. એક આત્માનો નિરનિરાળી યોનિમાં જન્મ કેમ થાયછે તેની ઉત્પત્તિ સાંખ્યશાસ્ત્રમાં બુદ્ધિના અનેક ભાવ માનીને જેમ ઘટાવવામાં આવીછે, તેમ ન કરતાં તેને બદલે વેદાંતસિદ્ધાંત તે કર્મવિપાકનું અથવા કર્મના ફળનું પરિણામ છે એમ કહેછે. એ કર્મ લિંગશરીરના આધારથી રહેછે, અને આત્મા સ્થૂળ દેહ છોડીને જવા માંડેછે, ત્યારે તે કર્મ પણ લિંગશરીરદ્વારા તેની સાથે જ જઇ આત્માને વખતો વખત જુદા જુદા જન્મ લેવરાવેછે.

જેમ ખડમાંકડી ખડના એક તણખલાને છેડે પહોંચીને બીજા તણખલા ઉપર જવા માટે તે બીજા તણખલા ઉપર આગલા પગવડે પોતાના શરીરનો આગળનો ભાગ મૂકી પછી પહેલા તણખલા ઉપર રહેલા પોતાના શરીરનો પાછલો ભાગ ખેંચી લે છે, તે જ પ્રમાણે આ આત્મા પણ એક શરીર છોડી બીજા શરીરમાં પ્રવેશ કરેછે.

જીવનું કર્તૃત્વ કે ભોક્તૃત્વ જ્યારે તે એકાદ સ્થૂળ શરીરમાં પ્રકાશ કરેછે ત્યારે જ ગણાયછે. જેમ એકાદ શ્રીમંપન તથા વિલાસી પુરુષનું ઐશ્વર્ય જ્યારે એકાદ રાજમહાલયમાં રહેવાને આવે, ત્યારે જ

उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम्।
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥ १० ॥

उत्क्रामन्तम् स्थितम् वा अपि गुणान्वितम् भुञ्जानम् वा विमूढाः न अनुपश्यन्ति ज्ञानचक्षुषः पश्यन्ति ॥

શરીરમાંથી નીકળી જતાં, રહેતાં કે ગુણોથી યુક્ત થઇ વિષયો ભોગવતાં તેને મૂઢ જનો જોઇ જાણી શકતા નથી, પણ જ્ઞાનચક્ષુવાળા જુએછે.

देहमेंसे जाते हुए, देहमें रहते हुवे किंवा गुणोंसे युक्त होकर विषयोंको भोगते हुए उसको मूढ जन देख नहीं सकते है, परन्तु ज्ञानचक्षुयुक्त जन ही देख सकते है.

રહેતાં ભોગવતાં અને નીકળતાં કે વ્યાપ્ત ગુણે થતાં,
તેને મૂઢ ન દેખતા પણ જુએ જે જ્ઞાનચક્ષુતણા.

---

થાયછે, તેમ જ્યારે જીવ દેહ ધારણ કરેછે, ત્યારે જ જીવના અહંકારનો વિકાસ કે વિષયેંદ્રિયોની ધામધૂમ દ્દષ્ટિએ પડેછે.

૬૫-૯ થી ૧૧ સ્થૂળ દેહમાં રહીને સૂક્ષ્મ દેહ વિષયોપભોગ શી રીતે કરેછે, તેનું વર્ણન કરેછે.

કોઇપણ વસ્તુ જોવા સાંભળવા વગેરેમાં મનની સહાયતાની જરૂર છે, મન શૂન્ય હોય તો વસ્તુ આંખ આગળ હોય તોપણ દેખાય નહિ, સ્વર કાન આગળ હોય તોપણ ગંભળાય નહિ તે પૂર્વે કહેલું જ છે. अन्यत्रमना अभूवमादर्शमन्यत्रमना अभूवन्नाश्रौषम्। શ્રુતિ. આ વ્યાવહારિક અનુભવ લક્ષમાં લેતાં નેત્રાદિ ઇંદ્રિયો સાબુત હોય છતાં મન જો તેમાંથી કાઢી નાંખ્યું હોય, તો ઇંદ્રિયોના વિષયનાં જોડકાં આપણને તો બાહ્ય સૃષ્ટિમાં હોય તો પણ સરખાં છે, અને ન હોય તોપણ સરખાં છે. પછી મન એ કેવળ આત્મામાં જ એટલે આત્મસ્વરૂપ બ્રહ્મમાં જ રમમાણ થાયછે અને બ્રહ્માત્મૈક્યના સાક્ષાત્કારને માટે તૈયાર થતું જાયછે. ધ્યાનથી, સમાધિથી, એકાંત ઉપાસનાથી અથવા અત્યંત બ્રહ્મવિચારને અંતે પણ જેને આ

यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ।
यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥११॥

यतन्तः योगिनः च एनम् आत्मनि अवस्थितम् पश्यन्ति अकृतात्मानः अचेतसः यतन्तः अपि एनम् न पश्यन्ति ॥

યત્ન કરનાર યોગીઓ એને પોતામાં રહેલો જુએછે, અને મલીન અંતઃકરણવાળા અવિચારી લોકો યત્ન કરતાં છતાં પણ એને જોઇ શકતા નથી.

प्रयत्न करनेवाले योगी पुरुष उनको अपनेमें स्थित देखते हैं, और अशुद्ध अंत करणवाले अविचारी जन प्रयत्न करके भी उनको देख नहीं सक्ते है.

એને યોગી જુએ જ યત્ન કરતાં આત્માવિષે રહેલ જે,
એને મૂઢ જુએ ન યત્ન કરતાં સંસ્કારથી હીન જે.

---

માનસિક સ્થિતિ પ્રાપ્ત થાયછે, તેને દશ્ય સૃષ્ટિના દ્વૈદ્વ અથવા ભેદો આંખ આગળ છતાં દેખાતા નથી, અને પછી અદ્વૈત બ્રહ્મસ્વરૂપનો આપોઆપ જ પૂર્ણ સાક્ષાત્કાર થાયછે. (૧૫-૯)

વિમૂઢ-દષ્ટાદષ્ટ વિષયભોગના બળથી ખેંચાયેલા મનવડે અનેક રીતે મૂઢ. (૧૫-૧૦)

જેમ નક્ષત્રોથી ભરેલું આકાશ સમુદ્રમાં પ્રતિબિંબિત થયા પછી તેમાં દેખાય એટલે તે કાંઇ ઉપરથી તૂટી નીચે પડ્યું છે એમ સમજવાનું નથી. આકાશ તો પોતાના સ્થાનમાં જ છે, અને સમુદ્રમાં જે પ્રતિબિંબ દેખાયછે, તે મિથ્યા છે. તે પ્રમાણે આત્મા દેહમાં કર્તા ભોક્તા તરીકે દેખાયછે, તોપણ તે અકર્તા જ છે. તરંગોને લીધે ચંદ્રમાં ચાંચલ્ય જણાયછે, તોપણ તે તો પોતાના સ્થાનમાં અવિચ્છિન્ન અને સ્વસ્થ હોયછે; ખાબોચીઆમાં પાણીનો સંચય થતાં તેમાં સૂર્ય દેખાયછે અને તે જ પાણી સુકાઇ જાય એટલે તે દેખાતો બંધ થાયછે, પરંતુ વાસ્તવિક રીતે જોતાં તે પોતાના સ્થાનમાં સ્થિત જ હોયછે, તે પ્રમાણે દેહ ઉ

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ।१२।

आदित्यगतम् यत् तेजः अखिलम् जगत् भासयते यत् चन्द्रमसि यत् च अग्नौ तत् तेजः मामकम् विद्धि ॥

સૂર્યમાં રહેલું જે તેજ આખા જગતને પ્રકાશ આપેછે, જે ચંદ્રમામાં છે તેમજ જે અગ્નિમાં છે, તે તેજ તું મારૂં જાણ.

सूर्यमें स्थित जो तेज संपूर्ण जगतको प्रकाश देता है, जो चन्द्रमें है, वैसे ही जो अग्निमें है, तिस तेज तुम मेरा ही जानो.

સૂર્યે તેજ રહેલ જે જગત આ આખું પ્રકાશી રહ્યું,
જે ચંદ્રે વળી તેજ જે અગનિમાં તે જાણ તું માહરૂં.

---

એમ જ્ઞાની મને જોઇ જાણી શકેછે.

સર્વ શાસ્ત્રો મુખગત હોય, અને અંતઃકરણમાં વિષયોનું ચિંતન હોય તો તેને કદિપણ મારી પ્રાપ્તિ થશે નહિ. ચિત્તમાં અભિમાન રાખી મુખદ્વારા સર્વ શાસ્ત્રોનો પાઠ કરી જવામાં આવે અને આવા કોટ્યવધિ જન્મો વ્યતીત થઇ જાય, તોપણ મારી પ્રાપ્તિ થશે નહિ.

યતંતોપિ-શ્રવણ મનન વગેરેથી આત્મસાક્ષાત્કારની સિદ્ધિને માટે બહુ રીતે પ્રયત્ન કરતાં છતાં પણ.

અચેતસ-વિવેકશુન્ય બહિર્મુખ.

અકૃતાત્મનઃ-યજ્ઞાદિવડે જેણે અંતઃકરણ શુદ્ધ કર્યું નથી એવા; નિત્ય કર્મશાસ્ત્ર વગેરેથી ગોચર બાહ્ય વ સનાને લીધે બહાર પ્રવર્તેલું ચિત્ત જેઓએ વશ કર્યું નથી તેઓ; અવિદ્યા અસ્મિતા રાગદ્વેષ અભિનિવેશ વિશિષ્ટ. (૧૫-૧૧)

૧૫-૧૨ येन सूर्यस्तपति तेजसेद्धः । શ્રુતિ. જે ચૈતન્યરૂપ તેજથી આ સૂર્ય તપ્ત કરેછે. જે ચૈતન્યાત્મક તેજ સ્થાવર જંગમોમાં સમાન છે, તેને આદિત્યગત કહેવાનું કારણ એ કે સત્વગુણનો વધારો હોવાથી એ તેજ ત્યે સ્પષ્ટ થાય એ શક્ય છે. સૂર્ય ચંદ્ર આદિમાં સત્વગુણ અત્યંત

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥१३॥

गाम् च आविश्य अहम् ओजसा भूतानि धारयामि रसात्मकः च सोमः भूत्वा सर्वाः औषधीः पुष्णामि ॥

તેમ જ પૃથ્વીમાં પ્રવેશ કરીને હું મારા સામર્થ્યથી સર્વને ધારણ કરૂંછું અને રસાત્મક ચંદ્ર બનીને સર્વે ઔષધિનું પોષણ કરૂંછું.

और मैं पृथ्वीमें घुसके अपने सामर्थ्यसे सब भूतोंको धारण करता हूं, और रसरूपी चंद्रमा बनके सब औषधियोंका पोषण करता हूं.

પેસી પૃથ્વીવિષે ય ઓજ-બળથી ધારૂં ભૂતોને ય હું,
પોષુંછું રસરૂપ ચંદ્ર થઇને સૌ ઔષધિને ય હું.

---

પ્રકાશક અને અત્યંત ઉજ્વળ છે, એટલા માટે ત્યાં વધારે સ્પષ્ટ થાયછે. આમ હોવાથી આદિત્ય આદિમાં તે તેજ અધિક છે, એમ કહેવાનો આશય નથી. લાકડું, ભીંત વગેરેમાં મુખનું પ્રતિબિંબ ન ઉઠે, પરંતુ આરસીમાં તે સ્વચ્છ કે વધારે સ્વચ્છ હોવાથી જેમ ઉઠેછે, તેમ અહીં પણ છે.

૧૫-૧૩ યૌરુગ્રા પૃથિવી ચ દૃઢેતિ । શ્રુતિ. જે પરમાત્માએ સ્વર્ગલોક તથા આ મહાન પૃથ્વી અત્યંત દૃઢ કર્યાં છે. સદાધાર પૃથિવીમ્ । શ્રુતિ. જેને લીધે ગુરુત્વધર્મવાળાં હોવા છતાં પણ આ સ્વર્ગ તથા પૃથ્વી નીચે પડતાં નથી, આ પૃથ્વી સત્ય પરમાત્માને જ આધારે છે.

વનસ્પતિને પોષણ કરનાર ચંદ્રનો ગુણ હું જ છું એમ કહેછે. ચંદ્ર જલમય હોવાથી આ ગુણ તેના અંગમાં છે અને તેથી વનસ્પતિની વૃદ્ધિ થાયછે એમ કહેવાયછે.

ઓજસ-કામરાગ વર્જીત બલ, જગતને ધારણ કરવા માટે રહેલ ઇશ્વરી બલ; તેજોબલ.

૧૫-૧૪ અયમગ્નિર્વૈશ્વાનરો યોઽયમન્તઃ પુરુષે યેનેદમન્નં પચ્યતે । શ્રુતિ. જે અગ્નિ આ પુરુષને અંતર સ્થિત છે, તથા જે અગ્નિ ચાર પ્રકારનાં અન્ન

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रित.।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥१४॥

अहम् वैश्वानर. भूत्वा प्राणीनाम् देहम् आश्रित' प्राणापानसमायुक्तः चतुर्विधम् अन्नम् पचामि ॥

હું જઠરાગ્નિરૂપે થઈને, પ્રાણીઓના શરીરમાં રહી, પ્રાણ તથા અપાન વાયુની સાથે મળીને ચારે પ્રકારનાં (ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય) અન્નને પચાવું છું.

मैं जठराग्नि बनके प्राणियोंके शरीरमें प्रवेश करके, प्राण और अपान वायुसे युक्त होकर चारो प्रकारके ( भक्ष्य, भोज्य, लेह्य और चोष्य )अन्नको पचाताहूं.

યાતાં હું જઠરાગ્નિ રૂપ રહીને પ્રાણીતણા દેહમાં,
રહેતાં પ્રાણ અપાન સાથ પચવું હું અન્ન ચોવિધનાં.

પચાવે છે, તે વૈશ્વાનર છે. અન્ન ચાર પ્રકારનાં છે. ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય.

જે દાંતવડે ચુરેચુરા કરીને ખવાયછે તે પૂરી આદિ ભક્ષ્ય (ચર્વ્ય).

જે કેવળ જીભવડે હલાવી ચગળીને ઉતારાયછે તે દૂધપાક આદિ ભોજ્ય.

જે જીભવડે ચાટીને રસાસ્વાદથી કેવળ દ્રવીભૂત કરી ઉતારાયછે તે ગોળ વગેરે લેહ્ય.

જે દાઢવડે ચુસીને રસનો અંશ ઉતારી બાકીનાં છોતાં વગેરે કાઢી નંખાયછે તે ચોષ્ય.

૧૫-૧૫ એ પ્રમાણે જઠરાગ્નિરૂપ ઇશ્વરતાએ હું સર્વ પ્રાણીમાં વ્યાપી રહેલો છું, એ વાત સિદ્ધ છે, તથાપિ કોઈને ભ્રમ વા પ્રમાદથી એમ જણાય કે આ શિષ્ટ છે આ અશિષ્ટ છે, આ શૂદ્ર છે આ બ્રાહ્મણ છે, આ ભ્રષ્ટ છે આ પવિત્ર છે કે આ ચાંડાલ છે, એવી ભેદબુદ્ધિ થાય તો મુમુક્ષુ . ગ્રકે તે ન કરવી, પણ સર્વમાં હું જ વ્યાપી રહેલો છું માટે ઇશ્વર-

सर्वस्य चाहं हृदि सन्निविष्टो
मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो
वेदान्तकृद्वेदविदेव चाहम् ॥१५॥

सर्वस्य च हृदि सन्निविष्टः अहम् मत्तः स्मृतिः ज्ञानम् अपोहनम् च सर्वैः वेदैः च अहम् एव वेद्यः वेदान्तकृत् वेदवित् च अहम् एव ॥

વળી સર્વના હૃદયમાં પ્રવેશ કરીને હું રહેલો છું, મારાથી જ સ્મૃતિ, જ્ઞાન અને તેનો નાશ (વિસ્મરણ અને અજ્ઞાન) થાયછે; સર્વ વેદોદ્વારા હું જ જાણવા યોગ્ય છું, વળી વેદાંતનો કરનાર અને વેદનો જાણનાર હું જ છું.

और मैं सबके हृदयोंमें प्रवेश करके स्थित हूं, मुझसे ही स्मृति, ज्ञान और इन दोनोंका अभाव (विस्मरण और अज्ञान) होता है, सब वेदोंसे मैं ही जानने योग्य हूं, तथा वेदान्तका कर्ता और वेदोंका जाननेवाला भी मैं हूं.

વસંત– પેઠેલ છું હૃદયમાં સહુનાં વળી હું,
મારાથી સ્મૃતિ વળી જ્ઞાન અને ભૂલાતું,
સર્વે ય વેદથકી છું વળી વેદ્ય હું તો,
વેદાંતકાર વળી વેદ હું જાણનારો.

---

શુદ્ધિ કરવી એમ બતાવવાને કહેછે.

स एष इह प्रविष्टः। अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे करवाणी। श्रुति. તે પરમાત્માએ જીવાત્મારૂપ થઈને આ શરીર સંઘાતવિષે પ્રવેશ કર્યો, આ જીવાત્મારૂપે આ સંઘાતવિષે પ્રવેશ કરીને હું પરમાત્મા નામરૂપને સ્પષ્ટ કરૂં.

सर्वे वेदा यत्पदमामनन्ति । श्रुति. કર્મ ઉપાસના જ્ઞાનકાંડરૂપ ઋગ્વેદાદિક સર્વે વેદ જે પરમાત્મારૂપ પદને કથન કરેછે.

સ્મૃતિ–પૂર્વ અનુભવ કરેલા અર્થને વિષય કરનાર સંસ્કારજન્ય અંતઃકરણની વૃત્તિ વિશેષ તે. આ સ્મૃતિ અયોગી પુરુષને આ જન્મમાં પૂર્વે

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते॥१६॥

लोके क्षरः च अक्षरः च इमौ द्वौ एव पुरुषौ सर्वाणि भूतानि क्षर- कूटस्थ अक्षर उच्यते॥

આ લોકમાં ક્ષર અને અક્ષર એ બે જ પુરુષો છે; સર્વે ભૂતો ક્ષર અને કૂટસ્થ અક્ષર કહેવાયછે.

इस लोकमें क्षर और अक्षर ये दो ही पुरुष हैं, सब प्राणियां क्षर और कूटस्थ अक्षर कहाता है.

**શાર્દૂલ–** છે આ તો ક્ષર અન્ય અક્ષર વળી બે પુરુષો ભુવને,
છે સર્વે ક્ષર ભૂત અક્ષર વળી કૂટસ્થ કહેવાયછે.

---

અનુભવ કરેલા અર્થના વિષયવાળી થાયછે, પણ યોગીને તો જન્માંતરમાં અનુભવ કરેલા અર્થના વિષયવાળી થાયછે.

૧૫-૧૬ શુદ્ધ જ્ઞાન અને વિપરીત જ્ઞાન એ ઉભયથી રહિત જે કેવળ અજ્ઞાન, તે અક્ષરનું રૂપ છે. સર્વ ઉપાધિનો નાશ થતાં જે અજ્ઞાનમાં જીવાત્મા લય પામેછે, જે પ્રમાણે ફળ આવતાં વૃક્ષ તેમાં બીજરૂપે હોયછે, તે પ્રમાણે ઉપાધિ તથા ઉપાધિનો સ્વીકાર કરનાર જ્યાં વિશ્રાંતિ લે છે તે અવ્યક્ત કહેવાયછે. જે નિદ્રાવસ્થામાં પૂર્ણ અજ્ઞાન હોયછે, તેને બીજ ભાવ કહેછે અને સ્વપ્ન તથા જાગ્રતને ફળભાવ કહેછે. જે સ્થિતિને બીજ-ભાવ કહેછે, તે જ સ્થિતિનું અક્ષર પુરુષ એવું પણ નામ છે. જ્યાંથી જીવધર્મ ઉત્પન્ન થાયછે, તેમ જ જ્યાંથી અનંત વિશ્વ ઉત્પન્ન થાયછે અને પ્રલયકાળે જીવત્વ તથા વિશ્વની જ્યાં સામ્યાવસ્થા થાયછે તે ઉપાધિમાં એટલે અજ્ઞાનમાં રહેલા ચૈતન્યને અક્ષર પુરુષ કહેછે. નીચેની બાજુએ વિસ્તાર પામેલા સંસારરૂપી વૃક્ષનું મૂળ અજ્ઞાન તે જ આ અક્ષર પુરુષનું રૂપ છે. આ પ્રમાણે જીવ, કાર્ય અને કારણ એ વ્યવહાર ચલાવે માટે પરમાત્મા સાથે માયાના સબંધની આવશ્યકતા છે, તે માયાની સાથે

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥

उत्तमः पुरुषः तु अन्यः परमात्मा इति उदाहृतः यः अव्ययः ईश्वरः लोकत्रयम् आविश्य बिभर्ति ॥

ઉત્તમ પુરુષ તો એ બન્નેથી જુદો છે, તેને પરમાત્મા નામથી કહેલો છે, તે અવિકારી ઇશ્વર ત્રણે લોકમાં પ્રવેશ કરીને તેનું પાલન કરેછે.

उत्तम पुरुष तो इन दोनोंसे अन्य है, उसको परमात्मा नामसे कहा है; वह अविनाशी ईश्वर तिनों लोकोंमें प्रवेश करके उनका पालन करता है.

કહેવાતો પરમાત્મ તે પુરુષ તો જે અન્ય છે ઉત્તમ,
પોષે ઇશ્વર જેહ ત્રિભુવનને વ્યાપી રહી અવ્યય.

---

સંબંધ રાખતા ચૈતન્યને અક્ષર પુરુષ કહેછે.

ક્ષર–વ્યક્ત; વ્યક્ત સૃષ્ટિ; ઉત્પત્તિ વિનાશવાળો કાર્યસમૂહ.

અક્ષર–અવ્યક્ત, અવ્યક્ત પ્રકૃતિ, અક્ષર પ્રકૃતિ; કૂટસ્થ (પ્રકૃતિ); આત્મજ્ઞાન વિના નાશ ન થનારી ક્ષરની ઉત્પત્તિના બીજરૂપ માયાશક્તિ.

ભૂત–આકાશથી પૃથ્વી સુધીનાં ભૂત અને તેનાં કાર્યો દેહ ઇંદ્રિય વગેરે.

કૂટસ્થ–સ્થૂળ સૂક્ષ્મ પ્રપંચરૂપ કાર્ય રાશિ કૂટ–સર્વે વિકાર, તે પોતાના કાર્યરૂપ કૂટમાં સર્વત્ર કારણપણાથી ઘડા વગેરેમાં માટીની પેઠે અંદર બહાર સર્વ તરફથી વ્યાપીને રહેછે, તે અવ્યય પ્રકૃતિ શબ્દનો વાચ્ય; મૂળભૂત ત્રિગુણાત્મિકા પ્રકૃતિ; માયા.

૧૫–૧૭ महतः परमव्यक्तमव्यक्तात्पुरुष परः ।
पुरुषान्नपरं किंचित्सा काष्ठा सा परा गतिः ॥ શ્રુતિ.
जाग्रत्स्वप्नसुषुप्त्यादि प्रपचं यत्प्रकाशते। શ્રુતિ.

પરમાત્મા–અવિદ્યાકૃત દેહાદિથી–અન્નમયાદિ પાંચ કોષથી વિલક્ષણ ઉત્તમ આત્મા જે સર્વ ભૂતના પ્રત્યક્ ચૈતનરૂપ છે તે.

લોકત્રય–ઉત્તમ મધ્યમ અધમ શરીરરૂપ, અભિમાની અને અવસ્થા સહિત સમષ્ટિ વ્યષ્ટિરૂપ સ્થૂળ સૂક્ષ્મ કારણ દેહો; અભિમાની અને ભોગ્ય

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८॥

यस्मात् अहम् क्षरम् अतीत. अक्षरात् अपि च उत्तमः अतः लोके वेदे च पुरुषोत्तम. प्रथित. अस्मि ॥

જે કારણથી હું ક્ષરથી અતીત અને અક્ષરથી પણ ઉત્તમ છું, તે કારણથી લોકોમાં અને વેદમાં પુરુષોત્તમ નામથી પ્રસિદ્ધ છું.

जिस कारणसे मैं क्षरके अतीत और अक्षरसे भी उत्तम हू, इस लिये इस लोकमें और वेदमें पुरुषोत्तम नामसे प्रसिद्ध हू.

ઉંચો છું ક્ષરથી ય ઉત્તમ છઉં એ અક્ષરેથી ય હું,
પુરુષોત્તમ તેથી છું જગત ને વેદે ય વિખ્યાત હું.

---

પદાર્થો સહિત જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ; ભૂર્ ભુવર્ અને સ્વર્ લોક.

બિભર્તિ-સત્તા સ્ફુર્તિ આપીને ધારી રાખેછે; પ્રકાશેછે. व्यक्ताव्यक्तं भरते विश्वमीशः। શ્રુતિ. કાર્યકારણરૂપ સર્વ જગતને પરમેશ્વર ધારણ કરેછે, તથા તેનું ભરણ કરેછે.

૧૫-૧૮ अक्षरात्परत. पर.। શ્રુતિમાં અક્ષર નામથી માયા, અવિદ્યા, અજ્ઞાન, ભગવત્શક્તિ ઇત્યાદિક નામોથી પ્રસિદ્ધ જે અવ્યાકૃતરૂપ કારણ છે તે કહેછે अव्यक्तात्तु पर पुरुषः। શ્રુતિ. पुरुषान्न परं किंचित्। શ્રુતિ. તેઓ વિલક્ષણ- स्साक्षी चिन्मात्रोऽहं सदाशिवः। શ્રુતિ. सर्वस्याय्मात्मा सर्वस्य वशी सर्वस्येशानः सर्वमिदं प्रशास्ति। શ્રુતિ. एतावानस्य महिमाऽतो ज्यायांश्च पुरुषः। પુરુષસૂક્ત.

અક્ષર-સંસારના બીજરૂપ અવ્યક્ત. લોક-પુરાણ.

પુરુષોત્તમ-પુરુષ તેના ધર્મ, તેનાં કર્મ અને તેની અવસ્થાના લેશપણ સંબંધરહિત હોવાથી નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્તસ્વભાવવાન્ કેવળ સચ્ચિદાનંદ એકરસરૂપ પરમાત્મા.

૧૫-૨૦ પાણીમાં રહેનાર માછલી જેમ પાણીથી ભિન્ન છે, તેવો પ્રકૃતિ અને પુરુષનો સંબંધ છે. પ્રકૃતિના ગુણથી મોહ પામીને સામાન્ય પુરુષ આ ભિન્નપણું જાણતો નથી, અને સંસારચક્રમાં ગુંચાઇ રહેછે, પણ

यो मामेवमसम्मूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ॥
एतद्बुध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥२०॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगो नाम पञ्चदशोऽध्यायः।

भारत एवम् य. असम्मूढ. माम् पुरुषोत्तमम् जानाति सः सर्वविद् सर्वभावेन माम् भजति॥

अनघ भारत इति गुह्यतमम् इदम् शास्त्रम् मया उक्तम् एतत् बुध्वा बुद्धिमान् कृतकृत्यः च स्यात् ॥

હે અર્જુન, એ પ્રમાણે જે મોહરહિત થઇને મને પુરુષોત્તમ સમજે છે, તે સર્વજ્ઞ થતાં સર્વ ભાવ વડે મને જ ભજેછે.

હે નિષ્પાપ અર્જુન, એ રીતે અત્યત ગુહ્ય શાસ્ત્ર મેં તને કહ્યું; એ સમજવાથી મનુષ્ય બુદ્ધિમાન અને કૃતકૃત્ય થાયછે.

हे अर्जुन, इस तरह जो मोहरहित होकर मुझको पुरुषोत्तम समझता है, वह सर्वज्ञ होके सर्व भावसे मुझको ही भजता है.

हे निष्पाप अर्जुन, इस तरह अत्यत गुह्य यह शास्त्र मैंने तुझको कहा, इसके जाननेसे मनुष्य बुद्धिमान् और कृतकृत्य होता है.

જે ભ્રાંતિહીન એહ રીત મુજને જાણે પુરુષોત્તમ,
તે સર્વજ્ઞ સમગ્ર ભાવ ધરીને હુંને ભજે ભારત!

એવી રીતથી શાસ્ત્ર ભારત! કહ્યું આ ગુહ્યમાં ગુહ્ય મેં,
થાયેછે કૃતકૃત્ય બુદ્ધિયુત થૈ અર્જુન! એ જાણીને.

એ પ્રમાણે પુરુષોત્તમયોગ નામનો પંદરમો અધ્યાય પૂરો.

---

આ ભિન્નપણું જેણે જાણ્યું તે તો મુક્ત જ છે. તેને જ જ્ઞાની અથવા અને કૃતકૃત્ય કહેછે. બુદ્ધિમાન્-સમ્યક્જ્ઞાની, બ્રહ્મજ્ઞાનસંપન્ન;

## અધ્યાય ૧૬ મો
## દૈવાસુરસંપદ્વિભાગયોગ

श्रीभगवानुवाच।
अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥१॥

श्रीभगवान् उवाच-अभयम् सत्त्वसंशुद्धिः ज्ञानयोगव्यवस्थितिः दानम् दम च यज्ञः स्वाध्यायः तपः आर्जवम् च।

શ્રીભગવાને કહ્યું—નિર્ભયતા, ચિત્તશુદ્ધિ, જ્ઞાન અને યોગમાં એકનિષ્ઠા, દાન, ઇંદ્રિયનિગ્રહ, યજ્ઞ, વેદાદિશાસ્ત્રપઠન, તપ અને સરલતા;

श्रीभगवानने कहा-निर्भयता, अतकरणकी शुद्धि, ज्ञान और योगमें एकनिष्ठता, दान, इंद्रियोका सयम, यज्ञ, वेदादिशास्त्रोंका पठन, तप और सरलता,

વસંત- સંશુદ્ધિ સત્ત્વની વ્યવસ્થિતિ જ્ઞાનયોગ,
સ્વાધ્યાય નિડરપણું દમ યજ્ઞ દાન,

---

૧૬-૧ ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિ થઇ જેના યોગથી સ્વસ્વરૂપની પ્રાપ્તિ થાય તે દૈવી સંપત્તિનું અને જેને લીધે રાગદ્વેષને વિશ્રામ સ્થાન મળી જ્ઞાનનો નાશ થાયછે, તે આસુરી સંપત્તિનું વર્ણન આ અધ્યાયમાં છે.

શ્લોક ૧, ૨, ૩ સંબંધ ધરાવતા હોવાથી ગુજરાતી કાવ્યમાં શ્લોકવાર અનુવાદ ન કરતાં ત્રણેનો અનુવાદ સાથે કરેલો છે.

સંશુદ્ધિ–સત્ત્વરૂપ અંતઃકરણથી વ્યવહારમાં બીજાને ઠગવાની માયા અનૃત–અસત્ય વગેરેનો ત્યાગ, શુદ્ધ ભાવથી વ્યવહાર.

જ્ઞાનયોગવ્યવસ્થિતિ–શાસ્ત્રથી અને આચાર્યથી આત્મા આદિ પદાર્થોની સમજણ મેળવવી તે જ્ઞાન, અને નિશ્ચિત કરેલ આત્માદિ પદાર્થોનો ઇંદ્રિયોના ઉપસંહાર વડે અને એકાગ્રતા વડે અનુભવ કરવો તે યોગ; આ જ્ઞાન અને યોગમાં સ્થિતિ કરવી તે.

સ્વાધ્યાય–પુણ્યવિશેષની ઉત્પત્તિ વાસ્તે ઋગ્વેદાદિનું અધ્યયન; બ્રહ્મયજ્ઞ.

**अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।**
**दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥२॥**

अहिंसा सत्यम् अक्रोध. त्यागः शान्तिः अपैशुनम् भूतेषु दया अलोलुप्तम् मार्दवम् ह्री. अचापलम् ।

અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, ચાડીચુગલીનો અભાવ, ભૂતો ઉપર દયા, વિષયલંપટતાનો અભાવ, નમ્રતા, લાજ અને ચપળતાનો અભાવ,

अहिंसा, सत्य, अक्रोध, त्याग, शान्ति, चाडीचुगली न करना, भूतोंमें दया, विषयोंमें लोलुपतासे रहित होना, नम्रता, लज्जा और चंचलतासे रहित होना,

શાંતિ ક્ષમા સરલતા સ્થિરતા મૃદુતા,
અક્રોધ સત્ય તપ ત્યાગ અને અહિંસા,

---

આર્જવ–વક્રભાવનો પરિત્યાગ.

૧૬–૨ જગતમાં સર્વ દેશમાં અને સર્વ ધર્મમાં આબાલવૃદ્ધ સૌને સર્વથી વધારે માન્ય અને પ્રમાણભૂત થયેલું તત્ત્વ સત્ય છે. સત્ય જ આકાશ પૃથ્વી વાયુ વગેરે પંચમહાભૂતને આવરી લઈ તે જ સર્વને ધારી કરી રહ્યું છે. આવો મહિમા વેદશાસ્ત્રોમા ગાયેલો છે सत्यं वद। धर्मं चर। શ્રુતિમાં તથા મનુસ્મૃતિમાં સત્યને ઉત્તમ સ્થાન આપેલું છે.

સત્ય વ્રત પાળવાના આગ્રહવાળા તેજસ્વી પુરુષો સુખને અને પ્રાણને પણ છોડેછે, પણ કદાપિ પોતાની પ્રતિજ્ઞાને છોડતા નથી. રામ બે વાર શર સાધતા નથી, બે વાર બોલતા નથી, એવી ખ્યાતિ શ્રી રામચંદ્ર એકપત્નીવ્રતની સાથે જ એકવચની અને એકબાણી તરીકેની પામ્યા છે. હરિશ્ચંદ્રે સ્વપ્નમાં આપેલું વચન સત્ય કરવા માટે નીચ જાતિને ઘેર પાણી ભર્યું હતું, એવી કથા પણ પુરાણમાં છે.

અહિંસા–કોઇપણ સચેતન પ્રાણીને મન વચન કાયાથી કોઇપણ પ્રકારે દુઃખ ન દેવું તે.

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता।
भवन्ति सम्पदं दैवीमभिजातस्य भारत ॥३॥

तेजः क्षमा धृतिः शौचम् अद्रोहः न अतिमानिता भारत दैवीम् सम्पदम् अभिजातस्य भवन्ति ॥

તેજસ્વીપણું, ક્ષમા, ધીરજ, પવિત્રતા, અદ્રોહ અને નિર્માનીપણું, આ ગુણો હે અર્જુન, દૈવી સંપત્તિમાં જન્મેલા મનુષ્યમાં હોયછે.

तेज, क्षमा, धीरज, पवित्रता, अद्रोह और अनभिमानता, ये सब गुण दैवी संपदमें जन्मे हुए पुरुषके होते है.

લજ્જા અલોભ ધૃતિ તેજ પવિત્રતા ને,
નિર્માનિતા સરવ ભૂત પરે દયા ને,
અદ્રોહ અર્જુન! અચુગલી ગુણ સૌ એ,
જે દૈવી સંપદવિષે જનમેલ તેને.

---

અલોલુપ–વિષય સંનિધ છતાં ઇંદ્રિયોનું અવિકારીપણું.

હ્રી–નહિ કરવા યોગ્ય કાર્યવિષયક પ્રવૃત્તિના આરંભમાં તે પ્રવૃત્તિને પ્રતિબંધક જે લોકલજ્જા તે.

અચાપલ–પ્રયોજન વિના વાણી હાથ પગની ક્રિયાના વ્યાપારથી રહિતપણું; નિમિત્ત વિના વ્યાપાર કરવો નહિ એવી સ્થિરતા, ગંભીરતા.

૧૬-૩ દૈવી સંપત્તિના આ ૨૬ ગુણો અને ૧૩ મા અધ્યાયમાં કહેલાં જ્ઞાનનાં ૨૦ લક્ષણો વસ્તુતઃ એક જ છે, આથી અજ્ઞાનનો આસુરી સંપત્તિમાં સમાવેશ કર્યો છે.

पुण्यः पुण्येन कर्मणा भवति पापः पापेन। શ્રુતિ. પૂર્વ પૂર્વ જન્મનાં પુણ્ય કર્મની વાસનાવડે આ પુરુષ ઉત્તર ઉત્તર જન્મમાં પૂણ્યવાન થાયછે, અને પૂર્વ પૂર્વ જન્મનાં પાપકર્મની વાસનાવડે આ પુરુષ ઉત્તર ઉત્તર જન્મમા પાપવાન થાયછે.

— તેજ–પ્રાગલ્ભ્ય, પ્રતિભા. (ચામડીનું નૂર નહિ)

**दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।**
**अज्ञानं चाभिजातस्य पार्थ सम्पदमासुरीम् ॥४॥**

पार्थ दम्भः दर्पः अभिमानः च क्रोधः पारुष्यम् एव च अज्ञानम् च आसुरीम् सम्पदम् अभिजातस्य ॥

હે અર્જુન, દંભ, દર્પ અને માનીપણું, તેમ જ ક્રોધ, કઠોરતા (નિષ્ઠુરતા) અને અજ્ઞાન આ ગુણો આસુરી સંપત્તિમાં જન્મેલા મનુષ્યમાં હોયછે.

हे अर्जुन, दंभ, दर्प, अभिमान, क्रोध, कठोरता(निष्ठुरता) और अज्ञानता, ये गुण आसुरी संपदमें जन्मे हुए पुरुषके होते हैं.

અજ્ઞાન ક્રોધ મદ ને અતિમાન દમ્ભે,
નૈષ્ઠુર્ય આસુરી જ સંપદમાં થયાને.

---

ક્ષમા–જેણે તિરસ્કાર કર્યો હોય અથવા માર માર્યો હોય, તેને માટે પણ અંતરમાં વિક્રિયા ન ઉત્પન્ન થવી તે.

ધૃતિ–દેહ અને ઇંદ્રિયોમાં અવસાદ થાય–તેમાં અત્યંત વ્યાકુળતા થાય, તેમ છતાં તેનો પ્રતિષેધ–નિવારણ કરવાની અંતઃકરણની કોઇ વિશેષ વૃત્તિ; જેનાથી વ્યાકુળ થયેલ ઇંદ્રિયો અને શરીર નાશ પામતાં નથી તે.

અદ્રોહ–પોતાના ઉપકારીને મારવાની ઇચ્છાથી રહિતપણું; પ્રાણીઓને મારવાની ઇચ્છાનો અભાવ.

દૈવી સંપત્–સાત્ત્વિક વૃત્તિ.

१६–४ अतिमानः । અને अभिमानः । એમ જુદા જુદા પાઠ છે.

દંભ–વેશ ભાષા આચાર વગેરેથી પોતાના મહત્ત્વની સિદ્ધિને માટે પોતે જ કુળ શીલ વિદ્યા આચાર આદિથી મહત્ત્વને પ્રકટ કરવું.

પારુષ્ય–પ્રત્યક્ષ અત્યંત રૂક્ષ વચનનું ઉચ્ચારણ; નિષ્ઠુર ભાષાનો ભાવ. જેનું મન સર્પના દર જેવું અને દૃષ્ટિ બાણના અગ્ર સમાન તીક્ષ્ણ હોયછે અને જેનું ભાષણ અગ્નિની વૃષ્ટિના જેવું પ્રખર હોયછે, તથા

**दैवी सम्पद्विमोक्षाय निबन्धायासुरी मता ।**
**मा शुचः सम्पदं दैवीमभिजातोऽसि पाण्डव ॥५॥**

दैवी सम्पत् विमोक्षाय आसुरी निबन्धाय मता पाण्डव दैवीम् सम्पदम् अभिजातः असि मा शुचः ॥

દૈવી સંપત્તિ મોક્ષને માટે અને આસુરીસંપત્તિ બંધને માટે માની છે, તું દૈવી સંપત્તિમા જન્મ્યો છે, માટે શોક કરીશ મા.

दैवी सपद मोक्षके लिये और आसुरी सपद बधके लिये मानी हुई है, हे अर्जुन, तुमने दैवी सपदमें जन्म लिया है, इस लिये शोक मत करो.

આસુરી બંધકારી દૈવી જ મોક્ષદાયી,
જન્મ્યો ન શોચ વીર! સંપદમાં તું દૈવી.

---

જેની ઇતર ક્રિયા પોતાના કરવતની પેઠે અન્યને ત્રાસદાયક હોયછે, આ પ્રકારે જે અન્યના મતને છિન્નભિન્ન કરી નાખનારી ક્રિયાથી અંતર્બાહ્ય ભરેલો હોયછે, તે મનુષ્યને અધમ જાણવો, આ સર્વે પારુષ્યનાં લક્ષણો છે.

૧૬-૫ દૈવી સંપદ્-કોઇપણ વર્ણાશ્રમની ફલાભિસંધિ રહિત સાત્વિકી વિહિત ક્રિયા, તે તે વર્ણાશ્રમની દૈવી સંપત્તિ છે, અને તે સત્ત્વશુદ્ધિ, ભગવદ્ભક્તિ તથા જ્ઞાનયોગ વ્યવસ્થિતિ પર્યંત સિદ્ધ થઇ સંસારબંધનથી મોક્ષ કરનારી છે; માટે શ્રેયાર્થીએ તે ઉપાદેય છે.

આસુરી સંપદ્-તે જ પ્રમાણે શાસ્ત્રથી જે નિષેધ કરાયેલી છે, અહંકારવાળી અને કામનાવાળી તથા રાજસી અને તામસી છે, તે સર્વે આસુરી સંપત્તિ છે. તે સંસારબંધન કરનારી છે, માટે શ્રેયાર્થીએ હેય છે.

૧૬-૬ द्वयाह प्रजापत्या देवाश्चासुराश्च। શ્રુતિ. પ્રજાપતિથી ઉત્પન્ન થયેલ બે પ્રકારની ભૂતસૃષ્ટિ છે, એક દેવની અને બીજી અસુરની.

દૈવભૂત સૃષ્ટિ આગળ વિસ્તારપૂર્વક કહેવાઇ ગઇ છે. બીજા અધ્યાયમા સ્થિતપ્રજ્ઞનાં લક્ષણમાં, બારમા અધ્યાયમા ભગવદ્ભક્તનાં લક્ષણમાં, તેરમા અધ્યાયમાં જ્ઞાનનાં લક્ષણમાં અને ચૌદમા અધ્યાયમાં ગુણાતીત પુરુષનાં

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥६॥

पार्थ अस्मिन् लोके दैव आसुर एव च द्वौ भूतसर्गौ दैव विस्तरश प्रोक्त आसुरम् मे शृणु ॥

હે અર્જુન, આ લોકમા દૈવી અને આસુરી એમ બે પ્રકારની જીવની સૃષ્ટિ છે, દૈવી સૃષ્ટિ વિસ્તારપૂર્વક અગાઉ કહેવાઇ ગઇ છે, હવે આસુરી સૃષ્ટિ મારી પાસેથી સાભળ

हे अर्जुन, इस लोकमे दैवी और आसुरी ऐसी दो प्रकारकी जीवकी सृष्टि है, दैवी सृष्टि विस्तारपूर्वक पहिले कही गई है, अब आसुरी सृष्टिके मुझसे सुनो

શાર્દૂલ– છે બે સૃષ્ટિ જ જીવની જગતમા આ દૈવી ને આસુરી,
વિસ્તારે કહી સૃષ્ટિ દૈવની, કહુ હુ સુણ આસુરની.

---

લક્ષણુમા દૈવસૃષ્ટિ કહી છે, અને આ સોળમા અધ્યાયમા અભયમ્ ઇત્યાદિ વચનથી કહી

१६–७ થી १८ પ્રવૃત્તિ–વિધિવાક્ય

નિવૃત્તિ–નિષેધવાક્ય

कामहैतुकम् ને બદલે कामहेतुकम् એવો પાઠ પણ છે

પ્રત્યક્ષાદિ પ્રમાણુવડે બાધ નહિ પામેલ તાત્પર્યના વિષયવાળા તત્ત્વવસ્તુના બોધક વેદરૂપ પ્રમાણુ છે, તથા તે વેદરૂપ પ્રમાણુને અનુસરી સ્મૃતિ પુરાણુ ઇતિહાસ આદિક છે, તે સત્ય છે, એ સત્ય જેમાં વિદ્યમાન નથી તે અસત્ય એવા અસત્યરૂપ આ જગતને કહેછે

એ આસુરી પુરુષોનો મત બૃહસ્પતિએ પણ કહ્યો છે.

चैतन्यविशिष्ट काय पुरुष । काम एवैक पुरुषार्थ । બૃહસ્પતિ સૂત્ર.

ચૈતન્યરૂપ ધર્મવડે વિશિષ્ટ જે આ સ્થૂળ શરીર છે, તે સ્થૂળ શરીર આત્મા છે, અને આ લોકના સ્રક્ ચદન વનિતા આદિક વિષયોનો ભોગ

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥७॥
असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसम्भूतं किमन्यत्कामहैतुकम् ॥८॥

प्रवृत्तिम् च निवृत्तिम् च आसुरा. जनाः न विदुः तेषु च शौचम् न विद्यते न आचारः अपि न सत्यम् ॥

ते जगत् असत्यम् अप्रतिष्ठम् अनीश्वरम् अपरस्परसम्भूतम् आहु. काम-हैतुकम् अन्यत् किम् ॥

શુ કરવુ અને શુ ન કરવુ એ આસુરી મનુષ્ય જાણતા નથી, વળી તેઓમાં પવિત્રતા હોતી નથી, આચાર પણ હોતો નથી તેમ જ સત્ય પણ હોતુ નથી.

તેઓ જગતને અસત્ય, આધાર વિનાનુ, પરમેશ્વર વિનાનું અને (કાર્ય કારણના સંબધ વિના) સ્રી પુરુષના સંબધથી બનેલુ કહેછે અને વિષયોપભોગ વિના બીજો હેતુ એમાં શુ હોય? એમ કહેછે.

आसुरस्वभाववाले मनुष्य यह नहीं जान सकते कि कौनसा काम करना चाहिये और कौनसा न करना चाहीये, और उनमें पवित्रता नहीं होती है, आचार भी नहीं होता है,

वे जगतको असत्य, विना आधार, विना ईश्वर और (कार्य कारणके विना संबंध) स्री पुरुषके संबधसे उपजा हुआ कहते है, और विषयोपभोगके बिना इसका हेतु और क्या है ? ऐसा कहते हैं.

નિવૃત્તિ નહિ ને પ્રવૃત્તિ ય નહિ જાણે જનો આસુરી,
તેઓમાં ન પવિત્રતા વળી નહિ આચાર સત્યે નથી.
નિરાધાર અસત્ય ઇશ્વરહીણુ તેઓ કહે વિશ્વને,
અન્યોન્યાશ્રય વિણ કામબીજથી થાતુ ન હેતુ બીજો.

---

* મ ગરપાર્થ છે.

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥९॥
काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥१०॥

एताम् दृष्टिम् अवष्टभ्य नष्टात्मान अल्पबुद्धय उग्रकर्माण अहिता जगत. क्षयाय प्रभवन्ति॥

दुष्पूरम् कामम् आश्रित्य दम्भमानमदान्विता मोहात् असद्ग्राहान् गृहीत्वा अशुचिव्रता प्रवर्तन्ते ॥

એ પ્રકારની દૃષ્ટિનો આધાર લઇને તે આત્મઘાતી, અલ્પબુદ્ધિવાળા, ઉગ્ર કર્મોનું આચરણ કરનારા અને જગતના શત્રુઓ જગતનો ક્ષય કરવા માટે ઉત્પન્ન થાયછે.

કદિ પણ તૃપ્ત ન થનાર કામ(ભોગેચ્છા)નો આશ્રય કરીને દંભ માન અને મદથી ભરેલા એ લોકો મોહથી ખોટા આગ્રહને પકડીને અપવિત્ર આચરણ કરવામાં પ્રવૃત્ત થાયછે.

ऐसी दृष्टिका आश्रय करके वे आत्मघाती, अल्पबुद्धि, उग्र कर्म करनेवाले और जगतके शत्रु जगतके क्षयके अर्थ उत्पन्न होते है.

कभी तृप्त न होनेवाले कामको आश्रय करके दंभ मान और मदसे युक्त होकर वे लोग मोहसे दुराग्रहको ग्रहण करके अपवित्र आचरण करनेमें प्रवृत्त होते है.

નષ્ટાત્મા વળી અલ્પબુદ્ધિ જન તે આલંબી એ દૃષ્ટિને,
જન્મેછે જગ નાશમાટ અરિ શા કર્મો કરે ઉગ્ર જે.
ટેકે દુષ્પૂર કામને રહી ભર્યા દંભે મદે માનથી,
મોહે ધારી દુરાગ્રહો વરતતા પાપી વ્રતો આદરી.

---

एतावत् इति निश्चता.-શબ્દ સ્પર્શાદિ વિષયભોગજન્ય જે દષ્ટ સુખ

चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥११॥

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसञ्चयान् ॥१२॥

प्रलयान्ताम् अपरिमेयाम् च चिन्ताम् उपाश्रिता कामोपभोगपरमाः एतावत् इति निश्चिता । आशापाशशतैः बद्धा कामक्रोधपरायणा कामभोगार्थम् अन्यायेन अर्थसञ्चयान् ईहन्ते ॥-

મરણ પર્યંત અંત ન આવે એવી અગણિત ચિંતામાં ડુબેલા કામોપભોગમાં પરાયણ અને તે જ સર્વસ્વ છે, એવો નિશ્ચય કરાયેલા, સેંકડો આશાપાશથી બંધાયેલા અને કામક્રોધમાં પરાયણ થયેલા તે લોકો કામભોગને માટે અન્યાયથી પુષ્કળ દ્રવ્ય મેળવવા ઇચ્છે છે.

मृत्युपर्यंत स्थिर और अपरिमित चिंताको प्राप्त हुए, कामोपभोग परायण, और कामके भोग ही सर्वस्व है ऐसा निश्चय करनेवाले, सेंकडो आशारूप पाशोंसे बंधे हुए और काम तथा क्रोधमें तत्पर हुए वे लोग विषयोंको भोगनेके लिये अन्यायसे बहुतसा द्रव्य मिलनेकी इच्छा करते है.

ચિંતા પાર રહિત મૃત્યુ સુધીની તેને સદા સેવતા,
કામોનો ઉપભોગ શ્રેય ગણતા છે એ જ એ માનતા,
આશાપાશ શતેથી બદ્ધ થઇને કામે મચ્યા ક્રોધમાં,
ઇચ્છે સંચય કામભોગ અરથે અન્યાયથી દ્રવ્યના.

---

છે, તે જ સુખ છે, પણ શરીર વિયોગ પછી સુખ નથી, કેમકે શરીર સંબંધથી રહિત ભોક્તા હોઇ શકતો નથી, આટલો જ જેને નિશ્ચય છે એવા.

ઇશ્વર-વિદ્યા ધન વગેરેથી સમર્થ.

સિદ્ધ-પુત્ર પૌત્રપશુ ધન ધાન્યથી સંપન્ન.

આવી વગેરે [illegible]

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम्।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥१३॥
असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥१४॥

अद्य मया इदम् लब्धम् इमम् मनोरथम् प्राप्स्ये इदम् धनम् मे अस्ति इदम् अपि पुनः भविष्यति ।

असौ शत्रुः मया हतः अपरान् अपि च हनिष्ये अहम् ईश्वरः अहम् भोगी अहम् सिद्धः बलवान् सुखी ॥

આજ મેં આ મેળવ્યું, એ મનોરથ પછી પણ પ્રાપ્ત કરીશ, આટલું ધન મારી પાસે છે, વળી આટલું હવે પછી થશે;

આ શત્રુને મેં માર્યો, વળી બીજાઓને પણ હું મારીશ; હું ઇશ્વર (સર્વથી સમર્થ) છું, હું ભોગી છું, હું સિદ્ધ છુ, હું બલવાન અને હું સુખી છું.

यह मैंने अब पाया, इस मनोरथको आगे प्राप्त करूंगा, यह इतना धन मेरे पास है, और इतना आगे होगा,

यह शत्रु मैंने मार डाला, और दूसरे शत्रुओंको भी मैं मार डालुंगा, मैं ईश्वर (बडा समर्थ) हूं, मैं सिद्ध हूं, मैं बलवान और सुखी हूं.

મેં આ મેળવ્યું આજ પામીશ વળી હુ તો અભિલાષ આ,
છે આ આટલું દ્રવ્ય ને વળી હવે મારૂ થશે દ્રવ્ય આ.
માર્યો મેં મુજ શત્રુ આ હણીશ હું શત્રુ બીજા યે વળી,
હું છુ ઇશ્વર ભોગી હું જ બળિયો હું સિદ્ધ ને હું સુખી.

---

પંચમહાભૂત એકત્ર થયાં એટલે તેના મિશ્રણથી આત્મામાં એ ગુણ ઉપજેછે, અને દેહ બાળી નાંખ્યો એટલે તેની સાથે તે પણ બળેછે, માટે વિચારની ભાંજગડમાં ન પડતાં શાણા મનુષ્યોએ આ દેહ છતાં

आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥१५॥
अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥१६॥

आढ्यः अभिजनवान् अस्मि मया सदृशः अन्यः कः अस्ति यक्ष्ये दास्यामि मोदिष्ये इति अज्ञानविमोहिताः। अनेकचित्तविभ्रान्ताः मोहजालसमावृताः कामभोगेषु प्रसक्ताः अशुचौ नरके पतन्ति ॥

હું ધનાઢ્ય છું, હું કુળવાન છું, મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, હું દાન કરીશ, હું અમનચમન કરીશ, એ પ્રમાણે અજ્ઞાનથી મોહ પામેલા; અનેક પ્રકારની ચિત્તની ભ્રમણાવાળા, મોહજાળમાં ફસાયેલા અને વિષયોપભોગમાં આસક્તિવાળા એ આસુરી લોકો ગંદા નરકમાં પડે છે.

मैं धनाढ्य हूं, मैं कुलीन हूं, मेरे समान दूसरा कौन है? मैं यज्ञ करूंगा, मैं दान करूंगा, मैं आनद लूटूंगा, इस प्रकार अज्ञानसे मोहित होकर अनेक प्रकारसे भ्रमित चित्तवाले, मोहरूप जालमें फसे हुए और कामके भोगमें आसक्त वे आसुर लोग कुत्सित नरकमें गिरते हैं.

હું તો કુલીન હું ધનાઢ્ય જ બીજો મારા સમો કોણ છે?
હું માણીશ યજીશ આપીશ ભમી અજ્ઞાનથી એમ એ,
જાળે મોહની જે ફસ્યા ભમી રહ્યા જે કલ્પનાથી બહુ,
દૂણી વિષયભોગમાં નરક તે ઘોરે પડેછે સહુ.

---

ત્યાં સુધી ऋणं कृत्वा घृतं पिबेत्। દેવું કરીને પણ ઘી પીવું, મુઆ પછી કાંઈ નથી, એવો આ ચાર્વાકનો મત છે.

અભિજનવાન્-સાત પેઢીથી શ્રોત્રિયત્વાદિ ગુણસંપન્ન.

પરદેહ-સતી, સત્પુરુષ, દાનશીલ, યજ્ઞ કરનાર, અલૌકિક તપ કરનાર, ...ડે, ભક્ત, મહાત્મા તથા જેમનાં ઘરો શ્રૌતાદિક હોમ-ધર્મોવડે પવિત્ર

आत्मसम्भाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥१७॥
अहङ्कारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥१८॥

आत्मसम्भाविता स्तब्धा. धनमानमदान्विताः ते अविधिपूर्वकम् दम्भेन नामयज्ञै. यजन्ते ॥

अहङ्कारम् बलम् दर्पम् कामम् क्रोधम् च संश्रिताः आत्मपरदेहेषु माम् प्रद्विषन्त. अभ्यसूयका. ॥

આત્મશ્લાઘી, અક્કડ રહેનારા તથા ધન અને માનથી ઉન્મત્ત થયેલા તેઓ શાસ્ત્રવિધિ રહિત દાંભિકપણાથી નામમાત્ર યજ્ઞવડે યજન કરેછે.

અહંકાર, બળ, ગર્વ, કામ અને ક્રોધનો આશ્રય કરી રહેલા તેઓ, પોતાના તેમ જ બીજાના દેહમાં રહેલો જે હું તેનો દ્વેષ કરનારા અને નિંદા કરનારા હોયછે.

अपनी प्रशंसा करनेवाले, अनम्र, और धन तथा मानसे उन्मत्त हुए वे लोग शास्त्रविधिको छोडके और दंभसे नाममात्र यज्ञसे यजन करते हैं.

अहंकार, बल, दर्प, काम और क्रोधका आसरा लेकर वे अपने और पराये देहोंमें स्थित मुझसे द्वेष करनेवाले और निंदा करनेवाले हैं.

સ્તબ્ધો માન મદે ભરેલ ધનથી ને આત્મશ્લાઘી વળી,
દંભે શાસ્ત્રની વિધિ છોડી યજતા તે નામના યજ્ઞથી.
આશ્રિતો બલ કામ ક્રોધ મદના ને તે અહંકારના,
પોતાને પર દેહ દ્વેષ કરતા મારો અને નિંદતા.

થયાં છે, એવા પુરુષો, જે મને પ્રિય છે અને જેના અંતરમાં વાસ છે, તેઓના દેહ.

१६-१९ अथ दुष्पूयाचरणा अभ्याशीदयत्त दुष्पूया यन्निन

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान्।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥१९॥

तान् द्विषत. क्रूरान् अशुभान् नराधमान् अहम् संसारेषु अजस्रम् आसुरीषु योनिषु एव क्षिपामि ॥

તે દ્વેષી, ક્રૂર અને અશુભ કર્મ કરનારા નરાધમોને હું સંસારમાં (અનેક જન્મોમાં) નિરંતર આસુરી યોનિઓમાં જ નાંખુંછું.

उन द्वेषी, क्रूर और अशुभ कर्म करनेवाले नराधमोंको मैं संसारमें (अनेक जन्मोंमें) सदा आसुरी योनियोंमें डाल देता हूं.

દ્વેષી પાપી વળી નરાધમ ક્રૂરો તેવા જનોને સદા,
આ સંસારવિષે હું ફેંકી દઉંછું યોનિ જ આસુરીમાં.

---

वा शूकरयोनिम् वा चाडालयोनिम् वा। श्रुति. શાસ્ત્રનિષિદ્ધ પાપ કર્મો કરનાર પુરુષ તરત જ નીચ યોનિ પામેછે, કોઇવાર શ્વાનયોનિ પામેછે, કોઇવાર શૂકરયોનિ પામેછે, કોઇવાર ચાંડાલયોનિ પામેછે, એ વગેરે બીજી પણ અનેક નીચ યોનિ પામેછે.

આ પ્રકારે જીવોને પૂર્વ પૂર્વનાં કર્મો અનુસાર ફલની પ્રાપ્તિ કરાવનાર ઇશ્વર વિષે વિષમતા દોષની તથા નિર્દયતા દોષની પ્રાપ્તિ થતી નથી, એમ બ્રહ્મસૂત્રમાં શ્રી વ્યાસ ભગવાને પણ કહ્યું છે.

આ લોકમાં કોઇ પ્રાણી સુખી, કોઇ દુ:ખી, કોઇ ધનવાન, કોઇ દરિદ્રી, કોઇ પંડિત, કોઇ મૂર્ખ છે-એ પ્રકારે વિષમ જગતની ઉત્પત્તિ કરનાર ઇશ્વરમાં વિષમતા દોષની તથા નિર્દયતા દોષની અવસ્ય પ્રાપ્તિ થાય; એ શંકા પ્રાપ્ત થતાં શ્રી વ્યાસ ભગવાન કહેછે કેઃ-

वैषम्यनैर्घृण्येन सापेक्षत्वात्तथाहि दर्शयति । वेदांतसूत्र.

પરમેશ્વર જીવોનાં પુણ્ય તથા પાપ કર્મોની અપેક્ષાએ આ વિષમ જગતને ઉત્પન્ન કરેછે, તે પુણ્ય પાપ કર્મ અનુસાર જ કોઇ સુખી કોઇ દુ:ખી થાયછે, તેથી પરમેશ્વરમાં વિષમતા દોષની તથા નિર્દયતા દોષની પ્રાપ્તિ થાય નહિ.

**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।**
**मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥२०॥**

कौन्तेय आसुरीम् योनिम् आपन्नाः जन्मनि जन्मनि मूढाः माम् अप्राप्य एव ततः अधमाम् गतिम् यान्ति ॥

હે અર્જુન, આસુરી યોનિને પામેલા તે મૂઢ લોકો જન્મોજન્મ મૂઢ બનતાં મને ન પામતાં તેથી પણ અધમ ગતિને પામેછે.

हे अर्जुन, आसुरी योनिको प्राप्त हुए वे लोग जन्मोजन्म मूढ बनते हुए मुझे नहीं पाके उससे भी अधम गतिको प्राप्त होते हैं.

જન્મોજન્મ જ મૂઢ પ્રાપ્ત કરીને તે આસુરી યોનિને,
પામે પાર્થ ! અધોગતિ પછી વળી પામી જ ના તે મને.

---

૧૬-૨૦ અન્ય શાસ્ત્રમાં પણ કહ્યું છે કે-

इहैव नरकव्याधेश्चिकित्सां न करोति य. ।
गत्वा निरौषधं स्थान स रुजः किं करिष्यति ॥

આસુરી સંપદ્ રૂપ નિમિત્તે ઉત્પન્ન થનારી જે નરકરૂપ વ્યાધિ છે, તે નરકરૂપ વ્યાધિને નિવૃત્ત કરનારી દૈવી સંપદ્ રૂપ ચિકિત્સા જે પુરુષ આ અધિકારી મનુષ્ય શરીરમાં કરતો નથી, તે રોગી પુરુષ દૈવી સંપદ્ રૂપ ઔષધથી રહિત સ્થાનમાં જઇને તે નરકરૂપ વ્યાધિ નિવૃત્ત કરવા માટે કયો ઉપાય કરશે?

મામ્-મારી પ્રાપ્તિનું સાધન; મારી પ્રાપ્તિ યોગ્ય માનવ દેહ.

૧૬-૨૧ એ રીતે મોક્ષ પ્રતિ ન જવા દેનારી જે આસુરી સંપત્તિ તેનું સ્વરૂપ તો બહુ વિસ્તારથી કહ્યું, પણ તેનું સ્વલ્પ સ્વરૂપ માત્ર ત્રણ વાતમાં જ આવી રહેછે, કામ, ક્રોધ, લોભ. એ ત્રણ નરકનાં દ્વાર છે, એ ત્રણ જો તજાય તો આસુરી સંપત્તિથી અતિ દૂર રહેવાય. એ ત્રણે મનુષ્યના શત્રુ સમાન હોઇને તેના ઉપર જય મેળવ્યા સિવાય કોઇનાથી

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥२१॥

कामः क्रोधः तथा लोभः इदम् आत्मनः नाशनम् त्रिविधम् नरकस्य द्वारम्, तस्मात् एतत् त्रयम् त्यजेत् ॥

કામ ક્રોધ અને લોભ એ ત્રણુ પોતાનો નાશ કરનારાં ત્રણ પ્રકારનાં નરકનાં દ્વાર છે, માટે એ ત્રણેનો ત્યાગ કરવો.

काम, क्रोध और लोभ ये तीनों अपने नाश करनेवाले तीन प्रकारके नरकके द्वार है, इस लिये इन तीनोंका त्याग करना चाहिये.

પોતાના જ વિનાશનાં નરકનાં ત્રિવિધ આ દ્વાર છે,
કામ ક્રોધ સહિત લોભ, તજવાં તેથી ત્રણેને ય તે.

---

પોતાનું અથવા સમાજનું પણ કલ્યાણ થઈ શકે એમ નથી, એવો ઉપદેશ સર્વ શાસ્ત્રો કરે છે.

આત્મનઃ–મુમુક્ષુ અધિકારીને, પોતાને.
નરક–નીચ યોનિ.

નાશન–નીચ યોનિ પ્રાપ્ત કરાવનાર, પુરુષાર્થનો નાશ કરનાર, ધર્મ અધર્મ કર્તવ્ય અકર્તવ્ય અર્થ અનર્થ બંધ મોક્ષ ને જ્ઞાન વિજ્ઞાનનો નાશ કરનાર.

૧૬–૨૩,૨૪ શાસ્ત્રવિધિ–આ કર્તવ્ય અને આ અકર્તવ્ય છે એવી સમજણનું કારણવિધિ નિષેધ.
સિદ્ધિ–પુરુષાર્થની યોગ્યતા.

કાર્ય અને અકાર્યની વ્યવસ્થા કરવામાં શાસ્ત્રને પ્રમાણ માનવું જોઈએ, એમ ભગવાને અર્જુનને કહ્યુંછે, તથાપિ દેશ કાલ પ્રમાણે શ્વેતકેતુના જેવા અગ્રેસર સાધુ પુરુષોને શાસ્ત્રમાં પણ ફેરફાર કરવાનો અધિકાર પ્રાપ્ત થયો હતો, એમ શ્રુતિમા કહ્યુ છે.

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥२२॥
यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३॥

कौन्तेय एतैः त्रिभिः तमोद्वारैः विमुक्तः नरः आत्मनः श्रेयः आचरति ततः पराम् गतिम् याति ॥

यः शास्त्रविधिम् उत्सृज्य कामकारतः वर्तते सः सिद्धिम् न अवाप्नोति न सुखम् न पराम् गतिम् ॥

હે અર્જુન, નરકનાં એ ત્રણે દ્વારોથી છૂટેલો મનુષ્ય પોતાનું કલ્યાણ થાય એવું આચરણ કરેછે, અને પછી ઉત્તમ ગતિને પામેછે.

જે શાસ્ત્રોક્ત વિધિ છોડી દઇને પોતાની ઇચ્છામાં આવે તેમ વર્તે છે, તે સિદ્ધિ પામતો નથી, સુખ પામતો નથી કે ઉત્તમ ગતિ પામતો નથી.

हे अर्जुन, नरकके इन तीनो द्वारोसे छूटा हुआ मनुष्य अपने कल्याणके लिये आचरण करता है, और फिर उत्तम गति पाता है.

जो शास्त्रविधिको छोड़के अपनी इच्छाके मुआफिक चलता है, वह सिद्धि नहीं पाता है, सुख नहीं पाता है या उत्तम गति नहीं पाता है.

દ્વારો એ ત્રણથી છૂટી નરકનાં હે પાર્થ ! પુરુષ એ,
પોતાનુ વળી શ્રેય આચરી પછી પામે ગતિ શ્રેષ્ઠને.
ઉથાપી વિધિશાસ્ત્ર વર્તન કરે ઇચ્છા અનુસાર જે,
પામે સિદ્ધિ નહિ નહિ સુખ કદિ ઉંચી ગતિ યે ન તે.

---

કેવળ મોક્ષશાસ્ત્રના એટલે વેદાંતના પ્રતિપાદ્ય વિષયના ઉપનિષદ વગેરે અને અહિંસા આદિ સદાચરણના જ માત્ર નિયમ કહેનારા સ્મૃતિ આ ગ્રંથો અનેક છે, ત્યારે વેદાંતના ગહન તત્ત્વજ્ઞાનને આધારે કાર્ય

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥२४॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसम्पद्विभागयोगो नाम षोडशोऽध्यायः॥

तस्मात् कार्याकार्यव्यवस्थितौ शास्त्रम् ते प्रमाणम् शास्त्रविधानोक्तम् ज्ञात्वा इह कर्म कर्तुम् अर्हसि ॥

માટે કર્તવ્ય અને અકર્તવ્યનો નિર્ણય કરવામાં તારે શાસ્ત્રને જ પ્રમાણ ગણવું, અને શાસ્ત્રમાં કહેલા કર્મ સમજીને આ લોકમાં તે કર્મ કરવાં તને ઘટેછે.

इस लिये, कर्तव्य और अकर्तव्यका निर्णय करनेमें तुझे शास्त्रको ही प्रमाण लेना चाहिये; सो शास्त्रमें कहा हुआ कर्म समझकर वह तुझे इस लोकमें करना योग्य है.

वसंत– કાર્યો અકાર્યની મહા કરતાં વ્યવસ્થા,
તેથી પ્રમાણ ગણ તું પણ શાસ્ત્ર તેમાં,
જાણી કહેલ વળી શાસ્ત્રવિધાનને તે,
આ લોકમાં કરવું કર્મ તને ઘટેછે.

આ પ્રમાણે દૈવાસુરસંપદ્વિભાગયોગ નામનો સોળમો અધ્યાય પૂરો.

---

સ્થિતિ કરનાર ગીતાના જેવો બીજો પ્રાચીન ગ્રંથ સંસ્કૃત વાઙમયમાં મળતો નથી, એમ મહૂમ લોકમાન્ય શ્રી તિલક મહારાજે લખ્યું છે.

## અધ્યાય ૧૭ મો
## શ્રદ્ધાત્રયવિભાગયોગ

अर्जुन उवाच।

**ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विता ।**
**तेषा निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तम ॥१॥**

अर्जुन उवाच। कृष्ण ये शास्त्रविधिम् उत्सृज्य श्रद्धया अन्विता यजन्ते तेषाम् निष्ठा तु सत्त्वम् आहो रज तम वा ॥

અર્જુને કહ્યુ-હે શ્રી કૃષ્ણ, જેઓ શાસ્ત્રના વિધિ છોડીને શ્રદ્ધાથી યુક્ત થઇ યજન કરેછે, તેઓની નિષ્ઠા સાત્વિક, રાજસી કે તામસી કેવી સમજવી ?

अर्जुनने कहा-हे श्रीकृष्ण, जो लोग शास्त्रोक्त विधिको छोडके श्रद्धायुक्त हुए यजन करते है, उनकी निष्ठा सात्विक, राजसिक या तामसी- किस प्रकारकी है ?

શાર્દૂલ- શાસ્ત્રોના વિધિ છોડી જેહ યજતા શ્રદ્ધા ભરેલા છતા,
નિષ્ઠા સાત્વિકી રાજસી પ્રભુજી ! કે શી તામસી તેની આ?

૧૭-૧ કર્મનુ અનુષ્ઠાન કરનારાઓમા ત્રણ પ્રકારના ભેદ છે. ૧ જેઓ શાસ્ત્રવિધિ જાણીને પણ અશ્રદ્ધાવડે તેનુ ઉલ્લઘન કરી પોતાની ઇચ્છા પ્રમાણે કર્મો કરેછે એવા આસુર હોઇ સર્વ પુરુષાર્થને માટે અયોગ્ય થાયછે ૨ જેઓ શાસ્ત્રવિધિ જાણીને તેમા શ્રદ્ધાવાળા થઇ નિષિધને છોડી દઇ વિહિતને આચરે છે એવા દેવરૂપ હોઇ સર્વે પુરુષાર્થની યોગ્યતા પામેછે આ બે જાતના પુરુષોનું વર્ણન સોળમા અધ્યાયમા કર્યુ છે ૩ હવે જેઓ આળસ આદિ દોષને લીધે શાસ્ત્રવિધિનો ત્યાગ કરી પોતાના વૃદ્ધોના વ્યવહાર માર્ગમા શ્રદ્ધાપૂર્વક જોડાઇ નિષિદ્ધ તજે છે અથવા વિહિત આચરે છે તેમા બે-આસુર અથવા દૈવ-ભેદ થવા

श्रीभगवानुवाच।

**त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा।**
**सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥२॥**

श्रीभगवान् उवाच। देहिनाम् सा स्वभावजा श्रद्धा सात्त्विकी राजसी च एव तामसी च इति त्रिविधा भवति ताम् शृणु॥

શ્રી ભગવાને કહ્યું-દેહધારીઓની તે સ્વભાવજન્ય શ્રદ્ધા સાત્વિકી, રાજસી અને તામસી ત્રણ પ્રકારની છે, તે સાંભળ.

श्रीभगवानने कहा-देहधारियोंकी स्वभावसे उपजी हुई वह श्रद्धा सात्त्विकी, राजसी और तामसी-तीन प्रकारकी है, वह सुनो.

શ્રદ્ધા દેહી તણી સ્વભાવથી થતી ત્રિવિધ તે હોયછે,
સાત્વિકી વળી રાજસી વળી ત્રીજી છે તામસી સુણ તે.

---

મેળવે છે. જો વિહિતને તજેછે તો આસુર થાયછે, અને વિહિતને આચરેછે તો દૈવ થાયછે. એવા પુરુષોને તે અસુરોમાં ગણવા કે દેવમાં ગણવા એ નિશ્ચય કરવા ઇચ્છતો અર્જુન પ્રશ્ન કરે છે.

સત્વ શબ્દથી દૈવી સંપત્તિ, અને રજ તમ શબ્દથી આસુરી સંપત્તિ સમજવી.

૧૭-૨ आयुः कर्म च वित्तं च विद्या निधनमेव च।
पञ्चैतानि विलिख्यन्ते गर्भस्थस्यैव देहिनः॥

આમાં કહેવા પ્રમાણે પ્રાગ્ભવીય પુણ્ય અપુણ્ય આદિ સંસ્કાર તે સ્વભાવ; સત્ત્વ રજ અને તમોગુણવાળી પ્રકૃતિ તે પણ સ્વભાવ; તે સ્વભાવથી જે થાય તે સ્વભાવતી એ જ સાત્વિકી, રાજસી અને તામસી ત્રણ પ્રકારની શ્રદ્ધા.

સ્વભાવ-જન્માંતરો વિષે ધર્મ અધર્મ આદિકના સંસ્કારો મરણકાળમાં પ્રકટ-સ્પષ્ટ થાયછે તે, જે સંસ્કારે આ જન્મનો આરંભ કર્યો છે તે.

[illegible] પૂર્વે જે સત્ત્વગુણના ઉત્કર્ષથી સાત્વિક શ્રદ્ધાયુક્ત હોય, જે

**सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत।**
**श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥३॥**

भारत सर्वस्य सत्त्वानुरूपा श्रद्धा भवति य यच्छ्रद्धः स एव सः अयम् पुरुषः श्रद्धामयः ॥

હે અર્જુન, સર્વને પોતપોતાના પૂર્વ સંસ્કાર સ્વભાવ પ્રમાણે શ્રદ્ધા થાયછે; જે જેવી શ્રદ્ધાવાળો છે, તે તેવી જ શ્રદ્ધાવાળો બનતાં આ પુરુષ શ્રદ્ધામય જ છે,

हे अर्जुन, सबको अपने पूर्व संस्कारके अनुसार श्रद्धा उत्पन्न होती है, जो जिस प्रकारकी श्रद्धासे युक्त है, वह उसी ही श्रद्धासे युक्त होनेसे यह पुरुष श्रद्धामय ही है.

જેની જેની પ્રકૃતિ તેવી સહુની શ્રદ્ધા થ છે અર્જુન !
શ્રદ્ધા જેહની જેવી આ પુરુષ તે તેવો જ શ્રદ્ધામય.

---

રજોગુણના ઉત્કર્ષથી રાજસ શ્રદ્ધાયુક્ત હોય અને જે તમોગુણના ઉત્કર્ષથી તામસ શ્રદ્ધાયુક્ત હોય, તે સાત્વિક રાજસી કે તામસી હોયછે. એ રીતે લોકાચારમા પ્રવૃત્તિ કરનારામા સાત્વિક રાજસી અને તામસી એ પ્રમાણે શ્રદ્ધાની વ્યવસ્થા છે; શાસ્ત્રજન્ય વિવેક જ્ઞાનયુક્તોને તો સ્વભાવ વિજયથી સાત્વિક એક જ શ્રદ્ધા હોયછે, એવો ભાવ છે.

જો કે શ્રદ્ધા સત્ત્વગુણનો જ ધર્મ છે અને રજો તમો ગુણનો નહિ, તોપણુ તે બંનેનું પ્રાધાન્ય છતાં તેમાં સત્ત્વગુણથી ઉત્પન્ન થવાનો સંભવ છે એટલે તે સત્ત્વગુણથી થાયછે.

આ તો પ્રત્યક્ષ છે કે જે શ્રદ્ધાનું પ્રાધાન્ય હોય, તે પુરુષ તે શ્રદ્ધામય કહેવાય. જેમાં જે ગુણ મુખ્ય તે, તે શ્રદ્ધાવાળો કહેવાય. જે શ્રદ્ધાવાળો એટલે જેની સાત્વિકી રાજસી કે તામસી શ્રદ્ધા છે એવો, તે તેવો છે. જેવી શ્રદ્ધા તેવી તેની નિષ્ઠા-સ્થિતિ.

સત્ત્વ-દેહ સ્વભાવ, બુદ્ધિ; અંતઃકરણ.

यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः।
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥४॥
अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः।
दम्भाहङ्कारसंयुक्ताः कामरागबलान्विताः ॥५॥

सात्त्विकाः देवान् यजन्ते राजसाः यक्षरक्षांसि अन्ये तामसाः जनाः प्रेतान् भूतगणान् च यजन्ते ॥

दम्भाहङ्कारसंयुक्ताः कामरागबलान्विताः ये जनाः अशास्त्रविहितं घोरम् तपः तप्यन्ते ॥

સાત્ત્વિક પુરુષો દેવોનું પૂજન કરેછે, રજોગુણી યક્ષ રાક્ષસોનું પૂજન કરેછે અને બીજા તમો ગુણી પુરુષો પ્રેતો અને ભૂતગણોનું પૂજન કરેછે.

દંભ અને અહંકારથી યુક્ત તથા કામ અને આસક્તિના બળથી ભરેલા જે જનો શાસ્ત્રથી વિરૂદ્ધ ઘોર તપ કરેછે;

सात्त्विक पुरुष देवताओंका पूजन करते हैं, रजोगुणी यक्ष राक्षसोंका पूजन करते हैं और दूसरे तमोगुणी प्रेतोंका और भूतोंका पूजन करते हैं.

दंभ और अहंकारसे तथा काम और रागके बलसे युक्त हुए जो मनुष्य शास्त्रविरुद्ध घोर तप करते हैं;

સાત્ત્વિકો સુરને જ રાજસ યજે યક્ષો અને રાક્ષસો,
બીજા પુરુષ તામસો ય યજતા પ્રેતો ભૂતોના ગણો.
કામે રાગ બલે ભર્યા વળી ભર્યા દંભે અહંકારથી,
પુરુષો તપ ઘોર જેહ તપતા વિરૂદ્ધ જે શાસ્ત્રથી.

---

પ્રકૃતિ–બુદ્ધિ–અંતઃકરણ.

સત્ત્વાનુરૂપા–પૂર્વનાં કર્મના સંસ્કારથી પ્રાપ્ત સાત્ત્વિક કે રાજસી જે [illegible]ું સત્ત્વ તેને જ અનુરૂપ સાત્ત્વિકી આદિ રૂપ, દેવતા આદિની [illegible]ાં ફળ અવશ્ય થવાના નિશ્ચયરૂપ શ્રદ્ધા.

कर्शयन्त' शरीरस्थं भूतग्राममचेतस ॥
मा चैयान्त शरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥६॥

अचेतस शरीरस्थम् भूतग्रामम् अन्त शरीरस्थम् माम् च एव कर्शयन्त तान् आसुरनिश्चयान् विद्धि ॥

અને જે અવિવેકી પુરુષો શરીરમાના ઇંદ્રિયના સમૂહને અત શરીર બુદ્ધિમા રહેલા મને પણ દુર્બળ કરેછે, તેઓને આસુરી બુદ્ધિવાળા જાણ

और जो अज्ञानी जन शरीरमें स्थित इद्रियोंके समूहको और अतर शरीर(बुद्धि)में स्थित मुझको भी कृश करते है, इन लोगोंको आसुरनिश्चय वाले जानो

દેહે રહેલ ભૂતાદિના સમૂહને અત.શરીરે મને,
બુદ્ધિહીન દમે વળી સમજ તે છે આસુરી નિશ્ચયે

૧૭ ૬ મનુષ્યની શ્રદ્ધા પ્રકૃતિ સ્વભાવ પ્રમાણે સાત્વિક રાજસી કે તામસી હોઇ શકેછે, અને તે પ્રમાણે તેના કર્મમા ભેદ પડી તેને કર્માનુરૂપ જુદી જુદી ગતિ મળેછે, પણ આટનાથી આસુરી વર્ગમા પડ્યા જ રહેવુ એમ કાઇ નથી આત્મસ્વાતન્ત્ર્યનો ઉપયોગ કરી અને શાસ્ત્ર પ્રમાણે વર્તી પ્રકૃતિ સ્વભાવ હળવે હળવે સુધારવો એ પ્રત્યેકનુ કામ છે તેમ ન કરતા દુષ્ટ પ્રકૃતિ સ્વભાવનુ જ અભિમાન ધારણ કરી શાસ્ત્ર વિરુદ્ધ જે આચરણ કરેછે, તેમને આસુરી બુદ્ધિના જાણવા

અત શરીરસ્થ-બુદ્ધિમા સર્વને પ્રકાશ કરનારપણાથી રહેલા.

કર્શયન્ત-મન બુદ્ધિ ઇદ્રિયોથી ઉપવાસ કરી પ્રવૃત્તિ શાત થવાથી આત્મચૈતન્યનું સ્ફુરણ ન થવા દઇ પ્રત્યગાત્માને કૃશ કરનાર, મને પણ કૃશ કરનારા છે, એટલે મારી આજ્ઞા પ્રમાણે નહિ ચાલનારા છે એમ સમજવુ

૧૭-૭ માણસોને જે આહારની રુચિ થાયછે, અમુક પ્રકારના યજ્ઞ દાન આદિની રૂચિ થાયછે તે ત્રણ પ્રકારની જે શ્રદ્ધા કહી તેને અનુસારે

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥७॥
आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥८॥

सर्वस्य प्रियः आहारः तु अपि त्रिविधः भवति यज्ञः तपः तथा दानम् तेषाम् इमम् भेदम् शृणु ॥

आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः रस्याः स्निग्धाः स्थिराः हृद्याः आहाराः सात्त्विकप्रियाः ॥

સર્વને પ્રિય આહાર પણ ત્રણ પ્રકારનો છે, તેમ જ યજ્ઞ, તપ અને દાન પણ ત્રણ ત્રણ પ્રકારનાં છે, તેના આ ભેદ તું સાંભળ.

આયુષ્ય, ઉત્સાહ, બળ, આરોગ્ય, સુખ અને રૂચિને વધારનાર, રસયુક્ત, સ્નિગ્ધ, પૌષ્ટિક, અને હૃદયને આનંદ આપતા આહાર સાત્ત્વિક મનુષ્યને પ્રિય હોયછે.

सबको प्रिय आहार भी तीन प्रकारका है; वैसे ही यज्ञ, तप और दान भी तीन प्रकारके हैं, उनके यह भेद तुम सुनो.

आयुष्य, उत्साह, बल, आरोग्यता, सुख और प्रीतिको बढानेवाले रसयुक्त, स्नेहयुक्त, पौष्टिक और हृदयको आनंद देनेवाले आहार सात्त्विक पुरुषोंको प्रिय होते हैं.

વસંત– આહાર પ્રિય સહુને ત્રણ વિધ તેહ,
આ સુણ યજ્ઞ તપ દાનતણા ય ભેદ.

આયુષ્ય સત્ત્વ બલ ને સુખ આપનારો,
આરોગ્ય દેહમહીં પ્રીતિ વધારનારો,
પૌષ્ટિક સ્નિગ્ધ રસયુક્ત પ્રમોદ દેતો,
આહાર પ્રિય જન સાત્ત્વિક

---

જ થાયછે એમ સમજવુ.

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥९॥
यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥१०॥

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिन दुःखशोकामयप्रदा आहारा राजसस्य इष्टा ॥

यातयामम् गतरसम् पूति पर्युषितम् च उच्छिष्टम् अपि अमेध्यम् च यत् भोजनम् तामसप्रियम् ॥

બહુ કડવા, ખાટા, ખારા, ઉષ્ણ તીખા, લુખા અને દાહ ઉત્પન્ન કરનાર, તેમ જ દુઃખ, શોક અને વ્યાધિ ઉપજાવનાર આહાર રાજસી મનુષ્યને પ્રિય હોયછે.

ટાઢુ, સ્વાદ કે રસ રહિત, દુર્ગંધવાળુ, વાશી, એઠુ અને અપવિત્ર ભોજન તામસી મનુષ્યને પ્રિય હોયછે

बहुत कडु, खट्टे, खारे, उष्ण, तीक्ष्ण, रुखे और दाहकारक वैसे ही दुःख, शोक और रोग लानेवाले आहार राजस पुरुषोंको प्रिय होते है

ठडा, गतरस, दुर्गंधी पूर्वदिन पका हुआ, उच्छिष्ट और अपवित्र भोजन तामस पुरुषोंको प्रिय होता है

ખાટો બહુ જ કડવો ય ઉનો ય ખારો,
તીખો ય તેમજ લુખો વળી દાહ દેતો,
ને રોગ શોક વળી જે દુઃખ આપનારો,
આહાર ઇષ્ટ જન રાજસને જ એવો
ટાઢુ અશુદ્ધ સડુ ભોજન ઉતરેલુ
એઠુ ય વાશી વળી તામસને વહાલુ

૧૭-૯થી૧૦ [illegible] દુઃખ [illegible] સિદ્ધિ[illegible]
ધારણ કરનાર ચિત્તનુ ધૈર્ય, ઉત્સાહ (૧૧-૮)

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।**
**स्वाध्यायाभ्यसनञ् चैव वाङ्मयं तप उच्यते ॥१५॥**

अनुद्वेगकरम् सत्यम् प्रियहितम् च वाक्यम् स्वाध्यायाभ्यसनम् च एव यत् वाङ्मयम् तपः उच्यते ॥

ઉદ્વેગ ન કરે તેવું, સાચું, પ્રિય અને હિતકર વચન તથા વેદ-શાસ્ત્રનો અભ્યાસ એ વાચિક તપ કહેવાયછે.

किसीको न उद्वेग करानेवाला, सत्य, प्रिय और हितकारक वाक्य और वेदोंका अभ्यास ये वाचिक तप कहा जाता है.

જે સાચું પ્રિય વેણ હિતકર ને જેથી ન ઉદ્વેગ કરે,
કહેવાયે તપ વાણીનું, વળી વેદનો અભ્યાસ સ્વાધ્યાયનો.

---

૧૭-૧૩થી૧૬ તામસ યજ્ઞને જણાવનારાં પાંચ વિશેષણો છે તે પાંચેવાળો કે એક વિશેષણવાળો યજ્ઞ પણ તામસ જ ગણાયછે, એ રીતે તામસ યજ્ઞોના ઘણા પ્રકાર થાયછે. (૧૭-૧૩)

આર્જવ– કર્તવ્ય કર્મમાં અને સાધુ પુરુષોમાં મન વાણી અને શરીરવડે એક રૂપે રહેવું તે: અકુટિલપણું.

બ્રહ્મચર્ય–નિષિદ્ધ મૈથુનથી નિવૃત્ત રહેવું.

ગુરુ–પિતા આચાર્ય આદિ. (૧૭-૧૪)

सत्यं ब्रूयात्प्रियं ब्रूयात् न ब्रूयात्सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेषो धर्मः सनातनः ॥ મનુ.

સાચું બોલવું, મીઠું બોલવું, સાચું અને અપ્રિય એવું ન બોલવું, તેમ જ પ્રિય અને અનૃત ન બોલવું એ સનાત[illegible]

अप्रियस्य च पथ्यस्य वक्ता [illegible]

પ્રિયકર –મધુર–વસ્તુતઃ [illegible] . રેના.

—યોગથી તેની નિકટ રહેવું શ્રાવ[illegible]

[illegible] કે બોલવાથી સાંભળનાર [illegible]

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥१६॥

मनःप्रसादः सौम्यत्वम् मौनम् आत्मविनिग्रहः भावसंशुद्धिः इति एतत् मानसम् तपः उच्यते ॥

મનની પ્રસન્નતા, સૌજન્ય, મૌન્ય, મનોનિગ્રહ અને ભાવનાની શુદ્ધિ એ માનસિક તપ કહેવાયછે.

मनकी प्रसन्नता, सज्जनता, मित भाषण, मनका निग्रह और भावनाकी सशुद्धि, ये मानसिक तप कहा जाता है.

થાની ચિત્તપ્રસન્નતા યમ મને ને મૌન ને સૌમ્યતા,
કહેવાયે તપ માનસિક વળી તે જે શુદ્ધ છે ભાવના.

---

હિતકર-અમૃતની ગંગા હાથ લાગતાં તેનું જળ પીવાથી અમર કરે-છે, સ્નાનથી પાપ નષ્ટ કરીને સંસારતાપમાંથી મુક્ત કરેછે, અને મિષ્ટતાનો આસ્વાદ પણ આપેછે, તે પ્રમાણે જે ભાષણથી અજ્ઞાન નષ્ટ થાયછે અને આત્મ સ્વરૂપની પ્રાપ્તિ થાયછે તથા અનેક વખત સાંભળ-વાથી અમૃતની પેઠે જેના પરની રૂચિ ન્યૂન થતી નથી એવું.

સ્વાધ્યાયાભ્યસન-વેદાધ્યયન અને હરિસ્મરણની ધૂન ચાલે, વેદોની વાચારૂપી મંદિરમાં પ્રતિષ્ઠા કરી જે પોતાના વદનને વેદશાળા જ બનાવે, અથવા જે શિવ કે વિષ્ણુ પૈકી એકનું નામોચ્ચારણ સતત કર્યા કરે તેવો અભ્યાસ.

(૧૭-૧૫)

ભાવસંશુદ્ધિ-અંતઃકરણનું રાગદ્વેષ વગેરે દોષો સાથે ન જોડાવું, અંતઃ-કરણની શુદ્ધિ; ભાવનાની શુદ્ધિ; શુદ્ધ ભાવના; સંકલ્પવિકલ્પનો ક્ષય.

સૌજન્ય-સર્વ લોકના હિતની ઇચ્છા કરવી અથવા શાસ્ત્રનિષિદ્ધ પદા-ર્થોનું અચિંતન; અક્રૂરતા, ઉપકારીમાં અને અપકારીમાં તથા ઇષ્ટમાં અને અનિષ્ટમાં નિષ્પક્ષપાત દૃષ્ટિ રાખવી.

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः।
अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥१७॥
सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥१८॥

अफलाकाङ्क्षिभि युक्तै नरै परया श्रद्धया तप्तम् तत् त्रिविधम् तप सात्त्विकम् परिचक्षते ॥

सत्कारमानपूजार्थम् दम्भेन च एव यत् तप क्रियते तत् चलम् अध्रुवम् इह राजसम् प्रोक्तम् ॥

ફળની આકાંક્ષા વિનાના યોગયુક્ત પુરુષોએ પરમ શ્રદ્ધાપૂર્વક કરેલાં તે ત્રણ પ્રકારના તપને સાત્ત્વિક કહેછે.

સત્કાર માન કે પૂજા મેળવવાને માટે તેમ જ દંભવડે જે તપ કરાયછે તે અસ્થિર અને નાશવંત તપને શાસ્ત્રમાં રાજસ કહેલુ છે.

फलकी इच्छा न रखनेवाले योगयुक्त पुरुषोंने परम श्रद्धासे किये हुए इन तीन प्रकारके तपको सात्त्विक कहते हैं.

सत्कार, मान और पूजाके हेतुसे वैसे ही दंभसे जो तप किया जाता है, वह चचल और नाशवत तपको शास्त्रमें राजस कहा है.

શ્રદ્ધા શ્રેષ્ઠથી યોગયુક્ત પુરુષે ત્યાગી ફલેચ્છા ય જે,
કીધુ એ ત્રણ રીતનુ જ તપ તે સાત્ત્વિક કહેવાયછે.
દંભે જે તપ માન પૂજન અને સત્કાર અર્થે થતું,
શાસ્ત્રે અસ્થિર નાશવંત વળી જે તે રાજસી તો કહ્યુ.

---

મૌન-મુનિનો ભાવ, એકાગ્રતાવડે આત્મચિંતન-નિદિધ્યાસન, સગુણ અથવા નિર્ગુણ ધ્યાનનુ મનમા નિરતર અનુસંધાન કર્યા કરવુ.

આત્મવિનિગ્રહ-મનની સર્વ વૃત્તિઓનો નિરોધ-અસંપ્રજ્ઞાત સમાધિ, આત્મા એટલે મન, તેનો વિષયોથી પ્રત્યાહાર કરવો તે　(૧૭-૧૬)

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥१९॥
दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥२०॥

मूढग्राहेण आत्मनः पीडया परस्य वा उत्सादनार्थम् यत् तपः क्रियते त तामसम् उदाहृतम् ॥

दातव्यम् इति अनुपकारिणे पात्रे देशे च काले च यत् दानम् दीयते तत् दानम् सात्त्विकम् स्मृतम् ॥

દુરાગ્રહવડે, પોતાના શરીરને પીડા કરીને, અથવા શત્રુનો નાશ કરવાને માટે (અભિચાર પ્રયોગરૂપ) જે તપ કરાયછે, તેને તામસ કહેલું છે.

દાન દેવું એ કર્તવ્ય છે, એમ સમજી, પોતાના ઉપર ઉપકાર • કરનાર કે બદલો વાળી ન શકનાર સત્પાત્રને યોગ્ય સ્થળે અને યોગ્ય કાળે જે દાન અપાયછે તે દાનને સાત્વિક કહેલું છે.

दुराग्रहसे, अपने शरीरको दुःख देके या शत्रुका विनाश करनेके लिये जो तप कीया जाता है, उसको तामस कहा है.

दान करना अपना कर्तव्य है, ऐसा समझके उपकार न करनेवाले या बदला न देनेवाले सत्पात्रको उचित क्षेत्रमें और उचित कालमें जो दान दिया जाता है, उस दानको सात्त्विक कहा है.

આત્માને પીડીને કરાતું તપ જે દુરાગ્રહેથી વળી,
બીજાનો કરવા વિનાશ અથવા તેને કહ્યું તામસી.
દેવાયે સ્થળ પાત્ર યોગ્ય સમયે કર્તવ્ય દેવું ગણી,
જે જે દાન અનુપકારી જનને સાત્વિક તે કહે સ્મૃતિ.

---

૧૭-૨૦ સ્વકષ્ટથી અને સન્માર્ગે પ્રાપ્ત કરેલું ધન કે દ્રવ્ય આદરાતિથ્યથી અન્યને અર્પણ કરાય તે દાન સાત્વિક હોઇ શકે.

૧૭-૨૨ પરબ્રહ્મના સ્વરૂપનું જે ગાંધ જ્ઞાન મનુષ્યને પ્રાપ્ત થયું છે

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥२१॥
अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥२२॥

यत् तु प्रत्युपकारार्थम् वा पुनः फलम् उद्दिश्य परिक्लिष्टम् च दीयते तत् दानम् राजसम् स्मृतम् ॥

अदेशकाले अपात्रेभ्यः च असत्कृतम् अवज्ञातम् यत् दानम् दीयते तत् तामसम् उदाहृतम् ॥

પણ જે દાન સામો ઉપકાર વાળવાને અથવા પાછળ ફળની આશા રાખીને કલેશ પામતાં અપાયછે, તે દાનને રાજસ કહેલું છે.

અયોગ્ય સ્થળે અને અકાળે અપાત્રને આદર સત્કાર વિના તિરસ્કાર પૂર્વક જે દાન અપાયછે, તેને તામસ કહેલું છે.

उपकारका बदला पानेके लिये या फिर फलकी इच्छासे, क्लेशके साथ जो दान दिया जाता है, उस दानको राजस कहा है.

अनुचित स्थानमें और अनुचित समयमें सत्कारसे रहित तिरस्कारपूर्वक जो दान दिया जाता है, उसको तामस कहा है.

તે જે પ્રત્યુપકાર કાજ ફલને ઉદ્દેશીને કાં વળી,
દેવાયે અતિ કલેશથી ય કહ્યું છે તે દાનને રાજસી.
જે જે દાન અયોગ્ય કાલ સ્થળમાં દેવાય કુપાત્રને,
તિરસ્કારી અને અનાદરથી જે તે તામસી દાન છે.

---

તે સર્વે ૐ તત્ સત્ એ ત્રણ શબ્દોના નિર્દેશમાં ગ્રથિત છે. ૐ એ અક્ષર બ્રહ્મ છે અને તેનો ઉપનિષદોમાં અનેક પ્રકારે અર્થ કરેલો છે, આ વર્ણાક્ષર રૂપી બ્રહ્મ જ જગતને આરંભે હતું એટલે સર્વ ક્રિયાનો તેનાથી જ પ્રારંભ થાયછે. ओमिति त्रिवृद् ब्रह्म। શ્રુતિ. ૐ એ ત્રણ અક્ષર બ્રહ્મ છે. શ્રુતિ પ્રસિદ્ધ હોવાથી ૐ બ્રહ્મનું નામ છે, વિદ્વાનોને અપરોક્ષ હોવાથી તત્

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥२३॥

ॐ तत् सत् इति त्रिविधः ब्रह्मणः निर्देशः स्मृतः तेन ब्राह्मणाः वेदाः च यज्ञाः च पुरा विहिताः ॥

ॐ, तत् અને સત્ એ ત્રણ પ્રકારનાં બ્રહ્મનાં નામ કહેલાં છે; તે વડે બ્રાહ્મણો, વેદો તથા યજ્ઞો પૂર્વે નિર્માણ કરેલા છે.

ॐ तत् और सत् ये तीन प्रकारके ब्रह्मके नाम कहे हैं; पूर्वकालमें इनसे ब्राह्मण, वेद और यज्ञ नियुक्त किये हुए हैं.

ॐतत्सत् પર બ્રહ્મનાં ત્રિવિધ છે શાસ્ત્રે કહ્યાં નામ એ,
પૂર્વે તેથી જ વેદ બ્રાહ્મણ અને યજ્ઞો ય નિર્મેલ છે.

---

શબ્દ પણ બ્રહ્મનું નામ છે, પરમાર્થ સત્ત્વ સાધુત્વ પ્રશસ્તત્વ આદિથી સત્ શબ્દ પણ બ્રહ્મનું નામ છે. सदेव सौम्येदमग्र आसीत् । શ્રુતિ. આ ત્રણે પ્રકારનો નામ નિર્દેશ નિર્ગુણને પણ સગુણ કરવાને સમર્થ છે.

ॐ इति ब्रह्म । तत्त्वमसि। सदेव सौम्येदमग्र आसीत् । એ ત્રણે શ્રુતિમાં ॐકારને તત્‌ને અને સત્‌ને બ્રહ્મ જણાવ્યું છે. તે પરબ્રહ્મનાં નામ છે. ઉદ્દાલક આદિ ઋષિઓએ બ્રહ્મનાં એ નામ કહ્યાં છે.

अ, उ, म् એ ત્રણ અવયવવાળો પ્રણવ છે; તેમ પરબ્રહ્મ પણ આ ત્રણ અવયવવાળું છે. એ ત્રણે મળીને પણ એક નામ છે, અને તે વેદવેત્તા પુરુષોએ સ્મૃતિમાં કહેલું છે, પ્રાચીન વેદાંતવેત્તાએ આ પરબ્રહ્મનું નામ સ્મરેલું છે, માટે હાલના અધિકારીઓએ પણ નામસ્મરણ કરવું, જેથી તેમનાં યજ્ઞ, દાન, તપ વિગુણતારૂપ દોષ ન પામે.

તત્-તે એટલે સામાન્ય કર્મથી પેલી પારનું; નિષ્કામ બુદ્ધિથી ફલાશા છોડીને કરેલું સાત્ત્વિક કર્મ.

સત્-ફળની આશા સહિત પણ શાસ્ત્રવિહિત કરેલાં શુદ્ધ કર્મો.

१७-२४ ओमिति ब्रह्म । ઇત્યાદિક શ્રુતિ વિષે ॐ શબ્દથી બ્રહ્મનું નામ

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रिया ।
प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥२४॥

तदित्यनभिसन्धाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकांक्षिभिः ॥२५॥

तस्मात् ब्रह्मवादिनाम् विधानोक्ताः यज्ञदानतपःक्रियाः सततम् ॐ इति उदाहृत्य प्रवर्तन्ते ॥

मोक्षकाङ्क्षिभिः फलम् अनभिसन्धाय विविधाः यज्ञतपःक्रियाः दानक्रियाः च तत् इति क्रियन्ते ॥

તે માટે બ્રહ્મવાદીઓની શાસ્ત્રમાં કહેલી યજ્ઞ, દાન અને તપ આદિ ક્રિયાઓ હંમેશાં ॐ એ શબ્દનો ઉચ્ચાર કર્યા પછી શરૂ થાયછે.

મોક્ષેચ્છુ પુરુષોથી, ફળની ઇચ્છા રાખ્યા વિના યજ્ઞ, તપ અને દાન આદિ અનેક પ્રકારની ક્રિયાઓ તત્ એ શબ્દનો ઉચ્ચાર કર્યા પછી કરાયછે.

इस लिये ब्रह्मवादी पुरुषोंकी विधिशास्त्रमें कही हुई यज्ञ दान और तप इत्यादि क्रिया, निरंतर ॐ इस शब्दका उच्चारण करके पीछे प्रवृत्त होती है.

मोक्षके चाहनेवाले पुरुषोंसे, फलकी इच्छा त्यागकर यज्ञ दान तप इत्यादि अनेक प्रकारकी क्रिया, तत् इस शब्दका उच्चारण करके पीछे की जाती है.

શાસ્ત્રે તેથી કહેલ યજ્ઞ તપ ને દાનાદિ બીજી ક્રિયા,
પ્રારંભાય જ બ્રહ્મવાદીની સદા ॐ એમ ઉચ્ચારતાં.
તત્ એ શબ્દથી આશવિણ ફલની મોક્ષેચ્છુ લોકો બધા,
યજ્ઞો દાનની ને કરે તપતણી વિવિધ સર્વે ક્રિયા

---

પ્રસિદ્ધ છે. પ્રવર્તે છે-ગુણવાળા થાયછે; સર્વાંગપૂર્ણ અને સાત્વિક થાયછે; ન્યૂનતા રહિત થાયછે.

૧૭-૨૫ तत्त्वमसि । ઇત્યાદિક શ્રુતિ વિષે પ્રસિદ્ધ તત્ એ બ્રહ્મનું નામ છે.

૧૭-૨૬,૨૭ सदेव सोम्येदमग्र आसीत् । ઇત્યાદિક શ્રુતિ વિષે પ્રસિદ્ધ સત્ એ બ્રહ્મનું નામ છે.

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥२६॥
यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥२७॥

पार्थ सद्भावे साधुभावे च सत् इति एतत् प्रयुज्यते तथा प्रशस्ते कर्मणि सत् शब्द. युज्यते ॥

यज्ञे तपसि दाने च स्थितिः सत् इति च उच्यते तदर्थीयम् कर्म च एव सत् इति एव अभिधीयते ॥

હે અર્જુન, સદ્ભાવ-અસ્તિત્વ અને સાધુભાવ દર્શાવવામાં સત્ એ શબ્દનો પ્રયોગ થાયછે, તેમ જ પ્રશંસનીય (મંગલ) કર્મ દર્શાવવામાં પણ સત્ શબ્દનો ઉપયોગ કરાયછે.

યજ્ઞ, તપ અને દાનમાં નિષ્ઠા રાખવી, એને પણ સત્ એમ કહેછે, તેમ જ તેને માટે કરેલા કર્મને પણ સત્ એમ જ કહેવાય છે.

हे अर्जुन, सद्भाव-अस्तित्व और साधुभावको दिखलानेके लिये सत इस शब्दका प्रयोग होता है, वैसे ही प्रशंसनीय(मंगल) कर्मको दिखलानेके लिये भी सत् शब्दका उपयोग किया जाता है.

यज्ञ, दान और तपमें निष्ठा भी सत् इस शब्दसे कहाती है, और उनके लिये किये हुए कर्मको भी सत ऐसा ही कहाता है

હોવામાં વળી સાધુભાવમહીં એ સત્ શબ્દ યોજાયછે,
ને કર્મ વપરાય સ્તુત્ય મન્વે અર્જુન! સત્ શબ્દ એ,
કહેવાયે વળી સત્ સ્થિતિ તપવિષે યજ્ઞે ય દાને ય જે,
તે અર્થે વળી કર્મ તેહ સઘળે સત્ એમ કહેવાયછે.

---

તદર્થીય-પરમેશ્વરને અર્થે કરેલા

સ્થિતિ-યજ્ઞમાં, તપમાં અને દાનમાં તત્પરતાવડે અવસ્થિતિ રૂપ

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥२८॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः।

पार्थ अश्रद्धया हुतम् दत्तम् तपः तप्तम् कृतम् च यत् असत् इति उच्यते तत् न प्रेत्य नो च इह ॥

હે અર્જુન, શ્રદ્ધાવિના હોમેલું, દાન કરેલું, તપ કરેલું અને કંઇપણ કર્મ કરેલું જે હોય, તે સર્વ અસત્ એમ કહેવાયછે; કેમકે તે પરલોકમાં તેમ આ લોકમાં ફળદાયક નથી.

हे अर्जुन, श्रद्धा रहित किया हुआ यज्ञ, दान, तप और कुछ भी कर्म जो है सो असत् ऐसा कहाता है, क्योंकि वह न परलोकमें न इसलोकमें फलप्रद होता है.

હોમ્યું દાન કર્યું તપ્યું તપ કર્યું જે જે અશ્રદ્ધાથકી,
કહેવાયે સહુ તે અસત શુભ ન તે લોકે બીજે કે અહીં.

એ પ્રમાણે શ્રદ્ધાત્રયવિભાગયોગ નામનો સત્તરમો અધ્યાય પુરો.

---

૧૭–૨૮ अन्यथा श्रद्धया देयं श्रद्धयामिस्समिध्यते।
श्रद्धया हूयते हविः श्रद्धा कामस्य मातरम् ॥

એ પ્રમાણે સર્વ કર્મમાં શ્રદ્ધા પ્રધાન છે, કેમકે તેથી કાંઇ વિધિનું ઉલ્લંઘન થતું નથી; માટે શ્રુતિ સ્મૃતિમાં કહેલાં સર્વ કર્મો શ્રદ્ધાથી કરવાં.

આ અધ્યાયમાં આહાર, યજ્ઞ, તપ, દાન ઇત્યાદિનાં સાત્વિક રાજસ તામસ સ્વરૂપ બતાવ્યાં છે, તેમાં તાત્પર્ય એ છે કે મુમુક્ષુઓ સાત્વિક માર્ગનું ગ્રહણ કરે, જેને રાજયોગ કહેછે, તે સાત્વિક પ્રકૃતિ થયા પછી જ મળેછે, રાજયોગ તે જ નિર્વિકલ્પ બ્રહ્મનો સાક્ષાત્કાર છે, પરમ સમાધિ છે, અભેદનું પ્રત્યક્ષ સ્વરૂપ છે. એમાં બધો આધાર અંતઃકરણ અને વૃત્તિઓ ઉપર રહેછે.

## અધ્યાય ૧૮મો
## મોક્ષસંન્યાસયોગ

अर्जुन उवाच।
संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥१॥

अर्जुनः उवाच । महाबाहो केशिनिषूदन हृषीकेश सन्यासस्य त्यागस्य च तत्त्वम् पृथक् वेदितुम् इच्छामि ॥

અર્જુને કહ્યું–હે મહાબાહો કેશિનિષૂદન શ્રીકૃષ્ણ, હું સંન્યાસનું અને ત્યાગનું તત્ત્વ (સ્વરૂપ) જુદું જુદું જાણવાને ઇચ્છું છું.

अर्जुनने कहा- हे महाबाहो केशिनिषूदन श्रीकृष्ण, मैं सन्यास और त्यागके तत्त्व(स्वरुप)को अलग अलग जानना चाहता हूं.

**શાર્દૂલ–** ઇચ્છું છું હૃષીકેશ ! હું સમજવા સૌ તત્ત્વ સંન્યાસનું,
હે કેશી હણનાર ! ત્યાગનું જુદું ઇચ્છું મહાબાહુ ! હું.

---

૧૮-૧ શ્રીમત્ શંકરાચાર્ય કહેછે કે સર્વ ગીતાશાસ્ત્રનો અર્થ આ અધ્યાયમાં ઉપસંહાર કરીને સર્વ વેદાર્થ કહેવો જ જોઇએ, એ ઉદ્દેશને લઇને આ અધ્યાયનો આરંભ છે, અને પાછલા બધા અધ્યાયોમાં કહેલા અર્થ આ અધ્યાયમાં પણ જણાયછે.

શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહેછે કે ગીતા ગ્રંથ એ રત્નજડિત દેવાલય છે અને તેનો કલશ અર્થરૂપી ચિંતામણિનો છે. એ કલશનું દર્શન કરતાં દેવોનાં દર્શનનું જ ફળ મળેછે, ગીતાનો આ એક જ અધ્યાય વાંચવાથી સર્વ ગીતાશાસ્ત્ર વાંચવાનું ફળ મળે છે, આ જ કારણથી અઢારમા અધ્યાયને કલશની ઉપમા આપી છે; વળી આ કલશ વેદવ્યાસે ગીતારૂપી દેવાલય ઉપર ચઢાવ્યો છે, દેવાલય ઉપર ચઢાવ્યા પછી કાંઇપણ કાર્ય અવશિષ્ટ રહેતું નથી, તે જ પ્રમાણે આ અઢારમો અધ્યાય ગીતા સમાપ્ત થઇ એમ સૂચવે છે. આ અઢારમો અધ્યાય નથી, પરતુ એકાધ્યાયી ગીતા જ છે.

श्रीभगवानुवाच ।

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥२॥

श्रीभगवान् उवाच । काम्यानाम् कर्मणाम् न्यासम् कवयः संन्यासम् विदुः सर्वकर्मफलत्यागम् विचक्षणा त्यागम् प्राहुः ॥

શ્રી ભગવાને કહ્યું–કામ્ય કર્મોને છોડી દેવા, તેને પંડિતો(કવિઓ) સંન્યાસ કહેછે અને સર્વ કર્મના ફળનો ત્યાગ કરવો તેને વિચક્ષણ પુરુષો ત્યાગ કહેછે.

श्रीभगवानने कहा–काम्य कर्मोके त्यागको पंडित(कवि) लोग संन्यास कहते है, और सब कर्मोके फलके त्यागको विचक्षण पुरुषो त्याग कहते है.

સુણો સર્વ સકામ કર્મ તજવાં સંન્યાસ તેને કહે,
ને વિચક્ષણ સર્વ કર્મફલનો જે ત્યાગ તે ત્યાગ કહે.

---

કેશિનિષૂદન–કેશિ નામના હયની આકૃતિવાળા એક મોટા દૈત્યે યુદ્ધમાં પોતાનું મુખ ફાડીને શ્રી કૃષ્ણને ખાઇ જવા ઇચ્છયું, તેના અતિ ફાડેલા મુખમાં ડાબો બાહુ નાંખીને તરત જ તે વધારેલા બાહુથી જ તે દૈત્યને ચીરીને મારી નાંખ્યો માટે કેશિનિષૂદન.

૧૮–૨ तमेतमात्मानं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसा नाशकेन । શ્રુતિ. જ્ઞાનની ઇચ્છાને માટે સર્વ કર્મનું અનુષ્ઠાન ઘટેછે. સત્ત્વશુદ્ધિને માટે જ્ઞાનથી અવિરૂદ્ધ યથોચિત આવશ્યક કર્મ કરનારને તેનાં ફળનો ત્યાગ એ જ કર્મત્યાગ છે. સ્વરૂપથી જ કર્મ તજવાં એમ નથી. कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छत समाः । શ્રુતિ. પણ તેથી સર્વ કર્મની નિવૃત્તિ આપોઆપ જ થઇ જાયછે. નૈષ્કર્મ્યસિદ્ધિમાં કહ્યું છે કે–

प्रत्यक्प्रवणतां बुद्धेः कर्माण्युत्पाद्य शुद्धितः ।
कृतार्थान्यस्तमायान्ति प्रावृडन्ते घना इव ॥

વળી વસિષ્ઠજીએ પણ કહ્યું છે કે–न कर्माणि त्यजेद्योगी कर्मभिस्त्यज्यते ह्यसौ ।

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः।
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥३॥

एके मनीषिणः प्राहु कर्म दोषवत् इति त्याज्यम् अपरे च यज्ञदानतप कर्म न त्याज्यम् इति ॥

કેટલાક બુદ્ધિમાન પુરુષો કહેછે કે કર્મ માત્ર દોષવાળાં હોવાથી છોડી દેવા જોઇએ અને બીજા કેટલાક કહેછે કે યજ્ઞ, દાન અને તપ એ કર્મોનો ત્યાગ કરવો ન જોઇએ.

कोई कोई बुद्धिमान पुरुषो कहते है, कि कर्म दोषयुक्त होनेके कारण त्यागना चाहिये, और दूसरे कोई कहते है, कि यज्ञ, दान और तप इन कर्मोका त्याग न करना चाहिये.

> કોઇ પંડિત દોષયુક્ત ગણીને કર્મો કહે ત્યાજ્ય છે,
> બીજા તો વળી યજ્ઞ દાન તપના અત્યાજ્ય કર્મો કહે .

---

पुत्रकामो यजेत। स्वर्गकामो यजेत। पशु कामो यजेत। શ્રુતિ પ્રમાણે કરાતા યજ્ઞો કામ્ય કર્મ કહેવાયછે, તેઓનો પરિત્યાગ તે ગૃહસ્થનો સન્યાસ છે.

ज्ञानमुत्पद्यते पुसा क्षयात्पापस्य कर्मण। એ વચનો પણ પ્રતિબંધક પાપોની નિવૃત્તિ થવામા અને જ્ઞાનની ઉત્પત્તિ થવામા ઇશ્વરાર્પણ બુદ્ધિથી નિત્ય કર્મ કરવાને બોધેછે, માટે નિત્ય કર્મ આત્મજ્ઞાનની ઇચ્છારૂપ વિવિદિષામા ઉપયોગી છે, પણ કામ્ય કર્મ ઉપયોગી નથી

૧૮-૩ અવિદ્વાન સંબધે આ બે પક્ષ છે વિદ્વાનને તો કર્મોમાં પ્રવૃત્તિ કરાવનાર કારણ અજ્ઞાનનો નાશ થવાથી સ્વતસિદ્ધ ત્યાગ છે, એટલે તેઓને કર્મવિધિ કે તેના ત્યાગનો વિધિ નથી

> एकाह जपहीनस्तु सध्याहीनो दिनत्रय।
> द्वादशाहमनग्निश्च शूद्र एव न सशय ॥
> त्र्यह सध्याविरहितो द्वादशाह निरग्निक।

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः सम्प्रकीर्तितः ॥४॥

भरतसत्तम तत्र त्यागे मे निश्चयम् शृणु पुरुषव्याघ्र त्यागः हि त्रिविध. सम्प्रकीर्तितः ॥

હે ભરતશ્રેષ્ઠ, તે ત્યાગના સંબંધમાં મારો નિશ્ચય તું સાંભળ; હે પુરુષશ્રેષ્ઠ, ત્યાગ ત્રણ પ્રકારનો કહેલો છે.

हे भरतश्रेष्ठ, इस त्यागके विषयमें मेरा निश्चयको तुम सुनो; हे पुरुषश्रेष्ठ, त्याग तीन प्रकारका कहा गया है.

મારો નિશ્ચય સુણ ત્યાગવિષયે તું હે કુરુશ્રેષ્ઠ! જે,
હે અર્જુન! કહ્યો પ્રકાર ત્રણનો નકિસરી! ત્યાગ એ.

---

चतुर्वेदधरो विप्रः शूद्र एव न संशयः॥ ઇત્યાદિથી વૈદિક કર્મ ક્યારે પણ ન તજવું, તજવાથી પ્રત્યવાય કહ્યો છે.

સંસારનો પ્રપંચ યથાશાસ્ત્ર પૂરો કરી મોક્ષપરાયણ થઇ સંસારમાંથી આનંદ સાથે નિવૃત્ત થવું, એવો આશ્રમવ્યવસ્થાનો મૂળ હેતુ હતો. વિદુરનીતિમાં કહ્યું છે કે-

उत्पाद्य पुत्राननृणांश्च कृत्वा वृत्तिं च तेभ्योऽनुविधाय काचित।
स्थाने कुमारी प्रतिपाद्य सर्वा अरण्यसस्थोऽथ मुनिर्बुभूषेत ॥

ગૃહસ્થાશ્રમમાં પુત્ર ઉત્પન્ન કરી તેમને માથે ઋણ ન રાખતાં તેઓને માટે કાંઇ ધંધો કે થોડી ઘણી પુંજી નિર્માણ કરી, સર્વે પુત્રીઓને યોગ્ય સ્થાને પરણાવી વાનપ્રસ્થ લઇ સંન્યાસ લેવાની ઇચ્છા કરવી.

દોષવત્-દોષવાળાં કર્મનો ત્યાગ તે ત્યાગ છે, પણ કામ્ય કર્મનો ત્યાગ કે ફલનો ત્યાગ તે ત્યાગ નથી એમ કેટલાક કહેછે. अनवद्यानि कर्माणि तानि सेवितव्यानि। શ્રુતિ.

૧૮-૪ થી ૬ ફલાભિસંધિપૂર્વક ત્યાગ એટલે કર્મ કરાય છતાં તેનાં ફલનો ત્યાગ એ સાત્વિક છે, અને તે ગ્રહણ કરવા યોગ્ય છે. બીજા ત્યાગમાં

**यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत्।**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥५॥**

यज्ञदानतपःकर्म न त्याज्यम् तत् कार्यम् एव यज्ञः दानम् तपः च एव मनीषाणाम् पावनानि ॥

યજ્ઞ, દાન અને તપ એ કર્મોને ત્યાગવાં ન જોઇએ, પણ તે કરવાં જ જોઇએ, કેમકે યજ્ઞ, દાન અને તપ એ બુદ્ધિમાન પુરુષોને પણ ચિત્તશુદ્ધિ કરનારાં છે.

यज्ञ, दान और तप इन कर्मोका त्याग न करना चाहिये, परंतु वह करना ही चाहिये, क्योंकि यज्ञ, दान और तप, ए बुद्धिमान पुरुषोंके चित्तको भी पवित्र करनेवाले है.

કર્મો સૌ કરવા જ તે ન તજવાં યજ્ઞો તપો દાન જે,
યજ્ઞો દાન તપાદિ પાવન કરે શાણા નરોને ય તે.

---

ફલાભિસંધિ હોય, છતાં પણ તેમાં કર્મનો ત્યાગ થાયછે. એ ત્યાગ જો દુઃખબુદ્ધિથી કર્યો હોય તો તે રાજસ ત્યાગ કહેવાય છે, અને ભ્રમથી કે વિપરીત બુદ્ધિથી કર્યો હોય તો તે તામસ ત્યાગ કહેવાય છે. કર્માધિકારીને માટે તો આ બે પ્રકારના એટલે સાત્વિક તથા રાજસ તામસ ત્યાગ યોગ્ય છે, અને અર્જુનના પ્રશ્નનો વિષય પણ એવો જ છે ત્રીજો ત્યાગ ફલાભિસંધિ અને કર્મ એ બનેનો ત્યાગ, તે કર્મના અનધિકારી કૃત છે. આ ત્યાગ અર્જુનના પ્રશ્નનો વિષય નથી. આ પણ સાધન અને ફલના ભેદથી બે પ્રકારનો છે. સાત્વિક ત્યાગથી જેનું અંતઃકરણ શુદ્ધ થઇ ગયુંછે, એવા વિવિદિષાવાળા પુરુષે આત્મજ્ઞાનના સાધન વેદાંત શ્રવણને ફલાભિસંધિ રહિત કર્યું હોય તો તે વિવિદિષા સંન્યાસ કહેવાયછે. આ સાધનભેદથી થતો સંન્યાસ પહેલા પ્રકારનો છે, આ સંન્યાસને આગળ પરમનૈષ્કર્મ્યરૂપે કહી બતાવશે. બીજો ભેદ એ છે કે પાછલા જન્મોમાં સાધનાભ્યાસનો પરિપાક થઇ ગયો હોય એવા પુરુષોને આ જન્મમાં પ્રથમથી જ આત્મબોધ સ્ફુરતાં

एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥६॥

पार्थ एतानि तु कर्माणि अपि सङ्गम् फलानि च त्यक्त्वा कर्तव्यानि इति मे निश्चितम् उत्तमम् मतम् ॥

હે પાર્થ, એ કર્મો પણ આસક્તિ અને ફલેચ્છા તજી દઈને કરવાં જોઈએ, એવો મારો નિશ્ચિત અને ઉત્તમ મત છે.

हे पार्थ, ये कर्म भी आसक्ति और फलकी इच्छा छोडके करना चाहिये, ऐसा मेरा निश्चित और उत्तम मत है.

એ કર્મો પણ ત્યાગીને ફલ વળી અર્જુન ! આસક્તિ યે
ત્યાગીને, કરવાં જ મુજ મત એ નિશ્ચત ને શ્રેષ્ઠ છે.

---

કૃતકૃત્ય થઇ તે ફલાભિસંધિ અને કર્મ એ બન્નેનો ત્યાગ કરે, તે ફળરૂપ વિદ્વત્ સંન્યાસ કહેવાયછે આ રીતે ત્યાગનું તત્ત્વ દુર્વિજ્ઞેય છે.

તત્ર-ગૃહસ્થને કામ્ય કર્મનો ત્યાગ એ જ સંન્યાસ, સર્વ કર્મફલનો ત્યાગ એ જ સંન્યાસ, દોષવાળાં કર્મનો ત્યાગ એ જ સંન્યાસ, કામ્ય નિષિદ્ધ કર્મનો પરિત્યાગ તે જ સંન્યાસ, એમ ત્યાગ શબ્દના અર્થ સંન્યાસને પંડિતો પોતપોતાના મત અનુસાર જુદુ જુદુ રીતે વર્ણવે છે, તેમાં. (૧૮-૪)

त्रयो धर्मस्कंधा यज्ञोऽध्ययनं दानम् । શ્રુતિ. યજ્ઞ, અધ્યયન અને દાન એ ત્રણ ધર્મના સ્કંધ છે.

કર્મો જેમ જેમ વિધિપૂર્વક કરવામાં આવેછે, તેમ તેમ રજ અને તમ એ ગુણો સમૂળ નષ્ટ થાય છે. સુવર્ણને જ્યારે એક પછી એક ક્ષારના પૂટ દેવામાં આવેછે, ત્યારે તેમાંનો મેલ નીકળી જઇ શુદ્ધ બને છે, તેમ નિષ્ઠાપૂર્વક કર્માચરણ કરવાથી રજ અને તમનો નાશ થાયછે, અને સત્ત્વશુદ્ધિનું દર્શન થાયછે; માટે સત્ત્વશુદ્ધિની પ્રાપ્તિમાં સત્કર્મો એ જ તીર્થની ગરજ સારેછે. તીર્થદ્વારા બહારના મળ ધોવાયછે અને કર્મયોગે થયેલા રમળ નષ્ટ થાયછે, માટે સત્કર્મો એ જ ચિત્તશુદ્ધિનાં તીર્થો છે. (૧૮-૫)

**नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते।**
**मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥७॥**

नियतस्य तु कर्मणः संन्यासः न उपपद्यते मोहात् तस्य परित्यागः तामसः परिकीर्तितः ॥

(સ્વભાવ કે સ્વધર્મથી) નિર્માણ થયેલાં કર્મનો ત્યાગ કરવો એ યોગ્ય નથી; તેનો મોહથી કરેલો ત્યાગ તામસ ત્યાગ કહેવાય છે.

(स्वभाव या स्वधर्मसे) नियत हुए कर्मोंका त्याग करना योग्य नहीं है; मोहसे किया हुआ उनका परित्याग तामस त्याग कहाता है.

કર્મોનો ઘટતો ન ત્યાગ કરવો નિર્મેલનો તો કદિ,
તેનો મોહથી જે ત્યાગ કરવો કૂહેવાય તે તામસી.

---

અર્જુનને ઠેકઠેકાણે જે ઉપદેશ કરેલો છે, તેમાં સંન્યાસની અપેક્ષાએ કે અકર્મની અપેક્ષાએ કર્મયોગ અધિક યોગ્યતાવાળો છે, એ બતાવવા માટે "જ્યાયઃ, અધિકઃ, વિશિષ્યતે" એવાં સ્પષ્ટ પદો વાપરવામાં આવેલાં છે અને અહીં ઉપસંહારમાં પણ નિયત કર્મનો સંન્યાસ યોગ્ય નથી, આસક્તિ રહિત થઈને સર્વ કર્મ સદા સર્વદા કરવાં જોઈએ, એ મારો નિશ્ચિત ને ઉત્તમ મત છે, એમ ભગવાને ફરીથી પણ કહ્યું.

મન નિર્વિષય રહે અને મનુષ્યના તાબામાં હોય તો પછી કર્મની ભીતિ કયાં રહી? અથવા પછી કર્મ ન કરવાનો વ્યર્થ આગ્રહ શા માટે કરવો? વરસાદ માટે બનાવેલી છત્રીની પરીક્ષા જેમ વરસાદમાં જ થાય છે, તેમ; અથવા विकारहेतौ सति विक्रियन्ते। येषां न चेतांसि त एव धीराः જે કારણથી વિકાર થાયછે, તે કારણ અર્થાત્ વિષયનજર આગળ હોય છતા જેનાં ચિત્ત વિકાર પામે નહિ, તેને જ ધીર પુરુષ જાણવા, એ કાલિદાસના વ્યાપક ન્યાયથી કર્મદ્વારા જ મનોનિગ્રહ કસોટીએ ચડેછે, અને તે પૂર્ણ થયો છે કે નહિ, તેની બીજા કોઈની સાક્ષીની જરૂર નથી રહેતી, પણ કર્તા પોતે જ પોતાનો સાક્ષી થાયછે, માટે આ પક્ષે પણ

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥८॥

दुःखम् इव इति यत् कर्म कायक्लेशभयात् त्यजेत् राजसम् त्यागम् कृत्वा सः त्यागफलम् न एव लभेत् ॥

કર્મ દુઃખરૂપ છે એમ માનીને તે કર્મ શરીરને ક્લેશ થવાના ભયથી છોડવામાં આવે, તો એ રાજસ ત્યાગ કરવાથી મનુષ્ય ત્યાગના ફળને પામતો નથી.

कर्म दुःखरूप है ऐसा समझके शरीरके क्लेशके भयसे जिन कर्मको छोडे जावें, तो वह राजस त્યाग करनेसे मनुष्य त्यागका फल पा नहीं सकता है.

કાયાક્લેશ ભયે તજે દુઃખ ગણી કર્મો સહુ કર્મ જે,
પામે ત્યાગતણું નહિ ફલ, કરી તે રાજસી ત્યાગને.

---

શાસ્ત્રથી પ્રાપ્ત થયેલાં પ્રવાહપતિત કર્મો કરવાં જ જોઇએ.

ઉત્તમ–આગળ કહેલા મતો કરતાં વધારે ઉત્કૃષ્ટ: કેમકે પ્રત્યવાય રહિત નરક આદિ અનિષ્ટની નિવૃત્તિનો હેતુ, સર્વ ગમાગમ હોવાથી અનિવર્તક હોવાથી અને ચિત્તશુદ્ધિ દ્વારા ઇષ્ટ મુક્તિનો હેતુ હોવાથી તે કરતાં શ્રેષ્ઠતમ છે.

એતાનિ–ફલાભિસંધિરહિત યજ્ઞયાગાદિક.

काम्येऽपि सिद्धिरस्त्येव भोगसिद्ध्यर्थमेव सा ।
विद्वराहादिदेहेन न हीदं भुज्यते फलम् । સુરેશ્વરાચાર્ય વાર્તિક.　(૧૮-૬)

૧૮–૭,૮ અનારબ્ધ કર્મોનું ફળ ભોગવવાનું અદ્યાપિ બાકી રહેલું છે, એટલું જ નહિ, પણ કર્મ છોડવાનો આગ્રહ રાખવો અને સ્વસ્થ થઇને બેશી રહેવું, એ બે તામસ કર્મો છે, અને તે તામસ કર્મોનાં ફળ પણ અનારબ્ધ સંચિત કર્મનાં ફળની સાથે જ ભોગવવા માટે ફરીથી જન્મ લીધા વિના ચાલે તેમ નથી. દેહ છે ત્યાં સુધી શ્વાસોચ્છ્વાસ છે, અને સુવું બેસવું ઇત્યાદિ કર્મ ચાલુ રહ્યા જ કરે, તેથી સર્વ કર્મ છોડવાનો આગ્રહ પણ વ્યર્થ જ રહેછે. આ જગતમાં કર્મ કોઇને પણ ક્ષણુ પણ છોડતું નથી.

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥९॥

अर्जुन कार्यम् एव इति नियतम् यत् कर्म सङ्गम् फलम् च एव त्यक्त्वा क्रियते सः त्यागः सात्त्विकः मतः ॥

હે અર્જુન, કરવું જ જોઇએ એમ સમજીને નિર્માયેલું જે કર્મ આસક્તિ તથા ફલેચ્છાનો ત્યાગ કરીને કરાયછે, તે ત્યાગને સાત્વિક માન્યો છે.

हे अर्जुन, करना चाहिये ऐसा समझके जे नियत कर्म अनुराग और फलेच्छा त्यागकर किया जाता है, उस त्यागको सात्त्विक माना है.

છે કર્તવ્ય જ એમ અર્જુન! ગણી નિર્મેલ કર્મો કરે,
આસક્તિ વળી ત્યાગીને ફલ, ગણ્યો સાત્વિક તે ત્યાગને.

---

અનર્થના અહેતુરૂપ કર્મો વિષે જે અનર્થના હેતુપણાનુ જ્ઞાન છે તથા ધર્મરૂપ કર્મોવિષે જે અધર્મપણાનું જ્ઞાન છે, તથા અનુષ્ઠાન કરવા યોગ્ય કર્મો વિષે જે નહિ અનુષ્ઠાન કરવાનું જ્ઞાન છે, તે આ સર્વ વિપર્યાસરૂપ જ્ઞાન મોહરૂપ જ છે.

जपस्तु सर्वं धर्मेभ्यः परमो धर्म उच्यते ।
अहिंसया हि भूतानां जपयज्ञः प्रवर्तते ॥ મહાભારત.

મનુ મહારાજ પણ કહેછે કે બ્રાહ્મણને ગાયત્રી આદિના જપથી ચિત્તશુદ્ધિ થાય છે, એમાં સંશય નથી. સદોષ નિત્ય કર્મ પણ તજવું જોઇએ. આ મહાભારતનાં અને મનુનાં વચન માત્ર જપની સ્તુતિ માટે છે, પણ યજ્ઞાંગ હિંસાના નિષેધને માટે નથી.

કેવળ વેદ આજ્ઞા અનુસાર જોતાં નિત્ય કર્મભૂત જ્યોતિષ્ટોમ આદિ નિષિદ્ધ નથી, તેમ દોષવાન પણ નથી. વેદાંતસૂત્ર પણ કહેછે કે-अशुद्ध मितिचेन्न शब्दात्। નિત્ય કર્મ અશુદ્ધ છે, એમ કહો તો તેમ નથી, કેમકે વેદનું પ્રમાણ છે. (१८-७)

નિત્ય કર્મમાં પ્રત્યવાયના પરિહાર રૂપ અથવા ફલની કલ્પના તજવી

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥१०॥

अकुशलम् कर्म न द्वेष्टि कुशले न अनुषज्जते सत्त्वसमाविष्टः मेधावी छिन्नसंशयः त्यागी ॥

જે અકલ્યાણકારી કર્મનો દ્વેષ કરતો નથી અને કલ્યાણકારી કર્મમાં આસક્ત થતો નથી, તે સત્ત્વશીલ, બુદ્ધિમાન અને સંશયમુક્ત ત્યાગી છે.

जो अकल्याणकारी कर्मका द्वेष नहीं करता है, और कल्याणकारी कर्ममें आसक्त नहीं होता है, वह सत्त्वशील, बुद्धिमान और संशयमुक्त त्यागी है.

કર્મે દ્વેષ અકુશલે ન કરતો આસક્તિ ના કુશલે,
ત્યાગી સંશયમુક્ત સત્ત્વશીલ ને છે બુદ્ધિમાને ય તે.

---

તે ફલ તજ્યું એમ કહેવાયછે.

ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्यस्विद्धनम् ॥

ધારો કે કર્મ માયાસૃષ્ટિમાં હોય, તોપણ પરમેશ્વરે કોઇ કારણ માટે તે નિર્માણ કર્યાં છે, તે બધ પાડવાં એ વાત મનુષ્યને અધીન નથી, પરમેશ્વરાધીન છે; અને બુદ્ધિને નિઃસંગ કરી શારીર કર્મ કરવાથી તે મોક્ષને આડે આવતાં નથી, એ નિર્વિવાદ છે. (૧૮-૮)

૧૮-૧૦ આવા કૃતકૃત્ય તત્ત્વવેત્તા પુરુષને કોઇ કર્મમાં દ્વેષ કે કોઇ કર્મમાં પ્રીતિ સંભવે નહિ. શ્રુતિમાં પણ કહ્યું છે કે—

भिद्यते हृदयग्रंथि श्छिद्यंते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

હું બ્રહ્મરૂપ છું, એ પ્રકારે બ્રહ્મસાક્ષાત્કારને પ્રાપ્ત થયેલ આ તત્ત્વવેત્તા પુરુષની ચિતજડગ્રંથિ ભેદાઇ જાય છે, તથા સર્વ સંશય પણ છેદાઇ જાયછે તથા પુણ્ય પાપરૂપ સર્વ કર્મપણ ક્ષય થાયછે.

સત્ત્વસમાવિષ્ટ-સત્ત્વથી વ્યાપ્ત; રજો તમોગુણ અને તેના કાર્યથી મુક્ત.

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥११॥

देहभृता हि कर्माणि अशेषतः त्यक्तुम् न शक्यम् यः तु कर्मफलत्यागी सः त्यागी इति अभिधीयते ॥

કેમકે દેહધારીથી કર્મોનો ત્યાગ સર્વથા તો કરી શકાતો જ નથી; માટે જે કર્મફળનો ત્યાગી છે, તે જ ત્યાગી એમ કહેવાયછે.

क्योंकि देहधारीसे कर्मका त्याग सपूर्णतासे तो हो नहीं सकता है, इस लिये जो कर्मके फलका त्यागी है, वह ही त्यागी है, ऐसा कहाता है.

કર્મો કોઇ ન દેહધારી કદિ યે સંપૂર્ણ ત્યાગી શકે,
તેથી ત્યાગી જ જેહ કર્મફલનો તે ત્યાગી કહેવાયછે.

---

**१८-११** દેહભૃત-દેહધારી; હું મનુષ્ય છું, બ્રાહ્મણ છું, હું ગૃહસ્થ છું ઇત્યાદિ અબાધિત અભિમાનવડે જે દેહને પોષેછે, અથવા કર્માધિકારના હેતુભૂત વર્ણાશ્રમ આદિના ને કર્તા ભોક્તા આદિના આશ્રયરૂપ સ્થૂળ સૂક્ષ્મ શરીર અને ઇંદ્રિયોના સંઘાતરૂપ દેહને પોષેછે, અથવા દેહ અનાદિ અવિદ્યા વાસનાને લઇને વ્યવહારને યોગ્ય હોઇ કલ્પિતપણાવડે અસત્ય છતા સત્યરૂપ તથા આત્માથી ભિન્ન છતાં આત્મરૂપ છે, એમ માની તેને જે પોષેછે તે.

**१८-१२** મહાન બ્રહ્મવિદ્ જીવન્મુક્તો શિષ્યોને બીજાને કે સાધુઓને તત્ત્વનો કે હિતનો ઉપદેશ કરેછે, અને તેઓને ક્યારેક આહાર વગેરેમાં દુષ્ટ અન્ન ખાવાનો સંભવ છે, ભ્રમ કે પ્રમાદથી વખતે પ્રાણીને પીડા થવાનો સંભવ છે, તોપણ નિરતર બ્રહ્મનિષ્ઠાસંપન્ન સમ્યક્ જ્ઞાનથી નિષ્કલ નિષ્ક્રિય નિત્ય કૂટસ્થ અસંગ ચિદ્રૂપ પરબ્રહ્મ આ હું જ છું. એ પ્રમાણે પોતાના આત્માનો સાક્ષાત્કાર કરનાર સદા તે આત્મસ્વરૂપે રહેનાર અધિષ્ઠાન વગેરે-ક્રિયા કર્તા કારક વગેરેથી ભિન્ન આત્માને અકર્તા અભોક્તા આકાશની પેઠે અક્રિય પરિપૂર્ણ સર્વદા જોનાર પરમહંસ પરિવ્રાજકોને પોતાથી ભિન્ન અધિષ્ઠાન વગેરેએ કરેલાં પુણ્ય પાપ વગેરે

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥१२॥

अनिष्टम् इष्टम् मिश्रम् च त्रिविधम् कर्मणः फलम् अत्यागिनाम् प्रेत्य भवति संन्यासिनाम् तु क्वचित् न ॥

અનિષ્ટ, ઇષ્ટ અને ઇષ્ટાનિષ્ટ–મિશ્ર એ ત્રણ પ્રકારનું કર્મફળ કર્મનું ફળ નહિ ત્યાગનારાઓને મૃત્યુ પછી મળેછે; પણ ફલેચ્છા ત્યાગનાર સંન્યાસીઓને તે (ત્રિવિધ) ફળ કદિ પણ મળતુ નથી.

'अनिष्ट, इष्ट, और मिश्र ये तीन प्रकारके कर्मके फल कर्मफलका त्याग न करनेवाले मरनेके बाद पाते हैं, परंतु फलेच्छा त्याग करनेवाले संन्यासीयोंको इन (त्रिविध) फल कभी भी नहीं प्राप्त होते है.

થાયે ઇષ્ટ અનિષ્ટ મિશ્ર ફલ તો ત્રિવિધ સૌ કર્મનું,
મૂવે ત્યાગરહિતને, પણ કદિ સંન્યાસીને ના થતુ.

---

ક્રિયાનો જરા પણ સંભવ ન હોવાથી તેથી થતાં ઇષ્ટ અનિષ્ટ ફળ કલ્પી શકાતાં નથી. भिद्यते हृदयग्रंथिः । ઇત્યાદિ શ્રુતિથી આગળ તે કહેવાઇ ગયુ છે.

तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात् । વેદાંતસૂત્ર. પ્રત્યક્ અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી આ તત્ત્વવેત્તા પુરુષનાં પૂર્વનાં સંચિત કર્મનો તો વિનાશ થઇ જાયછે, અને તત્ત્વસાક્ષાત્કાર પછી કરેલાં કર્મનો સ્પર્શ તેને થતો નથી.

૧૮–૧૩ આમાં અધિષ્ઠાન આદિ પાંચ કારણો બતાવેછે, તે અજ્ઞાની જીવોમાં વિદ્યમાન છે, કેમકે તેમાં તેઓનું તાદાત્મ્ય અભિમાન હોયછે.

સાંખ્ય શબ્દના બે જુદા અર્થ થાયછે. એક અર્થ કપિલાચાર્યે પ્રતિપાદન કરેલુ સાંખ્ય શાસ્ત્ર એ છે, જે અર્થમાં એ શબ્દ અહીં વપરાયો છે, આ વિશિષ્ઠ અર્થ સિવાય સર્વ પ્રકારના તત્ત્વજ્ઞાનને માટે સાંખ્ય શબ્દ વપરાય છે, તેથી તેમાં વેદાંતશાસ્ત્રનો પણ સમાવેશ થાયછે. સાંખ્યનિષ્ઠા, ... એ શબ્દોમાં સાંખ્ય શબ્દનો આ સામાન્ય અર્થ જ વિવક્ષિત છે.

पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे।
साङ्ख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥१३॥

महाबाहो सर्वकर्मणाम् सिद्धये साङ्ख्ये कृतान्ते एतानि पञ्च कारणानि प्रोक्तानि मे निबोध ॥

હે મહાબાહો, સર્વ કર્મો બની શકવામાં સાંખ્યશાસ્ત્રના સિદ્ધાંતમાં આ પાંચ કારણો કહેલાંછે, તે તું મારી પાસેથી સાંભળ.

हे महाबाहो, सब कर्मोंकी सिद्धिके लिये सांख्यशास्त्रमें ये पांच कारण कहे हैं, वे तुम मुझसे सुनो.

સર્વે કર્મની સિદ્ધિ માટ જ કહ્યાં સિદ્ધાંતમાં સાંખ્યના,
તે તું કારણ પાંચ સુણ કહું હું જે હે મહાબાહુ! આ.

---

કૃતાંત-સર્વ કર્મોની પરિસમાપ્તિ, આત્મજ્ઞાનની ઉત્પત્તિને લીધે જે શાસ્ત્રમાં કહી છે તે, કર્માંત; આત્મ અનાત્મ બંનેનો તત્ત્વનિશ્ચય જે શાસ્ત્રવિષે સ્પષ્ટ કર્યો છે તે; વેદ પ્રતિપાદિત નિત્ય નૈમિત્તિક કર્મો-કૃતનો અંત એટલે પરિત્યાગ જે શાસ્ત્રના શ્રવણ વારતે છે તે.

पंचैतानिने બદલે पंचेमानि એવો પાઠ પણ છે.

૧૮-૧૪ ભોગ્ય વિષય સહ વર્તમાન ભોક્તા દેહમાં રહેછે, ઇંદ્રિયોવડે રાત્રિ દિવસ કષ્ટ સહન કરી પ્રકૃતિના યોગથી જે સુખદુઃખ ઉત્પન્ન થાયછે, તે ભોગવવાને માટે મનુષ્યને અન્ય સ્થળ ન હોવાથી દેહને અધિષ્ઠાન કહેછે.

કર્મનું બીજું કારણ કર્તા છે, અને એને ચૈતન્યનું પ્રતિબિંબ એટલે જીવ કહેવામાં આવેછે. દેહદ્વારા જે જે કર્મો થાયછે, તે હું જ કરૂંછું એમ જીવ ભ્રમથી કહેછે તેથી જીવને કર્મનો કર્તા કહેછે.

પૃથક્ પૃથક્ ઇંદ્રિયો કર્મનું ત્રીજું કારણ છે. જ્યારે તે વાચાદ્વારા બહાર પડેછે ત્યારે તે ભાષણ કહેવાયછે. તેવી જ રીતે હસ્ત પગ વગેરે દ્વારા બહાર પડી જુદે જુદે નામે ક્રિયા કરેછે. ઉપર ઉપરના ભાગ તરફ શ્વાસોચ્છ્વાસ જાયછે, તે શક્તિ ઉદાન (કંઠસ્થ વાયુ) કહેવાયછે, તેવી જ

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥१४॥

अधिष्ठानम् तथा कर्ता पृथग्विधम् च करणम् विविधाः च पृथक्चेष्टाः अत्र च एव पञ्चमम् दैवम् ॥

અધિષ્ઠાન–શરીર, કર્તા, જુદાં જુદા પ્રકારનાં ઇંદ્રિયાદિ સાધન, વિવિધ પ્રકારની ભિન્ન ભિન્ન ચેષ્ટા–ક્રિયા અને એમાં પાંચમુ કારણુ દૈવ છે.

अधिष्ठान–शरीर, कर्ता, अलग अलग इन्द्रियादि करण, नाना प्रकारकी भिन्न भिन्न चेष्टा–क्रिया और इनमें पचमा कारण दैव है.

છે કાયા કરનાર તેમ કરણો જૂદી જૂદી જાતનાં,
વ્યાપારો વિધવિધ જાત બહુના ને પાંચમું દૈવ ત્યાં.

---

રીતે જુદે જુદે ઠેકાણે રહેલી ક્રિયા કરનાર શક્તિને પ્રાણ અપાન સમાન વ્યાન કહેછે. બગાસાં, છીંક, ઓડકાર વગેરે વાયુના જે વ્યાપાર થાયછે, તે નાગ કૂર્મ કૃકલ ઇત્યાદિ ઉપપ્રાણુના વ્યાપાર છે.

ચક્ષુ આદિ દશે ઇંદ્રિયો પ્રત્યે જે સૂર્યાદિ દેવમંડળની અનુકૂળતા એ કર્મનું પાંચમુ કારણુ દૈવ છે. મનુષ્યનો પ્રયત્ન સફળ થવા સારૂ જગતના જે વ્યાપારોની મદદ કામ આવેછે અને કેટલાકની મનુષ્યને ખબર હોઇ તેની અનુકૂળતા જોઇ મનુષ્ય પ્રયત્ન કરેછે, પણ આપણા પ્રયત્નને અનુકૂળ અથવા પ્રતિકૂળ થઇ પડનાર બીજા એવા ઘણા સૃષ્ટિ વ્યાપાર હોયછે કે જેની આપણને કાંઇપણ ખબર હોતી નથી, એ કાર્ય બની આવવામાં પાંચમુ કારણુ દૈવ છે. શરીરરૂપ અધિષ્ઠાન તથા અહંકારરૂપ કર્તા તથા બાર પ્રકારનાં કરણુ તથા પ્રાણાદિરૂપ ચેષ્ટા એ સર્વેની ઉપર યથાક્રમ અનુગ્રહ કરનાર જે દેવતા છે તે દૈવ.

શરીરના દેવતા પૃથ્વી, કર્તારૂપ અહંકારના રૂદ્ર, શ્રોત્રના દિક્, ત્વક્ના ...વાત, ચક્ષુના અર્ક, રસનના પ્રચેતા, ઘ્રાણના અશ્વિની છે. વાક્ના વહ્નિ, ...ના ઇંદ્ર, પાદના ઉપેંદ્ર, પાયુના મિત્ર, ઉપસ્થના પ્રજાપતિ, મનના

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः ॥१५॥

शरीरवाङ्मनोभिः नरः यत् न्याय्यम् वा विपरीतम् वा कर्म प्रारभते तस्य एते पञ्च हेतवः ॥

શરીર વાણી કે મનવડે મનુષ્ય જે જે ધર્મરૂપ કે અધર્મરૂપ કર્મ આરંભેછે તેના આ પાંચ કારણો હોયછે

शरीर वाणी और मनसे मनुष्य धर्मरूप या अधर्मरूप जो जो कर्म करता है, उनके ये पांच ही हेतु हैं

જે જે કર્મ શરીર વાણી મનથી પુરુષ કું આદરે,
ન્યાયી કે વિણ ન્યાય હોય પણ ત્યાં આ કારણો પાંચ છે

ચંદ્ર બુદ્ધિના બૃહસ્પતિ છે તેમ જ પ્રાણના સદ્યોજાત, અપાનના વામદેવ, વ્યાનના અઘોર, ઉદાનના તત્પુરુષ અને સમાનના ઇશાન છે આમાં મ્હેન અધિષ્ઠાનની પેઠે આ દેવતા પણ અનાત્મરૂપ છે, ભૌતિક છે તથા માયાને લીધે કલ્પિત છે

અધિષ્ઠાન ઇચ્છા દ્વેષ સુખ દુ ખ અને જ્ઞાન ઇત્યાદિની અભિવ્યક્તિનું આશ્રય એટલે શરીર

જુદાજુદા પ્રકારના પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, મન અને બુદ્ધિએ ૧૨ કરણ

કર્તા—હું કર્તા છુ અને ભોક્તા છુ એમ સર્વત્ર અહભાવ ધરતો સાભાસ અહકાર-વિજ્ઞાનાત્મા બુદ્ધિ વગેરે ઉપાધિસ્વભાવને અનુસરીને હોનારો એટલે બુદ્ધિ આદિ ઉપાધિનો ધર્મ તે જ મારો ધર્મ છે એમ સમજનાર ઉપાધિપ્રધાન ભોક્તા જીવાત્મા

૧૮-૧૬ જેમ તિમિર રોગવાળો વાદળાં દોડતાં છતાં આકાશમાં ચંદ્રને દોડતો દેખેછે, અથવા વાહનમાં બેઠેલો બીજાં દોડતાં છતાં પોતાને દોડતો જુએછે, તેમ તે દુર્મતિ જોતાં છતાં પણ જોતો નથી

કેવળ—સર્વ જડ પ્રપંચનો પ્રકાશ એને સત્તા સ્ફુર્તિરૂપ સ્વપ્રકાશ, પર

**तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः।**
**पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥१६॥**

तत्र एवम् सति यः तु अकृतबुद्धित्वात् केवलम् आत्मानम् कर्तारम् पश्यति सः दुर्मतिः न पश्यति ॥

આ સંબંધે આમ હોવા છતાં જે મનુષ્ય, સંસ્કારશૂન્ય બુદ્ધિ હોવાને લીધે કેવળ આત્માને જ કર્તા જાણેછે, તે દુર્મતિ કાંઇ સમજતો નથી.

ऐसा होनेसे भी जो मनुष्य मलिन बुद्धिके कारण केवल आत्माको ही कर्ता जानता है, वह दुर्मति कुछ नहीं जानता है.

એમાં એહ પ્રકારની સ્થિતિ છતાં આત્મા જ કર્તા જુએ,
જે સંસ્કાર રહિત બુદ્ધિ હઇને, જુએ ન દુર્બુદ્ધિ તે.

---

આનંદ, અબાધ્ય, અસંગ, ઉદાસીન, અવિક્રિય, અદ્વિતીય, એકરસ, નિષ્કલ, નિર્વિશેષ, નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવ. साक्षी चेता केवलो निर्गुणश्च । શ્રુતિ.

૧૮-૧૭ ગગન સિવાય ગગનને રહેવાનું અન્ય સ્થાન નથી, સમુદ્રને પ્રવાહ નથી અને ધ્રુવ કયાં ય પણ જઇ શકતો નથી તેવી આ પુરુષની સ્થિતિ હોયછે. આ પ્રમાણે જેણે આત્મજ્ઞાનના યોગથી કર્મના કર્તૃત્વનું અભિમાન તજી દીધું છે, તે પણ દેહ છે ત્યાં સુધી કર્મ કરેછે જ. પવન વાતો બંધ થાય, કર્પુર સમાપ્ત થાય, ગાયન બંધ થાય, પાણી સૂકાઇ જાય, સૂર્યાસ્ત થાય, નિશાન છેદાઇ જાય, કુંભાર ચાક ઉપરથી કોણીઉં ઉંચકી લે, તોપણ વૃક્ષનું હાલવું, વાસ, ગાયનનો આનંદોત્સાહ, ભીનાશ, સૂર્યની જ્યોતિનું તેજ-સંધ્યા, બાણની આગળ ગતિ અને ચાકનું ફરવું પાછળ રહેછે; તેમ દેહાભિમાન નષ્ટ થયા પછી પણ કર્મથી ઉત્પન્ન થયેલા દેહ પાસે કર્મ ચેષ્ટા કરાવેછે. આ ચેષ્ટાનું અવલંબન તેની ઇચ્છા-પર હોતું નથી, સંકલ્પ વિના સ્વપ્ન પણ આવેછે; તે પ્રમાણે આત્માના સંકલ્પ વિના પાછળ જે દેહાદિ પાંચ કારણો કહ્યાં તે ક્રિયાનાં કારણ થાયછે.

જેની ફલાશા છુટી, તે ગમે તે કુકર્મ કરી શકે એમ સમજવાનું

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते।
हत्वाऽपि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥१७॥

यस्य न अहङ्कृतः भावः यस्य बुद्धिः न लिप्यते स इमान् लोकान् हत्वा अपि न हन्ति न निबध्यते ॥

જેને હું કરૂંછું એવી વૃત્તિ નથી અને જેની બુદ્ધિ લેપાતી નથી, તે આ લોકોને હણતાં છતાં પણ હણતો નથી કે બધાતો નથી.

मैं करता हूं ऐसी जिसकी वृत्ति नहीं है, और जिनकी बुद्धि लिपायमान नहीं होती है, वह इन लोगोंको मारके भी नहीं मारता है, न बद्ध होता है.

જેને ભાવ "કરૂંછું હું" નથી નહિ લેપાય જેની મતિ,
આ લોકો હણતાં છતાં ય ન હણે બંધાય તે યે નહિ.

---

નથી. જેનો સ્વાર્થ લોભ કે ફલાશા પૂર્ણ રીતે લય પામી છે અને સર્વ ભૂતમાત્ર જેને સરખાં જ છે, તેને હાથે કોઇનું પણ અહિત થાય એ શક્ય જ નથી, કેમકે દોષ બુદ્ધિમાં છે, કર્મમાં નથી. સામ્ય બુદ્ધિ-વાળો મનુષ્ય બીજા કોઇપણ મનુષ્યના સુખની આડે ન આવતાં જોઇએ તે પ્રાપ્ત કરી શકેછે, એટલું જ નહિ, પણ ઐક્ય ઓળખીને સર્વ ભૂત-માત્ર સાથે સમતાથી વર્તવાનો જેનો દેહસ્વભાવ થઇ ચુક્યો છે, તેને હાથે છુપો અથવા ચાસન કોઇપણ રીતે દુષ્ટ વ્યવહાર થવાનો સંભવ રહેતો નથી. છતાં યે નિષ્કામ બુદ્ધિના સ્થિતપ્રજ્ઞે કંઇ કરેલું દેખીતું ગુરુવધ કે માતૃવધના જેવું ઘોર હોય, તોપણ તેના શુભાશુભ ફળનું બંધન અથવા લેપ તેને લાગતો નથી. જેનું મન એક વાર શુદ્ધ અને નિષ્કામ થયું તેવા સ્થિતપ્રજ્ઞ પુરુષને હાથે પછી કાંઇ પણ પાપ થવું શક્ય નથી, સર્વ કરતાં છતાં પણ તે પાપપુણ્યથી અલિપ્ત જ રહેછે.

नैनं कृताकृते तपतः । एष नित्यो महिमा ब्राह्मणस्य न वर्द्धते कर्मणा नो कनीयान् । तं विदित्वा न लिप्यते कर्मणा पापकेन । यथा पुष्करपलाश आपो न श्लिष्यंत एवमेवं विदि पापं कर्म न लिप्यते । श्रुति.

**ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना।**
**करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥१८॥**

ज्ञानम् ज्ञेयम् परिज्ञाता त्रिविधा कर्मचोदना करणम् कर्म कर्ता इति त्रिविधः कर्मसंग्रहः ॥

જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા એ (ત્રિપુટી) ત્રણ પ્રકારની કર્મની પ્રેરણા (પ્રવૃત્તિના હેતુ) છે; અને કરણ, કર્મ અને કર્તા એ (ત્રિપુટી) ત્રણ પ્રકારનો કર્મસંગ્રહ (ક્રિયાનો આશ્રય) છે,

ज्ञान, ज्ञेय और ज्ञाता ये (त्रिपुटी) तीन प्रकारकी कर्मको प्रेरणा (प्रवृत्तिके हेतु) है; तथा करण, कर्म और कर्ता ये (त्रिपुटी) तीन प्रकारके कर्मसंग्रह (क्रियाके आश्रय) है.

છે જ્ઞાતા વળી જ્ઞાન જ્ઞેય ત્રિવિધા કર્મો તણી પ્રેરણા,
ને છે સંગ્રહ કર્મનો કરણ ને એ કર્મ કર્તા ત્રિધા.

---

હણતો છતાં હણતો નથી એ વિરુદ્ધ કેમ ઘટે? દેહાદિમાં આત્મબુદ્ધિવડે હું હણનાર છું એમ લૌકિક દૃષ્ટિને લઇને હણતો છતાં; અને યથાર્થ દેખાડનારી પારમાર્થિક દૃષ્ટિને લઇને હણતો નથી ને બંધાતો નથી, એમ કહ્યું છે; માટે એ બંને વચનોનો પરસ્પર વિરોધ નથી, પણ તે બંને ઘટે છે.

૧૮-૧૮ કર્મ પ્રેરણા એ માનસિક કે અંતઃકરણની ક્રિયાનો બોધક છે, અને કર્મસંગ્રહ એ એ જ માનસિક ક્રિયાની બરોબરીની બાહ્ય ક્રિયા બતાવે છે. કોઇપણ કર્મનો પૂર્ણ વિચાર કરવો એટલે પ્રેરણા અને સંગ્રહ એ બે પહેલાં જોઇએ જ.

પરિજ્ઞાતા-ઉપાધિલક્ષણવાળો અવિદ્યાથી કલ્પિત ભોક્તા; વિષયી-આભાસ સહિત બુદ્ધિરૂપ જે ભોક્તા તે; જ્ઞાનાશ્રય ભોક્તા; જ્ઞેય અને જ્ઞાનને જાણનાર પ્રમાતા જે આભાસ સહિત વિજ્ઞાનાત્મા છે તે.

જ્ઞેય-જાણવા યોગ્ય, જ્ઞાતવ્ય, સામાન્ય રીતે સર્વ; બોધરૂપ વિષય-ઘટાદિ જ્ઞાન ક્રિયાનું કર્મ; દ્રવ્ય ગુણ આદિ પદાર્થમાત્ર.

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥१९॥

ज्ञानम् कर्म च कर्ता च गुणभेदत. त्रिधा एव गुणसङ्ख्याने प्रोच्यन्ते तानि अपि यथावत् शृणु ॥

જ્ઞાન, કર્મ અને કર્તા એ પણ ગુણભેદથી ત્રણ ત્રણ પ્રકારનાં સાંખ્ય-શાસ્ત્રમાં કહેવાયછે; તે પણ યથાર્થ રીતે તું સાંભળ.

ज्ञान, कर्म और कर्ता भी गुणभेदके लिये सांख्यशास्त्रमें तीन प्रकारके कहे जाते हैं, उनको भी तुम यथावत् सुनो.

કર્તા જ્ઞાન અને વળી કરમ એ સૌ ગુણભેદે ત્રિધા,
તે પે સુણ તું તો યથાસ્થિત હવે જે સાંખ્યશાસ્ત્રે કહ્યાં.

---

જ્ઞાન–જેના વડે વસ્તુતત્ત્વ પ્રકાશે છે–પ્રત્યક્ષાદિ પ્રમાણ જન્ય ઘટાદિ પ્રકાશ–ચાલતો કે ગયેલો, વિષય પ્રકાશન શક્તિ; ઇષ્ટ સાધન અથવા બોધ; જેનાથી ઇષ્ટાનિષ્ટ આદિરૂપ સર્વ દ્રવ્ય ગુણ કર્મ આદિ જણાય તે, સર્વ પદાર્થમાત્રને વિષય કરનાર સાધારણ બોધ.

કરણ–જેના વ્યાપાર પછી ક્રિયાની સિદ્ધિ થાયછે તે. તે કરણ બાહ્ય અંતર ભેદથી બે પ્રકારનાં છે. શ્રોત્રાદિક ઇંદ્રિય તો બાહ્ય કરણ છે અને મન બુદ્ધિ આદિક અંતરૂકરણ છે.

કર્મ–કર્તા પુરુષને ક્રિયાવડે પ્રાપ્ત હોવાને ઇષ્ટ જે કારક છે તે કર્મ. તે કર્મ ઉત્પાદ્ય, આપ્ય, સંસ્કાર્ય અને વિકાર્ય એ ભેદથી ચાર પ્રકારનાં છે.

૧૮–૨૦ આપણાં બાયડી છોકરાં એ જ જાણે સર્વ સંસાર છે, એવું જે જાણવું તે તામસ જ્ઞાન કહેવાય. આથી જરા ઉપર ચઢ્યા એટલે દષ્ટિ વધારે વ્યાપક થતાં પોતાના ગામનાં અથવા દેશનાં માણસ તે પોતાનાં એમ લાગવા માંડેછે; પણ જુદાં જુદા ગામના અથવા દેશના લોક જુદા જુદા એવી દષ્ટિ હજી રહેછે. આ જ્ઞાન રાજસ કહેવાય. આના કરતાં ઉપર ચઢી સર્વ ભૂતમાત્રમાં જ્યારે એક આત્મા ઓળખાય ત્યારે તે

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्विकम् ॥२०॥

विभक्तेषु सर्वभूतेषु अविभक्तम् अव्ययम् एकम् भावम् येन ईक्षते तत् ज्ञानम् सात्त्विकम् विद्धि ॥

જુદાં જુદાં સર્વ ભૂતોમાં અવિભક્ત અને અવિકારી એક જ ભાવ જે જ્ઞાનવડે જણાયછે તે જ્ઞાનને તું સાત્વિક જાણ.

भिन्न भिन्न सब भूतोंमें अविभक्त और विकार रहित एक ही भाव जिस ज्ञानसे दीख पडता है, उस ज्ञानको तुम सात्त्विक ज्ञान जानो.

જેથી એક જ ભાવ અવ્યય સહુ વિભક્ત ભૂતોવિષે,
દેખાયે અવિભક્ત તો સમજ તું સાત્વિક તે જ્ઞાનને.

---

જ્ઞાન પૂર્ણ અને સાત્વિક થાય. વિભક્તમાં અવિભક્ત કે નાનાત્વમાં એકત્વ જાણવું એ જ્ઞાનનું ખરૂં લક્ષણ છે. આ જગતમાં જે કાંઇ જાણવાનું છે તે આ જ છે, તેમાં જ જ્ઞાનની પરમ અવધિ છે, કેમકે સર્વે એક થયા પછી એકીકરણની જ્ઞાનક્રિયાને કાંઇ અવકાશ જ રહેતો નથી. नेह नानास्ति किंचन। मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति । શ્રુતિ.

એક-સજાતીય ભેદ, વિજાતીય ભેદ, સ્વગત ભેદ એ ત્રણે ભેદથી રહિત હોવાથી અદ્વિતીયરૂપ.

અવ્યય-ઉત્પત્તિ વિનાશ આદિક સર્વ વિકારોથી રહિત.

અવિભક્ત-સર્વ જડ પદાર્થોનું અધિષ્ઠાન હોવાથી તથા સર્વ કલ્પિત પદાર્થોના બાધનું અવધિરૂપ હોવાથી સર્વત્ર વ્યાપક.

વિભક્ત-અવિદ્યા કલ્પિત નામ, રૂપ, જાતિ, ગુણ, ક્રિયા ઇત્યાદિ વડે પરસ્પર ભિન્ન જણાતાં અવ્યક્તથી સ્થૂળ પર્યંતનાં સ્થાવર જંગમ સર્વે શરીરો; બીજરૂપ અવ્યાકૃત, સૂક્ષ્મરૂપ હિરણ્યગર્ભ અને સ્થૂળરૂપ વિરાટ્ એમ નામ રૂપવડે પરસ્પર ભિન્ન નાના રસરૂપ એટલે પડ્ભાવ વિકારવાળાં સર્વે ભૂતો.

૧૮-૨૧ ચંદ્રનો આકાર પાણીમાં પડવાથી ચંદ્રના ટુકડે ટુકડા થઇ

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान्।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥२१॥

यत् ज्ञानम् तु सर्वेषु भूतेषु पृथग्विधान् नानाभावान् पृथक्त्वेन वेत्ति तत् ज्ञानम् राजसम् विद्धि ॥

જે જ્ઞાન સર્વ ભૂતોમા જુદા જુદા પ્રકારના જુદા જુદા ભાવને ભેદ-ભાવથી જુએ, તે જ્ઞાનને તુ રાજસ જાણ.

जिस ज्ञान सब भूतोंमें भिन्न भिन्न प्रकारके भिन्न भिन्न भावोंको प्रथक् रूपसे जानता है, उस ज्ञानको तुम राजस जानो

ભાવો વિવિધ ને વિવિધ રીતના દેખાય જે જ્ઞાનથી,
ભેદત્વે સહુ ભૂતમા સમજ તુ તે જ્ઞાનને રાજસી.

---

ગયેલા દૃષ્ટિગોચર થાયછે, તે પ્રમાણે નાના પ્રકારના પદાર્થોમા અત્યત ભિન્નતા હોયછે, અથવા વેષ ઉપરથી નાના મોટાનો ભે- હોયછે, પરતુ તેને ખરી ભિન્નતા જ માનેછે, એ જ્ઞાનને રાજસ કહેછે.

દેહ દેહ વિષે આત્માઓનો પરસ્પર ભેદ, તે આત્માઓનો ઇશ્વરથી ભેદ, તે આત્માઓથી અચેતન વર્ગના ભેદ, ઇશ્વરથી અચેતન વર્ગનો ભેદ તથા તે અચેતન વર્ગનો પરસ્પર ભેદ, એ પ્રકારના અનૌપાધિક પાચ ભેદોને વિષય કરનાર જે કુતાર્કિક પુરુષનું જ્ઞાન છે, તે ભેદજ્ઞાન રાજસ જાણવુ

૧૮-૨૨ આટલો જ માત્ર આત્મા છે, તથા આટલો જ માત્ર ઇશ્વર છે, એથી પર કોઇ આત્મા નથી તથા એથી પર કોઇ ઇશ્વર નથી, એ પ્રકારના અભિનિવેશવડે જે જ્ઞાન કોઇ દેહરૂપ એક કાર્યવિષે અથવા કોઇ પ્રતિમાદિરૂપ એક કાર્યવિષે જ મનગ્ન થયુ છે, જેમકે આત્મા સાવયવ છે તથા દેહ પરિમાણુ છે એ પ્રકારનુ દિગબરોનું જ્ઞાન છે, તથા જેમ પાષાણુ કાષ્ટાદિરૂપ આ પ્રતિમા જ માત્ર ઇશ્વર છે, એથી પર કોઇ ઇશ્વર નથી, એ પ્રકારનું શાસ્ત્ર સસ્કારથી રહિત મૂઢ પુરુષોનું જ્ઞાન છે. એ પ્રમાણે આ તામસ જ્ઞાનમા આગળ કહેલા જ્ઞાન કરતા વિલક્ષણતા છે

यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये सक्तमहैतुकम्।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥२२॥
नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम्।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥२३॥

यत् तु एकस्मिन् कार्ये कृत्स्नवत् अहैतुकम् सक्तम् अतत्त्वार्थवत् अल्पम् च तत् तामसम् उदाहृतम् ॥

अफलप्रेप्सुना नियतम् यत् कर्म अरागद्वेषतः सङ्गरहितम् कृतम् तत् सात्त्विकम् उच्यते ॥

જે જ્ઞાન કોઇએક કાર્ય કે બાબતમાં પરિપૂર્ણ છે, એમ માનીને હેતુવિનાનુ, આસક્તિવાળુ, તાત્પર્ય અને અર્થ રહિત તથા ક્ષુદ્ર હોયછે, તે જ્ઞાનને તામસ કહેલું છે.

ફળની ઇચ્છા ન રાખતાં (સ્વધર્મ પ્રમાણે) નિર્માંએલું જે કર્મ રાગ દ્વેષ અને આસક્તિ રહિત કરાય, તે કર્મ સાત્વિક કહેવાયછે.

जो ज्ञान, किसि एक कार्यमें परिपूर्ण है ऐसा मानकर हेतु रहित, अभिनिवेशवाला, तात्पर्य और अर्थ रहित तथा अल्प है, उस ज्ञानको तामस कहा है.

फलकी इच्छा न करके आसक्ति और रागद्वेषसे रहित जो नियत कर्म किया जाता है, वह कर्म सात्त्विक कहाता है.

કોઇ એક જ કાર્યમાં સહુ ગણી હેતુવિના રહે મચી,
જે તત્ત્વાર્થ રહિત અલ્પ, કહ્યુ છે તે જ્ઞાનને તામસી
આસક્તિ તજી રાગદ્વેષ તજીને ત્યાગી ફળેચ્છા અને,
જે નિર્મેલ કરાય કર્મ કહ્યુ છે સાત્વિક તે કર્મને.

---

અર્થ રહિત-શેરડીને આવેલી ચમરી, અથવા ચોરનું વન એ સર્વ જેમ નિરૂપયોગી છે, અથવા બકરાને ગળે લટકતાં આંચળ જેમ અનુપયુક્ત હોય-છે, તેમ જે જ્ઞાન નિરર્થક અને અનિષ્ટ હોયછે તે તામસ જ્ઞાન છે.

૧૮-૨૩ સંગરહિત-કર્તૃત્વના અભિનિવેશરૂપ અહંકાર તે સંગ, તે રહિત

यत्तु कामेप्सुना कर्म साहङ्कारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥२४॥
अनुबन्धं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥२५॥

कामेप्सुना तु साहङ्कारेण वा पुनः यत् कर्म बहुलायासम् क्रियते तत् राजसम् उदाहृतम् ॥

यत् कर्म अनुबन्धम् क्षयम् हिंसाम् पौरुषम् च अनपेक्ष्य मोहात् आरभ्यते तत् तामसम् उच्यते ॥

પણ ફળની ઇચ્છા રાખનારથી કે અહંકારી મનુષ્યથી જે કર્મ બહુ શ્રમપૂર્વક કરાયછે, તે કર્મને રાજસ કહ્યું છે.

જે કર્મ પરિણામ, હાનિ, હિંસા અને સામર્થ્યને વિચાર કર્યા વિના માત્ર મોહથી આરભાયછે, તે કર્મ તામસ કહેવાયછે.

परन्तु सकाम या अहंकारी होकर जो कर्म बडे प्रयत्नसे किया जाता है, उस कर्मको राजस कहा है.

परिणाम, हानि, हिंसा और सामर्थ्यको न विचारके मात्र मोहसे जो कर्मका आरंभ किया जाता है, वह कर्म तामस कहाता है.

કામેચ્છાથી કરાય કર્મ નરથી જે કાં અહંકારથી,
આયાસે લઇને અતિશય કહ્યું તે કર્મને રાજસી.
હિંસા ને પરિણામ પૌરુષ વળી નાશે ન વિચારીને,
આરંભે વળી કર્મ મોહથકી જે કહે તામસી કર્મ તે.

---

હું જ મહા યાજ્ઞિક છું ઇત્યાદિ અભિમાનરૂપ અહંકાર નામવાળો રાજસ ગર્વ વિશેષ તે સંગ, સંગશૂન્ય તે સંગરહિત. જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી કર્તા ભોક્તાપણાની પ્રવૃત્તિ કરાવનાર અહંકાર સાત્વિક પુરુષને પણ હોયછે. અહંકાર રહિત સાત્વિક તત્ત્વવેત્તા પુરુષને કર્મનો અધિકાર નથી.

૧૮-૨૫ કેઇ પણ કૃત્યની યોગ્યાયોગ્યતાનો વિચાર કરતાં કર્મનાં

मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥२६॥

मुक्तसङ्गः अनहंवादी धृत्युत्साहसमन्वितः सिद्ध्यसिद्ध्योः निर्विकारः कर्ता सात्त्विकः उच्यते ॥

આસક્તિ રહિત, ગર્વયુક્ત વાક્ય રહિત, ધૈર્ય અને ઉત્સાહથી યુક્ત તથા કાર્યની સિદ્ધિઅસિદ્ધિમાં વિકાર રહિત કર્તા સાત્ત્વિક કહેવાયછે.

आसक्ति रहित, गर्वयुक्त वाक्य रहित, धीरज और उत्साहसे युक्त और सिद्धि या असिद्धि विषे विकार रहित कर्ता सात्त्विक कहाता है.

ઉત્સાહે ધૃતિથી ભર્યો ન 'હું' કહે આસક્તિથી મુક્ત જે,
નિર્વિકાર અસિદ્ધિ સિદ્ધિમહીં તે કર્તા જ સાત્ત્વિક છે.

---

બાહ્ય પરિણામને મુકાબલે કર્તાની બુદ્ધિ તરફ યોગ્ય નજર કરવી જોઈએ. નીતિમત્તા માત્ર જડ કર્મમાં નથી, પણ તે મર્વશઃ કર્તાની બુદ્ધિ ઉપર જ અવલંબીનેરહેછે. આ આધ્યાત્મિક સિદ્ધાંતનું ખરૂં તત્ત્વ ન જાણતાં કોઈ મનુષ્ય મનમાં આવે તે કરવા માંડે, તો તે પુરુષને રાક્ષસી અથવા તામસી જાણવો.

અનુબંધ–ફળ; તે કર્મના ફળરૂપે પાછળથી અનર્થ થવાનો છે એવું; આગળ જતાં થનારૂં જે અશુભ ફળ છે તે.

ક્ષય–અર્થનો ક્ષય થાય એવું; શક્તિ અને અર્થનો નાશ.

અનુબંધક્ષય–જે કામ કરવાથી ધનનો ક્ષય કે બળનો ક્ષય કે પુણ્યનો ક્ષય કે આયુષ્યનો ક્ષય કે બીજાનો ક્ષય થાય એવું.

૧૮–૨૬ ધૃતિ ઉત્સાહ–ધૃતિ એટલે આરંભેલા કામમાં વિઘ્નો આવે, છતાં પણ તેનો ત્યાગ ન કરવાની લાગણીના હેતુરૂપ ચિત્તની વૃત્તિ વિશેષ, અર્થાત્ ધૈર્યના હેતુભૂત ઉત્સાહ એટલે 'આ તો હું કરીશ જ' એવો નિશ્ચય; તે બંને ગુણયુક્ત; પૈસા ખરચાય તેમાં અને શરીરને મહેનત પડે તેમાં ધૈર્ય તે ધૃતિ અને કામ કરવામાં વેગ તે ઉત્સાહ, એ બંનેયુક્ત.

૧૮–૨૭ જે પ્રમાણે ગામની સઘળી દુર્ગંધી વસ્તુ નાખવાનું સ્થાન

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥२७॥

रागी कर्मफलप्रेप्सुः लुब्धः हिंसात्मकः अशुचिः हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥

અનુરાગી, કર્મફળની ઇચ્છા રાખનારો, લોભી, હિંસાત્મક, અપવિત્ર અને હર્ષ શોકથી યુક્ત કર્તાને રાજસી કહેલો છે.

अनुरागी, कर्मफलका अभिलाषी, लोभी, हिंसा करनेवाला, अपवित्र और हर्षशोकसे युक्त कर्ता राजस कहा हुआ है.

લોભી કર્મફલેચ્છુ હિંસક અને રાગી અશુદ્ધ વળી,
હર્ષે જેહ ભરેલ શોકથી ય તે કર્તા કહ્યો રાજસી.

---

ઉકરડો છે, અથવા સર્વ અમાંગલિક પદાર્થો જે પ્રમાણે સ્મશાનમાં નાંખવામાં આવેછે, તે પ્રમાણે વાસ્તવિક રીતે જોતાં એ, જગતમાનાં સર્વ કામોની પગ ધોવાની જગા જ છે, માટે જે કર્મદ્વારા ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાયછે, તે કર્મ કરવાને પ્રવૃત્ત થાયછે અને પોતે સંપાદન કરેલા દ્રવ્યમાંથી એક પાઇ પણ ખર્ચતો નથી, અને વારંવાર તે દ્રવ્ય ઉપરથી પોતાના જીવને ઓવારી નાખેછે. કૃપણ જેમ નિરંતર પોતાની મૂડી ઉપર લક્ષ રાખેછે, તે પ્રમાણે આ અન્યના પદાર્થો લઇ લેવાને માટે દક્ષ હોય છે. જેમ બગલો મત્સ્યને પકડવાને અતિ આતુર હોયછે, જેમ બોરડીનું વૃક્ષ નિકટ જતાં આપણાં વસ્ત્રને પોતાના કાંટામાં ભેરવેછે, જેરથી કાઢવા જતાં વસ્ત્રને ફાડી નાખેછે અને અંગમાં ઉઝરડા પાડેછે, તેનાં ફળ ચાખતાં આમલી જેવાં ખાટાં જણાયછે, તેમ મન વાણી કાયા દ્વારા જે અન્યને દુ:ખ દેછે, અને પોતાનું હિત સાધવાને માટે અન્યનું હિત સાધવાને કે અન્યના હિત પ્રતિ લક્ષ આપતો નથી, તેમ જ સ્વતઃ જે કર્મ આરંભેછે, તે નિરંતર ચાલુ રાખવાનો નિયમ રાખતો નથી, છતાં કર્મનાં ફળની સદૈવ આશા રાખે છે. ધતુરાનું ફળ ગર્ભમાં ઝેરી

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥२८॥

अयुक्तः प्राकृतः स्तब्धः शठः नैष्कृतिकः अलसः विषादी दीर्घसूत्री च कर्ता तामसः उच्यते ॥

અજિતેંદ્રિય, પામર, અક્કડ, શઠ, પારકાનો ઉત્કર્ષ સહન ન કરનાર, આળસુ, ખેદ પામ્યા કરનાર અને દીર્ઘસૂત્રી કર્તા તામસી કહેવાયછે.

अजितेंद्रिय, गवार, उन्मत्त, शठ, दूसरेका उत्कर्ष न सहनेवाला, आलसी, शोकशील और दीर्घसूत्री कर्ता तामस कहाता है.

જે છે પામર મંદ યોગહીણ ને સ્તબ્ધે ભર્યો દ્વેષથી,
વિષાદી વળી દીર્ઘસૂત્રી શઠને કર્તા કહે તામસી.

---

બીજવાળું અને બહાર કાંટાવાળું હોયછે, તેમ તે પવિત્રતાના સંબંધમાં આંતર્બાહ્ય દરિદ્રી હોયછે, અને કરેલાં કર્મની ફળ પ્રાપ્તિ થતાં તે આનંદના આવેશમાં જગતને ઘેલછાની ચેષ્ટા સહિત દર્શાવેછે અને જગતને તુચ્છ ગણેછે, અથવા આરંભેલું કર્મ સિદ્ધ ન થાય તો શોકથી તે કર્મને ધિક્કારેછે, તેને રાજસ કર્તા કહેછે.

લુબ્ધ—પારકાં ધનાદિક પદાર્થોની અભિલાષા કરનાર, અથવા ધનવાન છતાં પણ જે પુરુષ ધર્મને વાસ્તે ધન ખર્ચવામાં અસમર્થ છે તે.

૧૮-૨૮ અયુક્ત-અસ્થિર ચિત્તવાળો, ચંચળ; સર્વ કાળ વિષયોમાં ચિત્તની સંલગ્નતા કરતાં જે પુરુષ કરવા યોગ્ય કર્મમાં ચિત્તની સાવધાનતાથી રહિત છે તે.

પ્રાકૃત-પામર, કાર્યાકાર્યના જ્ઞાન રહિત.

શઠ-મૂઢ, અવળું કરનાર, સર્વવંચક.

દીર્ઘસૂત્રી-નિરંતર અનેક સંકારૂઢ ચિત્ત રહેવાથી અતિ મંદ પ્રવૃત્તિ કરનાર; તરત કરવાનું કામ લાંબી મુદતે કરનાર.

નૈષ્કૃતિક-પારકાનો ઉત્કર્ષ સહન ન કરનાર; પારકી વૃત્તિ કે કામનું

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनञ्जय ॥२९॥
प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये।
बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥३०॥

धनञ्जय गुणतः बुद्धेः धृतेः च एव भेदम् त्रिविधम् पृथक्त्वेन अशेषेण प्रोच्यमानम् शृणु ॥

पार्थ या बुद्धिः प्रवृत्तिम् च निवृत्तिम् च कार्याकार्ये भयाभये बन्धम् मोक्षम् च वेत्ति सा सात्त्विकी ॥

હે ધનંજય, ગુણોને લીધે બુદ્ધિના અને ધૃતિના ભેદ પણ ત્રણ ત્રણ પ્રકારના હું તને જુદા જુદા સંપૂર્ણપણે કહુંછુ, તે તુ સાંભળ.

હે પાર્થ, જે બુદ્ધિ પ્રવૃત્તિને અને નિવૃત્તિને, કાર્ય અને અકાર્યને, ભય અને અભયને તથા બંધ અને મોક્ષને (યથાર્થ) સમજેછે, તે બુદ્ધિ સાત્ત્વિકી છે.

हे धनंजय, गुणोंके कारणसे बुद्धि और धृतिके त्रिविध भेद ही मैं तुझको अलग अलग सपूर्णतासे कहता हूं, इसको तुम सुनो.

हे पार्थ, जो बुद्धि प्रवृत्तिको और निवृत्तिको, कार्यको और अकार्यको भयको और अभयको और बंधको और मोक्षको (यथावत्) जानती है, वही बुद्धि सात्त्विकी है.

ગુણોને લઇ ભેદ ત્રિવિધ તને બુદ્ધિ અને ધૃતિના,
હું સંપૂર્ણપણાથી અર્જુન! કહું તે સણુ જુદા જુદા.
નિવૃત્તિ પ્રવૃત્તિ ભયાભય અને કાર્યો અકાર્યો વળી,
જે બુદ્ધિ વળી બંધ મોક્ષ સમજે તે પાર્થ! છે સાત્ત્વિકી.

---

છેદન કરનાર: પોતાનો અભિપ્રાય પ્રગટ ન કરતાં બીજાની વૃત્તિને છેદનાર.

१८-२९,३० પહેલાં જે કર્તાનુ કથન કર્યું, તે અંત:કરણ ઉપહિત ચિદાભાસ, અને અહીં તો તે ઉપહિત ચિદાભાસથી પૃથક્ કરેલી ઉપાધિમાત્ર જડ કરણરૂપથી વિવક્ષિત છે. સર્વત્ર કરણ ઉપહિતને જડ કર્તાપણું હોયછે.

બુદ્ધિ-કેવળ વૃત્તિમાત્ર, વૃત્તિવાળું અંત:કરણ. (१८-२९)

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥३१॥

अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥३२॥

पार्थ यया धर्मम् अधर्मम् च कार्यम् च अकार्यम् एव च अयथावत् प्रजानाति सा बुद्धिः राजसी॥

पार्थ या तमसा आवृता अधर्मम् धर्मम् इति मन्यते सर्वार्थान् च विपरीतान् सा बुद्धिः तामसी ॥

હે પાર્થ, જે બુદ્ધિવડે મનુષ્ય ધર્મ અને અધર્મ તેમ જ કાર્ય અને અકાર્યને યથાર્થ રીતે જાણી શકતો નથી, તે બુદ્ધિ રાજસી છે.

હે પાર્થ, જે બુદ્ધિ અજ્ઞાન-અંધકારથી વ્યાપ્ત થઇને અધર્મને ધર્મ માનેછે, તેમ જ સર્વ અર્થને વિપરીત-ઉલટા જ માનેછે, તે બુદ્ધિ તામસી છે.

हे पार्थ, जिस बुद्धिसे मनुष्य धर्मको तथा अधर्मको और कार्यको तथा अकार्यको यथावत् जान नहीं सकता है, वही बुद्धि राजसी है.

हे पार्थ, अज्ञान-अंधकारसे व्याप्त हुई बुद्धि अधर्मको धर्म मानती है और सब अर्थको विपरीत समझती है, वही बुद्धि तामसी है.

જે બુદ્ધિથી અધર્મ ધર્મ સરવે કાર્યો અકાર્યો વળી,
જેવું હોય જણાય તેવું ન, મતિ તે પાર્થ ! છે રાજસી.
માને ધર્મ અધર્મ વ્યાપ્ત થઇને જે બુદ્ધિ અંધેરથી,
સૌ અર્થો પણ વિપરીત મતિ તો તે પાર્થ! છે તામસી.

---

રત્નપરીક્ષક જે પ્રમાણે ખરાં ખોટાં રત્નનો નિર્ણય કરેછે, તે પ્રમાણે કાર્ય અને અકાર્ય વિષે પ્રવૃત્તિ નિવૃત્તિરૂપ માપથી જે નિર્ણય કરેછે, તેમ જ જે બુદ્ધિ ઉત્તમ અને અધમ કાર્યને તરત સમજી જાયછે, તે સાત્ત્વિકી બુદ્ધિ છે.

પ્રવૃત્તિ-ધર્મમાં પ્રવૃત્તિ; કર્મમાર્ગ; શાસ્ત્ર વિહિત વિષયમાં પ્રવૃત્તિ.
નિવૃત્તિ-અધર્મમાં નિવૃત્તિ; નિષ્કર્મ માર્ગ; સંન્યાસ; શાસ્ત્ર પ્રતિષિદ્ધ

धृत्या यया धारयते मन:प्राणेन्द्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥३३॥
यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।
प्रसङ्गेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥३४॥

पार्थ यया अव्यभिचारिण्या धृत्या मन प्राणेन्द्रियक्रिया योगेन धारयते सा धृति सात्त्विकी ॥

अर्जुन यया धृत्या तु धर्मकामार्थान् धारयते प्रसगेन फलाकाङ्क्षी सा धृति पार्थ राजसी ॥

હે પાર્થ, જે એકનિષ્ઠ ધૃતિથી મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાઓ યોગે કરીને ધારણ કરાયછે, તે ધૃતિ સાત્ત્વિકી છે

હે અર્જુન, જે ધૃતિવડે ધર્મ, કામ અને અર્થ (ત્રણ પુરુષાર્થો) ધારણ કરાયછે, અને અનુરાગથી જે ફળની ઇચ્છા રાખેછે, તે ધૃતિ હે પાર્થ, રાજસી છે

हे पार्थ, जिस एकनिष्ठ धृतिसे मन, प्राण और इंद्रियोंके व्यापारोंको मनुष्य योगसे धर रखता है, वही धृति सात्त्विकी है

हे अर्जुन, जिस धृतिसे धर्म, काम और अर्थको मनुष्य धारण करता है, और अनुरागसे जो फलकी आकाक्षा करती है, वही धृति हे पार्थ, राजसी है

વ્યાપારો મન પ્રાણ ઇંદ્રિયતણા યોગે ચલાવાયછે,
હે અર્જુન! અનન્ય જેહ ધૃતિથી તે ધૃતિ સાત્ત્વિકી છે
જે ધૃતિથકી ધર્મ અર્થ ફિરીને કામે ચલાવાયછે,
આકાંક્ષી ફળની પ્રસંગપર જે તે રાજસી ધૃતિ છે

વિષયમા નિવૃત્તિ, यन्नैत स्वर्गकामो न सुरा पिबेत् । ઇત્યાદિ રૂપે

ભય-કાર્યાકાર્ય નિમિત્ત ભય અજ્ઞાન સસારનુ કારણ પ્રવૃત્તિ માર્ગમા જન્મ જન્માતર તથા તત્સભૂત ભોગ રોગ આદિ અભય-કાર્યાકાર્ય નિમિત્ત અભય જ્ઞાન મોક્ષનુ કારણ નિવૃત્તિ માર્ગમા તે ભયનો અભાવ (१८-३०)

१८-३३ પચ મહાભૂત જે મૂળ તત્ત્વમાથી નીકળ્યા તે

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च।
न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥

पार्थ यया दुर्मेधा स्वप्नम् भयम् शोकम् विषादम् मदम् च एव न विमुञ्चति सा धृतिः तामसी ॥

હે પાર્થ, જે ધૃતિને લીધે દુર્બુદ્ધિ મનુષ્ય ઉંઘ, ભય, શોક, ખેદ તેમ જ મદ છોડતો નથી તે ધૃતિ તામસી છે.

हे पार्थ, जिस धृतिसे दुष्ट बुद्धिका मनुष्य निद्रा, भय, शोक, खेद और मद त्याग देता नहीं है, वही धृति तामसी है.

દુર્બુદ્ધિ જન જે ધૃતિથી ભય ના ના ખિન્નતા શોકને,
ત્યાગે ઉંઘ નહિ નહિ મદ, ધૃતિ તે તામસી પાર્થ! છે.

---

તત્ત્વનો પણ શરીરમાં સમાવેશ થાયછે, એ સર્વ તત્ત્વો જે શક્તિએ કરીને સ્થિર રહેછે, તે શક્તિ આ સર્વ કરતાં વળી નિરાળી જ છે, તે ધૃતિ.

૧૮-૩૬,૩૭ લોકમાન્ય શ્રી તિલક મહારાજ આ સુખ સંબંધે બહુ સુંદર ચિતાર આપતાં કહેછે કે–આત્મા અને તેના સ્વરૂપનો વિચાર શરૂ થતાં જ મન અને બુદ્ધિના અત્યંત ઉદાત્ત વ્યાપારથી, અને તે શુદ્ધ અવસ્થામાં હોય તે વખતે જે સુખ પ્રાપ્ત કરાવછે, તે જ મનુષ્યનું શ્રેષ્ઠ અથવા અત્યંત સુખ છે. આ સર્વ સુખ આત્મવશ છે એટલે બાહ્ય વસ્તુની અપેક્ષા વિના અને બીજાનાં સુખ કમી ન કરતાં આપણા પોતાના પ્રયત્નથી જ પોતાની મેળે જ પ્રાપ્ત થનારાં છે, અને જેમ જેમ વધારે ઉંચે ચડતાં જાયછે, તેમ તેમ તે સુખનું સ્વરૂપ અધિકાધિક શુદ્ધ અને નિર્મળ થતું જાયછે, મોક્ષનો વિચાર બાજુએ મુકીએ તોપણ આત્મવિચારમાં નિમગ્ન થયેલી બુદ્ધિને જ પરમ સુખ મળતું શકય છે, એમ સિદ્ધ થાયછે. સુખના સાત્વિક, રાજસ અને તામસ ત્રણ ભેદ કરતાં આત્મનિષ્ઠ બુદ્ધિના સ્વભાવથી ઉત્પન્ન થતાં સુખને જ સાત્વિક સુખ કહેલું છે. આ પરમ સુખનો એક વાર અનુભવ થયો, એટલે ગમે તેટલું

विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८॥
यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥३९॥

विषयेन्द्रियसंयोगात् यत् तत् अग्रे अमृतोपमम् परिणामे विषम् इव तत् सुखम् राजसम् स्मृतम् ॥

यत् सुखम् अग्रे च अनुबन्धे च आत्मनः मोहनम् निद्रालस्यप्रमादोत्थम् तत् तामसम् उदाहृतम् ॥

વિષયો અને ઇંદ્રિયોના સંયોગથી જે સુખ આરંભમાં અમૃત જેવું અને પરિણામે વિષ જેવું હોયછે, તે સુખને રાજસ કહેલું છે.

જે સુખ પ્રારંભે તેમ જ પરિણામે ચિત્તને મોહમાં નાંખનારૂં છે તથા જે નિદ્રા, આળસ, અને પ્રમાદથી ઉત્પન્ન થયેલું છે, તે સુખને તામસ કહેલું છે.

विषय और इंद्रियोंके संयोगसे जो सुख प्रारंभमें अमृतके समान और परिणाममें विषके समान होता है, वह सुख राजस कहा है.

जो सुख प्रारंभमें और परिणाममें चित्तको मोहकारक है तथा निद्रा, आलस और प्रमादसे उत्पन्न हुआ है, वह सुख तामस कहा है.

પ્રારંભે જે અમૃત સરખું વિષયેંદ્રિય યોગે,
ને અંતે છે વિષ સમ, કહ્યું સુખ તો રાજસી તે.
પ્રારંભે ને પછી ય સુખ જે મોહમાં ચિત્ત નાંખે,
નિદ્રાલસ્યે થયું ગફલતે તામસી તે કહ્યું છે.

---

નથી. નક્ષત્ર ચંદ્ર અને તેની ચંદ્રિકા પરિપૂર્ણ છતાં પણ તેનાં દર્શનથી આહ્‌લાદ થવામાં આંખ સારી હોવાની અપેક્ષા છે, તેમ આત્માનંદનો અનુભવ થવામાં પણ બુદ્ધિના પ્રસાદની અપેક્ષા છે, તેથી જ શ્રીભગવાને કહ્યું છે કે-आत्मबुद्धिप्रसादजम् ।

૧૮-૩૮ વિષ તુલ્ય-બલ, વીર્ય, રૂપ, પ્રજ્ઞા, મેધા, ધર્મ, ધન અને

**न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः।**
**सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥४०॥**

पृथिव्याम् वा दिवि देवेषु वा पुनः तत् सत्त्वम् न अस्ति यत् प्रकृतिजैः एभिः त्रिभिः गुणैः मुक्तम् स्यात् ॥

પૃથ્વીમાં કે આકાશમાં કે દેવોમાં યે એવું કોઇપણ સત્ત્વ (પ્રાણી કે પદાર્થ) નથી કે પ્રકૃતિથી ઉત્પન્ન થતા આ ત્રણ ગુણોથી મુક્ત હોય.

पृथ्वीमें, स्वर्गमें या देवोंमें भी ऐसा कोई भी सत्त्व (प्राणी या पदार्थ) नहीं है, कि जो प्रकृतिसे उत्पन्न हुए तीनों गुणोंसे मुक्त है.

આ ગુણોથી ત્રણ પ્રકૃતિના, મુક્ત જે સત્ત્વ હોયે,
એવું કોઇ નથી પૃથિવી કે સ્વર્ગમાં દેવમાં યે.

---

પોતાના ઉત્સાહની હાનિના હેતુરૂપ હોવાથી અને અધર્મની ઉત્પત્તિથી નરક વગેરેના હેતુરૂપ હોવાથી પરિણામે એટલે તેના ઉપભોગની સમાપ્તિ સમયે જે વિષ જેવું છે તે.

૧૮-૪૦ સર્વ સંસાર ત્રિગુણસ્વરૂપ છે, અને પ્રકૃતિના નિત્યપણાથી પ્રકૃતિસ્વરૂપ અને સંસારના કારણસ્વરૂપ ગુણોની નિવૃત્તિ ઘટતી નથી, માટે સ્વધર્માનુષ્ઠાનથી તત્ત્વજ્ઞાનથી ઉત્પન્ન થયેલી અજ્ઞાનસ્વરૂપ ગુણોની નિવૃત્તિ જેથી થાય, તે પોતપોતાનો ધર્મ કહેવાને હવે પછીની પ્રવૃત્તિ છે.

સામ્યાવસ્થારૂપ પ્રકૃતિથી વૈષમ્ય અવસ્થા પામેલા જે સત્ત્વાદિ ત્રણ ગુણ છે, ત્યાં સત્ત્વ રજ તમ એ ત્રણ ગુણ રૂપ જ પ્રકૃતિ થાયછે, તેથી ત્રણ ગુણોવિષે સાક્ષાત્ પ્રકૃતિજન્યતા સંભવતી નથી, પણ તે ગુણોની સામ્યાવસ્થારૂપ પ્રકૃતિથી જે ત્રણ સત્ત્વાદિક ગુણોની વૈષમ્ય અવસ્થા છે, તે અવસ્થા જ ત્રણ ગુણોની ઉત્પત્તિ છે; અથવા અહીં પ્રકૃતિ શબ્દથી અનિર્વચનીય માયાનું ગ્રહણ કરવું.

૧૮-૪૧ આપસ્તંભ, મનુ, વસિષ્ઠ, ગૌતમ. આદિ સ્મૃતિમાં. પણ ચારે. વર્ણોના ધર્મો આને મળતા જ કહેલા છે.

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परन्तप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥४१॥

परन्तप ब्राह्मणक्षत्रियविशाम् शूद्राणाम् च कर्माणि स्वभावप्रभवैः गुणैः प्रविभक्तानि ॥

હે પરંતપ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો તેમ જ શૂદ્રોનાં કર્મો, તેઓનાં સ્વભાવસિદ્ધ ગુણો પ્રમાણે જુદાં જુદાં છે.

हे परन्तप, ब्राह्मण, क्षत्रिय, वैश्य और शूद्रोंके कर्म, उनके स्वभावजन्य गुणोंके अनुसार अलग अलग हैं.

વ્હેંચાયાં છે વિવિધ કિરીટી! બ્રાહ્મણો ક્ષત્રિયો ને,
વૈશ્યોનાં યે પ્રકૃતિગુણથી કર્મ શૂદ્રોતણાં યે.

---

બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યનું જાતિથી વિષમપણું છતાં ઉપનયન, અધ્યયન, યજન વગેરે કર્મો અને આશ્રમથી સમતા હોવાના કારણથી તે ત્રણે જાતિ દ્વિજ કહેવાયછે.

જે પૂર્વજન્મનો સંસ્કાર આ વર્તમાન જન્મમાં આપણને ફળ દેવાની અભિમુખતાથી વ્યક્ત થયેલ છે, તે સંસ્કારનું નામ સ્વભાવ છે. તે સંસ્કારરૂપ સ્વભાવ નિમિત્તરૂપે જે ગુણોનું કારણ છે તેનું નામ સ્વભાવપ્રભવગુણ છે.

૧૮-૪૨ જો કે ત્રણ વર્ણોના સર્વે મુમુક્ષુઓને આ સર્વે ગુણ મોક્ષનાં સાધન હોવાથી સરખાં જ છે, તોપણ સત્ત્વપ્રભવ બ્રાહ્મણોને ગોળના ગળપણની પેઠે તે કહેલાં કર્મ સ્વાભાવિક અને નિયત છે, અને બીજાઓને યત્નસાધ્ય છે, એમ દર્શાવતાં તેને બ્રહ્મકર્મ કહ્યાં.

આ શમ દમ આદિક ધર્મ જે પુરુષમાં હોયછે, તે જાતિથી શૂદ્ર હોવા છતાં પણ એ શમાદિ લક્ષણોવડે બ્રાહ્મણરૂપ જ જાણવા યોગ્ય છે અને એ શમાદિ ધર્મ જે પુરુષમાં હોય નહિ, તે જાતિથી બ્રાહ્મણ હોવા છતાં પણ એ ધર્મોના અભાવથી શૂદ્રરૂપ જ જાણવા યોગ્ય છે. આ જ મહાભારતના આરણ્યક પર્વમાં સર્પભાવ પામેલા નહુષ રાજા

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥४२॥

शमः दमः तपः शौचम् क्षान्तिः आर्जवम् ज्ञानम् विज्ञानम् आस्तिक्यम् च एव स्वभावजम् ब्रह्मकर्म ॥

શમ (મનોનિગ્રહ), દમ (ઇંદ્રિયનિગ્રહ), તપ, પવિત્રતા, ક્ષમા, સરલતા, (શાસ્ત્રજન્ય) જ્ઞાન, (અનુભવજન્ય) વિજ્ઞાન, અને આસ્તિકતા, એ બ્રાહ્મણનાં સ્વભાવજન્ય કર્મ છે.

शम, दम, तप, पवित्रता, क्षमा, सरलता, (शास्त्रका)ज्ञान, (अनुभवजन्य) विज्ञान और आस्तिकता, ये ब्राह्मणके स्वभावजन्य कर्म हैं.

શાંતિ ક્ષાંતિ દમ સરલતા જ્ઞાન વિજ્ઞાન સર્વે,
તે આસ્તિક્યે તપ વિમળતા બ્રાહ્મકર્મો સ્વભાવે.

---

પ્રત્યે યુધિષ્ઠિર રાજાએ કહ્યું છે કે–

सत्य दान क्षमा शीलमानृशस्य तपो घृणा ।
दृश्यते यत्र नागेन्द्र स ब्राह्मण इति स्मृतः ॥
यत्रैतल्लक्ष्यते सर्प वृत्त स ब्राह्मणः स्मृतः ।
यत्रैतन्न भवेत्सर्प तं शूद्रमिति निर्दिशेत् ॥

આર્જવ–કુટિલતાથી રહિતપણું. જ્ઞાન–ષડ્ અંગો સહિત વેદને તથા તે વેદના અર્થને વિષય કરનારી અંતઃકરણની વૃત્તિવિશેષ. વિજ્ઞાન–કર્મકાંડમાં યજ્ઞાદિક કર્મોનું કૌશલ તથા જ્ઞાનકાંડમાં બ્રહ્મઆત્માની એકતાનો અનુભવ. આસ્તિક્ય–પૂર્વે કથન કરેલી સાત્ત્વિક શ્રદ્ધા.

૧૮–૪૩ શૌર્ય–સૂર્ય પ્રકાશ પાડવાને માટે અન્યની સહાયની અપેક્ષા રાખતો નથી, કે સિંહ પોતાનાં પરાક્રમમાં સોબતીની મદદની ગરજ રાખતો નથી; આવી રીતે સહાયતા વિના જે પોતે બળવાન અને શૂરો હોયછે, તે ક્ષત્રિયની પ્રકૃતિનો ગુણ શૌર્ય છે.

ધૃતિ–ધૈર્ય; સર્વે અવસ્થામાં દિલગીરી રહિત જેયી રહેવાય તે.

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम्।**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥४३॥**

शौर्यम् तेजः धृतिः दाक्ष्यम् युद्धे च अपि अपलायनम् दानम् ईश्वरभावः च क्षात्रम् स्वभावजम् कर्म ॥

શૌર્ય, તેજસ્વિતા, ધૈર્ય, ચાતુર્ય, યુદ્ધમાંથી પાછા ન હઠવું, દાન અને ઇશ્વરભાવ–પ્રભુત્વ, એ ક્ષત્રિયનાં સ્વભાવજન્ય કર્મ છે.

शौर्य, तेज, धैर्य, चातुर्य, युद्धमें पीठ न दिखाना, दान और ईश्वरभाव, ये क्षत्रियके स्वभावजन्य कर्म हैं.

ચાતુરી ને શર ધૃતિ પ્રભા નાસવું યે ન યુદ્ધે,
દાનો દેવાં પ્રભુ શી પ્રભુતા ક્ષાત્રકર્મો સ્વભાવે.

---

આકાશ તૂટી પડે તોપણ જેની બુદ્ધિ અને મન નિસ્તેજ થતાં નથી, તેના આ ગુણને ધૈર્ય કહેછે.

દાક્ષ્ય–શીઘ્ર ઉત્પન્ન થતા કાર્યમાં પણ વ્યામોહથી રહિત થઇને પ્રવૃત્તિરૂપ દક્ષભાવ. દાન–દેવાયોગ્યને વિષે હાથનું છુટાપણું

ઇશ્વરભાવ–પ્રજાનું પાલન કરવા માટે પોતાના ભૃત્યાદિકોની સમીપ પોતાની પ્રભુશક્તિનું જે પ્રકટ કરવું તે; શાસ્ત્ર નિષિદ્ધ માર્ગમાં પ્રવૃત્ત હોનાર દુષ્ટોને નિયમન કરવાની જે શક્તિ તે. આપણા હસ્ત પાદ આદિનું સારું પોષણ કરવાથી તેની પાસેથી ગમે તે કામ કરાવી શકાયછે, તે પ્રમાણે પ્રેમપૂર્વક પ્રજાનું પાલન કરવાથી રાજા પ્રજાનો ઉપભોગ કાવે તેમ લઇ શકેછે. પ્રજાની વર્તણુક ઉત્તમ રહે એવી વ્યવસ્થા રાખવી, તેને જ ઇશ્વરભાવ કહેછે, અને તેમાં સર્વ સામર્થ્ય વાસ કરેછે.

૧૮–૪૪ જુદી જુદી સ્મૃતિમાં પણ વૈસ્યના જાતિધર્મ નીચે પ્રમાણે છે.
वैश्यस्य दंडयुद्धवर्ज कृषिगोरक्षवाणिज्याधिकम्। આપસ્તંબ.
एतान्येव त्रीणि वैश्यस्य कृषिवणिक्पशुपाल्यं कुसीदं च। વસિષ્ઠ.
वैश्यस्याधिक कृषिवणिक्पशुपाल्यं कुसीदं च। ગૌતમ.

कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम्।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥४४॥

कृषिगोरक्ष्यवाणिज्यम् स्वभाजम् वैश्यकर्म परिचर्यात्मकम् शूद्रस्य अपि स्वभावजम् कर्म ॥

ખેતી, ગાયોની રક્ષા અને વેપાર એ વૈશ્યનાં સ્વભાવજન્ય કર્મ છે; અને સેવા કરવી એ શૂદ્રનું સ્વભાવજન્ય કર્મ છે.

कृषि, गोरक्षा और वाणिज्य, ये वैश्यके स्वभावजन्य कर्म है; और सेवा करना शूद्रका स्वभावजन्य कर्म है.

ગૌરક્ષા ને કૃષિ વણજ એ વૈશ્યકર્મો સ્વભાવે,
ને છે સેવા કરવી વળી એ શૂદ્રકર્મ સ્વભાવે.

---

पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च ।
वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥ મનુ.

૧૮-૪૫ સ્વધર્મના અનુષ્ઠાનથી પરમ સુખ, જાતિ, રૂપ, વર્ણ, બલ, વૃત્ત, બુદ્ધિ-પ્રજ્ઞા, દ્રવ્ય, ધર્માનુષ્ઠાન ઇત્યાદિ પ્રાપ્ત થાયછે, એમ આપસ્તંભ આદિ સ્મૃતિ કહેછે.

सर्ववर्णाना स्वधर्मानुष्ठानेन परमं परिमितं सुखं ततः परिवृत्तौ कर्मफलशेषेण जातिं रूपं वर्णं बलं वृत्तं मेधां प्रज्ञां द्रव्याणि धर्मानुष्ठानमिति प्रपद्यंते । આપસ્તંભ.

वर्णाश्रमांश्च धर्मनिष्ठाः प्रेत्य कर्मफलमनुभूय ततः शेषेण विशिष्टदेशजाति कुलरूपायुः श्रुतवृत्तवित्त सुखमेधसो जन्म प्रतिपद्यंते विष्वचो विपरिता नश्यति। ગૌતમ.

श्रुतिस्मृत्युदितं धर्ममनुतिष्ठन् हि मानवः ।
इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥ મનુ.

વળી શ્રીમત્ શંકરાચાર્ય અપરોક્ષાનુભૂતિમાં કહેછે કે-

स्ववर्णाश्रमधर्मेण तपसा हरितोषणात्।
साधनं प्रभवेत्पुंसां वैराग्यादि चतुष्टयम् ॥

ભવિષ્યપુરાણમાં કહ્યું છે કે- શાસ્ત્રવિહિત ધર્મ સેવના અભ્યુદયરૂપ

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः।
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥४५॥
यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम्।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥४६॥

स्वे स्वे कर्मणि अभिरतः नरः संसिद्धिम् लभते स्वकर्मनिरतः सिद्धिम् यथा विन्दति तत् शृणु ॥

यतः भूतानाम् प्रवृत्तिः येन इदम् सर्वम् ततम् तम् स्वकर्मणा अभ्यर्च्य मानवः सिद्धिम् विन्दति ॥

પોતપોતાના (સ્વભાવજન્ય) કર્મમાં મચ્યો રહેનાર મનુષ્ય પરમસિદ્ધિને પામેછે, પોતાનાં કર્મમાં તત્પર રહેનાર સિદ્ધિને કેવી રીતે પામેછે, તે સાંભળ.

જેનાથી સર્વ ભૂતોની પ્રવૃત્તિ થાયછે, અને જેવડે આ સર્વ જગત વ્યાપ્ત થયુ છે; તેની પોતાનાં(સ્વભાવજન્ય) કર્મવડે પૂજા કરવાથી મનુષ્ય સિદ્ધિને પામેછે.

अपने अपने कर्ममें तत्पर रहनेसे मनुष्य परम सिद्धि प्राप्त करता है, अपने कर्ममें तत्पर मनुष्य जैसे सिद्धि पाता है, वह सुनो.

जिनसे सब भूतोंकी प्रवृत्ति होती है, और जिससे यह सब जगत व्याप्त हुआ है, उनकी उपासना अपने (स्वभावजन्य) कर्मसे करके मनुष्यलोग सिद्धि प्राप्त करता है.

નિત્યે કર્મે નિજ નિજ મચી સિદ્ધિ પુરુષ પામે,
સિદ્ધિ પામે જ્યમ મચી રહી સુણ તું તે સ્વકર્મે.
જેનાથી સૌ ભૂતની પ્રવૃત્તિ વ્યાપ્યું આ સર્વ જેણે
સિદ્ધિ પામે પુરુષ પૂજીને નિજ કર્મોથી તેને

---

હોવાથી શ્રેયરૂપે જ કહેવાયો છે, તે વેદમૂલક અને સનાતન હોઇ પાંચ પ્રકારનો છે. ૧ વર્ણધર્મ, ૨ આશ્રમધર્મ, ૩ વર્ણાશ્રમધર્મ, ૪ ગૌણ (ગુણ)-ધર્મ અને ૫ નૈમિત્તિક ધર્મ.

૧૮-૪૬ यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्र-

**श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥४७॥**

स्वनुष्ठितात् परधर्मात् विगुणः स्वधर्मः श्रेयान् स्वभावनियतम् कर्म कुर्वन् किल्बिषम् न आप्नोति ॥

પારકો ધર્મ સહેલથી આચરણ કરાય એવો હોય, તોપણ તેના કરતાં પોતાનો ધર્મ ગુણવિહીન–ઓછા ગુણવાળો કે દોષવાળો છતાં યે વધુ સારો છે, સ્વભાવથી નિર્માણ થયેલું કર્મ કરનારને પાપ લાગતું નથી.

उत्तम प्रकारसे आचरण किये हुए दूसरेके धर्मसे गुणहीन किंवा न्यून गुणवाला अपना धर्म अच्छा है; स्वभावके अनुसार नियत हुए कर्मका अनुष्ठान करनेसे पाप नहीं लगता है.

વસંત–　　મારો સ્વધર્મ વધુ ગુણવિહીન તોયે,
સુખે અનુષ્ઠિત થતા પરધર્મથી યે,
નિર્મલ કર્મ વળી નિજ સ્વભાવથી જે,
લાગે ન પાપ કરતાં કદિ કોઇને તે.

---

यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्म । શ્રુતિ. હે ભૃગુ, જે કારણરૂપ વસ્તુથી આ સર્વભૂત ઉત્પન્ન થાયછે, તથા ઉત્પન્ન થયેલાં તે સર્વ જે કારણરૂપ વસ્તુથી જીવેછે તથા વિનાશ થયે તે સર્વભૂત જે કારણરૂપ વસ્તુવિષે લય પામેછે, તે સર્વ જગતના અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણરૂપ વસ્તુને જ તું બ્રહ્મ જાણ–એવા કારણરૂપ બ્રહ્મનો તું વિચાર કર.

ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા પ્રમાણે પ્રાપ્ત થયેલાં કર્મો નિષ્કામ બુદ્ધિથી અથવા ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરવાં તે વિરાટસ્વરૂપ પરમેશ્વરનું એક પ્રકારનું પૂજન અર્ચન જ છે, અને તેનાથી સિદ્ધિ મળેછે એમ કહ્યું છે.

૧૮-૪૭ જેમ ઝેરના કીડાને ઝેર દોષરૂપ અથવા નુકસાનકર્તા થતું નથી, તેમ સ્વભાવનિયત કર્મ કરનારને પાપ લાગતું નથી.

આપણી માતા કદરૂપી હોય તોપણ તેના પ્રેમવડે આપણે જીવીએ

**सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।**
**सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥४८॥**

कौन्तेय सहजम् कर्म सदोषम् अपि न त्यजेत् धूमेन हि अग्निः इव सर्वारम्भाः दोषेण आवृताः ॥

હે અર્જુન, સ્વભાવજન્ય કર્મ દોષવાળું હોય તો પણ તેને છોડવું નહિ, કેમકે ધૂમાડાથી વ્યાપ્ત થયેલા અગ્નિની પેઠે સર્વ કર્મો દોષથી વ્યાપ્ત થયેલાં હોયછે.

हे अर्जुन, स्वभावजन्य कर्ममें दोष होवें तो भी वह कर्म छोडना नहीं चाहिये, क्योंकि धुंएसे आच्छादित अग्निके समान सब कर्म दोषसे आच्छादित होते ही है.

ના જન્મનું તજવું કર્મ સદોષ તોયે,
અગ્નિ ધૂમે ત્યમ વિંટયાં સહુ કર્મ દોષે.

---

છીએ, તે પ્રેમ કાંઇ વક્ર હોતો નથી અન્ય સ્ત્રીઓ રૂપમાં કરતાં પણ અધિક સુસ્વરૂપ હોય તથાપિ બાળકને તેનો શો ઉપયોગ ? પાણી કરતાં અધિક ગુણવાળા ઘીમાં મત્સ્યને મૂકવાથી જીવી શકે નહીં.

૧૮-૪૮ परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः योगसूत्र.

પરધર્મ દોષવાળો છે. પરધર્મનું આચરણ કરવાથી સ્વાભાવિક એક દોષ, પોતાના ધર્મનો ત્યાગ કરવાથી બીજો દોષ, અવિહિતનું આચરણ ત્રીજો દોષ અને ઇશ્વરની આજ્ઞાનુ ઉલ્લંઘન ચોથો દોષ આવી પડેછે.

જેમ સંકટ સમયે પણ સિદ્ધ મંત્ર વિસરવો ન જોઇએ, અથવા સમુદ્રમાં પડેલા મનુષ્યે નૌકાને છોડવી ન જોઇએ, કે મહારોગીએ દિવ્ય ઔષધનો ત્યાગ ન કરવો જોઇએ, તે પ્રમાણે સ્વધર્મ કર્મનું આચરણ છોડવું ન જોઇએ.

સાંખ્યમતમાં ગુણો નિત્ય ચંચળ છે. પુરુષ પણ જો નિત્ય ચંચળ

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥४९॥

सर्वत्र असक्तबुद्धिः जितात्मा विगतस्पृहः सन्यासेन परमाम् नैष्कर्म्यसिद्धिम् अधिगच्छति ॥

સર્વમાં આસક્તિ રહિત બુદ્ધિવાળો, ચિત્તને વશ કરી નિષ્કામ કર્મ કરનાર મનુષ્ય સંન્યાસથી પરમ નૈષ્કર્મ્ય સિદ્ધિને પામે છે.

जिनकी बुद्धि सर्वत्र आसक्तिसे रहित है, जो चित्तको जीत चुके है और जो निष्काम है, वह मनुष्य सन्यासके द्वारा परम नैष्कर्म्य सिद्धिको प्राप्त होता है

જીતાત્મ નિસ્પૃહ અસક્ત મતિ બધે યે,
નૈષ્કર્મ્ય સિદ્ધિ પર ત્યાગથી પામતો તે.

---

હોય તોપણ કર્મનો નિઃશેષ ત્યાગ સંભવે નહિ, કેમકે ચચળતા એ જ ક્રિયા અથવા કર્મ છે ચચળતા કે ક્રિયાનો નિઃશેષ ત્યાગ, એ પુરુષના પુરુષત્વનો વિઘાતક થાય છે, એટલે કર્મનો નિઃશેષ ત્યાગ સંભવે નહિ.

૧૮–૪૯ મન શાંત રાખીને જેણે સર્વ ભૂતમાં અંતર્ગત જે ઐક્ય જાણ્યું, તે ધધાથી અગર જાતિથી વેપારી હો કે ચાડાળ હો, નિષ્કામ બુદ્ધિથી તે ધધો કરનાર તે પુરુષ સ્નાન સંધ્યાશીલ બ્રાહ્મણ કે શૂરવીર ક્ષત્રિયના જેટલો જ મોટો અને મોક્ષનો અધિકારી છે, એટલુ જ નહિ, પણ કર્મ છોડવાથી જે સિદ્ધિ મળવાની તે જ સિદ્ધિ નિષ્કામ બુદ્ધિથી પોતપોતાનાં કર્મો કરનારને મળે છે.

પરમ–પૂર્વોક્ત નિષ્કામ કર્મજન્ય અંત કરણની શુદ્ધિરૂપ પરમ સિદ્ધિના ફળરૂપ હોવાથી અત્યંત શ્રેષ્ઠ છે.

સર્વત્ર–બધે–કોઇ વિષય ભોગવવામાં, કોઇ કર્મ કરવામાં, કોઇ દેશમાં, કોઇ સ્થળમાં સ્થિતિ કરવામાં, કોઇ લોકની પ્રાપ્તિ કરવામાં અને કોઇ દેવની ઉપાસના કરવામાં અસક્ત એટલે પ્રીતિ રહિત–સંબધ રહિત જેની બુદ્ધિ છે એવો. સર્વ દૃશ્યના મિથ્યાપણાનો નિશ્ચય કરીને સર્વ વિષયમાત્રમાં નિઃસ્પૃહ.

**सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाऽऽप्नोति निबोध मे।**
**समासेनैव कौन्तेय निष्ठा ज्ञानस्य या परा ॥५०॥**

कौन्तेय सिद्धिम् प्राप्तः यथा ब्रह्म आप्नोति तथा मे समासेन एव निबोध या ज्ञानस्य परा निष्ठा ॥

હે અર્જુન, સિદ્ધિને પામેલો મનુષ્ય જે રીતે બ્રહ્મને પામે છે, તે મારા પાસેથી સંક્ષેપમાં સમજ, જે જ્ઞાનની શ્રેષ્ઠ નિષ્ઠા છે.

हे अर्जुन, सिद्धिको प्राप्त हुआ मनुष्य जैसे ब्रह्मको पाता है, सो संक्षेपमें मुझसे जान ले; जो ज्ञानकी परा (सबसे ऊँची) निष्ठा है.

પામે જ બ્રહ્મ જેમ સૂણ કહું ટુંકામાં,
પામેલ સિદ્ધિ પર જ્ઞાનની જેહ નિષ્ઠા.

---

૧૮-૫૦ यस्यां जाग्रति भूतानि। ઇત્યાદિથી આકારાકાર ભેદબુદ્ધિની નિવૃત્તિ જ આત્મસ્વરૂપના અવલંબનનું કારણ છે, કેમકે આત્મા કોઈને પણ ક્યારે પણ અપ્રસિદ્ધ, પ્રાપ્ય, હેય કે ઉપાદેય નથી; તેથી જ્ઞાનનિષ્ઠા વિવેકીને સુપ્રસિદ્ધ છે. જ્ઞાન અત્યંત પ્રસિદ્ધ છે, જ્ઞાતા પણ એમ જ પ્રસિદ્ધ છે, તેથી જ્ઞાનમાં યત્ન કર્તવ્ય નથી, પણ અનાત્મ બુદ્ધિની નિવૃત્તિમાં જ યત્ન કર્તવ્ય છે; તેથી જ્ઞાનનિષ્ઠા સુસંપાદ્ય છે.

જેઓ ગુરુસંપ્રદાય રહિત છે, જેઓએ વેદાંત શ્રવણ કર્યું નથી, બાહ્ય વિષયોમાં જેઓની બુદ્ધિ અત્યંત આસક્ત છે અને જેમણે યોગ્ય પ્રમાણો જાણવામાં પરિશ્રમ કર્યો નથી, એવા પુરુષોને જ્ઞાનનિષ્ઠા અતિશય દુઃસાધ્ય છે; પરંતુ જેઓની સ્થિતિ તેઓથી વિપરીત છે, એવા વિવેકી પુરુષોની બુદ્ધિ તો લૌકિક પ્રમાણમાં અને એ પ્રમાણોથી ગ્રહણ થતી દ્વૈત વસ્તુમાં કદિ પણ પ્રવેશ થતી નથી, અર્થાત્ ગ્રાહ્ય ગ્રાહકરૂપ ભિન્ન વસ્તુ છે, એવું વિવેકીની બુદ્ધિમાં આવતું નથી, કેમકે આત્મચૈતન્યથી વ્યતિરિક્ત બીજી કોઈપણ વસ્તુ છે, એવું તેમને ઉપલબ્ધ થતું નથી.

૧૮-૫૨ ધ્યાનયોગપર-જે પુરુષ યમ નિયમ આસન ઇત્યાદિ

बुद्ध्या विशुद्धया युक्तो धृत्याऽऽत्मानं नियम्य च।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥५१॥
विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥५२॥

विशुद्धया बुद्धया युक्तः धृत्या च आत्मानम् नियम्य शब्दादीन् विषयान् त्यक्त्वा रागद्वेषौ च व्युदस्य। विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः नित्यम् ध्यानयोगपरः वैराग्यम् समुपाश्रितः।

અત્યત શુદ્ધ બુદ્ધિથી યુક્ત થઈને, ધૈર્યથી મનનો સંયમ કરીને, શબ્દાદિ વિષયો છોડીને અને રાગદ્વેષને દૂર કરીને, એકાંત સ્થળમાં રહેનાર, મિતાહારી, વાણી કાયા અને મનને નિયમમાં રાખનાર, નિરતર ધ્યાનયોગમાં પરાયણ રહેનાર અને વૈરાગ્યનો આશ્રય કરનાર,

अत्यंत शुद्ध बुद्धिसे युक्त होकर, धैर्यसे मनको संयत करके, शब्दादिक विषयोंको छोडके और रागद्वेषको फेंकके, एकांत स्थानके निवासी, मिताहारी, वाचा काया और मनको सयत करनेवाला, सदैव ध्यानयोगमें तत्पर और वैराग्यका आश्रय करनेवाला,

વિશુદ્ધ બુદ્ધિયુત સંયમી આત્મ ધૈર્યે,
શબ્દાદિ વિષય તજી તજી રાગદ્વેષે,
એકાંતી ભોજન જીત્યાં મન વાણી કાયે,
વૈરાગ્યસેવી નિત્ય તત્પર ધ્યાનયોગે,

---

સાધનોથી સંપન્ન છે, તથા જે પુરુષ નિત્ય ધ્યાનયોગ પરાયણ છે તે. ધ્યાન-ચિત્ત વિષે આત્માકાર વૃત્તિઓની જે આવૃત્તિ અર્થાત્ વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિતપણાનું સંપાદન તે. યોગશ્ચિત્તવૃત્તિનિરોધ। યોગ સૂત્રથી પતંજલિ ભગવાને પણ યોગનું સ્વરૂપ કહ્યું છે.

લઘ્વાશી–લઘુનો અર્થ હિત, મિત અને મેધ્ય થાયછે, માટે માપવાળુ અને અનિષિદ્ધ એવું અન્ન જમનાર.

अहङ्कारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम्।
विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते ॥५३॥

निर्ममः शान्तः अहङ्कारम् बलम् दर्पम् कामम् क्रोधम् परिग्रहम् विमुच्य ब्रह्मभूयाय कल्पते ॥

મમતા રહિત શાંત પુરુષ અહંકાર, બળ, ઉન્મત્તતા, કામ, ક્રોધ અને પરિગ્રહ એ બધાનો પરિત્યાગ કરીને બ્રહ્મસ્વરૂપ થવાને યોગ્ય થાયછે.

ममता रहित शांत पुरुष, अहङ्कार, बल, उन्मत्तता, काम, क्रोध और परिग्रह छोडके ब्रह्मरूप होनेके योग्य है.

ત્યાગી અહંકૃતિ પરિગ્રહ ત્યાગી દર્પ,
તે કામ ક્રોધ તજીને બળને તજીને,
જેણે મમત્વ તજ્યું શાંત પુરુષ જે છે,
તે યોગ્ય છે પુરુષ બ્રહ્મરૂપે થવાને.

---

૧૮-૫૩ જેમ સાગરમાં ગંગાનો પ્રવેશ થયા પછી પણ જ્યાં સુધી તેનો પ્રવાહ દૃષ્ટિગોચર થાયછે, ત્યાં સુધી ગંગા, અને જ્યાં તે બંધ પડેછે તે સમુદ્ર ગણાયછે, તે પ્રમાણે બ્રહ્મ અને બ્રહ્મ થનારમાં જે અંતર હોયછે, તે અંતર શાંતિના યોગથી તત્કાળ નાશ પામેછે. બ્રહ્મસ્વરૂપ થયા પૂર્વે મૂળથી જ છે, તે બ્રહ્મ છે એવી જે પ્રતીતિ તે જ બ્રહ્મસ્વરૂપ થવાની યોગ્યતા છે.

૧૮-૫૪ किमीच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत्। कः शोक एकत्वमनुपश्यतः। શ્રુતિ.

જેમ આપણને સુખ પ્રિય હોયછે, તથા દુઃખ અપ્રિય હોયછે, તેમ જે પુરુષ પોતાના આત્માની પેઠે સર્વ પ્રાણીમાત્રના સુખને પ્રિય દેખેછે તથા દુઃખને અપ્રિય દેખેછે; અથવા ब्रह्मैवेदं सर्वम्। શ્રુતિ પ્રમાણે આ સર્વ જગત બ્રહ્મરૂપ છે, એ પ્રકારની બુદ્ધિવડે જેપુરુષ જરાયુજ અંડજ સ્વેદજ ઉદ્ભિજ્જ એ ચારે પ્રકારનાં ભૂતોવિષે વિષમ ભાવથી રહિત છે. આ પ્રકારની પરાભક્તિવાળા પુરુષ વિષે ભાગવતમાં પણ કહ્યું છે કે-

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥५४॥

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति सर्वेषु भूतेषु समः पराम् मद्भक्तिम् लभते ॥

બ્રહ્મભૂત પ્રસન્ન ચિત્તવાળો પુરુષ કશાનો શોક કરતો નથી કે કશાની આકાંક્ષા રાખતો નથી અને સર્વે ભૂતોમાં સમદૃષ્ટિ રાખીને મારી પરા ભક્તિને પ્રાપ્ત કરેછે.

ब्रह्मभूत प्रसन्नचित्त पुरुष किसीका शोक नहीं करता है, न किसीकी आकांक्षा करता है, और सब भूतोंमें समदृष्टि करके मेरी परम भक्ति प्राप्त कर लेता है.

શાર્દૂલ– ના ઇચ્છે પછી બ્રહ્મભૂત થઇ ના શોચે પ્રસન્નાત્મ ને,
સૌ ભૂતે સમદૃષ્ટિ રાખી મુજ તે પામે પરા ભક્તિને.

---

सर्वभूतेषु येनैकं भगवद्भावमीक्षते ।
भूतानि भगवत्यात्मन्येषो भागवतोत्तमः ॥

બ્રહ્મભૂત–જ્ઞાની જીવતો છતાં તેના સમગ્ર અનર્થો નિવૃત્ત થઇ ગયેલા હોવાથી નિરતિશયાનંદ બ્રહ્મ તે જ પોતે છે, એવો અનુભવ કરનારો તે, બ્રહ્મપ્રાપ્ત.

આ રીતે અનેક પ્રકારે સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ ત્રણ ચાર વાર વિસ્તારપૂર્વક કહેલાં છે, અને તે જ અવસ્થાને સિદ્ધાવસ્થા અથવા બ્રાહ્મી સ્થિતિ એવું નામ આપેલું છે યોગવાસિષ્ઠ આદિ ગ્રંથોના કર્તાઓ આ સ્થિતિને જીવન્મુક્ત અવસ્થા કહેછે.

૧૮–૫૫ तस्य तावदेव चिरं यावन्न विमोक्षेऽथ संपत्स्ये । શ્રુતિ. તે બ્રહ્મવેત્તા પુરુષને વિદેહમોક્ષની પ્રાપ્તિમાં એટલા કાળ પર્યંત જ વિલંબ છે, કે જેટલા કાળ પર્યંત પ્રારબ્ધકર્મના ભોગવડે આ દેહનો પાત થતો નથી. દેહનો પાત થયા પછી સર્વ ઉપાધિઓથી રહિત થઇને તે બ્રહ્મવેત્તા પુરુષ નિર્ગુણ અદ્વિતીય બ્રહ્મની પ્રાપ્તિરૂપ વિદેહમોક્ષને પામેછે.

विमुक्तश्च विमुच्यते । भूयश्चान्ते विश्वमायानिवृत्तिः । શ્રુતિ. તત્સ્થાનવડે

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥५५॥

यावान् यः च अस्मि माम् भक्त्या तत्त्वतः अभिजानाति ततः तत्त्वतः ज्ञात्वा तदनन्तरम् माम् विशते ॥

હું જેવડો (જેટલી મહત્તાવાળો) અને જેવો છું, તેનો મને ભક્તિના યોગથી તે યથાર્થ રીતે જાણેછે, તેથી મને એ રીતે યથાર્થ જાણ્યા પછી મારામાં પ્રવેશ કરેછે.

मैं जितना बडा और जैसा हूं, वैसा मुझे भक्तिके द्वारा वह यथार्थ जानता है, और मुझको इस तरह यथार्थ जान लेनेके बाद मुझमें प्रवेश करता है.

જેવો છું વળી જેવડો સ્વરૂપથી ભક્તિથી જાણે મને,
ને જાણી સ્વરૂપે મને પછી કરે તે વાસ મારા વિષે.

---

મુક્ત થયેલ આ વિદ્વાન પુરુષ પ્રારબ્ધ કર્મના ભોગથી દેહપાત થયા પછી ફરીથી વિશેષે કરીને મુક્ત થાયછે.

અનુભવાત્મક જ્ઞાન સિવાય મોક્ષ મળતો નથી, એ સિદ્ધાંત પણ બન્ને માર્ગમાં એક સરખો જ કાયમ રહેછે, પછી જ્ઞાનમાર્ગ શ્રેષ્ઠ કે ભક્તિમાર્ગ શ્રેષ્ઠ, એવા બુદ્ધિ વિનાના પ્રશ્નથી શો લાભ? બન્ને સાધનો પહેલાં અધિકાર પરત્વે ભિન્ન છતાં પરિણામ એક સરખું જ લાવનાર છે, માટે તે બન્નેને અધ્યાત્મ એ એક જ નામ આપેલું છે; પણ સાધન તરીકે જ્ઞાન અને ભક્તિ એ બન્ને એક સરખાં જ છે, તોપણ ભક્તિ કદિ પણ નિષ્ઠા થઇ શકતી નથી; તેથી જ્ઞાન એક જ નિષ્ઠા એટલે સિદ્ધાવસ્થાની આખરની સ્થિતિ થઇ શકેછે, એવો એ બે વચ્ચે મહત્ત્વનો ભેદ છે.

ભક્ત્યા–નિદિધ્યાસનરૂપ જ્ઞાનનિષ્ઠાવડે; પરા ભક્તિવડે; બહાર અને અંતર સર્વત્ર પ્રવેશ કરનાર નિર્વિકલ્પ પ્રત્યગ્દૃષ્ટિવડે, સારી રીતે અધિષ્ઠાનદર્શનજન્ય જ્ઞાનવડે. અભિજાનાતિ–અભિજ્ઞાન પામેછે; બ્રહ્મસાક્ષાત્કાર થાયછે.

૧૮-૫૬ મદ્વ્યપાશ્રય–હું ભગવાન વાસુદેવ જ જેનું શરણ છું, અર્થાત

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥५६॥
चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥५७॥

मद्व्यपाश्रय सदा सर्वकर्माणि कुर्वाण अपि मत्प्रसादात् शाश्वतम् अव्ययम् पदम् अवाप्नोति ॥

सर्वकर्माणि चेतसा मयि सन्यस्य मत्पर बुद्धियोगम् उपाश्रित्य सततम् मच्चित भव ॥

મારો આશ્રય રાખનાર સદા સર્વ કર્મ કરતા છતા પણ મારા અનુગ્રહથી શાશ્વત અને અવિકારી પદને પામેછે.

સર્વે કર્મો અંતઃકરણપૂર્વક મને અર્પણ કરી મારે પરાયણ થઇ, બુદ્ધિયોગનો આશ્રય કરી નિરતર મારામા ચિત્ત રાખનારો થા

मुझको आश्रय करनेवाला पुरुष सब कर्मोंको सदा करता हुआ भी मेरे अनुग्रहसे शाश्वत और अविनाशी पदको पाता है.

मनसे सब कर्म मुझको अर्पण करके, मत्परायण होकर, बुद्धियोगका आश्रय करके निरंतर मच्चित हो

મારો આશ્રય ધારી નિત્ય કરતા સર્વે ય કર્મો છતા,
પામે શાશ્વત સ્થાન અ યય વળી મારા પ્રસાદે મહા.
ગૌ કર્મો, થઇ તુ પરાયણ મને ચિત્તે સમર્પી હમા,
બુદ્ધિયોગની ઓથ તુ લઇ સદા થા ચિત્તધારી હમા

એક મારે પરમેશ્વરને શરણે થઈને મારે પરમેશ્વરને વિષે જેણે સર્વાત્મભાવ અર્પણ કર્યો છે તે

૧૮-૫૭ બુદ્ધિયોગ-સમત્વ બુદ્ધિયોગ મારામાજ બુદ્ધિનો યોગ-સ્થિતિ, भूतानि विष्णुर्भुवनानि विष्णु । એ વાક્ય પ્રમાણે સર્વત્ર ઇશ્વર બુદ્ધિ, न्यायार्जितधनस्तत्त्वज्ञाननिष्ठोऽतिथिप्रिय । એ વાક્ય પ્રમાણે ગૃહસ્થને પણ વેદાત

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहङ्कारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥५८॥
यदहङ्कारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥५९॥

मच्चितः मत्प्रसादात् सर्वदुर्गाणि तरिष्यसि अथ चेत् त्वम् अहङ्कारात् न श्रोष्यसि विनङ्क्ष्यसि ॥

अहङ्कारम् आश्रित्य न योत्स्ये इति यत् मन्यसे एषः ते व्यवसायः मिथ्या प्रकृतिः त्वाम् नियोक्ष्यति ॥

મારામાં ચિત્ત રાખનાર તું મારા અનુગ્રહથી સર્વે મુશ્કેલીઓને તરી જઇશ, અને જો તું અહંકારથી મારું નહિ સાંભળ તો તું નાશ પામીશ.

જો તું અહંકારનો આશ્રય કરીને 'હું યુદ્ધ નહિ કરું' એમ જે માનેછે, તો તે તારો નિશ્ચય વ્યર્થ જ છે કેમકે (ક્ષાત્ર) સ્વભાવ તને યુદ્ધમાં જોડશે.

मुझपर मन लगानेवाला तुम मेरे अनुग्रहसे सब विघ्नोंसे पार हो जाओगे और यदि तुम अभिमानसे मेरा वचन नहीं सुनोगे, तो तुम नाश पाओगे.

तुम अहंकारको आश्रय करके 'मैं युद्ध नहीं करूंगा' ऐसा तुम मानते हो, तो यह तुम्हारा निश्चय मिथ्या ही है, क्योंकि (क्षात्र)स्वभाव तुमको युद्धमें प्रवृत्त करेगा.

**મંદાક્રાંતા–** સૌ વિઘ્નો તું તરીશ ધરીને ચિત્ત મારે પ્રસાદે,
નાશે થાશે સુણીશ નહિ જો તું અહંકારથી એ,
માનેછે જે લડીશ નહિ હું તું અહંકાર લીધે,
પ્રેરાશે તું પ્રકૃતિથી, વૃથા તુજ આ નિશ્ચયે છે.

---

વિચારની કર્તવ્યતા સ્મૃતિમાં બતાવાઇ છે, માટે એ કર્મ કરતો શ્રવણમનન આદિના કર્તવ્યરૂપ.

૧૮-૫૮,૫૯ अकृत्वा वैदिकं कर्म नरः पतनमृच्छति । પ્રમાણે સ્વધર્મના ગથી પતીતપણું પામીશ. એક ઉપર એક દોષ થતાં છેવટ પુરુષાર્થનો

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥६०॥

कौन्तेय स्वेन स्वभावजेन कर्मणा निबद्ध. मोहात् यत् कर्तुम् न इच्छसि तत् अवशः अपि करिष्यसि ॥

હે કુંતીપુત્ર, પોતાના સ્વભાવજન્ય કર્મથી બંધાયેલો તું મોહને લીધે જે કરવાને ઇચ્છતો નથી, તે (પ્રકૃતિને વશ) પરતંત્ર થઇને પણ તું કરીશ.

हे कुंतीपुत्र, अपने स्वभावजन्य कर्मसे बंधे हुए तुम मोहके कारण जिसको करने नहीं चाहते हो, तिसको अवश होके भी तुम करोगे.

બંધાયેલો તું નિજ કરમે જે સ્વભાવે થતાં તે,
અન્યાધીને કરીશ, કરવા ઇચ્છ ના મોહથી જે.

---

નાશ થઇ અનર્થ પરંપરા થાય.

તું જો કે નિત્યમુક્ત અને અવ્યય છે, તોપણ તને દેહસંબંધના ઘાવ નિરર્થક સહન કરવા પડશે. જે દેહ સંબંધમાં ડગલે ડગલે આપણો ઘાત છે, તે સહન કરતાં કદિ પણ વિશ્રાંતિ મળનાર નથી. જો તું મારૂં કથન શ્રવણ નહિ કરશે તો વાસ્તવિક રીતે ન મરતાં છતાં પણ આવડું મોટું મૃત્યુ તને સહન કરવું પડશે. (૧૮–૫૮)

પ્રકૃતિ–તેજ શૌર્ય દક્ષત્વ અભિમાન વગેરે ગુણની ઉત્પત્તિનો હેતુ; ક્ષત્રત્વ યોનિ, રજોગુણમયી પ્રકૃતિ; ક્ષત્રીય સ્વભાવ. (૧૮–૫૯)

૧૮-૬૦ પાણીનો ઓઘ પૂર્વ તરફ જતો હોય અને તેમાં ઘસડાનાર એમ કહે કે હું પશ્ચિમ તરફ જઇશ, તો તેનું બોલવું વ્યર્થ થઇ પાણી તેને ઓઘની સાથે પૂર્વ તરફ જ ઘસડી જશે, અથવા ચોખાનો કણ એમ કહે કે હું ચોખાના સ્વરૂપમાં ઉગનાર નથી, તો તેનું તે કહેવું વ્યર્થ જાયછે, કેમકે તેનાથી તેના સ્વભાવ વિરૂદ્ધ વર્તી શકાતું નથી. તે પ્રમાણે તારી પ્રકૃતિ ક્ષાત્રગુણથી ઘડાયેલી હોવાથી હું યુદ્ધ કરવાને ઉઠનાર નથી એમ જો તું બોલે તો તે વ્યર્થ જશે; તારો ક્ષાત્રધર્મ જ તને યુદ્ધ કર-

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥६१॥

अर्जुन यन्त्रारूढानि सर्वभूतानि मायया भ्रामयन् ईश्वरः सर्वभूतानाम् हृद्देशे तिष्ठति ॥

હે અર્જુન, યંત્ર ઉપર ચડાવેલાં સર્વ પ્રાણીઓને પોતાની માયાવડે ફેરવતો ફેરવતો ઇશ્વર સર્વ ભૂતોના હૃદયપ્રદેશમાં રહેછે.

हे अर्जुन, यंत्रपर चढाये हुए सब प्राणियोंको अपनी मायासे घुमानेवाला ईश्वर सब प्राणियोंके हृदयदेशमें वास करता है.

સૌ ભૂતોનાં પ્રભુ હૃદયને મંદિરે મંદિરે રહે,
માયાથી સૌ ભૂત ચડવીને પાર્થ યંત્રે ભમાવે.

---

વાને ઉઠાડશે. દરિદ્રને દારિદ્ર ગમેછે કે? પરતુ બળવાન પ્રારબ્ધ તેઓની પાસે તેનાં કષ્ટો ભોગવાવે છે જ. પોતાની સત્તાથી આ પ્રારબ્ધને કદિપણ અન્યથા ન કરે, એવો ઇશ્વર તારા હૃદયમાં વાસ કરેછે.

૧૮-૬૧ य आत्मनि तिष्ठन्नात्मानमन्तरो यमयति य आत्मा न वेद यस्यात्मा शरीरं एष ते अन्तर्याम्यमृतः । શ્રુતિ. જે બુદ્ધિમાં રહીને બુદ્ધિને અંદરથી નિયમમાં રાખેછે, બુદ્ધિ જેને જાણતી નથી અને બુદ્ધિ જેની ઉપાધિ-શરીરરૂપે-છે, તે તમારો આત્મા અંતર્યામી કૈવલ્યસ્વરૂપ છે.

एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा । શ્રુતિ.

માયાવાદ મૂળથી જ શાસ્ત્રમાં છે. શ્વતાશ્વતર ઉપનિષદમાં मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् । કહેલું છે. માયા એટલે પ્રકૃતિ છે, અને તે માયાના અધિપતિ પરમેશ્વર છે; તે જ પોતાની માયાથી વિશ્વ નિર્માણ કરેછે, એવી સૃષ્ટિની ઉત્પત્તિ આપેલી છે.

ભ્રામયન્-સૂત્રધાર કાષ્ટની પૂતળીને ફરાવેછે તેમ ઉર્ધ્વ અધોમાર્ગે પ્રાણીને સંચાર કરાવતો.

યંત્ર-ઉત્ક્રમણાદિ સાધન સર્વ પ્રાણસ્વરૂપ લિંગદેહરૂપ.

तमेव शरणं गच्छ सर्वभावेन भारत।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥६२॥
इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥६३॥

भारत सर्वभावेन तम् एव शरणम् गच्छ तत्प्रसादात् पराम् शान्तिम् शाश्वतम् स्थानम् प्राप्स्यसि ॥

इति गुह्यात् गुह्यतरम् ज्ञानम् मया ते आख्यातम् एतत् अशेषेण विमृश्य यथा इच्छसि तथा कुरु ॥

હે ભારત, તુ સર્વ ભાવથી તેને જ શરણે જા, તેની કૃપાથીતું પરમ શાંતિ અને શાશ્વત ધામને પામીશ.

આ પ્રમાણે ગુહ્યથી પણ ગુહ્ય જ્ઞાન મેં તને કહ્યુ, એનો સંપૂર્ણ રીતે વિચાર કરીને જેમ તારી ઇચ્છામાં આવે તેમ તું કર.

हे भारत, तुम सब भावसे उनके ही शरणागत होओ; उनकी कृपासे तुम परम शांति और शाश्वत स्थान प्राप्त करोगे.

इस तरह गुह्यसे भी गुह्य ज्ञान मैंने तुमको कहा, इसका पूर्ण विचार करके तुम जैसा इच्छता हो, वैसा ही करो.

તો તું તેવા પ્રભુજી શરણે પાર્થ! જા સર્વભાવે,
લેશે શાંતિ પરમ પદ તું નિત્ય તેને પ્રસાદે.
વસંત- મેં એ તને જ કહ્યુ ગુહ્યથી ગુહ્ય જ્ઞાને,
ઇચ્છાનુસાર કર પૂર્ણ વિચારીને તે.

---

૧૮-૬૨ પરા શાંતિ; પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષ, સમાધિ. આવી ઉત્કૃષ્ઠ શાંતિ–સમાધિની પ્રાપ્તિ પુરુષને ઇશ્વરના અનુગ્રહથી જ થાયછે. એ વાત समाधिसिद्धिरीश्वरप्रणिधानात्। યોગસૂત્રથી પતંજલિ ભગવાને પણ કહી છે.

૧૮–૬૩ મોક્ષના સાધનરૂપ–આત્મજ્ઞાન સંન્યાસ પર્યંતનો નિષ્કામ

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥६४॥

सर्वगुह्यतमम् मे परमम् वचः भूयः शृणु मे दृढम् इष्टः असि ततः ते हितम् इति वक्ष्यामि ॥

સર્વ ગુહ્યથી વધારે ગુહ્ય મારૂં સારભૂત વચન વળી ફરીથી તું સાંભળ, તું મને અત્યંત પ્રિય છે, તેથી જ હું તારૂં હિત તને કહુંછું.

सबसे अति गुह्य मेरा परम वचन फिर भी तुम सुनो; तुम मेरे बहुत प्रिय हो, इस लिये तुम्हारे हितको मैं कहता हूं.

સૌથી ઉચું ગુહ્ય ફરી સુણ વેણ મારૂં,
તું પ્રિય છે બહુ મને કહું હિત તારૂં.

---

કર્મયોગ ગુહ્ય છે. એ ગુહ્યથી પણ વધારે ગુહ્ય રહસ્યરૂપ આત્મજ્ઞાન છે. જ્ઞાન–અત્યારસુધી કહેવાયેલું જ્ઞાન–બ્રહ્મ આત્માની એકતાના જ્ઞાનની ઉત્પત્તિનું કારણ આ ગીતાશાસ્ત્ર.

૧૮-૬૫ શ્રદ્ધા ભક્તિથી પોતાનાં કર્મવડે મારૂં જ આરાધન કરનાર કહેલાં સાધનથી સંપન્ન મુમુક્ષુ, ચિત્ત શુદ્ધિથી ઉપજતા આત્મવિજ્ઞાનથી મારા સ્વરૂપને પામેછે, એમાં સંશય નથી. એમ ભગવાને પ્રતિજ્ઞા કર્યા છતાં તેમાં શુદ્ધ બીજવાળા કયા પ્રામાણિક બ્રાહ્મણને વિશ્વાસ ન થાય! તેથી મોક્ષની ઇચ્છાવાળા મુમુક્ષુએ નિષ્કામપણાથી ઇશ્વર પ્રીત્યર્થે અવશ્ય કર્મ કરવાં.

મારૂં યજન કર અને મને નમસ્કાર કર એ બે પદોવડે ઇશ્વરમાં નવધા ભક્તિ (શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન)નું સ્મરણ કર્યું છે.

મન્મના થા એ વાક્યથી જીવ બ્રહ્મની એકવાક્યતા કરનારૂપ જ્ઞાન-કાંડનું સ્મરણ કર્યું છે. મદ્ભક્ત એ શબ્દથી ઉપાસના કાંડનું અને મદ્યાજી એ શબ્દથી કર્મકાંડનું સ્મરણ કર્યું છે, તથા નમસ્કુરુ એ શબ્દથી નમસ્કારાત્મક

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥६५॥**

मन्मना भव मद्भक्त· मद्याजी माम् नमस्कुरु माम् एव एष्यसि ते सत्यम् प्रतिजाने मे प्रियः असि ॥

મારામા મન રાખ, મારો ભક્ત થા, મારૂં પૂજન કર અને મને નમસ્કાર કર; એમ કરવાથી તુ મને જ પ્રાપ્ત થઇશ, એમ હું તારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરૂંછું, કેમકે તું મને પ્રિય છે.

तुम मुझमें मन लगाओ, मेरा भक्त होओ, मेरा पूजन करो और मुझे नमस्कार करो, ऐसा करनेसे तुम मुझको ही पाओगे, ऐसी मैं तुम्हारे समीप सत्य प्रतिज्ञा करता हू, क्योकि तुम मेरे प्रिय हो.

થા ભક્ત મુજ મન રાખની મુજમાં તુ,
મારૂં કરી પૂજન વદ મને સદા તું,
પામીશ તેથી તુ મને જ કહું તને તે,
એ સત્ય કોલ મુજ છે પ્રિય તું મને છે.

---

ભક્તિનું સ્મરણ કર્યું છે.

મદ્યાજી—ભગવત અર્થે કર્મ કરવાના શીલવાળો.

૧૮-૬૬ કર્મયોગ નિષ્ઠાનું પરમ રહસ્ય જે ઇશ્વરનું શરણપણું, તેનો ઉપસંહાર કરીને આ કર્મયોગ નિષ્ઠાનું ફળ સર્વ વેદાંતવિહિત જે સમ્યગ્દર્શન છે તે કહેછે.

તત્ત્વજ્ઞાનનુ ફળ, પાપનો અસ્પર્શ અને શોકનું તરવુ સર્વ શ્રુતિ સ્મૃતિ પ્રસિદ્ધ છે. स एष सर्वेभ्य· पाप्मभ्य उदित उदेतिह वै सर्वेभ्यः पाप्मभ्यो य एव वेद। तरति शोकमात्मवित् तत्र को मोह कः शोक एकत्वमनुपश्यत । શ્રુતિ

સ્વર્ગ અને નરકની પ્રાપ્તિ થવામાં સાધનભૂત જે ધર્મ અને અધર્મ, તે જે અજ્ઞાનમાથી ઉત્પન્ન થાયછે, તે અજ્ઞાનનો આ જ્ઞાનવડે સમૂળો

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥६६॥**

सर्वधर्मान् परित्यज्य माम् एकम् शरणम् व्रज अहम् त्वा सर्वपापेभ्य मोक्षयिष्यामि मा शुच ॥

સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને તું મને એકને જ શરણે આવ, હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, શોક કર મા

सब धर्मोका परित्याग करके तुम मुझे अकेलेको ही शरण आओ, मैं तुमको सब पापोंसे मुक्त करूंगा, शोक मत करो.

સૌ ધર્મ ત્યાગી શરણે હું જ એકને જા,
સૌ પાપથી કરીશ મુક્ત તને બીતો ના

---

નાશ કરી દેવો. જે રજ્જુપર સર્પનો ભાસ થયેલો છે, તે રજ્જુ હાથમા લીધા પછી જેમ સર્પભ્રમ નષ્ટ થાયછે, સ્વમની સમાપ્તિ થતા ઘર દાગ આદિ સર્વ પ્રપચનો નાશ થાયછે, તેમ ધર્માધર્મનો ભાસ કરાવનાર અજ્ઞાનનો ત્યાગ કર્યો એટલે સર્વ ધર્મનો આપોઆપ લય થશે.

ભગવત્શરણુ શાસ્ત્રમાં ત્રણ પ્રકારનું કહ્યુ છે–

तस्यैवाह ममैवासौ स एवाहमिति त्रिधा।
भगवच्छरणत्व स्यात्साधनाभ्यासपाकत ॥

એ અધિકારી પુરુષને સાધનોના અભ્યાસના પરિપાકથી ત્રણ પ્રકારનુ ભગવત્શરણ પ્રાપ્ત થાયછે. એક તે પરમેશ્વરનો જ હું છુ એ પ્રકારનું, બીજું એ પરમેશ્વર મારા જ છે એ પ્રકારનુ અને અને ત્રીજુ તે પરમેશ્વર હું જ છુ એ પ્રકારનુ

अशोच्यानन्वशोचस्त्वम्। ત્યાંથી ઉપક્રમ કરતા अच्छेद्योऽयमदाह्योयम्। ઇત્યાદિથી બ્રહ્મસ્વરૂપનો જે ઉપક્રમ છે, તે જ ઉપસંહારમા सर्वधर्मान्परित्यज्य। એ વાક્યમા અખંડૈકરસથી પ્રતિપાદન કર્યો છે

સર્વ ધર્મ-ધર્મ અધર્મ સર્વે नाविरतो दुश्चरिताद्। શ્રુતિ દુશ્ચરિતથી

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥६७॥

इदम् ते अतपस्काय न वाच्यम् कदाचन न अभक्ताय न च अशुश्रूषवे न च यः माम् अभ्यसूयति ॥

આ ગુહ્ય જ્ઞાન તારે તપ રહિતને ન કહેવું, ભક્તિ રહિતને કદિ પણ ન કહેવું, સેવા રહિતને ન કહેવું તેમ જ જે મારી નિંદા કરે તેને પણ કહેવું નહિ.

यह गुह्य ज्ञान तप रहितको मत कहना, भक्ति रहितको भी कभी मत कहना, सेवा हीनको मत कहना और जो मेरी निंदा करता हो, उससे भी मत कहना.

જેને ન ભક્તિ તપ કે નહિ મુજ સેવા,
તેને ન કહેવું મુજ નિંદકને કદિ આ.

---

વિરામ્યા વગર મુક્ત થવાતું નથી. त्यज धर्ममधर्मं च । સ્મૃતિ. ધર્મ અને અધર્મને તજ; એ કહ્યા પ્રમાણે સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને.

મને એકને-સર્વાત્મા, સર્વ ભૂતનો ઇશ્વર, અચ્યુત, ગુરુ, જન્મમરણ રહિત, હું જ એ પ્રમાણે એક, તેને.

શરણે જા-મારાથી જુદું બીજું કાંઇ નથી, એમ નિશ્ચય કર.

૧૮-૬૭ विद्याह वै ब्राह्मणमाजगाम गोपाय मा शेवधिष्टेहमस्मि असूयकायानृजवेऽयताय न मा ब्रूया अवीर्यवती तथा स्यां। શ્રુતિ

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशंते महात्मनः॥ શ્રુતિ.

એક કાળે અનધિકારી પુરુષોને પ્રાપ્ત થઇને ખેદ પામેલી વેદરૂપ વિદ્યાના ઉપદેષ્ટા બ્રાહ્મણોની સમીપ જઇને કહેવા લાગી. કે તમે મને ગુહ્ય રાખો, તેથી હું વિદ્યા તમને ભોગ મોક્ષ કરાવીશ; અથવા જો કદાચ લોકો ઉપર કૃપાદૃષ્ટિ કરીને નહિ રાખી શકતા હો, તોપણ જે પુરુષ ગુણો વિષે

**य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।**
**भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयम् ॥६८॥**

इदम् परमम् गुह्यम् य मद्भक्तेषु अभिधास्यति मयि पराम् भक्तिम् कृत्वा माम् एव असंशयम् एष्यति ॥

આ પરમ ગુહ્ય જ્ઞાન જે મારા ભક્તોને કહેશે, તે મારે વિષે પરા ભક્તિ કરવાથી મને જ પ્રાપ્ત થશે, એમાં સંશય નથી.

यह परम गुह्य ज्ञान जो मेरे भक्तोंको कहेगा, वह मेरी परा भक्ति करके मुझको ही पावेगा, इसमें संशय नहीं है.

કહેશે સુગુહ્ય ઉચ્ચ આ મુજ ભક્તને જે,
પામે જ મુજ કરી ભક્તિ પરા મને તે.

---

રૂપ અસૂયા દોષવાળો છે, તથા ઋજુભાવથી રહિત છે, તથા મન સહિત ઇંદ્રિયોના નિગ્રહથી રહિત છે, તથા ગુરુની સેવાભક્તિથી રહિત છે, એવા અનધિકારી પુરુષ પ્રત્યે મારો ઉપદેશ કરશો, તો હું વંધ્યા સ્ત્રીની પેઠે નિષ્ફળ થઇશ, પણ જે પુરુષ એવો ન હોય અને એથી ઉલટુ અસૂયા દોષ વગેરે રહિત હોય, તે મહાત્મા પુરુષને જ આ વેદાંત પ્રતિપાદિત અર્થ બુદ્ધિવિષે પ્રકાશમાન થાયછે.

દેહાદિમાં આત્માના પ્રવાહની ભ્રાંતિને છેદનાર સુષુપ્તિ સમાધિ વગેરેમાં કર્તાપણુ ભોક્તાપણુ વગેરે અનર્થ જણાતો નથી, તેથી ભ્રાંતિના પ્રવાહ નિમિત્ત જ આ સંસાર ભ્રમ છે, વાસ્તવિક નથી, એમ સમ્યગ્ દર્શનથી અત્યંત ઉપરામ થાય એ સિદ્ધ થયેલા ગીતાશાસ્ત્રાર્થનો ટુંકામા ઉપસંહાર કરી આ શાસ્ત્રસંપ્રદાયની વિધિ કહેછે.

અશુશ્રૂષવે-સેવા રહિતને, સાંભળવાની ઇચ્છા ન હોય તેને.

અતપસ્કાય-જે પુરુષ શબ્દાદિક વિષયોથી શ્રોત્રાદિક ઇંદ્રિયોના નિગ્રહથી રહિત છે તે

૧૮-૬૮ ગુહ્ય-મંત્રયુક્ત, વેદોનું બીજ ૐકાર, તે ૐકાર ગીતારૂપી

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥६९॥

मनुष्येषु च तस्मात् मे प्रियकृत्तमः कश्चित् न भविता भुवि च मे तस्मात् प्रियतरः अन्यः न ॥

અને સર્વ મનુષ્યોમાં તેના કરતાં મારૂં વધારે પ્રિય કરનાર કોઇપણ મળશે નહિ, અને આ ભૂમિમાં મને તેના કરતાં વધારે વ્હાલો બીજો કોઇ નથી.

और सब मनुष्योंमें उससे मेरा अधिक प्रिय काम करनेवाला कोई भी न होगा, और इस पृथ्वी विषे मुझको उससे अधिक प्यारा दूसरा कोई नहीं है.

તેથી નરે ન પ્રિયકારી વધુ મને કો,
ભૂમાં ન તેથી વધુ પ્રિય મને થશે કો.

---

વૃક્ષનો વિસ્તાર પામ્યો તે; ગીતામાંના શ્લોકો તે ગાયત્રીરૂપ ફળો અને ફલેલ છે તે; આવી આ મંત્રયુક્ત ગીતા.

અભિધાસ્યતિ-સ્થાપશે, સ્થાપન કરશે, ગ્રંથથી અને અર્થથી સ્થાપન કરશે; માત્ર સેવાની અપેક્ષાવડે નહિ, પણ પરમ કરૂણાવડે ગ્રંથ અને તેનું રહસ્ય સમજે એવી રીતે વ્યાખ્યાન કરશે.

असंशयः। એવો પાઠ પણ છે.

૧૮-૭૦ વિધિ, જપ,ઉપાંશુ અને માનસ એ ચાર પ્રકારના યજ્ઞોમાં માનસયજ્ઞ જ્ઞાનયજ્ઞ ગણાયછે, માટે તે અત્યંત શ્રેષ્ઠ છે, તેથી આ ગ્રંથનું અધ્યયન કરનારે જ્ઞાનયજ્ઞવડે મારૂં પૂજન કર્યા બરાબર થાયછે.

વિધિયજ્ઞ-વ્રીહિ આદિ દ્રવ્યવડે જે સિદ્ધ થાય છે તે.

જપયજ્ઞ-જેમાં સ્વર સહિત મોટેથી ઉચ્ચારી પાઠ કરવામાં આવેછે તે.

ઉપાંશુ-જે જપમાં બહારના ઉચ્ચારણ વિના કેવળ હોઠનું ચાલન થાયછે તે.

માનસ-જે જપમાં મંત્રના અર્થરૂપ દેવતાનું ધ્યાન કરતાં તે રૂપે મન થઇ રહેછે તે; આને જ જ્ઞાનયજ્ઞ કહેછે.

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥७०॥
श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥७१॥

आवयो च इमम् धर्म्यम् सवादम् य अध्येष्यते तेन ज्ञानयज्ञेन अहम् इष्ट स्याम् इति मे मति ॥

य नर श्रद्धावान् अनसूय च अपि शृणुयात् स अपि मुक्त पुण्य कर्मणाम् शुभान् लेकान् प्राप्नुयात् ॥

અને આપણા બેના ધર્મસ્વરૂપ સવાદનું જે અધ્યયન કરશે, તે જ્ઞાન યજ્ઞવડે મારું જ પૂજન કરશે, એવી મારી માન્યતા છે.

જે મનુષ્ય શ્રદ્ધાવાન અને ઇર્ષા રહિત આ સાભળે, તે પણ(પાપથી) મુક્ત થઇ, પુણ્યકર્મવાળાઓના શુભ લોકોને પામેછે.

और जो हम दोनेंकि इस धर्मसवादका अध्ययन करेगा, वह ज्ञानयज्ञसे मेरा ही पूजन करेगा, ऐसी मेरी मान्यता है

जो मनुष्य श्रद्धावान और ईर्ष्यारहित होकर इसे सुनेगा, वह भी (पापासे) मुक्त होकर, पुण्यकर्मवालोंके शुभ लोकोंको प्राप्त होता है.

શાર્દૂલ– તે જે ધર્મસ્વરૂપ પાઠ કરશે સવાદ આ આપણો,
પૂજાઇશ હું તેથી જ્ઞાન યજ્ઞને એ માન્યતા મારી તો.
ઇર્ષા ના કરનાર કોઇ નર જે શ્રદ્ધા યકી સાભળે,
પામે તે પણ મુક્ત લોક શુભને જ્યા પુણ્યધર્મી વસે

---

ધર્મ્ય–મોક્ષની પ્રાપ્તિના કારણરૂપ જે આત્મજ્ઞાન છે, તે આત્મજ્ઞાનરૂપ ધર્મનું કારણ હોવાથી ધર્મરૂપ, ધર્મથી અવિરૂદ્ધ હોવાથી ધર્મરૂપ.

૧૮-૭૧ આ શ્લોક ગીતાના શ્રોતાનુ ફળ બતાવવા કહ્યો છે લોકો ઉપર ઉપકાર કરવા માટે જે પુરુષ ગીતાના મોટા ઉચ્ચાર કરી સંભળાવે, તો તે ઉપર શ્રદ્ધા રાખી સાંભળનાર તે શ્રદ્ધાવાન વક્તાના ઉચ્ચારમા કે

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रणष्टस्ते धनंजय ॥७२॥

पार्थ त्वया एकाग्रेण चेतसा एतत् कच्चित् श्रुतम् धनञ्जय ते अज्ञान-सम्मोहः कच्चित् प्रणष्टः ॥

હે પાર્થ, તેં આ એકાગ્ર ચિત્તથી સાંભળ્યું ને ? હે અર્જુન, તારો અજ્ઞાનજન્ય સંમોહ સર્વથા નાશ પામ્યો ને ?

हे पार्थ, तुमने एकाग्रचित्त होकर इस सुन तो लिया ? हे अर्जुन, अज्ञानसे जन्मा हुआ तुम्हारा मोह नष्ट तो हुआ ?

સુણ્યુંને વીર ! હે ધનંજય ! સહુ એકાગ્ર ચિત્તથી તેં,
પામ્યોને તુજ પાર્થ ! નાશ સરવે અજ્ઞાનસંમોહ એ ?

---

અર્થમાં કોઈપણ રીતે દોષની કલ્પના નહિ કરનાર કોઈપણ જાતનો અસૂયા દોષ કલ્પ્યા વગર જે શ્રોતા આને સાંભળે, તે શ્રોતા જ્ઞાત અથવા અજ્ઞાત-પણે કરેલાં પાપોથી મુક્ત થઈને પુણ્યલોક પામેછે.

૧૮-૭૨ લોકમાન્ય શ્રીતિલક મહારાજ કહેછે કે ગીતામાં પારલૌકિક ધર્મ અને નીતિધર્મ બંને જગતના નિત્ય અને અમૃત તત્ત્વને આધારે સ્થાપિત થયેલાં હોવાથી પરમ કોટિનો આ ગીતાધર્મ, મનુષ્ય એ કેવળ ઉંચી જાતનું જનાવર છે એવી દૃષ્ટિએ માનવી કૃત્યનો વિચાર કરનાર કેવળ આધિભૌતિક જ્ઞાનથી કદિ પણ ન હારી જાય એવો એટલે જ નિત્ય અને અભય છે; અને હિંદુ લોકને આ બાબતમાં બીજા કોઈપણ ગ્રંથ તરફ, ધર્મ તરફ કે મત તરફ જોવાની જરૂર ભગવાને રાખી નથી એ જણાઈ આવશે. સર્વ બ્રહ્મજ્ઞાન નિરૂપણ કર્યા પછી, अभयं वै प्राप्तोऽसि । શ્રુતિથી હવે તને અભય પ્રાપ્ત થયું છે, એવું યાજ્ઞવલ્કયે જે જનક રાજાને કહેલું છે, તે જ આ ગીતાધર્મના જ્ઞાનને પણ અનેક અર્થમાં અક્ષરે અક્ષર લાગુ પડેછે.

૧૮-૭૩ तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः । શ્રુતિ.

अर्जुन उवाच।

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत।
स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव ॥७३॥

अर्जुन उवाच। अच्युत त्वत्प्रसादात् मोह नष्ट मया स्मृति लब्धा गतसन्देह स्थित अस्मि तव वचनम् करिष्ये॥

અર્જુને કહ્યું-હે અચ્યુત, આપના પ્રસાદથી મારો મોહ નાશ પામ્યો મને (કર્તવ્યની) સ્મૃતિ પ્રાપ્ત થઇ, હવે હું નિઃસંદેહ થઇને ઉભો છું અને આપનું કહ્યું કરીશ.

अर्जुनने कहा-हे अच्युत, आपके प्रसादसे मेरा मोह चला गया, मैं स्मृति पाई है, अब मैं संदेहरहित होके खडा हू, और आपका वचन पालुंगा।

ભાગ્યો મોહ સ્મૃતિ મળી વળી પ્રભુ! તારે પ્રસાદે મને,
નિઃસંદેહ ઉભો છઉં વચન હું પાળીશ તારૂં હવે

---

આત્માની એકતાનો અનુભવ કરનારને તેમાં મોહ કે શોક શો હોય

भिद्यते हृदयग्रन्थि छिद्यन्ते सर्वसंशया।
क्षीयन्ते चास्य कर्माणि यस्मिन्दृष्टे परावरे॥ શ્રુતિ

જેને પરમાત્માનો સાક્ષાત્કાર થાયછે, તેના હૃદયની ગાંઠ ભેદા જાયછે, સર્વ સંશયો કપાઇ જાયછે, અને તેના કર્મોનો ક્ષય થઇ જાયછે

स्मृतिलम्भे सर्वग्रंथीनां विमोक्ष। શ્રુતિ. હું જ પરબ્રહ્મ છુ, એ પ્રકારની સ્મૃતિને પ્રાપ્ત થયેલ આ પુરુષની સર્વ ચિત્ જડ ગ્રંથીઓનો વિનાશ થાય

આ પ્રમાણે ગીતા જ્ઞાનથી આત્મલાભ થતાં મોહ અને શોક ના પામેછે, અને સંદેહ કે સંશયને અવકાશ રહેતો નથી

અર્જુનનો કહેવાનો અભિપ્રાય એવો છે કે હું આપનું વચન પાળીશ હું આપના પ્રસાદથી કૃતાર્થ છુ, મારે કાંઇ કર્તવ્ય નથી.

મોહ-અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અધારારૂપ, સમસ્ત સંસારના હેતુરૂ સાગરની પેઠે તરવો મુશ્કેલ.

सञ्जय उवाच।
इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥७४॥

सञ्जयः उवाच। इति वासुदेवस्य महात्मन. पार्थस्य च अद्भुतम् रोमहर्षणम् इमम् संवादम् अहम् अश्रौषम् ॥

સંજયે કહ્યું–એ પ્રમાણે ભગવાન વાસુદેવ અને મહાત્મા અર્જુન વચ્ચેનો અદ્ભુત અને રોમાંચ ઉત્પન્ન કરે એવો આ સંવાદ મેં સાભળ્યો.

सजयने कहा–इस तरह भगवान् वासुदेव और महात्मा अर्जुनका अद्भुत और रोमांच खडा करनेवाला यह सवाद मैंने सुना.

વાસુદેવતણો અને કિરીટી એ ધન્વી મહાત્માતણો,
આ રોમાંચિત આમ અદ્ભુત વળી સંવાદ મેં સાંભળ્યો.

---

સ્મૃતિ–આત્મપણાના વિષય રૂપ, જેના લાભથી સર્વ ગ્રંથી છુટી જાય તે.

૧૮–૭૫ વ્યાસની કૃપાથી એટલે વ્યાસે આપેલાં દિવ્ય ચક્ષુના લાભથી. ભીષ્મપર્વમાં સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યુ છે કે–

नमस्तस्मै भवत्पित्रे पाराशर्याय धीमते।
यस्य प्रसादाद्दिव्य मे प्रज्ञाविज्ञानमुत्तमम् ॥
दृष्टिश्चातींद्रिया राजन् दूराच्छ्रवणमेव हि।
परचित्तस्य विज्ञानमतीतानागतस्य च ॥
व्युत्थोपपत्तिविज्ञानमाकाशे च गतिं सदा।
शस्त्रैरसगो युद्धे च वरदानान्महात्मन. ॥

જેના પ્રસાદથી મને દિવ્ય પ્રજ્ઞાચક્ષુ અને તેને લીધે ઉત્તમ જ્ઞાન મળ્યું, તે આપના વડીલ જ્ઞાનનિષ્ઠ શ્રીવ્યાસ ભગવાનને હું નમસ્કાર કરૂછુ હે મહારાજ, તે મહાત્માના વરદાનને લીધે મને ઇંદ્રિયથી અતીત હોય, તે પણ જોવાની દૃષ્ટિ ને શક્તિ મળ્યાં, તેમ જ ન સાંભળી શકાય એટલે દૂરથી પણ

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥७५॥

व्यासप्रसादात् एतत् परम् गुह्यम् योगम् साक्षात् योगेश्वरात् कृष्ण स्वयम् कथयतः अहम् श्रुतवान् ॥

શ્રીવ્યાસજીની કૃપાથી આ પરમ ગુહ્ય યોગ સાક્ષાત્ યોગેશ્વર શ્રીકૃષ્ પાસેથી પોતાના મુખથી જ મેં સાંભળ્યો.

श्रीव्यासजीकी कृपासे यह अति गुह्य योग आप ही कथन करते हु साक्षात् योगेश्वर श्रीकृष्णसे मैंने सुना.

સુણ્યો વ્યાસપ્રસાદથી પરમ ને આ ગુહ્ય મેં યોગને,
એ યોગેશ્વર કૃષ્ણથી નિજવદી સાક્ષાત એ શ્રીમુખે.

---

સાંભળવાની શક્તિ મળી. ભૂતકાળનું અને ભવિષ્યકાળનું જ્ઞાન પણ જાણે પરિચિત હોય તેવી રીતનું મળ્યું. વળી યુદ્ધમાં શસ્ત્રોનો સ્પર્શ પણ ન થાય એવી શક્તિ સાથે નાશ પામેલની ઉપપત્તિ અને જ્ઞાન, તેમ જ આકાશમ ચાલવાની ગતિ પણ મળી.

આથી દિવ્ય ચક્ષુવડે આ તમામ અર્થનું ગ્રહણ કરી શકાયછે.
इमम्‌ને બદલે एतत् એવો પણ પાઠ છે.

૧૮-૭૬ લોકમાન્ય શ્રીતિલક મહારાજ કહેછે કે-કર્મ, બુદ્ધિ (જ્ઞાન) અને પ્રેમ (ભક્તિ) એ ત્રણેનો વિરોધ માત્ર નષ્ટ થઇ જતાં સર્વ આયુ અને યજ્ઞમય કરવાનું કહેનાર એક ગીતાધર્મમાં સકલ વૈદિક ધર્મનો સા આવેલો છે. આ નિત્ય ધર્મ ઓળખી કેવળ કર્તવ્ય તરીકે સર્વભૂતહિતાર્થે સેંકડો ખટપટ કરનાર મહાત્મા અને કર્તા પુરુષો જ્યારે આ ભરતભૂમિને અલંકૃત કરતા હતા, ત્યારે આ દેશ પરમેશ્વરની કૃપાને પાત્ર હતો, અને જ્ઞાનના જ નહિ, પણ ઐશ્વર્યના પણ શિખરે પહોંચેલો હતો. આ ઉભયત્ર શ્રેયસ્કર એવો પૂર્વતર ધર્મ છુટ્યો, ત્યારે તેની નિકૃષ્ટ સ્થિતિ થઇ આપણો હિંદુસ્થાન દેશ જ્ઞાન, વૈભવ, યશ તથા પૂર્ણ સ્વરાજ્યથ

**राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।**
**केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥७६॥**

राजन् केशवार्जुनयोः इमम् अद्भुतम् पुण्यम् संवादम् संस्मृत्य संस्मृत्य मुहुः मुहुः च हृष्यामि॥

હે રાજા, કેશવ અને અર્જુનનો આ અદ્દભુત અને પુણ્યકારક સંવાદ સંભારી સંભારીને હું વારંવાર હર્ષ પામુંછું.

हे राजन्, केशव और अर्जुनका यह अद्भुत और पुण्यकारक संवादका बारंबार स्मरण करके मैं बारबार हर्ष पाता हूं.

આ સંવાદ પવિત્ર અદ્દભુત વળી સંભારી સંભારી શો,
વારંવાર ભૂપાળ! હું હરખું છું શ્રીકૃષ્ણ અર્જુનનો!

---

સુખ અનુભવેછે એવી જ્યારે તેની ચોતરફ ખ્યાતિ હતી, તે વખતે એક સર્વંત મહાપરાક્રમી યશસ્વી અને પરમપૂજ્ય ક્ષત્રિયશિરોમણિ મહાત્માએ બીજા એક મહાન ધનુર્ધરને ક્ષાત્રધર્મના સ્વકાર્યમાં પ્રવૃત્ત થવામાટે ગીતાનો ઉપદેશ કરેલો છે, એ વાંચનારે પ્રથમ લક્ષમાં લેવું જોઇએ.

૧૮-૭૮ આ રીતે સર્વ ભારતનો સારાંશ સંજયે ગીતાના અઢારમા અધ્યાયના ૭૮ મા શ્લોકદ્વારા કુરુનાયક રાજા ધૃતરાષ્ટ્રના હાથમાં આપ્યો.

જે ઠેકાણે યુક્તિ અને શક્તિ એકત્ર થાયછે, ત્યાં જ ઋદ્ધિ અને સિદ્ધિ નિશ્ચિત વાસ કરેછે. કેવળ શક્તિથી અથવા કેવળ યુક્તિથી હંમેશાં કદિ કામ સરતું નથી, આ સિદ્ધાંત છે. જરાસંધના વધ વખતે યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને કહ્યું હતું કે अंध बलं जड प्राहुः प्रणेतव्यं विचक्षणैः । બળ આંધળું અને જડ છે, તેને શાણા પુરુષોએ માર્ગ બતાવવો જોઇએ; અને શ્રીકૃષ્ણે मयि नीतिर्बलं भीमे । મારામાં નીતિ અને ભીમમાં બળ છે, એમ કહીને ભીમસેનને સાથે લઇ તેની પાસે જરાસંધનો વધ યુક્તિથી કરાવ્યો છે. કેવળ નીતિ કહેનાર અરધો શાણો સમજવો. અર્થાત્ યોગેશ્વર-યોગ

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः।
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥७७॥

राजन् हरेः च तत् अत्यद्भुतम् रूपम् संस्मृत्य संस्मृत्य मे महान् विस्मयः पुनः पुनः च हृष्यामि ॥

અને હે રાજા, શ્રી હરિના તે અતિ અદ્‌ભુત વિશ્વરૂપને સંભારી સંભારીને મને મહાન આશ્ચર્ય થાયછે અને હું ફરીફરીને હર્ષ પામુંછું.

और हे राजन्, श्रीकृष्णके उस अति अद्भुत विश्वरूपको वारंवार याद करके मुझे बडा विस्मय होता है, और मैं फिर फिर हर्ष पाता हूं.

ને તે રૂપ હરિનું અદ્‌ભુત અતિ સંભારી સંભારી હું,
પામું વિસ્મય હું મહા ફરી ફરી હે રાય! હર્ખું છઉં.

---

અથવા યુક્તિના ઇશ્વર અને ધનુર્ધર એટલે શસ્ત્રધારી યોદ્ધો એવો અર્થ છે, એટલે બને વિશેષણો આ શ્લોકમાં સહેતુક જોડેલાં છે.

શ્રી–રાજ્યલક્ષ્મી.

વિજય–શત્રુઓના પરાજય નિમિત્ત જે ઉત્કર્ષ તે.

ભૂતિ–ઉત્તરોત્તર રાજ્યલક્ષ્મીની વૃદ્ધિ.

નીતિ–ન્યાય્ય; શાસ્ત્રે જોગેલી–ફરમાવેલી મર્યાદા. જ્યાં ધર્મ ત્યાં જ જય, (यतोधर्मस्ततो जय.) જ્યાં જય ત્યાં શ્રી એટલે રાજ્યલક્ષ્મી અને જ્યાં રાજ્યલક્ષ્મી, ત્યાં જ હાથી ઘોડા ધન ધાન્યાદિ સંપત્તિરૂપ ભૂતિ–વિભૂતિ સ્થિરપણે વસેછે.

યોગેશ્વર–તેજ, બળ, પૌરુષ, વિદ્યા, રાજ્ય, જય, ધન, ધાન્ય, પુત્ર, પૌત્રાદિ એ સર્વે અભ્યુદયનાં ચિહ્નો છે–યોગ છે. આ યોગધરનાના ઇશ્વર તે યોગેશ્વર; અથવા વિદ્યા અને અવિદ્યા એ બને પર જેની શક્તિ છે તે યોગેશ્વર; અથવા જેમાં ચિત્ત જોડાયછે, ચિત્તનું સમાધાન થાયછે, તે યોગ છે. એ યોગો તે આ લોક તેમ જ પરલોકનાં સુખ વિશેષ છે. તેમાં કેટલાક કર્મસાધ્ય છે, કેટલાક ઉપાસનાસાધ્ય છે. એ સર્વ આપવામાં

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥७८॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे मोक्षसंन्यासयोगो नाम अष्टादशोऽध्यायः।

यत्र योगेश्वरः कृष्णः यत्र धनुर्धरः पार्थः तत्र श्रीः विजयः भूतिः ध्रुवा नीतिः मम मतिः ॥

જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ અને જ્યાં ધનુર્ધારી અર્જુન છે, ત્યાં લક્ષ્મી, વિજય, ઐશ્વર્ય અને અચળ નીતિ છે, એમ મારી માન્યતા છે.

जिधर योगेश्वर श्रीकृष्ण और जिधर धनुष्यधारी अर्जुन है, उधर लक्ष्मी, विजय, ऐश्वर्य और अचल नीति है, यह मेरी मान्यता है.

વસંત–　શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુ ઇશ્વર યોગના જ્યાં,
તે સાથ ઉદ્યત ધનુર્ધર પાર્થ છે જ્યાં,
ત્યાં લક્ષ્મી છે વિજય છે સહુ સંપદે છે,
ત્યાં નીતિ છે અચળ એ મુજ માન્યતા છે.

એ પ્રમાણે મોક્ષસંન્યાસયોગ નામનો અઢારમો અધ્યાય પૂરો.

---

જે શક્ત છે–સમર્થ છે–ઇશ્વર છે, તે યોગેશ્વર; અથવા યોગ એટલે જ્ઞાનયોગ અથવા કર્મયોગ એ બંનેની ફલસિદ્ધિ ઇશ્વરને અધીન છે, માટે યોગેશ્વર તે ઇશ્વર.

શ્રીમદ્
ભગવદ્ગીતા સંપૂર્ણ

## પાતકનું પરિણામ

હોરી

દોષે સંકર કુલઘાતકીને—દોષે—

જાતીય ધર્મો ને કુલધર્મો શાશ્વત ક્ષ્મી નાશ થાયે,
કુલધર્મો ડૂબેલ જનોનો નરકે વાસ સદાયે,
થાયે એમ અમે સાંભળ્યું છે—દોષે—

નીકળ્યા નિશ્ચય કરી કરવા મહા પાપ અમે તો અરેરે,
રાજ્યસુખોના લોભે થયા સજ્જ જે હણવા સ્વજનોને,
વડીલ ગુરુઓ બંધુઓને—દોષે—

શસ્ત્રરહિત મને રણમાં હણે જો સામો ન થાઉં છતાં યે,
શસ્ત્ર ધરેલા કર કૌરવો તો વધુ મુજ કલ્યાણ થાયે,
તજ્યાં પ્રાણ ધનુષ્ય એમ કહીને—દોષે—

૧ લાના- ૪૩ થી ૪૬

## અર્જુનને પ્રોત્સાહન

દરબારી કાનરો

ઉઠ અર્જુન ! ચાલ ઉભો થા—ઉઠ—

ક્યાંથી તુને વિષમ સંકટ સમયે મોહ થયો આ,
અપકીર્તિકર અઘટિત આર્યને અતિ અધર્મ ભર્યો જ્યાં,
ઉઠ અર્જુન ! ચાલ ઉભો થા.

નિર્માલ્યતા ઘટતી ન તને પડખે પણ પાર્થ ! તું ચડ મા,
ઉઠ પરંતપ ! છોડી હૃદયની અધમ દુર્બલતા આ,
ઉઠ અર્જુન ! ચાલ ઉભો થા.

૨ આના- ૨,૩

## આત્માનું અશોચ્યત્વ

માઢ

જેઓનો ન ઘટે શોક રે, તેઓનો તું કર શોક
વચન વદે વળી ડાહ્યા ડાહ્યા, તું જાણે પંડિત,
પંડિતો મુવા જીવતાનો, ન કરે શોક ખચીત રે–તેઓ–
ન્હોતો હું કદિ તું કદિ ન્હોતો, ન્હોતા આ નૃપ એમ,
નથીજ, હવે પછી આપણુ સૌયે, નહશું નથી વળી તેમ રે–તેઓ–
બાલ્ય જુવાની જરા દેહીને આ દેહે જ્યમ થાય,
બીજા દેહની પ્રાપ્તિ તેમ જ, ધીર નહી મુઝાય રે–તેઓ–
ઇંદ્રિયના વિષય તો તડકો, ટાઢ દે સુખદુ ખકાર,
ભારત! સહી લે તે અસ્થિર છે, ઉપજનાર જનાર રે–તેઓ–
૨ જાના– ૧૧ થી ૧૪

## જીવનુ અશોચ્યત્વ

આશાગોડી

શોક તને નથી ઘટતો, મહામાહુ! શોક તને નથી ઘટતો
એને માન તુ જો નિત્ય જનમ્યો, માન કદિ નિત્ય મરતો–મહા–
જન્મેલાને નિશ્ચય મૃત્યુ મૃત પણ નક્કી જનમતો–મહા–
ખાળ્યા ના ખળતા વિષયમા, શોક પછી શું શુ કરતો–મહા–
સૌ ભૂતો મૂળમા ન જણાતા, વ્યક્ત નથી અંત પણ તો–મહા–
સ્વપ્નસમા વચમા જ જણાતા, તેમા શો શોક ધરતો–મહા–
૨ જાના– ૨૬ થી ૨૮

## ક્ષાત્રધર્મ

### સોરઠ

કેમનુ ધરે ન લગાર, તારો ધર્મ વળી તું વિચાર.
ધર્મ્યયુદ્ધ વિણ નથી ક્ષત્રિયને અન્ય શ્રેય કરનાર–તારો–
આવી લાધ્યુ વિણમાગ્યે આ ઉઘડયુ સ્વર્ગનું દ્વાર–તારો–
ક્ષત્રિયો સુખિયા રણ આવું અર્જુન ! મેળવનાર–તારો–
જો તુ રણસંગ્રામ વળી આ ધર્મ્ય નહિ કદિ ધાર–તારો–
તો નિજ ધર્મ ને કીર્તિ તજી તું પાપનો ભોગી થનાર–તારો–
લોકો યે કદિ ન મટે એવી નિંદા તુજ કરનાર–તારો–
પુરુષ પ્રતિષ્ઠિતને નિંદા તો મરણથી અધિક અપાર–તારો–
માણીશ જીત્યે રાજ્ય ભૂમિનુ મર્યે સ્વર્ગ મળનાર–તારો–
માટે ભારત ! નિશ્ચય યુદ્ધે કરી ઉઠ થા તૈયાર–તારો–

૨ જાના–

૩૧ થી ૩૪,૩૭

## કર્મયોગ

### દરબારી કાનડો

અધિકાર કર્મમાં તારે–અધિ–
કર્મમાં જ અધિકાર માત્ર છે તારે ફળે ન ક્યારે,
હેતુ ન રાખીશ કર્મફળે ન થતો કર્મ નહિ કરનારે,
અધિકાર કર્મમાં તારે.
સિદ્ધિ અસિદ્ધિમાં સમબુદ્ધિ અભિલાષા તજી ધારે,
કર્મો કર યોગે રહીને સમબુદ્ધિ યોગ ઉચ્ચારે.
અધિકાર કર્મમાં તારે.

૨ જાના–

૪૭,૪૮

## જ્ઞાનીનાં રાત્રિદિવસ

ભૈરવી

રજની ઘોર અંધારી રે–અતિ–
ઘોરે જ્યાં સંસારી રે–અતિ–

અજ્ઞાની જન સહુ સૂએ ત્યાં,
જાગે સંયમધારી રે–અતિ–

જાગી રહ્યાં જ્યાં અજ્ઞ જીવો તે,
રાત્રિ જ્ઞાનીની કાળી રે–અતિ–

૨ જાનો– ૬૯

## કર્મયજ્ઞચક્ર

પીલુ

યજ્ઞોથી અગ્નિ તુષ્ટ થઈને, દેશે ઇષ્ટ ભોગો દેવ તમને–યજ્ઞોથી–
આપ્યું તેમનું અર્પી ન તેને, જે જન ભોગવતો ચોર તે છે–યજ્ઞોથી–

જમીને યજ્ઞે શેષ રહેલું સજ્જન પાપ સરવથી ય છૂટે–યજ્ઞોથી–
રાંધે માત્ર જે નિજનિજ અર્થે, તે તો પાપ જ પાપી જમેછે–યજ્ઞોથી–

થાયછે પ્રાણી અન્નથી સહુ યે, નીપજતું અન્ન વૃષ્ટિથકી એ–યજ્ઞોથી–
વૃષ્ટિ યજ્ઞ આહુતિથી થાયે, કર્મથી ઉદ્‌ભવ છે યજ્ઞનો એ–યજ્ઞોથી–

૩ જાનો– ૧૨ થી ૧૪

## ઇશ્વરનું શરણ

માલકોષ

અંતર્યામી હૃદયે સહુ જીવને,
મંદિરે મંદિરે રહ્યો શો રમે–અંત–
ચડાવીને યંત્રે વિવિધ કર્મને,
માયાથી ભમાવે બધાં ભૂતને–અંત–
અધર્મો તજીને સહુ ધર્મને,
શરણ આવને તું મને એકને–અંત–
કરીશ મુક્ત સૌ પાપથી હું તને,
જરી યે ડરીશ નહિ તું મને–અંત–

૧૮ માના– ૬૬,૬૬

## કર્તવ્યનિશ્ચય

બિલાસ

ગયું નાશી જાડું જામ્યું મોહનું અંધારૂં,
પ્રભુજી ! પ્રસાદે તારે મળી સ્મૃતિ મારૂં–ગયું–
નિઃસંદેહ ઉભો છું નીડર મન મારૂં,
પાળીશ વચન પ્રભુ ! હવે તો હું તારૂં–ગયું–

૧૮ માનો– ૭૩

## સ્વધર્મકર્મ

દેશ

કરતા કર્મ કઇ નિર્મેલુ નિજ સ્વભાવથી રે-
પાપ થતું નથી રે-કરતાં-

ગુણ વિહીન ઓછા ગુણવાળો,
તોય સ્વધર્મ વધારે સારો,
સુખથી એ અનુષ્ઠિત થતા પરધર્મથી રે-કરતાં-

જો કદિ નિધન થાય સ્વધર્મે,
મૃત્યુ પણ મંગલકારી એ,
પણ પરધર્મ ભરેલો ભારે ભયથકી રે-કરતાં-

(૧૮ માનો), ૩ જાનો- (૪૭), ૩૫

## અવતારહેતુ

સોરઠ

અવતાર ધરૂં હું આપે,
પૃથિવી જ્યારે પાપે રે-અવ-

જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ,
અર્જુન ! થાય અમાપે રે-અવ-

સંત જનોની રક્ષા કરવા,
દુષ્ટનો નાશ સ્વપાપે રે-અવ-

ધર્મનું સ્થાપન કરવા કાજે,
મુજ પ્રકૃતિ પ્રતાપે રે-અવ-

## ઇશ્વરનું શરણ

માલકૌંસ

અંતર્યામી હૃદયે સહુ જીવને,
મંદિરે મંદિરે રહ્યા શા રમે—અંત—
ચડાવીને યંત્રે વિવિધ કર્મને,
માયાથી ભમાવે બધાં ભૂતને—અંત—
અધર્મો તજીને સહુ ધર્મને,
શરણ આવને તું મને એકને—અંત—
કરીશ મુક્ત સૌ પાપથી હું તને,
જરી યે ડરીશ નહિ તું મને—અંત—

૧૮ માના— ૬૧,૬૬

## કર્તવ્યનિશ્ચય

બિભાસ

ગયું નાશી જાડું જામ્યું મોહનું અંધારું,
પ્રભુજી! પ્રસાદે તારે મળી સ્મૃતિ મારું—ગયું—
નિઃસંદેહ ઉભો છું નીડર મન મારું,
પાળીશ વચન પ્રભુ! હવે તો હું તારું—ગયું—

૧૮ માના— ૭૩

## ઉપસંહાર

યમન કલ્યાણ

આનંદકંદ શ્રીનંદનંદન જ્યાં,
કૃષ્ણચંદ્ર પ્રભુ યોગવિધાતા—આનંદ-

ધનુષ્ય ધરી ઉદ્યત કર્તવ્યે,
કર્મપરાયણ પાર્થ વળી જ્યાં—આનંદ-

ત્યાં લક્ષ્મી ત્યાં વિજય વિભૂતિ,
અચળ નીતિ ત્યાં છે મુજ મતિ આ—આનંદ-

## તત્ત્વજ્ઞાનના પારિભાષિક શબ્દો

**અકૃતાભ્યાગમ**–(વેદાંત) કૃત્ય ન કરાયેલ છતાં ફળ–સુખ દુ ખનુ આવી પડવું; પુનર્જન્મ પરત્વે ગયો જન્મ ન માનતા થતો એક દોષ (જુઓ–વેદાંત)

**અક્ષર**–નાશ ન પામે તેવુ ઇશ્વર, બ્રહ્મ, પરમાત્મા.

**અખ્યાતિ**–(મીમાંસક) વસ્તુ હોય, પણ કોઇ પ્રકારના પ્રતિબંધને લીધે તે યથાર્થ જણાતી નથી તે. (જુઓ–ખ્યાતિ)

**અંકન**–વિષ્ણુનાં શંખચક્રાદિના ચિહ્ન શરીરે પાડવાં તે (જુઓ–બ્રહ્મસંપ્રદાય)

**અજ્ઞાન**–(વેદાંત) અવિદ્યા. પોતાનું ચિદ્રૂપ ન સમજવા દેનાર અને મિથ્યા જગતને સત્યરૂપે સમજાવનાર (જુઓ–વેદાંત)

**અજ્ઞાનના ભેદ**–માયા અવિદ્યારૂપ, જ્ઞાનક્રિયાશક્તિરૂપ, વિક્ષેપ આવરણ-રૂપ, સમષ્ટિ વ્યષ્ટિરૂપ, કારણરૂપ.

**અજ્ઞાનની શક્તિ**–આવરણ હેતુ, વિક્ષેપ હેતુ –૨

**અણુ**–પરમાણુ. (જુઓ–દ્રવ્ય)

**અતિથિ**–મેમાન. अनित्य हि स्थितो यस्मात्तस्मादतिथिरुच्यते । મનુ. (જુઓ–મહાયજ્ઞ)

**અતિદેશ**–એક ધર્મનો બીજા ધર્મમાં પ્રયોગને માટે આદેશ તે. (જુઓ–ધર્મમીમાંસા)

**અતિવ્યાપ્તિ**–(ન્યાય) કહેલા ધર્મ ઉપરથી તે વસ્તુ નહિ એવી બીજી કોઇ અંદર આવી જાય તે દોષ.

**અત્યંતાભાવ**–જે વસ્તુ ત્રણે કાળમાં છે જ નહિ તેનો અભાવ. (જુઓ–અભાવ)

**અદ્વૈત**–સત્ય, બ્રહ્મ એક ઇશ્વર સ્વરૂપ જ માનવાનો ભાવ. (જુઓ–વેદાંત)

**અધિકરણ**–વિષય, ભાગ. (મીમાંસક) અધિકરણના ભાગ આ પ્રમાણે છે. વિષય, સંશય, પૂર્વપક્ષ, ઉત્તરપક્ષ કે સિદ્ધાંત, (બીજાઓ) વિષય, સંશય, પૂર્વપક્ષ, ઉત્તરપક્ષ, નિર્ણય. (વેદાંત) વિષય, સંદેહ, સંગતિ, પૂર્વ-પક્ષ, સિદ્ધાંત.

**અધ્યાત્માદિ**-ઇંદ્રિય (અધ્યાત્મ), દેવતા (અધિદૈવ), વિષય (અધિભૂ
**અધ્યાસ**-મિથ્યાજ્ઞાન, અયથાર્થ અનુભવ, વસ્તુમાં અવસ્તુનો આ
અધ્યારોપ. (જુઓ-વેદાંત)
**અધ્વર્યુ**-યજ્ઞમાં આહુતિ વગેરે અર્પનાર, યજુર્વેદીય ઋત્વિજ.
**અનવસ્થા**-પરિણામ અથવા અંતનો અભાવ; ઉપપાદ્ય અને ઉપપા
કારણની અવિશ્રાંતિ; તેથી થતો દોષ (જુઓ-તર્ક)
**અનાત્મધર્મ**-અનિત્ય, વિનાશી, અશુદ્ધ, નાના, ક્ષેત્ર, આશ્રિત, વિ
પરપ્રકાશ, હેતુમાન, વ્યાપ્ય, સંગી, આવૃત્તઃ-૧૨
**અનાદિ**-કોઇપણ વસ્તુના નિયમનું અવલોકન કરતાં છેવટની વાત
કર્યાપછી આગળ જોવા જતાં તેની તે જ કારણરૂપે ફરી ફરી
વાની જરૂર પડે તે છેવટની વાત અનાદિ; જેને આદિ નથી તે.
**અનાદિ પદાર્થ**-જીવ, ઇશ, શુદ્ધચેતન, અવિદ્યા, ચેતન અવિદ્યા સં
તેઓનો સંબંધઃ-૬
**અનિર્વચનીય**-ન બોલી શકાય એવું. (વેદાંત) માયા, અજ્ઞાન;
(જુઓ-વેદાંત)
**અનિર્વચનીય ખ્યાતિ**-વિવર્તવાદ. (જુઓ-ખ્યાતિ, વેદાંત)
**અનુપલબ્ધિ**-જેની ઉપલબ્ધિ થતી નથી તે. (જુઓ-**પ્રમાણ**)
**અનુપસંહારી**-જ્યારે વસ્તુમાત્ર પક્ષમાં સમાઇ જવાથી દૃષ્ટાંત જ ન
ત્યારે અનુપસંહારી હેત્વાભાસ. (જુઓ-**હેત્વાભાસ**)
**અનુબંધ**-(વેદાંત) વિષય, પ્રયોજન, અધિકારી, સંબંધઃ-૪
**અનુમાન**-જ્ઞાન મેળવવાનાં સાધન-પ્રમાણમાંનું એક. અનુમિતિકરણમનુમા
તર્ક. (જુઓ-પ્રમાણ, **અનુમિતિ**)
**અનુમિતિ**-(વૈશેષિક) કાર્યકારણરૂપ અન્યોન્ય સંબંધ તે **સહચાર**;
કારણરૂપે જોડાયેલાં ન હોવાપણું તે **વ્યભિચાર**. જ્યારે સહચાર
અને વ્યભિચાર ન હોય ત્યારે કાર્યકારણનો સર્વતંત્ર સિદ્ધાંત થાય
**વ્યાપ્તિ**. કાર્યકારણ પરત્વે જેનો પ્રદેશ મોટો તે **વ્યાપક** અને
પ્રદેશ નાનો તે **વ્યાપ્ય**. કાર્ય વ્યાપ્ય, કારણ વ્યાપક છે. વ્ય

વ્યાપકના મળધરૂપ વ્યાપ્તિ મળે ત્યારે **અનુમિતિ** થઇ શકે

જેના વિષે અમુક વાત સાધવાની તે **પક્ષ**, જે સાધવાનુ તે **સાધ્ય**, જે હકીકત વચમા રાખી સિદ્ધાત થાય તે **સાધન** કે **હેતુ** જે જે વસ્તુમા તે વસ્તુનો નિશ્ચય થઇ ચૂકેલો હોય તે બધી **સપક્ષ** અને તે વસ્તુ જેમા જેમા નથી એમ નિશ્ચય થયો હોય તે બધી **વિપક્ષ** હેતુ, પક્ષધર્મી છે તથા વ્યાપ્તિવાળો છે એ ઉભયરૂપ જ્ઞાન અનુમિતિ માટે જરૂરનું છે અને તે **પરામર્શ** પરામર્શ તે જ અનુમાન, ને તે અનુમિતિનુ કારણ કે કરણ સમજવુ

આપણે અનુભવથી વ્યાપ્તિ ઘડતા ચાલીએ તે **સ્વાર્થાનુમિતિ** અને આપણે જે નિશ્ચય કર્યો તે બીજાને ગળે ઉતારના પરામર્શ ઇત્યાદિ દ્વારા યુક્તિ કરીએ તે **પરાર્થાનુમિતિ** તેના ૫ અવયવ છે **પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન** (જુઓ-અવયવ)

સહચર જ્ઞાનને **અન્વય વ્યાપ્તિ** અને વ્યભિચારાભાવને **વ્યતિરેક વ્યાપ્તિ** કહેછે અન્વય વ્યતિરેકી હેતુ, કેવલાન્વયી હેતુ અને કેવલ વ્યતિરેકી હેતુ એ ત્રણ પ્રકારના હેતુથી અનુમિતિ બની શકે છે. परामर्शजन्यं ज्ञानमनुमिति । तर्क.

**અનુવ્યવસાય**-પ્રત્યેક સમયે મેં જોયુ જાણ્યુ ઇત્યાદિ થતો પ્રત્યય તે (જુઓ-બુદ્ધિ)

**અનૈકાતિક** પાચ પ્રકારના મુખ્ય હેત્વાભાસમાનો એક (જુઓ-હેત્વાભાસ)

**અંત:કરણ**-મન, બુદ્ધિ, ચિત્ત, અહકાર ૪

**અંત:કરણદોષ**-મળ, આવરણ, વિક્ષેપ -૩

**અંતરંગ સાધન**-શરીર સાથે ચિત્તને નિયમવાના સાધન (જુઓ-સમાધિ)

**અન્નમયકોષ**-સ્થૂલ શરીર (જુઓ-વેદાંત)

**અન્યથાખ્યાતિ**-(વેદાત) છીપને રૂપુ જાણી, તેને છે તે કરતા બીજે રૂપે કહેવી તે (જુઓ-ખ્યાતિ)

**અન્યોન્યાભાવ**-કોઇ સ્વરૂપ તે પદાર્થ ન હોય તે (જુઓ-અભાવ)

**અન્યોન્યાશ્રય**-કર્મથી ઇશ્વર પ્રેરાય અને ઇશ્વરથી કર્મ પ્રવર્તે એ દોષ

(જુઓ-વેદાંત)

**અન્વયવ્યાપ્તિ**-સહચર જ્ઞાન. (જુઓ-અનુમિતિ)

**અપરોક્ષજ્ઞાન** બ્રહ્મ હું છું એ જ્ઞાન એ અદૃઢ અને દૃઢ બે પ્રકારનું છે. અસંભાવના અને વિપરીત ભાવના સહિત બ્રહ્મ આત્માની એકતાનો નિશ્ચય તે અદૃઢ અપરોક્ષ જ્ઞાન. એવી ભાવનાથી રહિત જે નિશ્ચય તે દૃઢ અપરોક્ષ જ્ઞાન. (જુઓ-જ્ઞાન)

**અભાવ**-(વૈશેષિક) ન હોવાપણુ. કોઇ સ્થળે અમુક પદાર્થ ન હોય તે **સંસર્ગાભાવ**, કોઇ સ્થળરૂપ તે પદાર્થ ન હોય તે **તાદાત્મ્યાભાવ** અથવા **અન્યોન્યાભાવ**. સંસર્ગાભાવના ૩ વિભાગ છે. જે જે અનિત્ય વસ્તુ છે તે થયેલી છે, તેનાં પહેલાં તે ન હતી તે **પ્રાગભાવ**; અને તેનો નાશ થશે ત્યારે પણ તે રૂપે નહિ હોય તે **પ્રધ્વંસાભાવ**; જે વસ્તુ ત્રણે કાલમાં નથી જ તે **અત્યંતાભાવ**. જે પદાર્થનો અભાવ દર્શાવવો હોય તે પદાર્થ, તે અભાવનું **પ્રતિયોગી** કહેવાય.

**અભિનિવેશ**-ભોગ્ય વિષય અને શરીરનો વિયોગ ન થાય એવી આસક્તિ થવી તે. (જુઓ-સમાધિ.)

**અભિન્નિમિત્તોપાદાન**-પોતે જ સ્વતઃ જ પ્રવર્તતાં બનતું કારણ. (જુઓ-વેદાંત)

**અભ્યાસ**-(યોગ) ચિત્તને પરિણામ પામતાં અટકાવીને પોતાના સ્થાનમાં સ્થિર કરવાના હેતુથી વારંવાર પ્રયત્ન કરવો તે. तत्र स्थितौ यत्नोऽभ्यासः। યો. સૂ.

**અરિવર્ગ**-કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરઃ-૬

**અર્ચિમાર્ગ**-જ્યોતિરૂપ સૂર્યમાં પ્રવેશ થવાનો માર્ગ, જે માર્ગે જવાથી ફરીથી મનુષ્ય થવું પડતું નથી તે (જુઓ-માર્ગ)

**અર્થવાદ**-વિધિ નિષેધ ઉપર રૂચિ કરાવવા યોજેલાં વચન. (જુઓ-બ્રાહ્મણ) અનુવાદ, ગુણવાદ, ભૂતાર્થવાદઃ-૩

**અર્થાપત્તિ**-સાબીતીને માટે મનાતા પ્રમાણમાનું એક, જેથી બીજી રીતે અનાયાસે જ અર્થની સાબીતી મળી આવે છે. (જુઓ-પ્રમાણ)

**અવચ્છેદવાદ**-બ્રહ્મમયમાં અવચ્છેદ પરિચ્છેદની ભાવના થાયછે એ જ

પદાર્થભાવ છે, વાસ્તવિક કંઇ જ નથી એ વાદ. (જુઓ–વેદાંત)

**અવયવ**–(ન્યાય) પરાર્થાનુમાનના વિભાગ. તે પાંચ છે. **પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય, નિગમન.** पर्वतो वह्निमानिति प्रतिज्ञा । धूमवत्त्वादिति हेतु । यो यो धूमवानित्युदाहरणम् । तथा चायमित्युपनयः । तस्मात्तथेति निगमनम् । तर्क. (જુઓ–અનુમિતિ)

**અવસ્થા**–જાગ્રત્ત, સ્વપ્ન, સુષુપ્તિઃ–૩. અજ્ઞાન, આવરણ, વિક્ષેપ, પરોક્ષજ્ઞાન, અપરોક્ષજ્ઞાન, શોકનાશ, તૃપ્તિઃ–૭. શિશુ, કૌમાર, પૌગંડ, કિશોર, યૌવન, જરાઃ–૬

**અવાંતર પ્રલય**–મન્વતરે મન્વતરે કેવળ સ્વર્લોક સુધીનો થતો પ્રલય. (જુઓ–કલ્પાંત)

**અવિદ્યા**–અજ્ઞાન, ભ્રમ, માયા. (જુઓ–**સમાધિ, વેદાંત**)

**અવ્યાપ્તિ**–(ન્યાય) કહેલા ધર્મવાળું કોઇ રહી જાય તે દોષ. लक्ष्यैकदेशे लक्षणस्यावर्तनमव्याप्तिः । ન્યાય.

**અસંસક્તિ**–(વેદાંત) કોઇપણ રીતની સંસક્તિ ન હોવી તે, પચમી ભૂમિકા. (જુઓ–ભૂમિકા)

**અસત્ખ્યાતિ**–(શૂન્યવાદી) સર્વ વસ્તુ શૂન્ય રૂપ છે, એમ કહેવું તે. (જુઓ–ખ્યાતિ)

**અસમવાયી**–(વૈશેષિક) કોઇ કાર્યના કારણની સાથે કે કારણના પણ કારણ સાથે સંબંધ ધરાવતુ હોય તે કારણ. (જુઓ–કારણ)

**અસંપ્રજ્ઞાત**–સમાધિનો એક પ્રકાર. (જુઓ–**સમાધિ**)

**અસંભવ**–(ન્યાય) કહેલો ધર્મ તે વસ્તુને લાગુ જ પડતો ન હોય તે દોષ.

**અસંભાવના**–પ્રમાણગત, પ્રમેયગતઃ–૨

**અસાધારણ**–હેત્વાભાસનો એક પ્રકાર. કારણનો એક પ્રકાર. (જુઓ–**હેત્વાભાસ, કારણ**)

**અસિદ્ધ**–હેત્વાભાસનો પ્રકાર. (જુઓ–હેત્વાભાસ)

**અસ્મિતા**–જે જે દર્શન થાય તેને પોતારૂપ માની ધરવી તે. दृग्दर्शनशक्त्योरेकात्मतेवास्मिता । યો. સૂ. (૭

**આહંકાર**-મનને વર્તવાનો એક પ્રકાર. (સાંખ્ય) અંતઃકરણથી ઉત્પ થતું તત્ત્વ. (જુઓ-**વેદાંત, તત્ત્વ**)
**આકાંક્ષા**-વાક્યનો અર્થ બરાબર થવાને માટે જોઇતી અપેક્ષામાંની એક (જુઓ-**શાબ્દ**)
**આચાર્ય**-પ્રસ્થાનત્રય ઉપર ભાષ્ય કરી જે પોતાનું મત સ્થાપન કરે તે (જુઓ-**પ્રસ્થાનત્રય**)
**આતતાયી**-જીંદગી વગેરે લેવાને ઇચ્છતો કે આવતો. अग्निदो गरदश्चैव शस्त्रोन्मत्तो धनापहः । क्षेत्रदारहरश्चैतान् षड् विद्यादाततायिनः । शुक्र.
**આત્મખ્યાતિ**-(ક્ષણિકવિજ્ઞાનવાદી) અનિર્વચનીય કોઇ પદાર્થ આત્માથી બાહ્ય નથીજ,આત્મા જ પદાર્થરૂપે ભાસેછે,એમ કહેવું તે.(જુઓ-**ખ્યાતિ**)
**આત્મધર્મ**-નિત્ય, અવ્યય, શુદ્ધ, એક, ક્ષેત્રજ્ઞ, આશ્રય, અવિક્રિય, સ્વપ્રકાશ, હેતુ, વ્યાપક, અસંગી, અનાવૃત-**૧૨**
**આત્મા**-જીવ; પોતે; પરમાત્મા, બ્રહ્મ; પ્રકૃતિ, સ્વભાવ; દેહ, શરીર; મન, બુદ્ધિ; સ્વરૂપ. (જુઓ-**વેદાંત**)
**આત્માશ્રય**-એજ વાતથી તે વાતની સિદ્ધિ થતી હોય તે. (જુઓ-**તર્ક**)
**આનંદ**-બ્રહ્માનંદ, વિષયાનંદ, વાસનાનંદઃ-૩
**આનંદતીર્થ**-બ્રહ્મસંપ્રદાયના પ્રવર્તક શ્રીમધ્વાચાર્ય.(જુઓ-**બ્રહ્મસંપ્રદાય**)
**આનંદમય કોષ**-કારણદેહ. (જુઓ-**વેદાંત**)
**આનંદ સમાધિ**-જ્યારે રજસ્તમોયુક્ત ચિત્તમાત્રની ભાવનાથી સ્થિરતા બને ત્યારે થતી સમાધિ. (જુઓ-**સમાધિ**)
**આપ્ત**-સત્યવક્તા, યથાર્થવક્તા आप्तस्तु यथार्थवक्ता । तर्क. (જુઓ-**શાબ્દ**)
**આરા**-(જૈન) સુખસુખ, સુખ, સુખદુઃખ, દુઃખસુખ, દુઃખ, દુઃખદુઃખઃ-૬ એ જગતના અવસર્પિણી (સારી વસ્તુનું ક્ષીણ થતા જવું તે) કાલના આરા છે; ઉત્સર્પિણી (સારી વસ્તુની વૃદ્ધિ થતી જવી તે) કાલમાં એથી ઉલટો ક્રમ થશે.
**આરંભક દ્રવ્ય**-સૃષ્ટિનો આરંભ જેનાથી થાયછે, તે દ્રવ્ય-(જુઓ-**દ્રવ્ય**)
**આરંભવાદ**-(વૈશેષિક) આરંભક દ્રવ્યથી સૃષ્ટિનો આરંભ થાય છે, એ

પ્રકારે સૃષ્ટિક્રમ માનવાનો મત
**આર્ષ**–કન્યાને પાછી આપવા માટે કે યજ્ઞાદિ માટે એક બે ગાય લઇને કન્યાદાન કરવુતે વિવાહ आदायार्षस्तु गोद्वयम्। યમ, મનુ (જુઓ–**વિવાહ**)
**આવરણ શક્તિ**–પ્રકૃતિની એક શક્તિ (જુઓ–**વેદાંત**)
**આશય**–કરેલા કર્મના સંસ્કાર ફળ આપતા સુધી ચિત્તમાં રહે છે તે. (જુઓ–**સમાધિ**)
**આશ્રમ**–**બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ, સંન્યાસ –૪**
**આશ્રયાસિદ્ધ**–જ્યારે હેતુ આશ્રય ખોટો હોય ત્યારે આશ્રયાસિદ્ધ હેત્વાભાસ (જુઓ–**હેત્વાભાસ**)
**આસન**–જેનાથી ચિત્તની સ્થિરતા બની રહે તે तत्र स्थिरसुखमासनम्। યો. સૂ. (જુઓ–**સમાધિ**)
**આસુર**–પૈસા લઇ કન્યા દેવી તે વિવાહ (જુઓ–**વિવાહ**)
**ઇડા**–ડાબી નાસિકામાંથી પ્રાણનુ વહેવુ તે. (જુઓ–**પ્રાણાયામ**)
**ઇતરેતરાશ્રય**–કોઇ બે વાત એક બીજીને આશ્રયે સિદ્ધ થતી હોય તે (જુઓ–**તર્ક**)
**ઇશ્વર**–પ્રભુ, પરમેશ્વર, બ્રહ્મ. क्लेशकर्मविपाकाशयैरपरामृष्ट पुरुषविशेष ईश्वर। યો. સૂ. (જુઓ–**વેદાંત**)
**ઇશ્વરજ્ઞાન**–ઉત્પત્તિ, પ્રલય, ગતિ, આગતિ, વિદ્યા અવિદ્યા –૬
**ઇશ્વરપ્રણિધાન**–શારીરિક માનસિક ઇત્યાદિ ક્રિયામાત્રના ફલની અપેક્ષા તજી કેવળ ઇશ્વરાર્પણ તે ઇશ્વર પ્રણિધાનથી સમાધિની સિદ્ધિ થાય છે समाधिसिद्धिरीश्वरप्रणिधानात्। યો. સૂ. (જુઓ–**સમાધિ**)
**ઉડ્ડિયાન**–નાભિમા સમાન વાયુને રોકવો તે. (જુઓ–**બંધ**)
**ઉત્તરમીમાંસા**–વેદાંતશાસ્ત્ર (જુઓ–**વેદાંત**)
**ઉત્તરાયણ**–અર્ચિમાર્ગ. (જુઓ–**માર્ગ**)
**ઉત્સર્ગ**–સામાન્ય નિયમ (જુઓ–**તર્ક**)
**ઉદાહરણ**–પરાર્થાનુમિતિનો એક વિભાગ (જુઓ–**અવયવ, અનુમિતિ**)
**ઉદ્ગાતા**–યજ્ઞમા આમન્ત્રેલા દેવતાને ગાન વગેરેથી તુષ્ટ કરનાર સામ-

વેદીય ઋત્વિજ

**ઉદ્દેશ**-(ન્યાય) વસ્તુનો વિચાર કરવો હોય તેને નામ માત્રથી કહી જવી (જુઓ **તત્ત્વનિર્ણયની રીત**)

**ઉપનય**-પરાર્થાનુમિતિનો એક વિભાગ (જુઓ-અવયવ, અનુમિતિ)

**ઉપનયન** બાળકને ગાયત્રી મંત્ર આપવો અને આચાર્ય પાસે લઇ જવો
आसमावर्तनात्कुर्यात् कृतोपनयनो द्विज । મનુ (જુઓ-સંસ્કાર)

**ઉપનિષદ્**-વેદનુ રહસ્ય દર્શાવતા આંતર સૃષ્ટિની તપાસ ગ્રંથના ગ્રંથો તે આશરે ૨૫૦ છે, જેમાના ૧૦૮ પ્રસિદ્ધ છે અને બૃહદારણ્યક, છાન્દોગ્ય, ઇશ, કેન, કઠ, માણ્ડુક્ય, પ્રશ્ન, મુંડક, ઐતરેય, તૈત્તિરીય એ ૧૦ મુખ્ય છે.

उपनीयतमात्मान ब्रह्मापास्तद्वय यत' ।
निहन्त्य विद्या तज्ज च तस्मादुपनिषद्भवेत् ॥
निहत्यानर्थमूल स्वाविद्या प्रत्यक्तया परं ।
नयत्यपास्त सभेदमतो वोपनिषद्भवेत् ॥
प्रवृत्तिहेतून्निःशेषास्तन्मूलोच्छेदकत्वत ।
यतो वसादयेद्विद्या तस्मादुपनिषद्भवेत् ॥

**ઉપમાન**-એ વસ્તુનું સાદૃશ્ય તે (જુઓ-ઉપમિતિ, પ્રમાણ)

**ઉપમિતિ**-(વૈશેષિક) એક વસ્તુ બીજીના જેવી છે એમ જોઇ તે નવી વસ્તુનું નામ કલ્પવુ તે. બે વસ્તુનું સાદૃશ્ય તે ઉપમાન, અને જાણેલી વસ્તુના ધર્મનું નવી વસ્તુમા આરોપવુ તે **અતિદેશ**. ઉપમાનનો અતિદેશ કરવાથી થયેલુ જે જ્ઞાન તે ઉપમિતિ.

**ઉપરામ**-જ્યારે બાહ્ય અને આંતર ઇંદ્રિય શાંત થઇ કામના માત્ર ટળી જાય તે (જુઓ-સાધન)

**ઉપલબ્ધિ**-અવલોકન, નિરીક્ષણ, જ્ઞાન

**ઉપવેદ**-એક એક વેદનો એક એક એમ ૪ વેદના ૪ ઉપવેદ છે. ઋગ્વેદનો ઔષધ સંબંધી **આયુર્વેદ**; યજુર્વેદનો યુદ્ધ વિદ્યા સંબંધી **ધનુર્વેદ**; સામવેદનો સંગીત સંબંધી **ગાંધર્વવેદ**; અને અથર્વવેદનો શિલ્પ સંબંધી

સ્થાંપત્યવેદ અથવા શિલ્પશાસ્ત્ર.
ઉપાંગ-પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર:-૪
ઉપાદાન-જેનો કાર્યના સ્વરૂપમાં પ્રવેશ હોય ને જે વિના કાર્યની સ્થિતિ નહિ તે. (જુઓ-કારણ, વેદાંત)
ઉપાધિ-જે વસ્તુ જેટલા દેશમાં પોતે હોય તેટલામાં સ્થિત વસ્તુને જણાવે અને પોતે પૃથક્ રહે તે.
ઉપાસના-વેદ પ્રતિપાદ્ય ધર્મનાં ત્રણ અંગ-કર્મ, ઉપાસના, અને જ્ઞાન, તેમાંનું બીજું. અંતઃકરણથી ઇશ્વરનું સ્મરણ, ભક્તિ, ધ્યાન, પૂજન કરવું તે. (જુઓ-રામાનુજ)
ઉર્મિ-જન્મ, મરણ, ક્ષુધા, તૃષા, હર્ષ, શોક:-૬
ઋણ-દેવઋણ, બ્રહ્મઋણ, પિતૃઋણ.-૩
એષણા-પુત્રૈષણા, વિત્તૈષણા, લોકૈષણા:-૩
ૐ-પવિત્ર એકાક્ષર. પ્રણવ, બ્રહ્મ-ઇશ્વરનું સ્વરૂપ.

अकारो विष्णुरुद्दिष्ट उकारस्तु महेश्वरः ।
मकारस्तु स्मृतो ब्रह्मा प्रणवस्तु त्रयात्मकः॥

ओमित्येतदक्षरमुद्गीथमुपासीत। છાંદોગ્ય.

કરણ-મન, વાણી, કાય:-૩
કર્મ-(વૈશેષિક.) ઉત્ક્ષેપણ, અવક્ષેપણ, આકુંચન, પ્રસારણ, ગમન:-૫. (વેદાંત.) પુણ્ય, પાપ, મિશ્ર:-૩. સંચિત, આગામી, પ્રારબ્ધ:-૩. तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात्। બ્ર સૂ. નિત્ય, નૈમિત્તિક, કામ્ય, પ્રાયશ્ચિત, નિષિદ્ધ:-૫. સ્નાન, જપ, હોમ, અર્ચન, આતિથ્ય, વૈશ્વદેવ:-૬. (જુઓ-વેદાંત, સમાધિ)
કલ્પ-બ્રહ્માનો એક રાત દહાડો, દેવતાના બે હજાર યુગ, જગતની ઉત્પત્તિ અને નાશ એ બેની વચ્ચેનો કાળ. (જુઓ-કલ્પાંત, વેદાંગ)
કલ્પાંત-મહાપ્રલય. વિવસ્વાન્-સૂર્યથી ઉત્પન્ન થયેલા મનુમનુષ્યાદિ પ્રાણીસમૂહ-નો કાલ તે વૈવસ્વતમન્વંતર. ચારયુગનો એક મહાયુગ, એકોતેર મહાયુગનો પ્રત્યેક મન્વંતર અને ચૌદ મન્વંતરનો એક કલ્પ

થાયછે કલ્પાંત થાય ત્યાર પછી ચાલતો ક્રમ ગયેલ કલ્પના જેવો જ હોય. કલ્પાંતમાં સાત લોક પર્યંત પ્રલય થવાનો, માત્ર સત્ય લો રહેવાના. મન્વંતરે મન્વતરે થતો **અવાંતર પ્રલય** તે માત્ર સ્વર્ગ સુધીનો પ્રલય છે. આ ચાલતો સમય તે શ્વેતવારાહ કલ્પના સાતમા મનુ વૈવસ્વતના અઠ્ઠાવીશમા મહાયુગનો ચોથો યુગ–કલિયુગ છે.

**કષાય**–વિષયોમાં રસ લાગવો. (જુઓ–**સાધન**)

**કારણ**–(વૈશેષિક) કાર્યની પૂર્વે જે અવશ્ય કરીને હોય તથા જે કોઇ અન્ય રીતે તે કાર્યનું કારણ થતાં અટકતું ન હોય તે કારણ. તે જ કાર્યની પૂર્વે અવશ્ય કરીને હોય તો **કાર્યનિયતપૂર્વવર્તી**, અને કોઇ અન્ય રીતે કારણ થતાં અટકતું ન હોય તો **અનન્યથાસિદ્ધ** કહેવાય. કારણ ૩ પ્રકારનાં છે. **સમવાયી**, **અસમવાયી** અને **નિમિત્ત** કારણ. સમવાયી કારણને **ઉપાદાન** કારણ પણ કહેછે. કોઇ કાર્યને કારણ તો ઘણાં હોઇ શકે, પણ જે આવશ્યક–નિયત કારણ હોય તે જ ખરૂં–અસાધારણ કારણ; એને કરણ પણ કહેછે. અસાધારણ સિવાયનાં વસ્તુમાત્રનાં **સાધારણ** કારણ ૯ છે. ઇશ્વર, ઇશ્વરેચ્છા, ઇશ્વરજ્ઞાન, ઇશ્વરપ્રયત્ન, પ્રાગભાવ, પ્રતિબંધકાભાવ, કાલ, દિક્, નિયતિ.

**કારણદેહ**–સુષુપ્તિ અવસ્થાનો દેહ. (જુઓ–**વેદાંત**)

**કારણવાદ**–આરંભકારણવાદ, પરિણામકારણવાદ, વિવર્તકારણવાદ. કાર્યથી કારણ અને કારણથી કાર્ય ભિન્ન તે **આરંભક**, ઉપાદાનનું સમાન સ્વભાવવાળું અન્યથા સ્વરૂપ **પરિણામી**. કાર્યરૂપ, અધિષ્ઠાનથી વિપરીત સ્વભાવવાળું અન્યથા મિથ્યા સ્વરૂપ તે **વિવર્ત**.

**કુંભક**–પ્રાણને શરીરમાં યથાશક્તિ ઘુંટવો તે. (જુઓ–**પ્રાણાયામ**)

**કૂટસ્થ**–શુદ્ધ ચૈતન્ય, પ્રાજ્ઞ. (જુઓ–**વેદાંત**, **ચિત**)

**કૃતનાશ**–કરેલાં કર્મનું ફળ ન મળતાં કર્મનો નાશ થવો; પુનર્જન્મ પરત્વે આવતો જન્મ ન માનતાં થતો એક દોષ. (જુઓ–**વેદાંત**)

**કૈવલ્ય**–મોક્ષનો એક પ્રકાર. (જુઓ–**મોક્ષ**)

**ક્રિયમાણ**–જીવ જે કાંઇ કર્મ કરે તે. (જુઓ–**વેદાંત**)

**ક્રિયા**-(યોગ) જેના શરીરમાં મેદાદિ દોષને લીધે પ્રાણાયામમાં વિઘ્ન આવતું હોય તેને માટે બસ્તિ, ધૌતિ, નેતિ, નૌલિ, કપાલભાતિ, ત્રાટક એમ ૭ ક્રિયા માની છે.

**ક્રિયાયોગ**-(યોગ) અભ્યાસાદિ યથાર્થ થઇ શકે માટે કહેલો યોગ. (જુઓ-**સમાધિ**)

**ક્લેશ**-એ પાંચ પ્રકારના છે. अविद्यास्मितारागद्वेषाभिनिवेशाः पंचक्लेशाः। યો. સૂ. (જુઓ-**સમાધિ**)

**ક્ષર**-નાશ પામે એવું. દેહ, ભૂત.

**ક્ષિપ્ત**-વિષયોમાં રખડતું ચિત્ત. (જુઓ **ચિત્ત**)

**ખ્યાતિ**-(વેદાંત) **અનિર્વચનીયખ્યાતિ** અથવા વિવર્તવાદ. **અન્યથાખ્યાતિ**-(ન્યાય) છીપને રૂપુ જાણી ત્યારે કોઇ સ્થળે કોઇ પૂર્વ સમયે રૂપું જોવાથી છીપને રૂપુ જાણીને, તે છે તે કરતાં બીજે રૂપે કહી તે. **આત્મખ્યાતિ**-(ક્ષણિકવાદી) અનિર્વચનીય એવો આત્માથી બાહ્ય પદાર્થ જ નથી, આત્મા જ પદાર્થરૂપે ભાસેછે તે. **અસત્‌ખ્યાતિ**-(શૂન્યવાદી) સર્વ વસ્તુ શૂન્યરૂપ છે, કાંઇ છે જ નહિ તે. **અખ્યાતિ**-(મીમાંસક) વસ્તુ હોય, પણ તે પ્રતિબંધને લીધે યથાર્થ જણાતી નથી તે.

**ગર્ભાધાન**-ઋતુમતી ભાર્યાને ગર્ભ ધારણ માટે કરેલો સંસ્કાર. (જુઓ-**સંસ્કાર**)

**ગાંધર્વ**-પરસ્પર અનુરાગથી સ્ત્રી પુરુષ પરણે તે. (જુઓ-**વિવાહ**)

**ગાયત્રી**-ચારે વેદનો સામાન્ય અત્યંત પવિત્ર મંત્ર; જે સંધ્યા અને બીજે પ્રસંગે પણ બોલવામાં આવેછે. तत्सवितुर्वरेण्य भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात्। ઋગ્વેદ ૪. ગાયત્રી પ્રણવ તથા વ્યાહૃતિ સાથે ઉચ્ચારવામા આવેછે.

**ગાર્હસ્થ્ય**-ચાર આશ્રમમાંનો એક, ગૃહસ્થાશ્રમ. ગૃહસ્થવાર્તાક, યાયાવર, શાલીન, ઘોરસંન્યાસિક-૪ (જુઓ-**આશ્રમ**)

ગુણ-(વૈશેષિક) રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, વિભાગ, પરત્વ, અપરત્વ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ,

બીજા ૭ પણ વધારે કલ્પેછે-ગુરત્વ, દ્રવત્વ, સ્નેહ, સંસ્કાર, ધર્મ, અધર્મ, શબ્દ. (જુઓ-દ્રવ્ય) (૨) સત્ત્વ, રજ, તમઃ-૩

ગૌરવ-લાઘવથી ઉલટું. (જુઓ-તર્ક)

ચક્રકાશ્રય-કોઇ બેથી વધારે વાત એક બીજીને આશ્રયે સિદ્ધ થતી હોય તે. (જુઓ-તર્ક)

ચિત્-ચૈતન્ય. (વેદાંત) **કૂટસ્થ**-બુદ્ધિ અથવા વ્યષ્ટિ અજ્ઞાનનું અધિષ્ઠાન ચેતન; **બ્રહ્મ**-બ્રહ્માંડની અંતર બહાર ભરપૂર ચેતન; **જીવ**-બુદ્ધિમાં ચિદાભાસ અને બુદ્ધિનું અધિષ્ઠાન ચેતન કૂટસ્થ તે; **ઇશ્વર**-શુદ્ધ સત્ત્વ ગુણ સહિત માયામાં જે ચેતનની છાયા અને માયાનું અધિષ્ઠાન. (જુઓ-વેદાંત)

ચિત્ત-(યોગ) પુરુષ-જીવને ચિત્તવૃત્તિને લીધે મોહ થાયછે; તે ચિત્તવૃત્તિનો નિરોધ થઇ પુરુષને સ્વરૂપજ્ઞાન કે સત્તાપત્તિ થાય તે મોક્ષ. ચિત્તનો સ્વભાવ પરિણામ પામવાનો છે, પુરુષનો તેમ નથી. પરિણામ ૩ પ્રકારનાં છે. જુદાં જુદાં સ્વરૂપ જોવાં એ ચિત્તનો **ધર્મ** પરિણામ: વર્તમાન વગેરે કાળ સંબંધે ચિત્તનું હોવું તે **લક્ષણ** પરિણામ, અને જોયેલાં રૂપે સ્થિર થવું એ **અવસ્થા** પરિણામ. ત્રણે પ્રકારનાં પરિણામ રહિત નિત્ય જ્ઞાનવાન એક સ્વરૂપ તે **પુરુષ**. પરિણામરૂપ ચિત્તવૃત્તિને રૂંધવી તે **યોગ**. ચિત્તની ૩ અવસ્થા છે. વિષયોમાં રખડતું તે **ક્ષિપ્ત**, નિદ્રામાં પડેલું તે **મૂઢ**, ને વિષયમાં વિશેષ રોકાયેલું તે **વિક્ષિપ્ત**. વ્યાધિ, સ્ત્યાન, સંશય, પ્રમાદ, આળસ, અવિરતિ, ભ્રાંતિ દર્શન, અલબ્ધ ભૂમિકત્વ અને અનવસ્થિતિ, એટલા ચિત્ત **વિક્ષેપ** જાણવા. આ અંતરાયને દૂર કરી વૃત્તિનો નિરોધ કરવો તે જ **યોગ**, તે જ **સમાધિ**. अभ्यासवैराग्याभ्यान्तन्निरोधः। યો. સૂ.

ચિદચિદ્વિશિષ્ટ-બ્રહ્મનું સ્વરૂપ. (જુઓ-રામાનુજ)

ચિદાભાસ-અંતઃકરણ વિષે સામાન્ય ચૈતન્ય બ્રહ્મનું પ્રતિબિંબ. (જુઓ-વેદાંત)

ચૌલ-માયાના વાળ ઉતરાવવાનો સંસ્કાર. (જુઓ-સંસ્કાર)

છન્દ-મન્ત્રોના છંદ પ્રમાણાદિ વિષયક. (જુઓ-વેદાંગ)

**છલ**–(ન્યાય) અનેકાર્થવાચક શબ્દાદિની યુક્તિથી છેતરવાની તકરાર.
**જલ્પ**–(ન્યાય) આમ તેમ જ આમ ગમે તેમ સાબીત કરવાનો વાદ.
**જાતકર્મ**–સુવર્ણરજ સહિત ઘી તથા મધ બાળકને પાવાનો સંસ્કાર. (જુઓ–સસ્કાર)
**જાતિ**–(ન્યાય) પોતાના જ પક્ષને તોડનારૂ ઉત્તર.
**જાલંધરબંધ**–કંઠમાં ઉદાન વાયુને રોકવો તે. (જુઓ–બંધ)
**જીવ**–(વેદાંત) બુદ્ધિમાં ચિદાભાસ અને બુદ્ધિનું અધિષ્ઠાન ચેતન કૂટસ્થ તે. (જુઓ–ચિત, વેદાંત)
**જીવન્મુક્તિ**–(વેદાંત) પિંડ બ્રહ્માંડની એકતા સ્વતઃસિદ્ધ થાય તે. તે ગમે તે સમયે પ્રાપ્ત થઇ શકે. વસ્તુસ્થિતિ તો સર્વથા એ પ્રમાણે છે જ, પણ તેને અજ્ઞાન રોકેછે અને ચિત્તવિક્ષેપ તેમાં વિક્ષેપ કરેછે, એ ચિત્ત જ્યારે નિયમાય, ત્યારે મોક્ષ: જો મરતાં પહેલાં તેમ થાય તો જીવન્મુક્તિ.
**જીવન્મુક્તિનાં પ્રયોજન**–જ્ઞાનરક્ષા, તપ, વિસવાદાભાવ, દુઃખનિવૃત્તિ, સુખપ્રાપ્તિ;–૫
**જ્ઞાન**–(જૈન) મતિ, શ્રુતિ, અવધિ, મનઃપર્યાય, કેવળઃ–૫. (વેદાંત)ગમ્ય, અગમ્ય–૨. **પરોક્ષ જ્ઞાન**–અમુક વાત અમુક રીતે છે એવું જાણવું તે; **અપરોક્ષ જ્ઞાન**–જ્ઞાન થતાંની સાથે જ આચારમાં, વ્યવહારમાં, વિચારમાં તેનો પ્રત્યક્ષ અનુભવ થવા માંડે તે.
**જ્ઞાન પ્રતિબંધક**–સંશય, અસંભાવના વિપરીત ભાવનાઃ–૩
**જ્ઞાન મેળવવાની રીતિ**–શ્રુતિ–ઇતિહાસ, યુક્તિ–તર્ક–વિચાર, અનુભવઃ–૩ માત્ર અનુભવ ઉપર જતાં નાસ્તિક થવાય, માત્ર યુક્તિ ઉપર જતાં કશો નિશ્ચય જ ન થાય અને માત્ર શ્રુતિ ઉપર જતાં વહેમી થઇ જવાય, જ્યારે ત્રણેનો યોગ થાય ત્યારે સત્ય નિર્ણય બને.
**જ્ઞાન સાધન**–વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ, મુમુક્ષુતા, ગુરૂપ્રસત્તિ, શ્રવણ, તત્ત્વજ્ઞાનાભ્યાસ, મનન, નિદિધ્યાસન, મનોનાશ, વાસનાક્ષય.
**જ્યોતિષ**–કર્માદિનો કાલનિર્ણય કરનાર વેદનું અંગ. (જુઓ–વેદાંગ)
**તત્ત્વ**–વસ્તુપદાર્થસંભવ ઇત્યાદિનું સ્વરૂપ કેવું તે યથાર્થ સમજવું તે;

કોઈપણ વસ્તુનું વસ્તુત્વ તે. (ચાર્વાકાદિ ૪)–પૃથ્વી, આપ્, તેજ, વાયુ. યોગથી જીવ પેદા થાયછે. જીવ કે ચૈતન્ય ચારેના અમુક પ્રકારના એવુ જડતત્ત્વોથી જૂદુ કંઇ છે જ નહિ. (જૈન મુખ્ય ૨, વિસ્તારથી ૭ કે ૯)–જીવ (બે પ્રકારનો. સમનસ્ક અમનસ્ક. અમનસ્ક બે પ્રકારનો–સ્થાવર અને ત્રસ. ત્રસ બે, ત્રણ, ચાર, પાંચ ઇંદ્રિયવાળા છે એમ વિસ્તારથી જીવના ૫૬૩ ભેદ છે), અજીવ (પાંચ પ્રકારનો. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાલ), પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ (જીવનો પ્રદેશ અને કર્મપુદ્ગલ એ બનેનું સંમેલન), મોક્ષ (સમગ્ર કર્મનો ક્ષય થઇ જીવનું જે સ્વરૂપમાં અવસ્થાન તે) (ન્યાય ૧૬)–પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ. છલ, જાતિ. નિગ્રહસ્થાન. (વૈશેષિક ૭ પહેલાં ૬ ભાવરૂપ, ૭ મો અભાવ.) દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય, અભાવ. (સાંખ્ય ૨૫)–મૂલ-**પ્રકૃતિ–પ્રધાનથી મહત્તત્વ** પેદા થાયછે; મહત્ એટલે બુદ્ધિ કે અંતઃકરણ તેમાથી **અહંકાર** થાયછે. અહંકારના તમોંશથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ પાંચ તન્માત્રા થાયછે. આ ૭માથી બીજાં ૧૬ થાયછે. અહંકારના સત્ત્વાંશથી વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ–પાંચ જ્ઞાનેંદ્રિય તથા શ્રોત્ર, ત્વક્, અક્ષિ, રસના, ઘ્રાણ–પાંચ કર્મેદ્રિય અને જ્ઞાન તથા કર્મ ઉભયાત્મક મન એ ૧૧ થાયછે. પંચ તન્માત્રથી અનુક્રમે આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી એ પંચ મહાભૂત થાયછે, એમ ૧૬ પદાર્થ બનેછે. જે ૭ કહ્યાં તે પ્રકૃતિની વિકૃતિ છે, અને આ ૧૬ની પ્રકૃતિ છે. આ ૧૬ કોઇ બીજાંની પ્રકૃતિ નથી. આ સર્વેથી બધું વિશ્વ બને છે. સત્ત્વાપત્તિરૂપ મોક્ષ પુરુષને થાય ત્યારે તે પુરુષને પ્રકૃતિનો કરેલો બંધ મટે છે. (યોગ. ૨૬)–સાંખ્યમાંનાં ૨૫ તત્ત્વ માનતા પુરુષને મોક્ષ બુદ્ધિ આપનાર પરમજ્ઞાનવાન, નિત્ય, શુદ્ધ એવા એક ઇશ્વરની જરૂર સ્વીકારી છે, જેથી તેના શાસ્ત્રમાં ઇશ્વર સહિત ૨૬ તત્ત્વ થાયછે.

તત્ત્વનિર્ણયની રીત-(ન્યાય ૩)-ઉદ્દેશ-વસ્તુનો વિચાર કરવો હોય તેને નામ માત્રથી કહી જવી. લક્ષણ-ઉદ્દિષ્ટ વસ્તુનો કોઇ અસાધારણ ધર્મ; અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવ એ ત્રણે દોષરહિત અસાધારણ ધર્મ તે. एतद्दूषणत्रयरहितो धर्मो लक्षणम्। तर्क. સં. **પરીક્ષા**-બાંધેલું લક્ષણ બરાબર છે કે નહિ, તેમાં કહ્યા તેવા કોઇ દોષાદિ છે કે નહિ એ વિચાર કરી થતો નિર્ણય.

**તનુમાનસા**-મનની એકાગ્ર સૂક્ષ્મતન્મયતારૂપ ત્રીજી ભૂમિકા. (જુઓ-ભૂમિકા)

**તપ**-કૃચ્છ્રચાંદ્રાયણ આદિ વ્રતથી શરીરને દમવું. (જુઓ-સમાધિ)

**તમઃ પ્રધાના**-રજોગુણથી પ્રવૃત્ત થયેલી પ્રકૃતિને પરિણમવાનું એક રૂપ. (જુઓ-વેદાંત)

**તર્ક**-(ન્યાય) વ્યાપ્યારોપથી વ્યાપકનો આરોપ. એના ૧૧ ભેદ છે; **વ્યાઘાત**-મૂળ વાતથી વિરુદ્ધ સાબીત થાય તે, **આત્માશ્રય**-એ જ વાતથી તે વાતની સિદ્ધિ થતી હોય તે, **ઇતરેતરાશ્રય**-કોઇ બે વાત અન્યોન્યને આશ્રયે સિદ્ધ થતી હોય તે; **ચક્રકાશ્રય**-એ જ પ્રમાણે બેથી વધારે વસ્તુનું હોય તે, **અનવસ્થા**-પરિણામ અથવા અંતનો અભાવ: **પ્રતિબંધી**-મૂળ વાતને રોકે તેવી વાત સિદ્ધ થાય તે; **કલ્પના; ગૌરવ**-લાઘવથી ઉલટું, **ઉત્સર્ગ**-સમાન્ય નિયમ, **અપવાદ; વૈજાત્ય**-મૂળ વાતથી જુદી જ વાતની સિદ્ધિ.

**તર્પણ**-પિતૃઓને પાણી પાઇ સંતોષ પમાડવાનું કર્મ; પિતૃયજ્ઞ. (જુઓ-મહાયજ્ઞ)

**તાદાત્મ્યાભાવ**-કોઇ સ્વરૂપ તે પદાર્થ ન હોય તે. (જુઓ-અભાવ)

**તાપ**-અધ્યાત્મ, અધિદૈવ, અધિભૂત-૩

**તિતિક્ષા**-સુખદુઃખરૂપ દ્વંદ્વભાવના મિથ્યા છે એમ યથાર્થ સમજી પ્રવર્તવું તે. (જુઓ-સાધન)

**તુર્યાવસ્થા**-જાગ્રતમાં પણ સુષુપ્તિ જ થાય તે અવસ્થા. (જુઓ-વેદાંત)

**ત્રિગુણસામ્યાવસ્થા**-જગતના આરંભમાં ત્રણે ગુણોની સરખી સ્થિતિ

તે. (જુઓ- પ્રકૃતિ)

ત્ર્યણુક-ત્રણ પરમાણુ એકત્ર થઇ જ્યાં આગળથી પદાર્થો દશ્ય થાય. (જુઓ-દ્રવ્ય)

**દક્ષિણાયન**-ધૂમરૂપ યજ્ઞાદિથી પ્રાપ્ત કરેલો ફરી જન્મવાનો માર્ગ. (જુઓ-માર્ગ)

**દમ**-વૃત્તિરૂપ જ્ઞાનને અંતર્મુખ કરી દેવું તે. (જુઓ-સાધન)

**દર્શન**-જાણવાપણું, જ્ઞાન; યથાર્થ જ્ઞાન-સમ્યગ્દર્શન-તત્ત્વદષ્ટિ.

**દશનામી**-શ્રીશંકરાચાર્યની પરંપરાએ ઉતરેલા સંન્યાસી.(જુઓ-શંકરાચાર્ય)

**દૃષ્ટાંત**-(ન્યાય) વ્યાપ્તિજ્ઞાન થવા માટે જે ઉદાહરણોની જરૂર છે તે.

**દેવયાન**-દેહોત્સર્ગ થવાથી સૂર્યમાં ગતિ થાય અને જે માર્ગે જવાથી માણુસ મટી દેવ થાયછે તે માર્ગ. अनावृत्तिः शब्दात्। બ્ર સૂ. (જુઓ-માર્ગ)

**દૈવ**-યજ્ઞાદિમાં જે ઋત્વિજ હોય તેને કન્યાદાન કરવું તે. (જુઓ-વિવાહ)

**દૈવયજ્ઞ**-વિવાહ સમયથી રાખેલા અગ્નિમાં વિધિપૂર્વક હોમ કરવો તે. (જુઓ-મહાયજ્ઞ)

**દોષ**-અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ, અસંભવઃ-૩.

**દ્રવ્ય**-(વૈશેષિક)-પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિક્, આત્મા, મન. તેમાંનાં પહેલાં ૪ નિત્ય અનિત્ય બંને રૂપે છે. પરમાણુરૂપે નિત્ય, અને પરમાણુનો સમુહ-કાર્ય બની દેહ, ઇંદ્રિય, વિષય ઇત્યાદિ થાય તે અનિત્ય. એ ચારે દ્રવ્ય પરમાણુ-નિત્યરૂપે અને કાર્ય અનિત્યરૂપે હોઇ શકેછે, માટે તે આરંભક દ્રવ્ય કહેવાયછે અને તેનાથી સૃષ્ટિનો આરંભ થાયછે. પરમાણુ તથા દ્વયણુક અદશ્ય-અતીંદ્રિય છે. ત્ર્યણુક આગળથી પદાર્થો દશ્ય થાયછે એટલે પરિણામ ગુણવાળાં થાયછે. આકાશથી આત્મા સુધીનાં દ્રવ્ય નિત્ય અને સર્વવ્યાપી છે. મન નિત્ય છે, પણ સર્વવ્યાપી નથી તથા કેવળ અણુરૂપ છે, અને પ્રત્યેક આત્મા-જીવને વળગેલું રહેતાં અનંતરૂપે છે. મન તથા આત્માનો યોગ થાય ત્યારે જ જ્ઞાન થાયછે; કેમકે જ્ઞાન એ આત્માનો ગુણ છે, પણ મન એ જ્ઞાનને સુખ દુઃખરૂપે ગ્રહણ કરનાર છે. મન નિત્ય હોવાથી કરેલાં કર્મના સંસ્કાર તેમાં

ગ્યા કરેછે અને પુનર્જન્મ થાયછે જ્યારે ઇશ્વરકૃપાથી તત્ત્વજ્ઞાન થઇ અત્યંત દુ ખધ્વંસ થાય ત્યારે મોક્ષ મળેછે. **આત્મા** દ્રવ્ય બે પ્રકારે છે. **પરમાત્મા** એટલે નિત્યજ્ઞાનવાન, સર્વજ્ઞ, કર્તારૂપ ઇશ્વર, અને **જીવાત્મા** એટલે અસર્વજ્ઞ, અનિત્યજ્ઞાનવાન. દ્રવ્યમાત્રને પોતપોતાના અમુક ગુણ રહેલા હઇ તેમાંના એક મુખ્યને ઉદ્દેશી તે દ્રવ્યને ઓળખવામાં આવેછે. ગંધ, રસ, રૂપ, સ્પર્શ, શબ્દ, ભૂતભવિષ્યાદિરૂપ પરત્વાપરત્વ, દૂરસમીપાદિરૂપ પરત્વાપરત્વ, જ્ઞાન અને સુખાદિ અનુભવ એ નવ દ્રવ્યોના અનુક્રમે મુખ્ય ગુણો છે.

**દ્વૈત**-એકથી વધારેને માનવાનો ભાવ, ઇશ્વર અને સૃષ્ટિ જુદાં માનવાનો ભાવ.

**દ્વયણુક**-બે પરમાણુનું એકત્ર થવું, જે અદૃશ્ય રહેછે. (જુઓ-દ્રવ્ય)

**ધર્મ**-ધારણ કરનાર, પરમમાર્ગે દોરનાર, ઇશ્વરને સમજવાની બુદ્ધિ. विहितकर्मजन्यो धर्मः। निषिद्धकर्मजन्यस्त्वधर्म । तर्क सं.

**ધર્મમીમાંસા**-મીમાંસા, બીજા દર્શનવાળા **પૂર્વમીમાંસા** પણ કહેછે. પ્રણેતા જૈમિનિ. ધર્મ એ જ એનો વિષય છે. વેદવાક્યમાં વિધિરૂપ આદેશ તે જ ધર્મ એ આદેશ પ્રમાણે ચાલવાથી ધર્મ પ્રાપ્ત થાય ત્યારે મોક્ષ મળે ધર્મમીમાંસાના ૧૨ અધ્યાય છે. ૧ લામાં-વિધિ અર્થવાદરૂપ મંત્ર તથા સ્મૃતિ વગેરેનાં પ્રમાણનો વિચાર છે. ૨ જામાં-યાત્રાદિકર્મભેદાદિ પરાયણ મંત્રાર્થનો વિચાર છે. ૩ જામાં-પ્રયાજાદિ યજ્ઞો દર્શપૂર્ણમાસાદિના શેષાંગભૂત છે, એવા શેષશેષિભાવનો વિચાર છે ૪ થામાં-યજ્ઞ તથા પુરુષ ઉભયના ઉપયોગ માટે અર્થ વિચારીને પ્રયોજ્ય પ્રયોજક ભાવ નક્કિ કરેલ છે. ૫ મામાં-કર્મના ક્રમ વગેરેનો વિચાર છે. ૬ ઠ્ઠામાં-અધિકાર નિર્ણય છે. ૭ મામાં **સામાન્યાતિદેશનો** વિચાર છે. ૮ મામાં-**વિશેષાતિદેશનો** વિચાર છે. ૯ મામાં-ઉહનો વિચાર છે. ૧૦ મામાં-બે તરફથી પ્રાપ્ત થતા વિધિ વગેરેના પરસ્પર બાધનો વિચાર છે. ૧૧ મામાં- કાર્યપ્રધાનરૂપે એક જ વખતે ચલાવેલા કાર્ય, અંગદ્વારા ઉપકારક છે એવો તંત્ર વિચાર છે. ૧૨ મામાં-પશુને માટે અનુષ્ઠિત પ્રયાજાદિથી પસ્વંગ પુરોડાશ પર્યંત પણ ઉપકારક થાયછે

એ વિચાર છે, અધ્યાયનાં જુદાં જુદાં અધિકરણ કરેલાં છે. પ્રત્યેક અધિકરણમાં એકેક વિષયનો વિચાર હોયછે, તે વિચાર ચલાવવાનાં ૫ અંગ છે. વિષય, સંશય, પૂર્વપક્ષ, સિદ્ધાંત, સંગતિ.

**ધાતુ**–રસ, રૂધિર, માંસ, મેદ, મજ્જા, અસ્થિ, રેતઃ–૭

**ધારણા**–નાભિચક્ર, હૃદયપુંડરીક ઇત્યાદિમાં ચિત્તને સ્થિર બાંધી દેવું તે. देशबन्धश्चित्तस्य धारणा । યો. સૂ. (જુઓ–**સમાધિ**)

**ધૂમમાર્ગ**–ધૂમરૂપ યજ્ઞાદિથી પ્રાપ્ત કરેલો ફરી જન્મવાનો માર્ગ. (જુઓ–**માર્ગ**)

**ધ્યાન**–નિરંતર ધ્યેયાકાર ચિત્તની વૃત્તિને ધ્યાન કહેછે. ધ્યેયસ્વરૂપનો પોતાથી અભેદ કરીને ચિંતન તે અહંગ્રહધ્યાન. ધ્યાનચિંતન ૪ પ્રકારનું છે. શિલાદિમાં નામરૂપ છોડી સન્માત્રનું ચિંતન તે કનિષ્ઠ, ઘોર અને મૂઢ વૃત્તિમાંથી દુઃખ તજી સતચિત્તનું ચિંતન તે મધ્યમ, શાંતવૃત્તિમાં સત્‌ચિત્‌ આનંદનું ચિંતન તે ઉત્તમ, અને વૃત્તિરહિત ઔદાસીન્યમાં ચિંતન તે ઉત્તમોત્તમ. तत्र प्रत्ययैकतानता ध्यानम् । યો. સૂ. (જુઓ–**સમાધિ**)

**નાડી અને દેવતા**–ઇડા–ચંદ્ર–હરિ; પિંગલા–સૂર્ય–બ્રહ્મા; સુષુમ્ણા–મધ્યમા–રૂદ્ર; ગાંધારી–દક્ષિણનેત્ર–ઇંદ્ર; હસ્તિ–જીવ્હા–વામનેત્ર–વરૂણ; પૂષા–દક્ષિણકર્ણ–ઇશ્વર; યશસ્વિની–વામકર્ણ–બ્રહ્મા; કુહૂ–ગુદા–પૃથ્વી; અલંબુસા–મેઢ્ર–સૂર્ય; શંખિની–નાભિ ચંદ્ર.

**નામકરણ**–બાળકનું નામ પાડવાનો સંસ્કાર. (૨) પુત્રાદિના કેશવ આદિ નામ પાડી એમ નિરંતર હરિનું સ્મરણ રાખવું તે. (જુઓ–**સંસ્કાર, બ્રહ્મસંપ્રદાય**).

**નિગમન**–પરાર્થાનુમિતિનો એક વિભાગ. (જુઓ–**અવયવ, અનુમિતિ**)

**નિગ્રહસ્થાન**–(ન્યાય) પ્રતિવાદીનો પરાજય થઇ તે નિરૂત્તર બની જાય એવું કાંઇ તે. તે ૨૨ માંની કોઇપણ એક રીતે થઇ શકે. પ્રતિજ્ઞાહાનિ, પ્રતિજ્ઞાંતર, પ્રતિજ્ઞાવિરોધ, પ્રતિજ્ઞાસંન્યાસ, હેત્વન્તરોક્તિ, અર્થાન્તરોક્તિ, નિરર્થકોક્તિ, અવિજ્ઞાતાર્થકોક્તિ, અપાર્થકોક્તિ, અપ્રાપ્તકાલોક્તિ, ન્યૂનોક્તિ, અધિકોક્તિ, પુનરૂક્તિ, અનનુભાષણ, અજ્ઞાન, અપ્રતિભા, અવિક્ષેપ, મતાનુજ્ઞા, પર્યનુયોજ્યોપેક્ષણ, નિરનુયોજ્યાનુયોગ,

અપસિદ્ધાંત અને હેત્વાભાસ.

**નિત્યકર્મ**-નિત્ય કરવાનું આવશ્યક કર્મ; વિશ્વનિયમરૂપ યજ્ઞમાં ભાગ લેવો.

**નિદિધ્યાસન**-જ્ઞાન સાથે એકતા કરવી; અનાત્માકાર વૃત્તિના વ્યવધાન રહિત બ્રહ્માકાર વૃત્તિની સ્થિતિ તે. (જુઓ-ભૂમિકા)

**નિમિત્તકારણ**-જેનો સ્વરૂપમાં પ્રવેશ નહિ, પણ કાર્યને જૂદું સ્થિત રહીને કરે અને જેના નાશથી કાર્ય બગડે નહિ તે. (જુઓ-કારણ, વેદાંત)

**નિમ્બાર્ક**-શ્રીવિષ્ણુસ્વામી, શ્રીરામાનુજ તથા શ્રીમધ્વાચાર્યની પેઠે દ્વૈતભાવ વાસ્તવ માનેછે, છતાં ચિન્માત્ર સર્વમાં રહેલું હઇ અભેદ પણ સ્વીકારે છે. પ્રાચીન નિરાકાર અદ્વૈતને ન સ્વીકારતાં સાકાર અદ્વૈત પ્રતિપાદન કરેછે.

**નિયતપૂર્વવર્તી**-કારણ કાર્યની પૂર્વે અવશ્ય કરીને હોય તો નિયત-પૂર્વવર્તી કારણ. (જુઓ-કારણ)

**નિયમ**-યોગનાં આઠ અંગમાંનું એક. शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः। યો. સૂ. (જુઓ-સમાધિ)

**નિરૂક્ત**-વ્યુત્પત્તિ અને અર્થ દર્શાવનાર વેદનું અંગ. (જુઓ-વેદાંગ)

**નિર્ણય**-(ન્યાય) જે તકરાર હોય તેનું યથાર્થ સ્વરૂપ જાણવું તે.

**નિર્વિકલ્પ**-અસંપ્રજ્ઞાત સમાધિ. (જુઓ-સમાધિ)

**નિષેધ**-અમુક ન કરવું એવાં આજ્ઞાર્થક વચન. (જુઓ-બ્રાહ્મણ)

**નિષ્ક્રમણ**-બાળકને ઘર બહાર હરવા ફરવા કાઢવાનો સંસ્કાર. (જુઓ-સંસ્કાર)

**નૃયજ્ઞ**-અતિથિ પૂજન, અતિથિને જમાડીને પછી ગૃહસ્થે જમવું તે. (જુઓ-મહાયજ્ઞ)

**નૈમિત્તિક કર્મ**-ખાસ ફલ માટે કરાતાં કર્મ-ઇષ્ટિ

**નૈર્ઘૃણ્ય**-નિર્દયતા; કર્મ સિવાય ઇશ્વરને કર્તા માનવાથી થતો દોષ. वैषम्य-नैर्घृण्ये न सापेक्षत्वात् तथा हि दर्शयति। બ્ર. સૂ. (જુઓ-વેદાંત)

**ન્યાયશાસ્ત્ર**-પ્રણેતા શ્રીગૌતમ. પાંચ અધ્યાયમાં ન્યાયસૂત્ર રચ્યાં છે. એકેક અધ્યાયમાં બબ્બે આહ્નિક છે. ન્યાય એટલે પરાર્થાનુમાન-સામા

માણુસને નિશ્ચય કરાવવા માટે જે અનુમાન કરવામાં આવે તે. (જુઓ અનુમિતિ, અવયવ)

ન્યાય દ્રાષ્ટાંતિક–૧ અંધચટકન્યાય–આંધળો માણુસ ચકલીને પકડે તેમ. ૨ અંધપરંપરાન્યાય–આંધળો આંધળા પછવાડે જાય તેમ. ૩ અરૂંધતી દર્શનન્યાય–અરૂંધતીનો તારો દેખાડવા તેની સમીપના મોટા તારાને દેખાડી અરૂંધતી ગ્રહણુ કરાયછે તેમ. ૪ અશ્મલોષ્ટન્યાય–ધૂળનું ઢેફુ રૂ સાથે સરખાવતા કઠણુ છે, પણુ પત્થર સાથે સરખાવતાં નરમ છે તેમ. ૫ કાકતાલીય ન્યાય–કાગડાનું બેસવુ અને તાડનું પડવું. ૬ કાકદંતગવેષણુ ન્યાય–કાગડાના દાંતની શોધ કરવાની પેડે લાભ વિનાની કે અશક્ય બાબતની તપાસ કરવી. ૭ કાકાક્ષિગોલકન્યાય–કાગડાની એક આંખ બંને તરફ ફેરવી શકાયછે તેમ. ૮ કૂપયંત્રઘટિકા ન્યાય–રેંટના ઘટમાળનો એક ઘટ ભરાય અને એક ઠલવાય તેમ. ૯ ઘટ્ટકુટીપ્રભાતન્યાય–દાણુ ચોરી કરનારને દાણુ દેવાની જગાએ જ પ્રભાત થાય તેમ. ૧૦ ઘુણાક્ષર ન્યાય–લાકડામાં કે કાગળમાં જીવડાંઓથી તેની મેળે જ અક્ષર જેવુ કોતરાય છે તેમ. ૧૧ દેહલીદીપન્યાય–ઉમરામાં–જાળીમાં દીવો મૂકતાં તેનું અજવાળુ બંને તરફ પડે તેમ. ૧૨ પંકપ્રક્ષાલન ન્યાય–કાદવમાં પડી પગ ધોવા કરતાં કાદવમાં ન પડવુ સારૂ ૧૩ પિષ્ટપેષણુ ન્યાય–દળેલાને દળ્યા કરીએ તેમ. ૧૪ બીજાંકુર ન્યાય–પરસ્પર સંબંધવાળા બીજથી અંકુર અને અંકુરથી બીજ થાયછે તેમ. ૧૫ લોહચુંબક ન્યાગ–લોઢું અને ચમકનો છે, તેમ એ વસ્તુનો ધાટો સંબંધ બતાવવો. ૧૬ વહ્નિધૂમ ન્યાય–ધૂમાડો છે ત્યાં અગ્નિ છે જ, એવા ધૂમાડા અને અગ્નિના સંબધની પેઠે ૧૭ વિષકૃમિન્યાય–ઝેરમાં ઉછરેલો કીડો ઝેરમાં રહે તેમ. ૧૮ શાખાચંદ્રન્યાય–ડાળ ઉપર ચંદ્ર બતાવવો તેમ. ૧૯ સિંહાવલોકનન્યાય–સિંહ વાંકી નજરથી પાછું વાળી જોતો જાયછે તેમ.૨૦ સ્થૂણાનિખનન ન્યાય–જમીન ફરી ફરી ખોદી ખણી ખીલી નક્કિ કરવી તેમ.

[illegible]ા વિષે અમુક વાત સાધવાની હોય તે (જુઓ–અનુમિતિ)

**પંચયજ્ઞ**-દેવ, ઋષિ અને પિતૃ એ ત્રણના ઋણમાંથી મુક્ત થવા માટે ઠરાવેલા પાંચ યજ્ઞ. (જુઓ-**મહાયજ્ઞ**)

**પંચધારૂપ**-અર્ચા, વિભવ, વ્યૂહ, સૂક્ષ્મ, અંતર્યામી. (જુઓ-**રામાનુજ**)

**પંચીકરણ**-આકાશ વગેરે પાંચ તત્ત્વ કે મહાભૂત તે ગતિમાન થતાં ઉવટ પ્રત્યેકના બબ્બે વિભાગ થાયછે, પ્રત્યેક અર્ધના વળી બે વિભાગ થાયછે, અને તે અર્ધના અર્ધના ફરી બે થાયછે; આમ પ્રત્યેક તત્ત્વ પંચધા વિભક્ત થાયછે. પ્રત્યેક તત્ત્વના અર્ધના ૪ ભાગ પોતા સિવાયનાં તત્ત્વના અર્ધભાગ સાથે મિશ્રણ પામી પચીશ મિશ્ર તત્ત્વ થાયછે, તે પચીકરણ.

| તત્ત્વ | આકાશ | વાયુ | તેજ | જલ | પૃથ્વી |
|---|---|---|---|---|---|
| આકાશ | શોક | કામ | ક્રોધ | મોહ | ભય |
| વાયુ | પ્રસારણ | ધાવન | વલ્ગન | ચલન | આકુંચન |
| તેજ | નિદ્રા | તૃષા | ક્ષુધા | કાંતિ | આળસ |
| જલ | લાળ | સ્વેદ | મુત્ર | શુક્ર | શોણિત |
| પૃથ્વી | રોમ | ત્વચા | નાડી | માંસ | અસ્થિ |

એ પચીકૃત ભુતમાંથી સ્થૂલ દેહ પેદા થાયછે.

**પદ**-જે શબ્દનો અમુક અર્થરૂપ સંકેત કરેલો હોય તે. (જુઓ-**શાબ્દ**)

**પદાર્થાભાવિની**-પદાર્થમાત્રનો અભાવ જેમાં થાય તે (જુઓ-**ભૂમિકા**)

**પરમહંસ**-સંન્યાસ અને સંન્યાસીઓનો એક પ્રકાર. (જુઓ-**સંન્યાસ**)

**પરમહંસ સંન્યાસ**- વિવિદિષા, વિદ્વત્:-૨

**પરમાત્મા**-હું આદિ બહુભાવના નિષેધરૂપ આત્મા. (જુઓ-**વેદાંત**)

**પરા**-અવ્યાકૃત, કારણ, સૂક્ષ્મ, સ્થૂલ એ ચાર સ્થાનની વાણી. (જુઓ-**વાણી**)

**પરામર્શ**-હેતુ પક્ષધર્મી છે તથા વ્યાપ્તિવાળો છે, એ ઉભયરૂપ જ્ઞાન તે व्याप्तिविशिष्टपक्षधर्मताज्ञानं परामर्शः । ત. સં. (જુઓ-**અનુમિતિ**)

**પરાર્થાનુમિતિ** સામા માણસને નિશ્ચય કરાવવા માટે જે અનુમાન કરવામાં આવે તે. (જુઓ **અનુમિતિ**)

**પરિચ્છેદ**-સ્વગત, સજાતીય, વિજાતીય -૩

**પરિણામવાદ**–પ્રકૃતિનાં સ્વાભાવિક પરિણામથી જગતની ઉત્પત્તિ થવી તે. (જુઓ-**પ્રકૃતિ**)

**પરિસંખ્યા**–વિધિવાક્યનો એક પ્રકાર (જુઓ–**વિધિવાક્ય**)

**પરીક્ષા**–બાંધેલું લક્ષણ બરાબર છે કે નહિ તેનો નિર્ણય. (જુઓ–**તત્ત્વનિર્ણયનીરીત**)

**પરોક્ષજ્ઞાન**–અમુક વાત અમુક રીતે છે એવું જાણવું તે. (જુઓ–**જ્ઞાન**)

**પશ્યંતી**–દેવભાષા. (જુઓ–**વાણી**)

**પિંગલા**–જમણી નાસિકામાંથી પ્રાણનુ વહેવું તે. (જુઓ–**પ્રાણાયામ**)

**પિતૃયજ્ઞ**–નિત્ય શ્રાદ્ધ, તર્પણ, ગૃહ્યોક્ત વિધિપૂર્વક કરવું તે. पितृयज्ञस्तु तर्पणम्। મનુ. (જુઓ–**મહાયજ્ઞ**)

**પુંસવન**–ત્રીજે માસે ગર્ભમાં પરાક્રમ સ્થાપવાનો સંસ્કાર. (જુઓ–**સંસ્કાર**)

**પુરાણ**–માત્સ્ય, કૌર્મ, લૈંગ, શૈવ, સ્કન્દ, આગ્નેય, વૈષ્ણવ, નારદીય, ભાગવત, ગારુડ, પાદ્મ, વારાહ, બ્રહ્માંડ, બ્રહ્મવૈવર્ત, માર્કંડેય, ભવિષ્ય, વામન, બ્રાહ્મ-૧૮

**પુરુષ**–જેના સંબંધથી પ્રકૃતિ સ્વતઃ જ ગતિ પામેછે તે. (૨) ત્રણે પ્રકારનાં પરિણામ રહિત નિત્ય જ્ઞાનવાન એક સ્વરૂપ તે. (જુઓ–**પ્રકૃતિ, ચિત્ત**)

**પૂજાપ્રકાર**–મંગલા, શૃંગાર, ગ્વાલ, રાજભોગ, ઉત્થાપન, ભોગ, સંધ્યા, શયનઃ–૮ (જુઓ–**વૈષ્ણવ પુષ્ટિમાર્ગ**)

**પૂરક**–પ્રાણનુ શરીરમાં પેસવુ તે. (જુઓ–**પ્રાણાયામ**)

**પૂર્ણપ્રજ્ઞ**–બ્રહ્મસંપ્રદાય (જુઓ–**બ્રહ્મસંપ્રદાય**)

**પૂર્વમીમાંસા**–ધર્મમીમાંસા. (જુઓ–**ધર્મમીમાંસા**)

**પૈશાચ**–ઉંઘતી અથવા મદિરાથી બેભાન કરેલી સ્ત્રીને લઇ લેવી. (જુઓ–**વિવાહ**)

**પ્રકૃતિ**–સુખ, દુઃખ તથા અજ્ઞાન એ ત્રણ ગુણયુક્ત વસ્તુ માત્ર પ્રતીત થાયછે. જોનારમાં સુખ દુઃખ જડત્વ આદિ ગુણ નથી પણ વસ્તુસ્વભાવમાં છે, તેથી જોનાર જ્ઞાની પુરુષ કેવળ અકર્તા સાક્ષીમાત્ર જ છે ને સૃષ્ટિ કાર્ય, સુખ દુઃખ આદિ રૂપ બતાવનાર તો ત્રિગુણાત્મક

પ્રકૃતિ છે; તે જ મૂલ પ્રકૃતિ અથવા **પ્રધાન**. એમાં એ ત્રણે ગુણ સમાન રીતે રહેછે માટે એને **ત્રિગુણ સામ્યાવસ્થા** એમ કહેછે. પ્રકૃતિ પુરુષના સંબંધથી પણ સ્વતઃ ગતિ પામેછે. પ્રકૃતિનાં સ્વાભાવિક પરિણામથી જગતની ઉત્પત્તિ થવી તે **પરિણામવાદ**. (જુઓ–**તત્ત્વ**)

**પ્રણવ**–ૐ, પવિત્ર એકાક્ષર. तस्य वाचकः प्रणवः । યો. સૂ (જુઓ–**ૐ**)

**પ્રતિજ્ઞા**–પરાર્થાનુમિતિનો એક વિભાગ. (જુઓ–**અવયવ, અનુમિતિ**)

**પ્રતિતંત્ર**–ચાલતા તંત્ર વિનાના તંત્રને માન્ય હોય તે. (જુઓ–**સિદ્ધાંત**)

**પ્રતિબંધ**–ભૂત, વર્તમાન, ભાવિ.–૩

**પ્રતિબંધનિવૃત્તિહેતુ**–શમાદિ, શ્રવણ, મનન, નિદિધ્યાસન–૪. એ ૪થી અનુક્રમે વિષયાસક્તિ, પ્રજ્ઞામાંદ્ય, કુતર્ક અને વિપર્યય દુરાગ્રહ એ ચાર વર્તમાન પ્રતિબંધ નિવૃત્ત થાયછે.

**પ્રતિબંદી**–મૂળ વાતને રોકે તેવી વાત સિદ્ધ થાય તે. (જુઓ–**તર્ક**)

**પ્રતિયોગી**–જે પદાર્થનો અભાવ દર્શાવવો હોય તે પદાર્થ, તે અભાવનું પ્રતિયોગી છે. (જુઓ–**અભાવ**)

**પ્રતીક**–અમુક ભાવના, અમુક અર્થ કે અમુક યોજનાનું મૂર્તિરૂપ, યત્નરૂપ કે પુરાણની કથારૂપ દશ્ય ચિત્ર.

**પ્રત્યક્ષ**–(વૈશેષિક) ઇંદ્રિયોથી સાક્ષાત્ જે જ્ઞાન થવું તે. તેના ૨ પ્રકાર છે. આ કાંઇ છે એવું સામાન્ય જ્ઞાન તે નિર્વિકલ્પ, અને આ પુરુષ છે ઇત્યાદિ વિશેષ જ્ઞાન તે સવિકલ્પ. પાંચ ઇંદ્રિય અને મન એ ૬ ઇંદ્રિયને લીધે ઇંદ્રિયજન્ય તે પ્રત્યક્ષ. इंद्रियार्थसन्निकर्षजन्य ज्ञानं प्रत्यक्षम् । त. सं.

**પ્રત્યભિજ્ઞા**–અનુભવ અને સ્મૃતિ બંને રૂપ મિશ્ર જ્ઞાન તે. (જુઓ–**બુદ્ધિ**)

**પ્રત્યાહાર**–વિષયમાત્રથી ઇંદ્રિયને પાછી હઠાવી ચિત્તમાં જ સમાવી દેવી તે. (જુઓ–**સમાધિ**)

**પ્રધાન**–મૂલપ્રકૃતિ. (જુઓ–**પ્રકૃતિ, તત્ત્વ**)

**પ્રધ્વંસાભાવ**–વસ્તુનો નાશ થશે ત્યારે તે પોતાને રૂપે નહિ હોય તે. (જુઓ–**અભાવ**)

**પ્રમા**–યથાર્થ જ્ઞાન, યથાર્થ અનુભવ. (જુઓ–**પ્રમાણ, બુદ્ધિ**)

**પ્રમાણ**-(ચાર્વાક) કેવળ પ્રત્યક્ષપ્રમાણ. (બૌધ) **પ્રત્યક્ષ** અને **અનુમાન** (ન્યાય) પ્રમાનું કરણ; જેનાથી **પ્રમા–યથાર્થ** જ્ઞાન થાય તે. તે ૪ છે; **પ્રત્યક્ષ, અનુમાન,** ઉપમાન અને **શાબ્દ.** (વૈશેષિક) યથાર્થ જ્ઞાન અથવા પ્રમા જેનાથી મળે તે તે ૪ છે. પ્રત્યક્ષ, **અનુમિતિ,** ઉપમિતિ, અને **શાબ્દ.** (સાંખ્ય) **પ્રત્યક્ષ** અને **અનુમાન.** (ધર્મમીમાંસા અને વેદાંત) **પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ, શાબ્દ, અર્થાપત્તિ, અનુપલબ્ધિ** –૬

**પ્રમેય**-(ન્યાય) ચારમાંથી કોઇપણ પ્રમાણવડે જે સમજી શકાય તે. એ ૧૨ પ્રકારનાં છે. આત્મા, શરીર, ઇંદ્રિય, અર્થ, બુદ્ધિ, ધર્મ, પ્રવૃત્તિ, દોષ, પ્રેત્યભાવ, ફલ, દુઃખ, અપવર્ગ.

**પ્રયોજન**-(ન્યાય) જેને માટે મનુષ્યની કોઇપણ તરફ પ્રવૃત્તિ થાય તે. એ ૨ પ્રકારનાં છે. દૃષ્ટ, અદૃષ્ટ.

**પ્રલય**-નિત્યપ્રલય, નૈમિત્તિકપ્રલય, દિનપ્રલય, મહાપ્રલય, આત્યંતિકપ્રલય'-૫

**પ્રસ્થાનત્રય**-ઉપનિષદ્, વેદાંતસૂત્ર અને ભગવદ્ગીતા.

**પ્રાગભાવ**-વસ્તુ તેના પહેલા તે ન હતી તે. (જુઓ–**અભાવ**)

**પ્રાજાપત્ય**-સાથે રહી ધર્માચરણ કરો એવાં વચન સાથે યથાશક્તિ અલંકાર સહિત કન્યાદાન તે. (જુઓ–**વિવાહ**)

**પ્રાજ્ઞ**-કૂટસ્થ. (જુઓ–**વેદાંત**))

**પ્રાણ**-મનુષ્યદેહમાં શ્વાસોશ્વાસ ઉઠી જેનાથી જીવનક્રિયા ચાલેછે તે વાયુ. એના સ્થાન તથા કાર્યભેદથી ૫ પ્રકાર છે. (જુઓ–**પ્રાણાયામ**)

**પ્રાણમયકોષ**-પ્રાણ ધર્મ જેમાં પ્રધાન છે તે કોષ. (જુઓ–**વેદાંત**)

**પ્રાણાયામ**-યમ, નિયમ અને આસન એ ત્રણથી જ્યારે આચાર વગેરે નિયમાય ત્યારે પ્રાણાયામ કરવા માંડવાના છે. યમ વગેરે થયા છતાં પણ ચિત્તવૃત્તિનો નિરોધ ન થાય ત્યારે પ્રાણાયામની જરૂર છે. ચિત્તવૃત્તિને વિષયોમાં પ્રવર્તાવનાર પ્રાણ છે. પ્રાણનું જવું આવવું થાય તે પ્રમાણે ચિત્ત પણ જાઆવ કરેછે, માટે પ્રાણને રૂપ્યો હોય તો ચિત્ત પણ સ્થિર થાય. મનુષ્યદેહમાં શ્વાસોચ્છવાસ ઉઠીને જેને લીધે જીવન-

ક્રિયા થાયછે, તે વાયુનું નામ પ્રાણ. તેનાં સ્થાનભેદે જુદાં જુદાં નામ છે. હૃદયમાંનો વાયુ–પ્રાણ, ગુદામાંનો અપાન, નાભિમાંનો સમાન. કંઠમાંનો ઉદાન, અને સર્વ શરીરમાંનો તે વ્યાન તે તે સ્થાનમાં રહી ત્યાં ત્યાંનાં કર્મ પણ તે વાયુ ચલાવેછે. (કર્મ માત્ર ઉપર દૃષ્ટિ કરી કોઇ કોઇ નાગ, કુર્મ, ધનંજય, આદિ દશ ભેદ માનેછે.) પ્રાણ સર્વવ્યાપી છે, તેનું મહાસ્થાન સૂર્ય છે, તેમાંથી પ્રવાહ બધે પ્રસરેછે અને ચંદ્રથી તે પોષાયછે. ચંદ્રની ગતિ પ્રમાણે દેહનો પ્રાણ પણ ગતિ કરેછે. રાત્રિ દિવસમાં મનુષ્યનો પ્રાણ બાર વાર બદલાય છે. જમણી નાસિકામાંથી પ્રાણનું વહેવું તેને સૂર્ય અથવા પિંગલા કહેછે. ડાબીમાંથી વહેવું તેને ચંદ્ર અથવા ઈડા કહેછે ને ઉભયમાંથી વહેવું તેને સુષુમ્ણા કહેછે ચંદ્ર પ્રાણ, જલ પૃથ્વી એ તત્ત્વ સાત્વિક કર્મમાં સિદ્ધિદાતા છે. સૂર્ય પ્રાણ, તેજ તત્ત્વ એ રાજસી કર્મમાં સિદ્ધિદાતા છે. સુષુમ્ણા તથા આકાશતત્ત્વ, બુદ્ધિ ભક્તિ જ્ઞાન વગેરેમાં સિદ્ધિદાતા છે. વાયુ તત્ત્વ સાધારણ છે. પ્રાણને સ્વર પણ કહેછે.

યોગ્ય સ્વર તથા તત્ત્વનો વિવેક કરી યમાદિ સાધનસંપન્ન થઇ પુરુષે પ્રાણાયામ આરંભવો. પ્રાણનું શરીરમાં પેસવું તે પૂરક, શરીરમાંથી બહાર નીકળવું તે રેચક, અને તેને શરીરમાં યથાશક્તિ ઘુંટવો તે કુંભક. પ્રાણને ખેંચી કુંભક કરીને મૂકી દેવો તે પ્રાણાયામ. આ સર્વ નિશ્ચયપૂર્વક સાંગોપાંગ જાણ્યાવિના પૂરક રેચક કુંભક કરનારને બહુ નુકસાન થાયછે. तस्मिन् सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः। યો. સૂ.

(પ્રા)તિશાખ્ય–ઉચ્ચાર, શબ્દસિદ્ધિ, સ્વર ઇત્યાદિ સંબંધે મતભેદને લીધે પ્રતિશાખામાટે તે તે બાબતના વેદની શિક્ષાના જે ગ્રંથ તે. ઋગ્વેદની શાખાનો ૧, યજુર્વેદની બે શાખાના ૨ અને અથર્વવેદની શાખાનો ૧ મળી ૪ પ્રાતિશાખ્ય છે.

(પ્રા)રબ્ધ–ઇચ્છા, અનિચ્છા, પરેચ્છાઃ–૩. (જુઓ–વેદાંત)

(પ્રા)દીવાદ–કોઇ કોઇનું કારણ નથી, કોઇ થતું યે નથી ને થનારે નથી. છે તેમ છે. બ્રહ્મરૂપ પરમ અજાતિ જ સત્ય છે; તે સર્વ અદ્વૈતવાદીને.

સંમતવાદ. (જુઓ-**વેદાંત**)

**બંધ**-(યોગ) **મૂલબંધ, ઉડ્ડિયાનબંધ, જાલંધરબંધ**-૩. ગુદાના અપાનને રોકવો તે મૂલબંધ, નાભિમાં સમાનને રોકવો તે ઉડ્ડિયાનબંધ અને કંઠે ઉદાનને રોકવો તે જાલંધરબંધ.

**બલિ**-ગર્ભિણીને સુખે પ્રસવ થાય એવી ઇચ્છાથી વિષ્ણુ બલિરૂપ હોમ (જુઓ-**સંસ્કાર**)

**બાધિત**-હેતુનું સાધ્ય અનુમિતિ વિનાના બીજા જ પ્રમાણથી ખોટું પાડી શકાય તે (જુઓ-**હેત્વાભાસ**)

**બિંબપ્રતિબિંબવાદ**-બિંબપ્રતિબિંબ એક જ વસ્તુ છે. નામરૂપના નિદાન રૂપ પદાર્થ એવું કાંઇ છે જ નહિ એ વાદ. (જુઓ-**વેદાંત**)

**બુદ્ધિ**-(વૈશેષિક) સર્વ વ્યવહારના કારણરૂપ જ્ઞાન તે બુદ્ધિ; પ્રત્યેક સમયે મેં જાણ્યુ જોયું ઇત્યાદિ પ્રત્યય થવા રૂપ જ્ઞાન. એ પ્રત્યય અનુવ્યવસાય અને મૂલ જે જ્ઞાન તે વ્યવસાય. બુદ્ધિ ૨ પ્રકારની છે, **અનુભવ** અને **સ્મૃતિ**. એ ઉભયમિશ્રજ્ઞાન તે **પ્રત્યભિજ્ઞા**. યથાર્થ અનુભવ તે **પ્રમા**. અયથાર્થ અનુભવ તે **અપ્રમા** અપ્રમા ૩ પ્રકારની છે **સંશય**-પરસ્પર ને વિરૂદ્ધ નાના પ્રકારના ધર્મયુક્ત જ્ઞાન. **વિપર્યય**—અવળું જ્ઞાન. **તર્ક**-કારણને સંબંધે કાર્યજ્ઞાન.

**બ્રહ્મ**-વેદમંત્ર. (૨) ત્રણે કાળમા સર્વ અવસ્થામાં પ્રતિચૈતન્યના અનુભવમા જાગ્રત જાગતી સત્તારૂપે અનુભવાયછે, તે પરમાત્મા. (જુઓ-ચિત, વેદાંત)

**બ્રહ્મચર્ય**-ચાર આશ્રમમાનો પહેલો. (જુઓ-**આશ્રમ**)

**બ્રહ્મચર્યનાં અંગ**-સ્રીનુ દર્શન, સ્પર્શન, કેલિ, કીર્તન, ગુહ્ય ભાષણ, સંકલ્પ, નિશ્ચય, ક્રિયાજન્ય સુખ-એ આઠથી વિપરીત.

**બ્રહ્મચર્યાદિ**-બ્રહ્મચારી રહેજે, સત્ય બોલજે, સંધ્યાવંદન આદિ ભિક્ષા સહિત કર્મ પાળજે, અને ગુરુની સેવા કરી વિદ્યા ભણજે, એ ગુરુએ પ્રારંભમાં શિષ્યને કહેલા ૪ વ્રત. (જુઓ-**સંસ્કાર**)

**બ્રહ્મભાવ**-સર્વદા વાસનાનો તિરોભાવ જ રહે, તો કેવળ જ્ઞાનમય-આનંદ-

મય, સુખમય-દુ ખભાવમય સ્થિતિ ચાલ્યા જ કરે તે. (જુઓ-વેદાંત)

**બ્રહ્મયજ્ઞ**-અધ્યાપન, ઋષિઓના જ્ઞાનના ઋણથી મુક્ત થવાનો યત્ન અધ્યાપન બ્રહ્મયજ્ઞ । મનુ (જુઓ-મહાયજ્ઞ)

**બ્રહ્મવિત્**-ચતુર્થ ભૂમિકામા રહેલ જ્ઞાની (જુઓ-ભૂમિકા)

**બ્રહ્મવિદ્વર**-પચમી ભૂમિકામા રહેલ જ્ઞાની (જુઓ-ભૂમિકા)

**બ્રહ્મવિદ્વરિષ્ટ**-સાતમી ભૂમિકામા રહેલ જ્ઞાની. (જુઓ-ભૂમિકા)

**બ્રહ્મવિદ્વરીયાન્**-છઠ્ઠી ભૂમિકામા રહેલ જ્ઞાની (જુઓ-ભૂમિકા)

**બ્રહ્મસંપ્રદાય**-આ સંપ્રદાયને પૂર્ણપ્રજ્ઞ સંપ્રદાય પણ કહેછે. પ્રવર્તક શ્રી-**આનદતીર્થ**, જે શ્રીમધ્વાચાર્યના નામથી પણ ઓળખાયછે તેણે સ્વતત્ર તથા અસ્વતંત્ર બે પ્રકારનું તત્ત્વ માન્યુ સર્વસદ્ગુણયુક્ત નિર્દોષ શ્રીભગવાન વિષ્ણુ તે સ્વતત્ર તત્ત્વ અને તેની ઇચ્છાથી પ્રવૃત્ત તેને અધીન જે જીવ વગેરે તત્ત્વ તે અસ્વતત્ર. પરબ્રહ્મરૂપ વિષ્ણુની સેવા કરવી અને વૈકુઠ પામવુ એ જ મુક્તિ છે સેવા ત્રણ પ્રકારની છે **અકન, નામકરણ, ભજન** વિષ્ણુના શખચક્રાદિ આયુધના ચિહ્ન શરીરે તપ્ત મુદ્રાથી પાડવા તે અકન, પુત્રાદિના કેશવ વગેરે નામ પાડી એ રીતે નિરતર હરિસ્મરણ રાખવુ એ નામકરણ ભજન ૧૦ પ્રકારે છે વાણીથી કરીને સત્ય, હિત પ્રિય, સ્વાધ્યાય, કાયે કરીને દાન, પરિત્રાણ, પરિરક્ષણ અને મને કરીને દયા સ્પૃહા, શ્રદ્ધા

**બ્રહ્મસૂત્ર**-વ્યાસસૂત્ર, **વેદાંતસૂત્ર, ઉત્તરમીમાંસાસૂત્ર.** એનો વિષય ૪ અધ્યાય તથા અધ્યાય અધ્યાયે ચાર ચાર પાદ અને પાદે પાદે અનેક અધિકરણ,પે છે ૧ **સમન્વયાધ્યાય**-શ્રુતિમાત્રનું બ્રહ્મ પ્રતિપાદન કરવા ઉપર લક્ષ છે એ જણાવવાનો અધ્યાય તેનો પાદ ૧-સ્પષ્ટ બ્રહ્મલિંગશ્રુતિ સમન્વય, ૨-ઉપાસ્ય બ્રહ્મવાચક અસ્પષ્ટશ્રુતિ સમન્વય, ૩-જ્ઞેય બ્રહ્મ પ્રતિપાદક અસ્પષ્ટ શ્રુતિસમન્વય ૪-અવ્યક્તાદિ સદિગ્ધપદમાત્ર સમન્વય ૨ **અવિરોધાધ્યાય**-બ્રહ્મથી વિરુદ્ધ જણાતી શ્રુતિ સ્મૃતિ પણ વિરુદ્ધ નથી, તેમ યુક્તિથી પણ બ્રહ્મવિના બીજુ પ્રતિપાદન થઇ શકતું નથી, એ જણાવવાનો અધ્યાય તેનો પાદ ૧-સાખ્યાદિ સ્મૃતિ

અને તર્કોથી વેદાંત સમન્વય વિરોધ પરિહાર: ૨–સાંખ્યાદિ મતોનું અવાસ્તવિક પ્રદર્શન: ૩–પચમહાભૂતજીવ શ્રુતિઓનો વિરોધ પરિહાર: ૪–લિંગ શરીર શ્રુતિનો વિરોધ પરિહાર. ૩ સાધનાધ્યાય–બ્રહ્મજ્ઞાનનાં શ્રુતિ અનુસાર સાધનના વિચારનો અધ્યાય. તેનો પાદ ૧–ગતિ આગતિની ચિંતાથી વૈરાગ્ય નિરુપણ, ૨–તત્ ત્વમ્ પદાર્થપરિશોધન, ૩–પરાપર બ્રહ્મવિદ્યા ગુણોપસંહાર ૪–નિર્ગુણવિદ્યા સાધન વિચાર. ૪. જીવનમુક્તાધ્યાય અથવા ફલાધ્યાય–શ્રુતિ પ્રમાણે મોક્ષસ્વરૂપ, મોક્ષક્રમ, જીવન્મુક્તિ એ વિષયના વિચારનો અધ્યાય. તેનો પાદ ૧–જીવન્મુક્તિનિરુપણ, ૨–ઉત્ક્રાન્તિગતિનિરુપણ; ૩ સગુણવિદ્યાવાળાનું ઉત્તરાભિગમન, ૪ બ્રહ્મપ્રાપ્તિ–બ્રહ્મલોકસ્થિતિનિરુપણ (જુઓ–વેદાંત)

**બ્રહ્મા**–યજ્ઞકર્મમાં સર્વની દેખરેખ રાખનાર તથા કર્મવૃત્તિની આજ્ઞા કરનાર ઋત્વિજ.

**બ્રાહ્મ**–વિદ્યા શીલ સંપન્ન વરને વગર માગ્યે બોલાવી યથાશક્તિ અલંકાર વગેરે સાથે કન્યાદાન કરવું તે (જુઓ–વિવાહ)

**બ્રાહ્મણ**–વેદનો ભાગ એનો વિષય ત્રણ પ્રકારે ગોઠવેલો છે. વિધિ–અમુક કરવું એવા આજ્ઞાર્થક વચન નિષેધ–અમુક ન કરવું એવાં આજ્ઞાર્થક વચન અર્થવાદ–ને મને ઉપર રુચિ કરાવવા યોજેલી વાર્તારૂપ કે એવા જ કોઇ ખુલાસારૂપ વચન

**બ્રાહ્મણનાં વ્રત**–જ્ઞાન, સત્ય, શમ, દમ, શ્રુત, અમાત્સર્ય, લજ્જા, તિતિક્ષા, અનસૂયા, યજ્ઞ, દાન, ધૈર્ય:–૧૨

**ભક્તિ**–શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન –૯(જુઓ–વૈષ્ણવપુષ્ટિમાર્ગ)

**ભગવદ્ગીતા**–શ્રીકૃષ્ણે અર્જુનને કહેલું જ્ઞાન, તે ગુહ્ય અને પવિત્ર જ્ઞાનનુ પુસ્તક ભગવદ્ગીતા મહાભારતનાં ભીષ્મપર્વનો વિભાગ છે, અને શ્રીકૃષ્ણાર્જુનસંવાદરૂપે છે. તેના ૧૮ અધ્યાય અને ૭૦૦ શ્લોક છે.

**ભગવાનનાભગ**–સમગ્ર ઐશ્વર્ય, સમગ્ર ધર્મ, સમગ્ર યશ, સમગ્ર શ્રી, સમગ્ર જ્ઞાન, સમગ્ર વૈરાગ્ય:–૬

**ભાષ્ય**–સર્વ સાધનોને લક્ષમાં લઇ વેદમંત્રોની અર્થસંગતિનો ટીકાગ્રંથ
**ભૂત**–આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી–૫
**ભૂતગ્રામ**–જરાયુજ, અંડજ, ઉદ્ભિજ્જ, સ્વેદજ–૪
**ભૂતયજ્ઞ**–બલિ, ભૂમિ ઉપર બલિદાન વગેરે મૂકવા તે (જુઓ–**મહાયજ્ઞ**)
**ભૂમા**–પરિચ્છેદના અભાવરૂપ બ્રહ્મ (જુઓ–**વેદાંત**)
**ભૂમિકા**–(વેદાંત) જ્ઞાનના પણ પગથિયાં છે સાત જુદાં જુદાં ક્રમે જ્ઞાન માનેલું છે, તે પ્રત્યેકને ભૂમિકા કહે છે પ્રથમ ભૂમિકાને **શુભેચ્છા** કહે છે, જ્ઞાન મોક્ષ માટે ઇચ્છા થવી તે, એ જ સાધન ચતુષ્ટયી કહેવાય છે શ્રવણ અને મનન એ જ્ઞાનને જમાવવાની શક્તિરૂપ દ્વિતીય ભૂમિકા **વિચારણા** શ્રવણ–શાસ્ત્રો વાંચીને કે ગુરુ વગેરેથી સાંભળીને ગ્રહણ કરવા તે **મનન**–ગ્રહણ કરેલાને વિચારી તથા અનુભવી મનમાં જમાવવું તે **નિદિધ્યાસન** એ **તનુમાનસા** એટલે મનની એકાગ્ર સૂક્ષ્મતત્સ્વરૂપતારૂપ તૃતીય ભૂમિકા બ્રહ્મથી જીવ જુદો નથી, વ્યક્તિરૂપ પરિચ્છેદ રૂપ મિથ્યા છે એમ દૃઢ નિશ્ચય તે ચતુર્થ ભૂમિકા–**સત્વાપત્તિ.** કોઇપણ રીતની આસક્તિ ન હોવી, કેવળ એકતા જ થવી તે પંચમી ભૂમિકા **અસંસક્તિ.** બ્રહ્મરૂપતા, એકરૂપતા, પ્રેમ, અભેદ એ જ નિરંતર જ્ઞાન, પોતાપણાનો જ નાશ–પદાર્થમાત્રનો અભાવ તે છઠ્ઠી ભૂમિકા–**પદાર્થાભાવિની** સાતમી ભૂમિકા તે **મોક્ષ.** જ્ઞાનરૂપતા, બ્રહ્મત્વ, બ્રહ્મ જ, તુર્યા, સમાધિ, જીવન્મુક્તિ

જે ચતુર્થ ભૂમિસ્થ જ્ઞાની તે **બ્રહ્મવિત્**, પંચમીસ્થ તે **બ્રહ્મવિદ્વર**, ષષ્ઠીસ્થ તે **બ્રહ્મવિદ્વરીયાન્** અને સપ્તમીસ્થ તે **બ્રહ્મવિદ્વરિષ્ઠ.** સાતમી ભૂમિકા તે જ કૈવલ્ય, એકતા
**ભેદ**–જીવઇશ્વરનો ભેદ જીવજીવનો ભેદ, જીવજડનો ભેદ, ઇશ્વરજડનો ભેદ, જડજડનો ભેદ–૫
**ભ્રમવિવર્ત દૃષ્ટાંત**–બિંબપ્રતિબિંબ, લોહિતસ્ફટિક, ઘટાકાશ, રજ્જુસર્પ, કનકકુંડલ–૫
**મદ**–કુલ, શીલ, ધન, રૂપ, યૌવન, વિદ્યા, તપ, રાજ્ય–૮

મધ્યમા-યોગીની ભાષા. (જુઓ-વાણી)
મધ્વાચાર્ય-બ્રહ્મસંપ્રદાયના પ્રવર્તક શ્રીઆનંદતીર્થ. (જુઓ-બ્રહ્મસંપ્રદાય)
મન-જ્ઞાન પામવાનું સાધન; અંતઃકરણનો ધર્મ. (જુઓ-વેદાંત)
મનન-શ્રવણ કરેલાને વિચારી તથા અનુભવી મનમાં જમાવવું. (જુઓ-ભૂમિકા)
મનોમયકોષ-મનોધર્મ જેમાં પ્રધાન છે તે કોષ. (જુઓ-વેદાંત)
મહત્તત્ત્વ-પ્રધાનથી પેદા થયેલું તત્ત્વ; બુદ્ધિ, અંતઃકરણ. (જુઓ-તત્ત્વ)
મહાપ્રલય-કલ્પનો અંતે થનો પ્રલય. (જુઓ-કલ્પાંત, પ્રલય)
મહાયજ્ઞ-દેવ, ઋષિ અને પિતૃ એ ત્રણના ઋણમાંથી મુક્ત થવામાટે ઠરાવેલા પાંચ યજ્ઞ. ખાંડણિયો, ચૂલો, ઘંટી, સંમાર્જની અને પાણીવાસણ એ પાંચ સૂનાસ્થાને થતા પંચસૂનાદોષના પરિહારમાટે પંચયજ્ઞ નિત્ય કરવાની જરૂર છે.

૧ બ્રહ્મયજ્ઞ (અધ્યાપન) ઋષિયોના, વિદ્યા-જ્ઞાનના ઋણથી મુક્ત થવાનો તે. ૨ પિતૃયજ્ઞ (તર્પણ)-નિત્યશ્રાદ્ધ, તર્પણ ગૃહ્યોક્ત વિધિપૂર્વક કરવું તે. ૩ દેવયજ્ઞ (હોમ)-વિવાહ સમયથી રાખેલા અગ્નિમાં વિધિપૂર્વક હોમ કરવો તે. ૪ ભૂતયજ્ઞ (બલિ)-ભૂમિ ઉપર બલિદાન વગેરે મૂકવાં તે. ૫ નૃયજ્ઞ (અતિથિપૂજન)-અતિથિને જમાડી પછી ગૃહસ્થે જમવું તે. પિતૃયજ્ઞ, દૈવયજ્ઞ અને ભૂતયજ્ઞ ત્રણે એક વૈશ્વદેવ વિધિમાં સમાવી શકાયછે. અધ્યાપનં બ્રહ્મયજ્ઞઃ પિતૃયજ્ઞસ્તુ તર્પણમ્ । હોમો દૈવો બલિર્ભૌતો નૃયજ્ઞોઽતિથિપૂજનમ્ । મનુ.

મહાયુગ-ચાર યુગનો એક મહાયુગ. (જુઓ-કલ્પાંત)
મન્વંતરપ્રલય-યુગે યુગે કે મન્વંતર મન્વંતરે થતો પ્રલય. (જુઓ-કલ્પાંત)
માયા-પ્રકૃતિ; અજ્ઞાન; નામરૂપાત્મક પદાર્થ. માયા, જ્ઞાનદૃષ્ટિથી તુચ્છ, યુક્તિદૃષ્ટિથી અનિર્વચનીય અને લૌકિક દૃષ્ટિથી વાસ્તવિક જણાયછે. (જુઓ-વેદાંત)
માયાનાંનામ-માયા, અવિદ્યા, પ્રકૃતિ, શક્તિ, અવ્યાકૃત, અવ્યક્ત, અજા, અજ્ઞાન, તમ, તુચ્છા, અનિર્વચનીયા, સત્યા, મૂલા, તુલા, યોનિઃ-૧૫

માર્ગ-(વેદાંત) સૂર્યપ્રાણના પ્રબળ સમયે જેનો દેહ પડે તેનો સૂક્ષ્મદેહ સૂર્યમાં પ્રવેશ પામે. ચંદ્રપ્રાણના પ્રબળ સમયે દેહોત્સર્ગ થાય, તે ચંદ્રલોકમાં પ્રવેશ પામે. સૂર્યમાં ગતિ થાય તે જ માર્ગને **દેવયાન** કહેછે કેમકે તે માર્ગે જવાથી મનુષ્ય મટી દેવ થવાયછે, ફરી મનુષ્ય થવું પડતું નથી. એને જ **અર્ચિમાર્ગ**-જ્યોતિરૂપ સૂર્યમાં પ્રવેશ થવાનો માર્ગ કહેછે. એને **ઉત્તરાયણ** પણ કહેછે. ચંદ્રમાં ગતિ થાય તે માર્ગને **પિતૃયાન** કહેછે; કેમકે તે માર્ગે પિતૃલોક-ફરી જન્મવાના લોકમાં જવાયછે. એને જ **ધૂમમાર્ગ**-ધૂમરૂપ યજ્ઞાદિથી પ્રાપ્ત કરેલો ફરી જન્મવાનો માર્ગ કહેછે. એને **દક્ષિણાયન** પણ કહેછે.

**મીમાંસા**-ધર્મમીમાંસા, પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા તે બ્રહ્મમીમાંસા. (જુઓ **ધર્મમીમાંસા, વેદાંત**)

**મુદ્રા**-(યોગ) ખેચરી, શાંભવી, ચાચરી, ભૂચરી, વજ્રોલી વગેરે મુદ્રાઓ એટલે શરીરના અવયવને દૃઢ કરી નિયમવાના માર્ગ છે.

**મુમુક્ષુતા**-મોક્ષની ઇચ્છાથી જ્ઞાન માટે તીવ્ર ઉદ્યોગ. (જુઓ-**સાધન**)

**મૂઢ**-નિદ્રામાં પડેલું ચિત્ત. (જુઓ-**ચિત્ત**)

**મૂલબંધ**-ગુદાના અપાન વાયુને રોકવો તે. (જુઓ-**બંધ**)

**મોક્ષ-કૈવલ્ય, સારૂપ્ય, સાલોક્ય, સાંનિધ્ય, સાર્ષ્ટિ, સાયુજ્યઃ**-(ચાર્વાક) મુવા એટલે મોક્ષ. (બુદ્ધ) સ્કંધમાત્ર એવી રીતે નાશ પામે કે તેમાંથી નવી સ્કંધરચના ન થાય તે, નિર્વાણ. (જૈન) સમગ્ર કર્મનો ક્ષય થઇ જીવનું સ્વરૂપમાં જે અવસ્થાન તે. (ન્યાય) તત્ત્વજ્ઞાનથી કરીને જે આત્યંતિક દુઃખની નિવૃત્તિ તે. (વૈશેષિક) કર્તારૂપ પરમાત્માની કૃપાથી તત્ત્વજ્ઞાન થાય, ત્યારે જીવાત્માનો દુઃખધર્મ સદાને માટે નિવૃત્ત થઇ જાય તે. (સાંખ્ય) આધ્યાત્મિક આદિ જ્વરમાંથી છૂટી જવાય એટલે એ બધા પ્રકૃતિ ધર્મ છે એમ સમજાઇ પોતે અકર્તા છે, એમ પુરુષને જણાયછે તે. (યોગ) વૃત્તિનિરોધ થાય એટલે પુરુષને પોતાના રૂપનો યોગ થઇ સત્ત્વાપત્તિ થાય તે. (ધર્મમીમાંસા) વેદવાક્યમાં વિધિ-રૂપ આદેશ પ્રમાણે ચાલવાથી ધર્મ પ્રાપ્ત થાય ત્યારે મળે તે. (વેદાંત)

વસ્તુગતિ યથાર્થ સમજવી તે, મિથ્યાબંધરૂપ અધ્યાસનો ભંગ. અદ્વય આનંદરૂપનું સદ્વયપણું અને દુઃખીપણું તે બંધ છે, અને સ્વરૂપમાં સ્થિતિ તે મોક્ષ છે. मुक्त' प्रतिज्ञानात्। બ્ર. સૂ. (જુઓ-ભૂમિકા, વેદાંત)

**યમ**-યોગનાં આઠ અંગમાંનું એક. तत्राहिंसासत्यास्तेयब्रह्मचर्य्यापरिग्रहा यमा। યો. સૂ ब्रह्मचर्य दया क्षान्तिर्दानं सत्यमकल्कता । अहिंसाऽस्तेयमाधुर्ये दमश्चेति यमाः स्मृता । યાજ્ઞવલ્ક્ય. (જુઓ-**સમાધિ**)

**યુગ**-કૃત-સત્ય, ત્રેતા, દ્વાપર, કલિઃ-૪. એ અનુક્રમે ૧૭૨૮૦૦૦; ૧૨૯૬૦૦૦; ૮૬૪૦૦૦; અને ૪૩૨૦૦૦ મનુષ્યવર્ષના છે. ચારે મળીને ૪૩૨૦૦૦૦ વર્ષ થાયછે, અને તે એક મહાયુગ કહેવાયછે. (જુઓ-કલ્પાંત)

**યોગ**-ચિત્ત વૃત્તિને રૂંધવી તે. યોગ ૨ પ્રકારના છે. હઠયોગ-સૂર્ય અને ચંદ્રનો યોગ-પ્રાણાયામ વગેરેનો વિસ્તાર તે, અને રાજયોગ-કેવળ ચિત્તનિરોધરૂપ **વૃત્તિનિરોધ** તે. રાજયોગ એ જ પુરૂષાર્થ છે. योग-श्चित्तवृत्तिनिरोध' । યો. સૂ. (જુઓ-ચિત્ત)

**યોગક્ષેમ**-પુરુષનું કામ ઉપાર્જન કરવામાં અને સ્ત્રીપુત્રાદિને સંપૂર્ણ સામગ્રીથી સંતોષવામાં-યોગ કરવામાં છે; સ્ત્રીનું કામ ઘર સંભાળવામાં, વ્યવસ્થામાં, સર્વને પ્રેમપૂર્વક સુખી રાખવામાં-ક્ષેમ રાખવામાં છે. એમ બે અંગથી ધર્મ સચવાઇ યોગક્ષેમ ચાલેછે.

**યોગશાસ્ત્ર**-પતંજલિએ યોગાનુશાસન રચેલું છે. તેના ૪ પાદ છે પાદ ૧ લો-યોગ શબ્દનો અર્થ સમજાવી સમાધિ પર્યંત વિચાર. ૨ જો-ચિત્તવૃત્તિને સ્થિર કરવા માટે ક્રિયા યોગ વગેરે બહિરંગ સાધન. ૩ જો-સંયમ ધારણા-ધ્યાન-સમાધિ એ અંતરંગ સાધન. ૪ થો-સિદ્ધિ સહિત પરમ મોક્ષનો નિષ્કર્ષ.

ચિત્તવૃત્તિનો રોધ તે યોગ. યોગ એટલે સમાધિ. પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા, સ્મૃતિ વગેરે વૃત્તિઓ છે, તે બધી મળીને ચિત્ત થાયછે. વૃત્તિનિરોધ થાય એટલે પુરુષને સ્વરૂપજ્ઞાન-પોતાના રૂપનો યોગ થઇ **સત્ત્વાપત્તિ** થાય તે મોક્ષ.

યોગી–(યોગ) સમાધિનો અભ્યાસ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાયછે. તેનો અભ્યાસ કરનાર ચાર પ્રકારના છે. પ્રાથમકલ્પિક, મધુભૂમિક–ઋતંભરપ્રજ્ઞ, પ્રજ્ઞાજ્યોતિ–ભૂતેંદ્રિયજયી અને અતિક્રાંતભાવનીય. જ્યારે સર્વ સિદ્ધિ વગેરેથી વિરાગ પામી વૃત્તિમાત્રનો નિરોધ કરી અસંપ્રજ્ઞાત સમાધિએ પહોંચાય ત્યારે અતિક્રાંતભાવનીય–ચતુર્થ ભૂમિકાનો યોગી થવાય.

યોગીના ૨ પ્રકાર પણ છે. યુંજાન–યોગને માટે યત્ન કરતો; યુક્ત–ઇશ્વર સાથે ઐક્ય પામેલો.

યોગ્યતા–કહેલી વાત ઘટવારૂપ યોગ્યતા. अर्थाबाधो योग्यता त.સં.(જુઓ–શાબ્દ)

રસાસ્વાદ–વિષયનો ભોગ. (જુઓ–સાધન)

રાક્ષસ–મારામારી કરી કન્યાનુ હરણ કરવુ તે વિવાહ राक्षसो युद्धहरणात्। યાજ્ઞ–મનુ. (જુઓ–વિવાહ)

રાજયોગ–કેવળ ચિત્તવૃત્તિરૂપ નિરોધ તે. (જુઓ–યોગ)

રામાનુજ–એમનો સંપ્રદાય વિશિષ્ટાદ્વૈત કે શ્રીસંપ્રદાય પણ કહેવાયછે. મૂળનુ જે અદ્વૈત તે કૈવલ્યરૂપે છે, તેને યથાર્થ ગણતા નથી. અદ્વૈત છે તો ખરૂ, પણ કેવળ નથી, વિશિષ્ટ છે. બધુ બ્રહ્મમય છે, પણ બ્રહ્મમાં જ જીવ અને જડ બે ભેદ છે, જે અન્યોન્ય અને બ્રહ્મથી પણ વિલક્ષણ છે. અંતર્યામીરૂપે બ્રહ્મ હરિ સર્વમાં છે, પણ ચિત્–જીવ અને અચિત્–જડ તેનાથી સર્વદા જુદા છે. એ ત્રણે રૂપે વિશ્વ છે જે બ્રહ્મમય છે. તેથી બ્રહ્મ ચિદચિદ્વિશિષ્ટ છે. ત્રણે પોતપોતે અદ્વૈત જ છે. અદ્વૈત બ્રહ્મમા વિશ્વમાત્ર–અજ્ઞાન હોય જ નહિ એવો વિરોધ આવતા વિશિષ્ટ રીતે અદ્વૈત સ્વીકારેછે. સાન્નિધ્ય, સાલોક્ય આદિ મોક્ષ માનેછે. અવતારોને બ્રહ્મરૂપે ગણી રામાવતારને પ્રાધાન્યતઃ પૂજેછે. ભક્તવત્સલ વાસુદેવ ભક્તોના ઉપર પ્રસાદ કરવાને **પચધારૂપ** ધરેછે. **અર્ચા**–પ્રતિમા વગેરે; **વિભવ**–રામાદિ અવતાર; **વ્યૂહ**–વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ વ્યૂહ; **સૂક્ષ્મ**–વાસુદેવાખ્ય પરબ્રહ્મ, અને અંતર્યા

**ઉપાસના** પાચ પ્રકારે છે અભિગમન-દેવતાસ્થાનમાં માર્જન વગેરે ઉપાદાન-ગંધ પુષ્પ વગેરે પૂજા સામગ્રી પ્રાપ્ત કરવી, ઇજ્યા-પૂજન સ્વાધ્યાય-મંત્ર જપ વૈષ્ણવસૂક્ત વગેરેનો પાઠ, અને યોગ-અંતર્યામીનું ધ્યાન

શ્રીઆચાર્યે પ્રસ્થાનત્રયના ઘણા સારા ભાષ્યો રચેલા છે ભક્તિ **વિવેકાદિ** સાધનથી સિદ્ધ થઇ વૈકુંઠમા પહોચાડેછે. વિવેક-અદુષ્ટ અન્નથી સત્ત્વશુદ્ધિ, વિમોક-કામનાનો અનભિષ્વંગ, અભ્યાસ-વારંવાર સશીલન ક્રિયા-શક્તિ અનુસાર શ્રૌત સ્માર્ત કર્મનું અનુષ્ઠાન કલ્યાણ-સત્ય, દયા, દાન વગેરે, અનવસાદ-અદૈન્યસ્વરૂપ શ્રદ્ધા, અને અનુદ્ધર્ષ-પરમ સંતોષરૂપ આનંદ

રેચક-પ્રાણનું શરીરમાથી બહાર નીકળવુ તે (જુઓ-**પ્રાણાયામ**)

લક્ષણ-ઉદ્દિષ્ટ વસ્તુનો કોઇ અસાધારણ ધર્મ સ્વરૂપલક્ષણ, તટસ્થ-લક્ષણ -૨ સચ્ચિદાનદ-બ્રહ્મનું સ્વરૂપલક્ષણ જગતનું અભિન્નનિમિત્તોપાદાન કારણ-બ્રહ્મનું તટસ્થ લક્ષણ जन्माद्यस्य यत । ब्र सू (જુઓ-**તત્ત્વનિર્ણય**)

લક્ષણદોષ-અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ, અસભવ -૩ लक्ष्यैकदेशावृत्तित्वमव्याप्ति। यथा गो कपिलत्वम् ॥ अलक्ष्यवृत्तित्वमतिव्याप्ति । यथा गो शृंगित्वम् ॥ लक्ष्यमात्रावर्तनमसंभव । यथागोरेकशफत्वम् ॥ त सं

લક્ષણા-(વેદાંત) મૂળ અર્થ બંધ ન બેસવાથી રૂઢીને લીધે કે કાંઇ પ્રયોજન સારૂ શબ્દોના મુખ્ય અર્થને તજીને બીજો અર્થ તે સબધે લેવો પડે એ લક્ષણાનુ લક્ષણ છે. લક્ષણા ૨ પ્રકારે થાયછે કેવળ સાદૃશ્ય સંબધવાળી-ગૌણી, તદરિક્ત સંબધવાળી શુદ્ધ. શુદ્ધ લક્ષણાના ૨ ભેદ છે જહત્ લક્ષણા-જહત્સ્વાર્થલક્ષણ લક્ષણા-મુખ્યાર્થને તજીને લાક્ષણિક અર્થ લેવાયછે તે અજહત્લક્ષણા-અજહત્સ્વાર્થા-ઉપાદાન લક્ષણા-પોતાનો અર્થ ન તજતા લાક્ષણિક અર્થ લેવાયછે તે જહદ-જહત્ લક્ષણા-ભાગ ત્યાગ લક્ષણા-મુખ્ય અર્થના કંઇક ભાગનો ત્યાગ અને કંઇકનો નહિ તે

(૨) પદનો અર્થથી સંબંધ તે વૃત્તિ. ૧. શક્તિવૃત્તિ. ૨. લક્ષણાવૃત્તિ. જે પદથી જે અર્થનું સાંભળતાં જ જ્ઞાન સર્વ પુરુષને થાય એવું જે પદનું સામર્થ્ય તે શક્તિ. જે પદમાં જે અર્થની શક્તિ હોય તે પદનો તે અર્થ શક્ય અથવા વાચ્ય; વાચ્ય અર્થનો જે સંબંધ અથવા મેળાપ તે લક્ષણાનું સ્વરૂપ. જે અર્થના પદની શક્તિથી જ્ઞાન ન થાય, પણ લક્ષણથી ભાન-જ્ઞાન થાય તે પદનો લક્ષ્યઅર્થ. જ્યાં વાચ્ય અર્થ સંપૂર્ણ ત્યાગીને વાચ્ય અર્થના સંબંધીનું જ્ઞાન થાય તે જહતી લક્ષણા; ઉદાહરણ-ગંગામાં ગામ છે. વાચ્ય અર્થ સહિત વાચ્યના સંબંધીનું જે પદથી જ્ઞાન થાય તે અજહતી; શનો દોડે છે. જ્યાં પદના વાચ્ય અર્થમાંથી એક ભાગનો ત્યાગ હોય અને એક ભાગનું ગ્રહણ હોય તે ભાગત્યાગ-જહતીઅજહતી; તે આ દેવદત્ત.

લક્ષ્યાર્થ-શક્યાર્થ સાથે સંબંધ રાખનાર અર્થ. (જુઓ-શાબ્દ)

લય-નિદ્રા વગેરે આળસ. (જુઓ-સાધન)

લિંગ-ઉપક્રમ, ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ, ઉપપત્તિ ૬.

લિંગદેહ-સૂક્ષ્મ શરીર. (જુઓ-વેદાંત)

લોક-ભૂર્, ભુવર્, સ્વર્, જન, મહર્, તપ, બ્રહ્મ-સત્યઃ-૭.
સ્વર્ગ, મૃત્યુ, પાતાલઃ-૩

લોકસંગ્રહ-જગતનું કે મનુષ્ય જાતનું ભલું કરવું.

વર્ણ-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્રઃ-૪

વર્તમાનપ્રતિબંધ-વિષયાસક્તિ, બુદ્ધિમાંદ્ય, કુતર્ક, વિપર્યયદુરાગ્રહઃ-૪

વલ્લભાચાર્ય-વૈષ્ણવ-પુષ્ટિમાર્ગના પ્રવર્તક. (જુઓ-વૈષ્ણવપુષ્ટિમાર્ગ)

વાક્ય-મહાવાક્ય, અવાંતરવાક્યઃ-૨. ૪ વેદનાં ૪ મહાવાક્ય-પ્રજ્ઞાનં બ્રહ્મ। ઋગ્વેદ-ઐતરેય; અહંબ્રહ્માસ્મિ। યજુર્વેદ-બૃહદારણ્યક; તત્ત્વમસિ। સામવેદ-છાંદોગ્ય; અયમાત્મા બ્રહ્મ। અથર્વવેદ-માંડૂક્ય.

વાણી-પરા, પશ્યન્તી, મધ્યમા, વૈખરીઃ-૪. અવ્યાકૃતમાં વાચથી જ વ્યાકૃતિ થાયછે. અવ્યાકૃત, કારણ, સૂક્ષ્મ, સ્થૂલ એ ચાર સ્થાનની વાચ્ તે પરા, પશ્યંતી, મધ્યમા ને વૈખરી છે. પરા સર્વદા સર્વને અગમ્ય છે;

**પશ્યંતી** એ દેવભાષા-સર્વમાન્ય એક ભાષા છે; **મધ્યમા** એ યોગીઓની ભાષા છે અને **વૈખરી** તે અન્યોન્યને સમજાય તેવી પ્રાકૃત લોકની ભાષા છે. પ્રતિ મનુષ્યમાં પણ ચારે વાચ્ છે. પરા અગમ્ય છે; પશ્યતી દ્વારા શુદ્ધ જ્ઞાન એકાએક સ્ફુરી ઉઠે છે; વૈખરી જે આપણે બોલીએછીએ તે ઉચ્ચારો ગણાયછે.

**વાદ**-(ન્યાય) તત્ત્વનિર્ણય કરવાને તકરાર કરવી તે. વાદ, જલ્પ, વિતંડાઃ-૩ પ્રતિબિંબવાદ, અવચ્છેદવાદઃ-૨

**વાનપ્રસ્થ**-ચાર આશ્રમમાંનો એક. વાનપ્રસ્થ-વૈખાનસ, ઔદુમ્બર, વાલખિલ્ય, ફેનપઃ-૪ (જુઓ-**આશ્રમ**)

**વિકાર**-જન્મ, અસ્તિત્વ, વૃદ્ધિ, પરિણામ, અપક્ષય, વિનાશઃ-૬

**વિકૃતિ**-તત્ત્વમાં વિકાર થવો. (જુઓ-**તત્ત્વ**)

**વિક્ષિપ્ત**-વિષયમાં વિશેષ રોકાયેલું ચિત્ત. (જુઓ-**ચિત્ત**)

**વિક્ષેપ**-ચિત્તની ચંચળતા. (જુઓ-**ચિત્ત, સાધન**)

**વિક્ષેપશક્તિ**-પ્રકૃતિની વિસ્તાર પામવાની શક્તિ, માયા. (જુઓ-**વેદાંત**)

**વિચારસમાધિ**-સૂક્ષ્મતત્ત્વોને લક્ષ ભાવના સ્થિર થવા માટે તે. (જુઓ **સમાધિ**)

**વિજ્ઞાન**-અનુભવપૂર્વક જ્ઞાન.

**વિજ્ઞાનમયકોષ**-બુદ્ધિ જેમાં પ્રધાન છે તે કોષ. (જુઓ-**વેદાંત**)

**વિતંડા**-(ન્યાય) પોતાનો કોઇ પક્ષ સ્થાપન કર્યા વિના જ સામાનામાં દૂષણ વગેરે આપી તકરાર કર્યાં જવી તે. स(जल्पः) प्रतिपक्षस्थापनाहीनो वितंडा। गौ. सू.

**વિદ્યા**-ચારવેદ ઉપવેદસહિત, ૭ અંગ, ચાર ઉપાંગઃ-૧૪. ચારવેદ, ચાર ઉપવેદ, ૭ અંગ, ચાર ઉપાંગઃ-૧૮. (૨) જ્ઞાન, અધ્યાત્મિક જ્ઞાન.

**વિધિ**-અમુક કરવું એવાં આજ્ઞાર્થક વચન. (જુઓ-**બ્રાહ્મણ**)

**વિધિવાક્ય**-અપૂર્વ વિધિ, નિયમ વિધિ, પરિસંખ્યા વિધિઃ-૩

**વિધેયાદિગુણ**-વિધેયગુણ-સાક્ષાત્બોધક-સત્, ચિત્, આનંદ, બ્રહ્મ, સ્વયંપ્રકાશ, કૂટસ્થ, સાક્ષી, દ્રષ્ટા, ઉપદ્રષ્ટા, એકઃ-૧૦. નિષેધ્યગુણ-પ્રપંચના

નિષેધદ્વારા બોધક–અનંત, અખંડ, અસંગ, અદ્વિતીય, અજન્મા, નિર્વિકાર, નિરાકાર, અવ્યક્ત, અવ્યય, અક્ષર –૧૦

વિપક્ષ–સાધ્યની વસ્તુ જેમાં જેમાં નથી એમ નિશ્ચય થયો હોય તે निश्चितसाध्याभाववान् विपक्ष । तर्क सं

વિપર્યય–અવળું જ્ઞાન विपर्ययो मिथ्याज्ञानमतद्रूपप्रतिष्ठितम् । યો. સૂ. मिथ्याज्ञान विपर्यय । तर्क म

વિપાક–કરેલા કર્મનું ફળ (જુઓ–સમાધિ)

વિરાગ સ્વર્ગાદિ પર્યંતના સંસારના ભોગને તુચ્છ જાણવા તે (જુઓ–સાધન)

વિરાટ્–બ્રહ્માંડનો સ્થૂળદેહ (જુઓ–વેદાંત)

વિરુદ્ધ–જ્યાં સાધ્યના અત્યંત અભાવની સાથે જ વ્યાપ્તિ રાખનાર હેતુ પ્રયોજવામાં આવે તે (જુઓ–હેત્વાભાસ)

વિવર્તવાદ–અનિર્વચનીય ખ્યાતિ (જુઓ–વેદાંત, ખ્યાતિ)

વિવાહ–બ્રહ્મચર્યાશ્રમ સમાપ્ત કરી ગૃહસ્થાશ્રમનો પ્રારંભ કરવો–સ્ત્રી કરવી તે સંસ્કાર (જુઓ–સંસ્કાર) વિવાહ ૮ પ્રકારના છે. બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ, પૈશાચ

વિવેક–નિત્ય અનિત્ય, સત્ય અસત્યનો વિવેક (જુઓ–સાધન)

વિવેકાદિ–ભક્તિ સિદ્ધ કરવાના સાધન–વિવેક, વિમોક, અભ્યાસ, ક્રિયા, કલ્યાણ, અનવસાદ, અનુદ્ધર્ષ (જુઓ–રામાનુજ)

વિશિષ્ટાદ્વૈત–શ્રીરામાનુજનો સ્થાપેલો સંપ્રદાય, શ્રીસંપ્રદાય. (જુઓ–રામાનુજ)

વિશેષ–(વિશેષિપ્) પદાર્થોને જુદે જુદે રૂપે સ્થાપનાર, દ્રવ્યોના નિત્યરૂપમાં રહેનારા

વિષય–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ગંધ –૫

વૃત્તિ–મનની ૩ વૃત્તિ છે, શાંત, ઘોર, મૂઢ વૈરાગ્ય, શાંતિ, ઔદાર્ય ઇત્યાદિ શાંત વૃત્તિ છે તૃષ્ણા, સ્નેહ, રાગ, લોભ ઇત્યાદિ ઘોર વૃત્તિ છે સંમોહ, ભય ઇત્યાદિ મૂઢ વૃત્તિ છે એ સર્વ વૃત્તિઓમાં બ્રહ્મની ચિત્ સ્વભાવતાનું પ્રતિબિંબ પડેછે, પણ સુખનું પ્રતિબિંબ તો માત્ર શાંત

વૃત્તિમાં જ પડેછે.

અજ્ઞાનનો નાશ કરનારી-વૃત્તિવ્યાપ્તિ; પદાર્થને પ્રકાશનારી-ફલવ્યાપ્તિ (જુઓ-વેદાંત)

**વૃત્તિનિરોધ**-રાજયોગ; સમાધિ. (જુઓ-યોગ, સમાધિ)

**વેદ**-મંત્ર બ્રાહ્મણ આરણ્યક અને ઉપનિષદથી પ્રસિદ્ધ સમગ્ર સમુદ; જ્ઞાનમાત્રનો ભંડાર-સર્વજ્ઞાનનું સ્વરૂપ. તે નિત્ય, અનાદિ, અપૌરુષેય છે. વેદ ૪ છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ. પહેલા ત્રણ વેદત્રયી કહેવાયછે.

**વેદાંગ**-વેદાંગ ૬ છે. શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, જ્યોતિષ, છંદ.

**વેદાંત**-વેદનો અંત, વેદપ્રતિપાદિત માર્ગનું પરમ ફલ, બ્રહ્મજ્ઞાન, ઉપનિષદ તે વેદાંત. વેદાંતના પ્રણેતા વ્યાસ. ઉપનિષદનું રહસ્ય સમજાવવાનાં વ્યાસે સૂત્ર રચેલાં છે. એ વ્યાસસૂત્ર, વેદાંતસૂત્ર, બ્રહ્મસૂત્ર, **ઉત્તરમીમાંસાસૂત્ર** કે શારીરસૂત્ર કહેવાયછે. (જુઓ-બ્રહ્મસૂત્ર) એ સૂત્ર, દશ મુખ્ય ઉપનિષદ અને ભગવદ્ગીતા એ ત્રણનું નામ **પ્રસ્થાનત્રય**. જેમ **પૂર્વમીમાંસા** ધર્મનો વિચાર કરેછે, તેમ **ઉત્તરમીમાંસા** બ્રહ્મનો વિચાર કરેછે. શ્રુતિ-ઉપનિષદનું પ્રાધાન્ય રાખતાં તેને યુક્તિ તથા અનુભવથી સમર્થન આપેછે. ધર્મમીમાંસાના વિષય, સંશય, પૂર્વપક્ષ, સિદ્ધાંત અને સંગતિ એ માન્ય છે. ઇશ્વર આપ્તકામ હોવાથી કર્તા ઇશ્વર સંભવતો જ નથી. કર્મથી ઇશ્વર પ્રેરાય અને ઇશ્વરથી કર્મ પ્રવર્તે તો **અન્યોન્યાશ્રય** દોષ આવેછે; વળી ઇશ્વરને કર્તા માનવાથી વૈષમ્ય અને **નિર્ઘૃણ્ય** દોષ પણ થાયછે. જીવભાવ ટળી જવો એ જ **મોક્ષ** છે. સાંખ્યની તત્ત્વવ્યવસ્થા અને પતંજલિના યોગમાર્ગને સ્વીકારેછે, પણ ઇશ્વરકૃપાથી મોક્ષ સ્વીકારતા નથી. વેદાંતનો ઇશ્વર બ્રહ્મ છે, ધર્મ જ્ઞાન છે અને મોક્ષ કૈવલ્ય છે. જ્ઞાનનું જુદે જુદે રૂપે પ્રકાશવું તે વૃત્તિ. વૃત્તિરૂપ જ્ઞાન ખરૂં જ્ઞાન નથી; પણ વૃત્તિરહિત જ્ઞાન-સર્વદા એકરૂપ જ્ઞાન તે સત્ય જ્ઞાન છે. જ્ઞાન સ્વયંપ્રકાશ છે. જ્ઞાન, સત્ ચિત્ત આનંદરૂપ છે, માટે વસ્તુમાત્ર

સત્ ચિત્ આનંદરૂપ છે. **જ્ઞાન** એ જ વેદાંતનો ઈશ્વર છે, એ જ બ્રહ્મ. દ્રષ્ટા દૃષ્ટિ દર્શન ત્રિપુટીની એકતારૂપ બ્રહ્મ. આ પ્રકારના વસ્તુસ્વરૂપને **અદ્વૈત** કહેછે. કોઇપણ પ્રકારના પરિચ્છેદથી રહિત સર્વમય એકરૂપ તે જ **ભૂમા.** ત્રણે પરિચ્છેદશૂન્ય-એક જ અદ્વિતીય. એ જ **આત્મા.** હુંપણા રૂપી આત્મા છે જ નહિ, આત્મા તો સર્વરૂપી છે, આત્મા એ જ સર્વ; એ જ **પરમાત્મા.**

નામરૂપ પામવાં એ એક પ્રકારનો પ્રકૃતિનો વિસ્તાર છે, માટે નામરૂપાત્મક **માયા** તે પ્રકૃતિની વિસ્તાર પામવાની શક્તિ-**વિક્ષેપશક્તિ** છે. વિક્ષેપ પામવા છતાં પણ પ્રકૃતિ સ્વત: કદિ સમજાતી નથી. આવિર્ભૂત થતી નથી. સર્વદા આવૃત્ત જ રહેછે, માટે ન જણાતાં છતાં હોવારૂપ જે અજ્ઞાન તે પ્રકૃતિની **આવરણશક્તિ.** માયા અને અજ્ઞાન તેવું જ એક નામ **અનિર્વચનીય** છે. **અનિર્વચનીયખ્યાતિ** તે જ **વિવર્તવાદ.** વિવર્ત એટલે જે વસ્તુ જે રૂપે નથી તે રૂપે તેને જાણવી. જ્ઞપ્તિ પ્રકૃતિરૂપ બ્રહ્મ તેનાં વિવર્ત તે જ નામ રૂપ. વિવર્ત શું છે, કેમ થયો, ક્યાંથી થયો એ સર્વ અનિર્વચનીય. બ્રહ્મને કર્તાપણું નથી છતાં આરોપાયછે. વિવર્ત વસ્તુ યાથાત્મ્ય ન છતાં તેમ મનાયછે, એ અજ્ઞાનને લીધે બનેછે, એનું જ નામ **અધ્યાસ.** કોઇક **સૃષ્ટિદૃષ્ટિવાદ** માનેછે. કેટલાક અવચ્છેદ તથા પ્રતિબિંબથી પદાર્થ સ્થિતિ સમજાવેછે, એ **બિમ્બપ્રતિબિંબવાદ.**

બ્રહ્મ કોઇનું કારણ નથી, કાર્ય નથી; જ્ઞાનમાત્રજ એકરસ બ્રહ્મ છે, અદ્વૈત તે અદ્વૈત જ; બ્રહ્મ જ્ઞાન છે, વાણી અને મનથી પર તે બ્રહ્મ છે, તે અનિર્વચનીય જ છે, એ **અજાતવાદ.** કોઇકોઇનું કારણ નથી, થતું યે નથી ને થનારે નથી, છે તેમ છે, અજાત છે, બ્રહ્મરૂપ પરમ અજાતિ એ જ કેવળ સત્ય છે. આ વાદ સર્વ અદ્વૈતવાદીને સંમત તથા કેવળ નિર્બાધ હોવાથી તે **પ્રૌઢીવાદ** કહેવાયછે.

**સુષુપ્તિ, સ્વપ્ન, જાગ્રત** એ ત્રણ અવસ્થાના ત્રણ અભિમાની અંશ કારણ, સૂક્ષ્મ અને સ્થૂલમાં રહેછે. કારણદેહના સંસ્કારથી

સૂક્ષ્મ પ્રેરણા થાયછે અને **અહંકાર** પ્રકટેછે. તે અહંકાર સ્થૂલને પ્રેરેછે એટલે સ્થૂલ સાથે સૂક્ષ્મ તથા કારણની એકતા થઇ વ્યવહાર સંભવેછે. જો સર્વદા સુષુપ્તિ જ રહે– સર્વદા સંસ્કારોનો એટલે વાસનાનો તિરોભાવ જ રહે, તો કેવળ જ્ઞાનમય–આનંદમય સ્થિતિ ચાલ્યા જ કરે, એ જ **બ્રહ્મભાવ.** જાગ્રતમાં પણ સુષુપ્તિ જ થાય–જાગતાં ઉંઘાય તો જ આવું બની શકે. આનું નામ **તુર્યાવસ્થા** આ પારમાર્થિક એકરસ જ્ઞાનમાત્ર છે–બ્રહ્મ છે, મનોવાગગોચર છે, અવર્ણ્ય છે. જેમ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ ને તુર્યા ચાર પિંડગત છે, તેમ સૃષ્ટિ, અવાતરપ્રલય, મહાપ્રલય ને સદ્રૂપતા એ ચાર બ્રહ્માંડને છે ચાર દેહ પણ જેમ પિંડમાત્રને છે, તેમ બ્રહ્માંડને છે.

જેમ કરોળિયો જે જડચેતનાત્મક છે, તે પોતાની મેળે જ પોતામાંથી જાળ પેદા કરેછે, તે પોતે જ **નિમિત્તકારણ** તથા **ઉપાદાનકારણ** થાયછે, તેમ જડચેતનના અનન્યત્વરૂપ સત્ પોતે જ સૃષ્ટિમાત્રનું **અભિન્નનિમિત્તોપાદાન** કારણ છે. ચેતન અંશ વિવર્ત પામેછે, ને જડ અંશ પરિણામ પામેછે. ત્રણ ગુણાત્મક પ્રકૃતિ છે ને તેમાંનો રજોંશ તે તેને પ્રવર્તાવનાર છે. બ્રહ્મમાં રજોંશને લીધે સૃષ્ટિ સંભવ છે તેને ઉપનિષદો વાચ્ કહેછે. શબ્દસહિત સૃષ્ટિઉન્મુખ બ્રહ્મ તે **શબ્દબ્રહ્મ.** વાચથી કે રજોગુણથી પ્રવૃત્ત થયેલી પ્રકૃતિ **સત્ત્વપ્રધાના** અને **તમઃપ્રધાના** બે રૂપે પરિણમેછે. સત્ત્વપ્રધાનામાં પણ રજોંશને લઇ શુદ્ધાશુદ્ધ ભેદ પડેછે, એટલે શુદ્ધસત્ત્વપ્રધાના અને અશુદ્ધ સત્ત્વપ્રધાના એવા બે પ્રકાર થાયછે. શુદ્ધ સત્ત્વપ્રધાનામાં જે ચિદંશ ભાસેછે તેને **ઇશ્વર** નામ આપેલું છે. ઇશ્વર સહિત શુદ્ધસત્ત્વા પ્રકૃતિ **માયા** એ નામથી કહેવાયછે. અશુદ્ધસત્ત્વામાં ચિત્તનું જે પ્રતિબિંબ તેને **પ્રાજ્ઞ** કહેછે, ને તે સહિતની પ્રકૃતિ તેને **અવિદ્યા** કહેછે.

પ્રાજ્ઞસહિત જે પ્રકૃતિ તે અવિદ્યા પ્રાજ્ઞને ચિદ્રૂપત્વ ન સમજવા દેનાર **અજ્ઞાન.** આ પ્રાજ્ઞ સહિત જે અવિદ્યા તે જ વિક્ષેપાવરણશક્તિ સહ વર્તમાન છે, અને **કારણદેહ** કહેવાયછે. કારણદેહ અજ્ઞાન તિરસ્કૃત

જ્ઞાનમય સુખદુઃખાભાવરૂપે છે તેથી તે આનંદમયકોષ કહેવાયછે. કારણદેહ, તેનો આનંદમયકોષ અને પ્રાજ્ઞ તેમાં અભિમાની. એ પ્રાજ્ઞને માટે જ સૃષ્ટિ તેથી તે ભોક્તા. માયા સહિત ઇશ્વર અને અવિદ્યાસહિત પ્રાજ્ઞ, તે બ્રહ્માંડ અને પિંડના કર્તા ભોક્તારૂપ કારણદેહ છે. તમઃપ્રધાના પ્રકૃતિમાં ઇશ્વરસ્થાનથી પ્રેરણા થાયછે ને તેમાંથી પ્રથમ તો શબ્દ-વાચ-રજોંશ ગુણસહિત આકાશ થાયછે. તેમાંથી વાયુ, તેમાંથી તેજ, તેમાંથી જલ અને તેમાંથી પૃથ્વી થાયછે. વાયુ પાંચ પ્રકારે વર્તેછે. હૃદય, ગુદા, નાભિ, કંઠ, સર્વાંગમાં રહી પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન કહેવાયછે.

પૃથ્વીપર્યંત પંચતત્ત્વ થતાં જ વાયુ-પંચ પ્રાણાત્મક-થયેલો હોયછે, એટલે બ્રહ્માંડનો પ્રાણ ઉદ્ભવે છે એ પ્રાણમયકોષ. પાંચ તત્ત્વમાં તમોંશ પ્રધાન છે, પણ કંઇક સત્વાંશ તથા રજોંશ પણ છે, તેથી સત્વાંશને લીધે પાંચ જ્ઞાનેંદ્રિય-શ્રોત્ર, ત્વગ્, અક્ષિ, રસના, ઘ્રાણ-આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી તત્ત્વની બનેલી જન્મેછે; અને રજોંશને લીધે એ જ પાંચતત્ત્વપ્રાધાન્ય પાંચ કર્મેંદ્રિય-વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ જન્મેછે. પાંચ જ્ઞાનેંદ્રિયોને અંતઃકરણ-જ્ઞાન પામવાનું આંતર ઇંદ્રિય સાધન અંતઃકરણનો ધર્મ દ્વિધા છે. મન, બુદ્ધિ. મન બે પ્રકારે વર્તેછે; ચિત્ત અને અહંકાર. જેમ પ્રાણ-ધર્મ તે પ્રાણમયકોષ એમ મનોધર્મ જેમાં પ્રધાન છે તે મનોમય-કોષ; અને બુદ્ધિ જેમાં પ્રધાન છે તે વિજ્ઞાનમયકોષ. બ્રહ્માંડનો સૂક્ષ્મ દેહ ૧૭ તત્ત્વનો બનેલો છે. પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય અને મન તથા બુદ્ધિ. કારણદેહ તે આનંદમયકોશ, તેમ જ્ઞાન કર્મેંદ્રિયરૂપ સૂક્ષ્મદેહ તે પ્રાણમય, મનોમય તથા વિજ્ઞાનમયકોષ. સૂક્ષ્મદેહ લિંગદેહ પણ કહેવાયછે. બ્રહ્માંડના કારણ-દેહ સહિત ઇશ્વર, તે સૂક્ષ્મદેહગત હિરણ્યગર્ભ. ઇશ્વ -
અંતર્યામી કહેછે. તેમ હિરણ્યગર્ભને સૂત્રાત્મા કહેછે. ''
દ્યામાં રહેલો પ્રાજ્ઞ, જે વ્યક્તિનો કારણદેહ તથા અ:'

લિંગદેહમાં **તૈજસ** કહેવાયછે. આવી રીતે કારણદેહ તથા લિંગદેહ, બ્રહ્માંડના તેમ જ પિંડના ઘડાયછે.

મૂલનાં આકાશાદિ જે પચતત્ત્વ તેનું પચીકરણ થઇ, એ પંચીકૃતભૂતમાંથી સ્થૂલદેહ પેદા થાયછે. (જુઓ-**પંચીકરણ**) લિંગાભિમાની હિરણ્યગર્ભ અથવા સૂત્રાત્મા તે, સ્થૂલદેહાભિમાની **વૈશ્વાનર** અથવા **વિરાટ્** થાયછે, ને તૈજસ તે જીવ થાયછે. બ્રહ્માંડનો સ્થૂલદેહ તે વિરાટ્, પિંડનો સ્થૂલદેહ તે **જીવ.** એક એક વસ્તુ તે જીવ, એનું નામ વ્યષ્ટિ એ બધી વ્યષ્ટિનો સમુદાય, વ્યક્તિમાત્રનો સરવાળો તે વિરાટ્, એનું નામ **સમષ્ટિ.** સ્થૂલદેહ તે **અન્નમયકોષ** છે. એક જ **ચિત્** જુદાં જુદાં નામ ઉપાધિવશાત્ લેછે. **ઇશ્વર, જીવ, કૂટસ્થ. પ્રાજ્ઞ** કહ્યો તે જ કૂટસ્થ. (જુઓ-**ચિત્**) કૂટસ્થ જીવભાવને પામેછે, પ્રાજ્ઞ જ સ્થૂલાભિમાની જીવ બનેછે. લિંગદેહ સહિત જે પ્રાજ્ઞ કે કૂટસ્થ તે જીવ. અંતઃકરણમાં ચિદાભાસ તે જીવ. **ચિદાભાસ**-અંતઃકરણ અને અંતઃકરણની વૃત્તિ વિષે સામાન્ય ચૈતન્ય બ્રહ્મનું પ્રતિબિંબરૂપ તે, ચૈતન્ય બ્રહ્મના લક્ષણથી રહિત હોય અને ચૈતન્યની પેઠે ભાસે તે. आभास एव च' બ્ર. સૂ. લિંગદેહ બદલાયા કરેછે, પણ કૂટસ્થ બદલાતો નથી. જી એ ભાવ જ મિથ્યા છે, જીવપણું છે જ નહિ, છતાં જીવપણું મન જાય તો છે, ત્યારે તે સમજને યથાર્થ કરવી, જીવભાવથી છૂટ એટલું જીવને પોતાને જ કરવાનું છે.

કારણ વિના કાર્ય થતું નથી એ મહાવ્યાપ્તિરૂપ નિયમ સર્વતઃ સિદ્ધાંત છે. એ જ નિયમે બધું પ્રવર્તેછે, જીવો અવસ્થાંતર પામેછે જન્મેછે, મરેછે, સુખી દુઃખી થાયછે, એનું જ નામ **કર્મ.** કર્મ એટલે કાર્ય કારણરૂપ નિયમોની સંગતિ, અને તે નિયમમાં અકર્મ કામ તે પણ કર્મ-ફલ. જેવું જેવું કર્મ તેવી તેવી ગતિ; જેવાં કારણો જે પેદા કરે તેવાં કાર્ય તે ભોગવે. કર્મ અનાદિ છે. કર્મ ત્રણ પ્રકારનાં છે; **સંચિત, પ્રારબ્ધ, ક્રિયમાણ.** જે અનાદિ કર્મસમૂહ તે સંચિત. તેમાંથી જેટલો વિભાગ ફલ આપવા તત્પર થયો છે ને

અમુક જીવને તે જીવરૂપે કોઇ ક્ષણે સ્થાપી રહ્યો છે એ પ્રારબ્ધ; એનો મરણની સાથે જ ક્ષય થાયછે. જીવ પોતે પ્રારબ્ધને અધીન થઇ જે કાંઇ કરે તે ક્રિયમાણ. એ ક્રિયમાણ પ્રારબ્ધ સાથે જ ભોગવાય તેટલું ભોગવાય અને બાકીનું સંચિતમાં મળી પુનઃ પ્રારબ્ધરૂપે નવા જન્મ માટે તૈયાર થાય. આ ત્રણે પ્રકારની કર્મ વ્યવસ્થાના ચક્રમાંથી કોઇ મુક્ત નથી. જીવનુ કર્તવ્ય ક્રિયમાણમાં સમાયછે. મરણ સમયે જે જ્યાંથી અટક્યું હોયછે ત્યાંથી જ પુનર્જન્મ પામ્યા પછી આરંભે છે અને કર્મ કરી સ્વપરાક્રમથી આગળ વધેછે. પુનર્જન્મ ન માનીએ તો કૃતનાશ અકૃતાભ્યાગમ રૂપ અવ્યવસ્થા થાય, કર્મ વ્યવસ્થા ખોટી પડે. માટે પુરુષાર્થનો અવકાશ સ્પષ્ટ છે. कृतप्रयत्नापेक्षस्तु विहित-प्रतिषिद्धावैयर्थ्यादिभ्य। બ્ર. સૂ.

વસ્તુગતિ યથાર્થ સમજવી તે મોક્ષ. અધ્યાસ, જે મિથ્યા છે, તે બંધરૂપ છે, એ બંધનનો ભંગ તે મોક્ષ. વસ્તુગતિ જ મોક્ષરૂપ છે, તેમાં જે બંધ સમજાયછે તે ખોટુ છે. મહાવાક્ય પ્રતિપાદિત બ્રહ્મૈકય જ્ઞાન એ જ મોક્ષ. જ્ઞાન થતાં જ તે જ્ઞાન અનુસાર ભાન થાય અને આચાર વિચાર બધુ સિદ્ધ થઇ જાય, જ્ઞાન પામનાર તે જ્ઞાનરૂપ જ બની જાય, ત્યારે તે ખરૂં જ્ઞાન. અમુક છે એમ જાણવું તે **પરોક્ષ જ્ઞાન**, તે જે છે તે રૂપે થઇ જવું એ **અપરોક્ષજ્ઞાન**. અપરોક્ષજ્ઞાન તે મોક્ષ. જ્ઞાનની ૭ ભૂમિકા છે, સાતમી ભૂમિકા તે જ કૈવલ્યમોક્ષ. (જુઓ-**ભૂમિકા**) તે કદાપિ પ્રવૃત્તિના અભાવરૂપે હોય જ નહિ. સર્વદા જ્ઞાનમાટે મરી પડવું એવી પ્રવૃત્તિ રાખવી એ જ પરમ ઉપદેશ છે. પ્રાકૃતિક ફેરફારો તો પ્રારબ્ધાધીન છે, તે થનારા થશે પણ જ્ઞાનનું અવગાહન કરતાં તો કદાપિ અટકવાનું નથી. पुरुषार्थोऽतः शब्दादिति बादरायणः। બ્ર. સૂ. (સુખ્યતવે સિદ્ધાંતસાર ઉપરથી)

**વૈખરી**–અન્યો અન્ય સમજાય એવી પ્રાકૃત લોકની ભાષા. (જુઓ–**વાણી**)

**વૈજાત્ય**–મળ વાતથી જુદી જ વાતની સિદ્ધિ (જુઓ–**તર્ક**)

**વૈરાગ્ય**–(યોગ) ઐહિક આમુષ્મિક જે જે વિષય છે તે મારે વસ છે,

અનિત્ય છે, દુઃખરૂપ છે ને હું નિત્ય આનંદરૂપ છું એવો નિશ્ચય. दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम्। યો. સૂ.

**વૈરાગ્યાદિ**–વૈરાગ્ય, બોધ અને ઉપરતિ એ પરસ્પર સહાયકારી છે, અને તેનાં હેતુ, સ્વરૂપ અને કાર્ય ભિન્નભિન્ન છે. દોષદૃષ્ટિ, ભોગ ત્યાગ અને ફરીથી ભોગોમાં અદીનતા એ વૈરાગ્યનાં હેતુ, સ્વરૂપ અને કાર્ય છે. શ્રવણ મનન નિદિધ્યાસન, તત્ત્વ અને મિથ્યાનું વિવેચન, અને ફરીથી ગ્રંથિનો અનુદય એ ત્રણ અનુક્રમે બોધનાં હેતુ, સ્વરૂપ અને કાર્ય છે. યમાદિ, મનનો નિરોધ અને વ્યવહારનો ક્ષય એ ત્રણ ઉપરતિનાં હેતુ, સ્વરૂપ અને કાર્ય છે.

**વૈશેષિક**–પ્રણેતા કણાદ. જે અનેક વસ્તુમાં હોય અને જાતે એક હોય તથા અનાદિ સિદ્ધ નિત્ય હોય તે સામાન્ય અંશ; જેનાથી કરીને સામાન્ય અંશે મળતાં છતાં પણ પદાર્થો સ્વતઃ સ્વત્વ પ્રાપ્ત કરેછે, એક એકથી જુદાં પડેછે તે વિશેષ. પદાર્થોના સામાન્ય અંશનો નિર્ણય કરી તત્ત્વજ્ઞાન શોધનાર તે વૈશેષિક.

**વૈશ્વદેવ**–પિતૃયજ્ઞ, દૈવયજ્ઞ અને ભૂતયજ્ઞ ત્રણે જે એક વિધિમાં સમાય છે તે (જુઓ–**મહાયજ્ઞ**)

**વૈશ્વાનર**–સ્થૂલ દેહાભિમાની વિરાટ્. (જુઓ–**વેદાંત**)

**વૈષમ્ય**–વિષમતા; કર્મ સિવાય ઇશ્વરને કર્તા માનવાથી થતો દોષ. (જુઓ–**વેદાંત**)

**વૈષ્ણવ–પુષ્ટિમાર્ગ**–પ્રવર્તક શ્રીવલ્લભાચાર્ય. પુષ્ટિમાર્ગને **શુદ્ધાદ્વૈત** પણ કહેછે. પ્રાચીન અદ્વૈતની પેઠે માયાવાદથી સૃષ્ટિનો નિર્વાહ પુષ્ટિમાર્ગીય અદ્વૈતમાં નથી. કેવળ ચિન્મય સદ્રૂપ બ્રહ્મમાં અચિન્મય અને અસદ્રૂપ માયા સંભવતી નથી. આમ હોવાથી વસ્તુતઃ શુદ્ધ બ્રહ્મ સ્વીકારવું જોઇએ. સત્ ચિત્ આનંદ સ્વતંત્ર બ્રહ્મ સ્વતઃ લીલા માટે સ્વેચ્છાથી પોતાને જ આવિર્ભાવ તિરોભાવ પમાડી સૃષ્ટિ રચેછે. આમ તત્ત્વ વિચાર કરી વિષ્ણુને બ્રહ્મરૂપ ધારી તે અવતારોમાં પણ શ્રીકૃષ્ણાવતારને જ પરબ્રહ્મ રૂપે ભજેછે. એને જ પુરૂષોત્તમ તેમજ

અક્ષરાતીત પણ કહેછે. ગોલોક્વાસી ભગવાનની પાસે સખીભાવે પ્રેમરૂપમાં લીન થવું એજ મોક્ષ ભાગવત, વિષ્ણુપુરાણ ઇત્યાદિ પુરાણોને અને તેમાં યે ખાસ કરી રાસપંચાધ્યાયીને માનેછે, અને શ્રીકૃષ્ણની બાળલીલાનું અનુકરણ પરમધર્મ સ્વીકારેછે. ભક્તિથી જ્ઞાનનો ઉદય થઇ પરિચ્છેદ ભંગ થતાં સાયુજ્ય મળેછે. ભક્તિ ૯ પ્રકારની છે. શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન. એ ઉપરાંત દશમી-પ્રેમલક્ષણા ભક્તિ મોક્ષ સ્વરૂપે છે. બાલસ્વરૂપની સવિશેષ પૂજા આચરેછે. મંદિરોમાં થતા **પૂજાપ્રકાર**– મંગલા, શૃંગાર, ગ્વાલ, રાજભોગ, ઉત્થાપન, ભોગ, સંધ્યા તથા શયન છે.

**વ્યતિરેકવ્યાપ્તિ**–અતિરેક–અભાવ–વ્યાવૃત્તિ. અન્વય–ભાવ–અનુવૃત્તિ.

**વ્યભિચાર**–કાર્ય કારણરૂપે જોડાયેલા ન હોવાપણુ તે. (જુઓ–અનુમિતિ)

**વ્યષ્ટિ**–એક એક વસ્તુ તે જીવ, એનું નામ વ્યષ્ટિ (જુઓ–વેદાંત)

**વ્યસન** તન–મન–ક્રોધ–વિષય–ધન–રાજ્ય–સેવકવ્યસન.–૭

**વ્યાકરણ**–શબ્દ સિદ્ધિ આદિ વિષય. (જુઓ–વેદાંગ)

**વ્યાધિ**–વાતપિત્તશ્લેષ્મજન્ય કરોડો વ્યાધિઓ–સ્થૂલ શરીરના. કામ ક્રોધ આદિ (પ્રાપ્ત થતાં), શાંતિ દાંતિ આદિ (પ્રાપ્ત ન થતાં) વ્યાધિઓ– સૂક્ષ્મશરીરના. આત્મા કારણમાં નાશ પામેલા જેવો પોતાને કે પરને જાણતો નથી એ આગામિ દુઃખના બીજરૂપ વ્યાધિ–કારણ શરીરનો.

**વ્યાપક**–કાર્યકારણ પરત્વે જેનો પ્રદેશ મોટો તે, કારણ. (જુઓ–અનુમિતિ)

**વ્યાઘાત**–મૂળ વાતથી વિરુદ્ધ સામીત થાય તે. (જુઓ–તર્ક)

**વ્યાપ્તિ**–જ્યારે સહચાર હોય અને વ્યભિચાર ન હોય ત્યારે કાર્યકારણનો સર્વતંત્ર સિદ્ધાંત થાય તે. यत्र यत्र धूमस्तत्र तत्राग्निरिति साहचर्यनियमो व्याप्तिः । त. सं. (જુઓ–અનુમિતિ)

**વ્યાપ્ય**–કાર્યકારણ પરત્વે જેનો પ્રદેશ નાનો તે, કાર્ય. (જુઓ–અનુમિતિ)

**વ્યાપ્યત્વાસિદ્ધ**–જ્યારે કોઇ હેતુ સાધ્ય સાધવામાં અન્યની મદદ લેતો હોય, એટલે તે હેતુ ઉપાધિવાળો હોય ત્યારે વ્યાપ્યત્વાસિદ્ધ હેત્વાભાસ. सोपाधिको हेतुर्व्याप्यत्वासिद्धः । त. सं. (જુઓ–હેત્વાભાસ)

**વ્યાસસૂત્ર**-બ્રહ્મસૂત્ર, વેદાંતસૂત્ર. (જુઓ-**બ્રહ્મસૂત્ર, વેદાંત**)

**વ્યાહૃતિ**-ભૂર્, ભુવર્, સ્વર્:-૩. વ્યાહૃતિ, ગાયત્રીની પહેલાં બોલ વ્યાહૃતિની પહેલાં ૐ ઉચ્ચારવામાં આવેછે.

**વ્યોમ-આકાશ-મહાકાશ**-બહાર ભીતર એકરસ વ્યાપક આકા સ્વરૂપ. **મેઘાકાશ**-વાદળને જે અવકાશ આકાશ દેઇ, અને મે જલમાં આકાશનું જે પ્રતિબિંબ તે બને. **જલાકાશ**-જલથી ભ ઘડામા નક્ષત્રાદિ સહિત આકાશનું પ્રતિબિંબ અને ઘટાકાશ બને. ઘ કાશ-જલથી ભરેલા ઘડાને આકાસ જેટલો અવકાશ દે તે. ઘટાકાશ, મહાકાશ, જલાકાશ અને મેઘાકાશ છે; તેમ કૂટસ્થ, બ્ર જીવ અને ઇશ્વર છે.

**વ્યોમાદિના** ગુણ-આકાશનો શબ્દ; વાયુના શબ્દ, સ્પર્શ, તેજ શબ્દ, સ્પર્શ, રૂપ, જલના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, પૃથ્વીના શ સ્પર્શ, રૂપ, રસ, ગધ.

**શક્તિ**-ક્રિયાશક્તિ (પ્રાણમય), ઇચ્છાશક્તિ (મનોમય), જ્ઞાનશક્તિ (વિજ્ઞાનમય):-૩.

**શક્યાર્થ**-કોઇપણ પદનો સાક્ષાત્ મુખ્ય અર્થ તે. (જુઓ-**શાબ્દ**)

**શંકરાચાર્ય**-શ્રીશંકરાચાર્યને વેદાંતદર્શન ઉપર આગ્રહ છે. તેણે પ્રસ્થા ત્રયનાં ભાષ્ય કર્યા છે તેણે જે તત્ત્વદર્શન કરાવ્યું છે તે અપ્રતિ છે, ને તેમાં જ તેની પૂજ્યતા, આચાર્યપણું, બ્રહ્મપણું સમાયે છે. તે જગદ્ગુરૂ કહેવાય છે. એમના સ્થાપેલા ચાર મઠ છે, તે આ પણ પ્રસિદ્ધ છે, શૃંગેરીમાં, કાશ્મીરમાં, બદરિકાશ્રમમાં અને દ્વારકામા એમનામાંથી જ પરંપરાએ ઉતરેલા સંન્યાસી **દશનામી** સન્યાસ કહેવાયછે. શંકરના ગુરૂ ગોવિંદપાદ, અને શંકરના ચાર મુખ્ય શિષ્ય પદ્મનાભ, સુરેશ્વર, હસ્તામલ અને ત્રોટક.

**શબ્દબ્રહ્મ**-શબ્દ સહિત સૃષ્ટિઉન્મુખ બ્રહ્મ. (જુઓ-**વેદાંત**)

**શબ્દશક્તિગ્રહણહેતુ**-વ્યાકરણ, ઉપમાન, કોશ, આપ્તવાક્ય, બૃદ્ધવ્યવહાર વાક્યશેષ, વિવરણ, સિદ્ધપદની સંનિધિ -૮

**શમાદિ**-શમ, દમ, ઉપરામ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાનઃ-૬. (જુઓ-**સાધન**)

**શાબ્દ**-(વૈશેષિક) શબ્દથી થયેલું જ્ઞાન તે શાબ્દ. યથાર્થ બોલનાર પુરુષ આપ્ત કહેવાય. આપ્તવાક્ય તે શબ્દ ને શબ્દથી થયેલું જ્ઞાન શાબ્દ. જે શબ્દનો અમુક અર્થરૂપ સંકેત કરેલો હોય તેને પદ કહેછે, ને તે સંકેતિક અર્થવાચક શબ્દ ધર્મને શક્તિ કહેછે. પદ ૨ પ્રકારનાં છે; મુખ્ય અને લાક્ષણિક. કોઇ પદનો સાક્ષાત અર્થ તે **મુખ્યાર્થ** અથવા **શક્યાર્થ**; અને શક્યાર્થ સાથે સંબંધ રાખનાર અર્થ તે **લક્ષ્યાર્થ**. શક્યાર્થ કે લક્ષ્યાર્થ યુક્ત પદનો સમૂહ તે વાક્ય. વાક્યનો અર્થ બરાબર થવા ત્રણ વાતની અપેક્ષા છે. **આકાંક્ષા, યોગ્યતા, સન્નિધિ**. આકાંક્ષા, યોગ્યતા અને સન્નિધિ ત્રણેથી પદ સમૂહરૂપ વાક્યનો અર્થ થઇ શાબ્દ જ્ઞાન થાયછે. વેદ વચનોરૂપી તેમ જ બીજા સર્વ શાબ્દજ્ઞાનના ત્રણ વિભાગ છે. વિધિ, નિષેધ, અર્થવાદ.

**શારીરિકસૂત્ર**-બ્રહ્મસૂત્ર, વેદાંતસૂત્ર. (જુઓ-**બ્રહ્મસૂત્ર, વેદાંત**)

**શિક્ષા**-ઉચ્ચાર શુદ્ધિ આદિ વિષય. (જુઓ-**વેદાંગ**)

**શુભેચ્છા**-જ્ઞાનની પ્રથમ ભૂમિકા, મોક્ષમાટે ઇચ્છા થવી તે. (જુઓ-**ભૂમિકા**)

**શ્રદ્ધા**-પોતે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે યથાર્થ છે, એમ પોતાની ઉપર તેમ જ ગુરુ શાસ્ત્રાદિ ઉપર શ્રદ્ધા તે. (જુઓ-**સાધન**)

**શ્રવણ**-શાસ્ત્રો વાંચીને કે ગુરુ પાસેથી સાંભળીને ગ્રહણ કરવાં તે. (જુઓ-**ભૂમિકા**)

**ષડ્દર્શન**-ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વ-ધર્મમીમાંસા, ઉત્તર-બ્રહ્મ-મીમાંસા.

**ષોડશોપચાર**-દેવાદિની પૂજા કરવાના ૧૬ ઉપચાર. આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, ઉપવીત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નિવેદ, નમસ્કાર, પ્રદક્ષિણા અને વિસર્જન.

**સંશય**-પરસ્પર ને વિરુદ્ધ નાના પ્રકારના ધર્મયુક્ત જ્ઞાન. નિશ્ચયરહિત જ્ઞાન (જુઓ-**બુદ્ધિ**)

**સંસર્ગાભાવ**-કોઇ સ્થળે અમુક પદાર્થ ન હોય તે. (જુઓ-**અભાવ**)

**સંસાર**-જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, ભોક્તા, ભોગ્ય, ભોગ; કર્તા, કરણ, ક્રિયા-૯

**સંસ્કાર**-એ ૧૬ છે, મનુ ૧૨ વર્ણવે છે **ગર્ભાધાન, પુંસવન, સીમંતોન્નયન, બલિ, જાતકર્મ, નામકરણ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન, ચૌલ, ઉપનયન, (બ્રહ્મચર્યાદિચારવ્રત), સમાવર્તન, વિવાહ**

**સંહિતા**-મન્ત્રોને સંધિ આદિ સહિત લખેલા હોય તે. पदप्रकृतिः संहिता। निरुक्त.

**સંચિત**-અનાદિ કર્મસમૂહ. (જુઓ-**વેદાંત**)

**સત્**-સત્ય, ઇશ્વર, બ્રહ્મ.

**સત્તા**-પરસામાન્ય. (જુઓ-**સામાન્ય**)

**સત્ત્વપ્રધાના**-રજોગુણથી પ્રવૃત્ત થયેલી પ્રકૃતિને પરિણમવાનું બેમાંનું એક રૂપ (જુઓ-**વેદાંત**)

**સત્પ્રતિપક્ષ**-એક પ્રકારનો હેત્વાભાસ. જેને પ્રતિપક્ષી છે એવો હેતુ. (જુઓ-**હેત્વાભાસ**)

**સત્ત્વાદિનાવિકાર**-વૈરાગ્ય, ક્ષાંતિ, ઔદાર્ય ઇત્યાદિ સત્ત્વના; કામ, ક્રોધ, લોભ, યત્ન આદિ રજોના; આલસ્ય, ભ્રાંતિ, તંદ્રા આદિ તમોના.

**સત્ત્વાપત્તિ**-પુરુષને સ્વરૂપજ્ઞાન-પોતાના રૂપનો યોગ થઇ થતી સત્ત્વપ્રાપ્તિ. (જુઓ-**યોગશાસ્ત્ર**)

**સંનિધિ**-પદને સાથે જ બોલવા રૂપ તે. पदानामविलम्बेनोच्चारणं सन्निधि। ત. સં. (જુઓ-**શાબ્દ**)

**સંન્યાસ**-કુટીચક, બહૂદક, હંસ, **પરમહંસઃ**-૪.

**સપક્ષ**-જે જે વસ્તુમાં સાધવાની વસ્તુનો નિશ્ચય થઇ ચૂકેલો હોય તે સર્વ. (જુઓ-**અનુમિતિ**).

**સમાન્ન**-સાધારણ અન્ન-મર્ત્યાન; હુતપ્રહુતરૂપ કે દર્શપૌર્ણમાસ યાગ-દેવાન્ન; દુગ્ધ-પશ્વન્ન, મન, વાણી, પ્રાણ-ઇશ્વરાન્ન-૭

**સપ્તાવસ્થા**-અજ્ઞાન, આવરણ, વિક્ષેપ, પરોક્ષજ્ઞાન, અપરોક્ષજ્ઞાન, શોકનાશ, નિરંકુશ તૃપ્તિઃ-૭

**સમવાય**-(વૈશેષિક) કોઇ બે પદાર્થને, જેમકે તંતુ અને પટને, દ્રવ્ય અને ગુણને કદાપિ જુદાં ન પડી શકે એવે રૂપે સ્થાપનાર; તે એકજ

છે. ગુણ અને ગુણી, જાતિ અને વ્યક્તિ, અવયવ અને અવયવી, નિત્યદ્રવ્ય અને વિશેષ, ક્રિયા અને ક્રિયાવાન્ એ પાંચ પ્રકારના અયુતસિદ્ધયોગ, તે બધામાં સમવાયમાત્રનો સમાવેશ છે.

**સમવાયી**-ઉપાદાન કારણ. (જુઓ-કારણ)

**સમષ્ટિ**-બધી વ્યષ્ટિનો સમુદાય. (જુઓ-વેદાંત)

**સમાધાન**-મનનું સ્થિર થવું અને આનંદનો ઉદય થવો. (જુઓ-સાધન)

**સમાધિ**-(યોગ) ચિત્તવૃત્તિનો કેવળ નિરોધ કરવો તે યોગ, તે સમાધિ. સમાધિ બે પ્રકારની છે. સંપ્રજ્ઞાત, અસંપ્રજ્ઞાત. **ક્લેશ**, **કર્મ**, **વિપાક** અને **આશય** એટલાનો નાશ થાય એવો વૃત્તિનિરોધ તે યોગ. **ક્લેશ** પાંચ પ્રકારના છે. **અવિદ્યા**-અનિત્ય તથા અશુચિ અને દુઃખરૂપ વસ્તુઓને, નિત્ય શુચિ તથા સુખરૂપ માનવી. **અસ્મિતા**-દ્રષ્ટા સાક્ષીરૂપ અકર્તા જે પુરુષ છે, તેણે જે જે દર્શન થાય તેને પોતારૂપ માની અહંતા ધરવી. **રાગ. દ્વેષ. અભિનિવેશ**-ભોગ્ય વિષય અને આ શરીરનો વિયોગ ન થાય એવી આસક્તિ. **કર્મ**-શાસ્ત્રોક્ત જ્યોતિષ્ટોમ ઇત્યાદિ યાગ, કે બ્રહ્મહત્યાદિ નઠારાં તે. **વિપાક**-કર્મનું ફલ. **આશય**-કરેલાં કર્મનાં સંસ્કાર જે ફલ આપતાં સુધી ચિત્તમાં રહેછે તે.

ક્લેશાદિનો નાશ કરનાર ચિત્તવૃત્તિનિરોધ પ્રાપ્ત કરવા સારૂ જે અંતરાય કહ્યા છે તે દૂર કરી અભ્યાસ તથા વૈરાગ્ય સાધવા. અભ્યાસ વગેરે યથાર્થ બની આવે તેને માટે પ્રથમ **ક્રિયાયોગ** કહેલો છે. તપ, સ્વાધ્યાય, ઇશ્વરપ્રણિધાન એ ક્રિયાયોગનુ લક્ષણ છે. કૃચ્છ્ર ચાંદ્રાયણ આદિ વ્રતાચરણથી શરીરને દમવું તે **તપ**. પ્રણવ ગાયત્રી ઇત્યાદિ મન્ત્રોનો યથાર્થ રીતે જપ તે **સ્વાધ્યાય**. શારીરિક માનસિક ઇત્યાદિ ક્રિયામાત્રનું ફલની અપેક્ષા તજી કેવળ ઇશ્વરાર્પણ તે **ઇશ્વરપ્રણિધાન**. આ પ્રમાણે ક્રિયાયોગથી સર્વથા યોગ્યતા પ્રાપ્ત થાય, ત્યારે અષ્ટાંગયોગ કરવાનો છે. यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावंगानि। યો. સૂ. એ આઠ અંગ-**યમ**, **નિયમ**, **આસન**, **પ્રાણાયામ**, **પ્રત્યાહાર**, **ધારણા**, **ધ્યાન**, **સમાધિ** અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય

અને અપરિગ્રહ એ **યમ.** શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઇશ્વરપ્રણિધાન એ **નિયમ.** આ દશ વાત સિદ્ધ થતાં આસનનો વિચાર કરવાનો છે. નિરુપદ્રવવાળા શાંત અને પ્રસન્ન સ્થળમાં રહી આસન સાધવું. **આસન**–જેનાથી ચિત્તની સ્થિરતા સહજમાં બની રહે તે. પદ્મ, ભદ્ર, વીર, સ્વસ્તિક, દંડક, સોપાશ્રય, પર્યંક, ક્રૌંચ, નિષૂદન, સમસંસ્થાન એ દશ મુખ્ય પ્રાચીન ગ્રંથોમાં છે, એના જ વિચારથી આધુનિક ૮૪ થયાં છે.

યમ નિયમ આસનથી જ્યારે આચાર વિચાર ખાનપાન સ્થિતિ બરાબર નિયમાય ત્યારે **પ્રાણાયામ** કરવા માંડવાનું છે. પ્રાણાયામ સુધી જે સાધન કહ્યાં છે તે **બહિરંગ** એટલે બાહ્ય, શરીરને નિયમવાથી સધાય તેવાં છે. હવે **અંતરંગ સાધન** એટલે શરીર સાથે ચિત્તને પણ નિયમવાનાં સાધન કહ્યાં છે. વિષયમાત્રથી ઇંદ્રિયોને પાછી હઠાવી ચિત્તમાં જ સમાવી દેવી તે પ્રતિકૂલ આહરણરૂપી **પ્રત્યાહાર.** એકાદ ચક્રમાં, કોઇ બાહ્ય પદાર્થ ઉપર કે કલ્પિત ભગવત્સ્વરૂપમાં ચિત્તને સ્થિર બાંધી દેવું તે **ધારણા.** જેની ધારણા કરી હોય તેનાજ સ્વરૂપનો પ્રવાહ માત્ર ચિત્તમાં વહે ને બીજો વિસદૃશ પ્રત્યય જ ન ઊઠે–ચિત્ત પોતે તન્મય થઇ, ધારેલી વ્યક્તિમય થઇ જાય, પોતે નિર્મૂલ થઇ જાય તે–**ધ્યાન.** આ પ્રમાણે નિરંતર અભ્યાસક્રમે કરીને ક્લેશાદિ નાશ થતાં સમાધિ પ્રાપ્ત થાયછે. **સમાધિ**–સારીરીતે સમાધાન, **વૃત્તિનિરોધ;** કેવળ ચિન્મય ભાવમાં સ્થિર થવું, મોહમય દુઃખનો અભાવ, આનંદનો ઉદય થવો. तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधि। યો. સૂ.

જ્યારે સ્થૂલ તત્ત્વોને લઇ ભાવના સ્થિર થવા માંડે ત્યારે **સવિતર્કસમાધિ;** જ્યારે સૂક્ષ્મતત્ત્વોને લઇ સ્થિરતા થાય ત્યારે **વિચારસમાધિ;** જ્યારે રજસ્તમોયુક્ત ચિત્તમાત્રની ભાવનાથી સ્થિરતા બને ત્યારે **આનંદસમાધિ** અને જ્યારે રજસ્તમોનો પરાજય થઇ કેવળ સત્ત્વરૂપે પુરુષદૃષ્ટિમાં સ્થિતિ થઇ જાય, ત્યારે **અસ્મિતાસમાધિ.** આ ચારે પ્રકાર **સંપ્રજ્ઞાત** સમાધિના છે. છેવટની જે સત્ત્વવૃત્તિ તે સહિતનો નિરોધ થઇ જાય, ને કૈવલ્ય-ચિન્મયતા પ્રાપ્ત થાય તે **અસંપ્રજ્ઞાત**

સમાધિ સંપ્રજ્ઞાતને સવિકલ્પ અને અસંપ્રજ્ઞાતને નિર્વિકલ્પ સમાધિ પણ કહેછે

**સમાવર્તન**-ગુરુની રજા લઇને ગુરુને સંતોષીને ઘેર પાછા ફરવાનો સસ્કાર. (જુઓ-સસ્કાર)

**સંપત્તિ**-દૈવી, આસુરી -૨

**સર્વતંત્ર**-જે સિદ્ધાંત બધા તંત્ર એટલે વિચારશાસ્ત્રને માન્ય હોય તે (જુઓ-સિદ્ધાંત)

**સવિકલ્પસમાધિ**-સપ્રજ્ઞાત સમાધિ (જુઓ-સમાધિ)

**સહચાર**-કાર્યકારણરૂપ અન્યોન્ય સંબંધ (જુઓ-અનુમિતિ)

**સાંખ્ય**-તત્ત્વને સમ્યાથી-સારી રીતે ખ્યાપન કરવાથી નિર્ણય કરનાર દર્શન

**સાધન**-(વેદાંત) તે ચાર છે વિરાગ, વિવેક, શમાદિસંપત્તિ, મુમુક્ષુતા સંસારના નાશરૂપાતક પદાર્થની નિસારતા અનુભવી તેમા બંધાવું નહિ, ઇંદ્રસ્વર્ગાદિપર્યંતને તુચ્છ જાણવા એવી મનની ઉગ્ર સમાનતા-વિરાગ લય-નિદ્રાદિ આળસ, વિક્ષેપ-ચિત્તની ચચળતા, કષાય-વિષયોમા રસ લાગવો અને રસાસ્વાદ-વિષયભોગ એ ચારથી મુક્ત થવુ તેજ પરમવિરાગ વિવેક-નિત્યાનિત્ય સત્ય અસત્યનો વિવેક શમ-બાહ્યઇદ્રિયને નિયમમા રાખવી દમ-વૃત્તિરૂપ જ્ઞાનને અંતર્મુખ કરી દેવુ વૃત્તિમાત્રને બાહ્યત્વ પામતી અટકાવી અંતર્મુખ કરવી, પ્રત્યગ્દૃષ્ટિ, ઉપરામ-જ્યારે બાહ્ય તથા આંતર બંને ઇંદ્રિ શાંત થાય ને કામના માત્ર ટળી એકરૂપતા થવા માંડે તે તિતિક્ષા-સુખદુઃખરૂપ જે જે દ્વંદ્વભાવના તે મિથ્યા છે એમ યથાર્થ સમજી પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતા કર્તવ્યકર્મમાંથી પાછા ન હઠી નિષ્કામ રહી શાંતિથી પ્રવર્તવુ તે, શ્રદ્ધા-પોતે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે યથાર્થ છે એમ પોતા ઉપર તથા ગુરુ શાસ્ત્રાદિ ઉપર શ્રદ્ધા, સમાધાન-મનનું નિર્વાતસ્થાનમાની દીપજ્યોતિની પેઠે સ્થિર થવુ અને આનંદનો ઉદય થવો તે એ શમાદિ છ સંપત્તિ છે મુમુક્ષુતા-મોક્ષની ઇચ્છાથી જ્ઞાન માટે તીવ્ર ઉદ્યોગ અથાતો બ્રહ્મજિજ્ઞાસા । શમદમાદ્યુપેત

स्यात्तथाऽपि तु तद्विधेस्तदगतया तेषामवश्यानुष्ठेयत्वात् । ब्रह्मसूत्र.

**સાધારણ**-અનૈકાંતિક હેત્વાભાસનો એક પ્રકાર. (જુઓ-હેત્વાભાસ)

**સાધ્ય**-પક્ષવિષે જે સાધવાનુ-તે. (જુઓ-અનુમિતિ)

**સામાન્ય**-(વૈશેષિક) પર, અપર-૨. પરસામાન્યને સત્તા કહેછે. દ્રવ્ય, ગુણ અને કર્મ એ ત્રણ પદાર્થોને વિશે દ્રવ્યત્વ, ગુણત્વ, કર્મત્વ એવો સામાન્ય અંશ રહેલો છે, કેમકે એ ત્રણે અનેક છે, માટે સત્તારૂપ **પરસામાન્ય** એ ત્રણમા જ છે. એથી ઉતરતા પ્રકારનું સામાન્ય તે **અપરસામાન્ય.**

**સામાન્યાધિકરણ**-જેના લોકમા પ્રવૃત્તિ થવાનાં કારણ ભિન્નભિન્ન હોય તથા જેઓ ભિન્ન અર્થના વાચક હોય એવા શબ્દોનો તાત્પર્યવડે એક અર્થને વિષે જે સંબંધ તે.

**સિદ્ધાંત**-(ન્યાય) યથાર્થ જ્ઞાનરૂપે કરી સંશયાદિ રહિત નિશ્ચય તે ચાર પ્રકારના છે. **સર્વતંત્ર, પ્રતિતંત્ર, અધિકરણ, અભ્યુપગમ.**

**સિદ્ધિ**-અણિમા, મહિમા લધિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ, ઇશત્વ -૮

**સીમન્તોન્નયન**-ચોથે છઠ્ઠે કે આઠમે **મા**સે ગંર્ભિણી તેમ જ ગર્ભની શુદ્ધિ તથા રક્ષા માટે કરવામાં આવતો સંસ્કાર. (જુઓ-સંસ્કાર)

**સુષુમ્ણા**-જમણી ડાબી બંને નાસિકામાથી પ્રાણનું વહેવું તે. (જુઓ-પ્રાણાયામ)

**સૂક્ષ્મદેહ**-લિંગ શરીર. (જુઓ-વેદાંત)

**સૂત્ર**-નાનું ટૂંકું પણ ગુરુ અર્થવાળુ વાક્ય; જે સ્મરણમાં રાખવાને ઉપયોગમાં આવેછે.

**સૂત્રગ્રંથ**-સૂત્રનો ગ્રંથ. શ્રૌતસૂત્ર અથવા કલ્પસૂત્ર-અને સ્માર્તસૂત્ર અથવા ગૃહ્યસૂત્ર. વાસ્તવિક રીતે સ્માર્ત સૂત્રોનાં જ બે વિભાગ છે. ૧. ગૃહ્યસૂત્ર. ૨. ધર્મસૂત્ર. જ્ઞાનને ઉદ્દેશીને ઉપનિષદોનાં પણ બ્રહ્મસૂત્ર અથવા ઉત્તરમીમાંસાસૂત્ર થયાં છે.

...-હિરણ્યગર્ભ. (જુઓ-વેદાંત)

**સૂનાદોષ**–ખાંડણિયો, ચૂલો, ઘંટી, સાવરણી અને પાણીવાસણ એ પાંચ સૂનાસ્થાને થતા પાંચ દોષ. पंचसूना गृहस्थस्य चुल्ली पेषण्युपस्कर। कण्डनी चोदकुंभश्च बध्यते यास्तु वाहयन्। मनु. (જુઓ–**મહાયજ્ઞ**)

**સૃષ્ટિદૃષ્ટિવાદ**–સિદ્ધ સૃષ્ટિ સત્ય છે ને સમજાતી નથી છતાં બાધકારક નથી, પણ માનસિક સૃષ્ટિ જે સમજાયછે તે મિથ્યા બાધકર્તા છે, એ વાદ. (જુઓ–**વેદાંત**)

**સ્કંધ**-(બુદ્ધ) રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર, વિજ્ઞાનઃ–૫

**સ્વરૂપાસિદ્ધ**–જ્યારે હેતુનું સ્વરૂપ જ ખોટું હોય ત્યારે થતો હેત્વાભાસ. (જુઓ–હેત્વાભાસ)

**સ્વાધ્યાય**–પ્રણવ ગાયત્રી મંત્ર ઇત્યાદિનો યથાર્થ રીતે જપ. (જુઓ–સમાધિ)

**સ્વાર્થાનુમિતિ**–આપણે અનુભવથી વ્યાપ્તિ ઘડતાં આવીએ તે. (જુઓ–અનુમિતિ)

**હઠયોગ**–સૂર્ય અને ચંદ્રનો યોગ–પ્રાણાયામનો વિસ્તાર. (જુઓ–યોગ)

**હેતુ**–જે હકીકત વચમાં રાખી સિદ્ધાંત થાય તે, સાધન. (જુઓ–અનુમિતિ)

**હેત્વાભાસ**-(ન્યાય) જેથી સાધવાની વાત સધાતી ન હોય એવો હેતુ તકરારમાં વાપરી લીધો હોય તે. (વૈશેષિક) હેતુથી કરીને સાધ્ય તથા પક્ષના સંબંધનો નિશ્ચય, વ્યાપ્તિ પરામર્શ અને તેથી થતી અનુમિતિ દ્વારા બનેછે. હેતુ શુભ હોય તો અનુમિતિ યથાર્થ થાય, અશુભ હોય તો અયથાર્થ થાય, જે અશુભ હેતુ હોય છતાં શુભ તરીકે વપરાઇ ગયો હોય તે **હેત્વાભાસ**; એટલે હેતુ જેવો જણાનાર પણ ખરો નહિ, એવા હેતુથી વ્યાપ્તિ પરામર્શ કે અનુમિતિ ત્રણમાંના એક અંગને બાધ આવેછે એવું બતાવવું તે. હેત્વાભાસ પાંચ પ્રકારના છે. **અનૈકાંતિક, વિરુદ્ધ, સત્પ્રતિપક્ષ, અસિદ્ધ, બાધિત. સવ્યભિચાર** તે **અનૈકાંતિક.** એ ત્રણ છે. **સાધારણ, અસાધારણ, અનુપસંહારી. અસિદ્ધ** ત્રણ પ્રકારના છે. **આશ્રયાસિદ્ધ, સ્વરૂપાસિદ્ધ, વ્યાપ્યત્વાસિદ્ધ.** (જુઓ–અનુમિતિ)

## વિહારીકૃત પુસ્તકો

ભગવદ્‌ગીતા પંચામૃત-પૃષ્ઠ ૬૨૫... ... ... ૧

ગીતાપુષ્પાંજલિ ... ... ... ... ૮

ભગવદ્‌ગીતા મૂળ તથા વૃત્તવિહારિ ભાષાંતર... ... ૦

૧૦ પ્રતનો... ... ... ૧

ભગવદ્‌ગીતા મૂળ ... ... ... ... ૦-

૨૦ પ્રતનો... ... ... ૧-

ભગવદ્‌ગીતા વૃત્તવિહારિ ભાષાંતર... ... ... ૦-

૨૦ પ્રતનો... ... ... ૧-

સંગીતગીતાપુષ્પાંજલિ .. ... ... ... ૦-



આત્મોન્નતિ ... ... ... ... ... ૦-

મેઘદૂત સમશ્લોકી ભાષાંતર માત્ર, ટપાલ સાથે ... ૦-

ભાગવતપુષ્પાંજલિ ... ... ... ... ૦-

પ્રેમલક્ષણાભક્તિ ... ... ... ... ૦-

વીરસૂ ટીકા સાથે ... ... ... ... ૦-

રાષ્ટ્રીય ગીતો... ... ... ... ... ૦-

અમને લખવાથી મળશે—

જયંતિલાલ મહેશ્વરલાલ

બી. એ. એલ એલ. બી. વ